

BHAKTA BALALAI VENIKAM.

*Ahmedabad*

*Kuntaline Press, Calcutta*



"જગજ્યોતિ"

તતસત પરમાત્મને નમઃ

સત્ય, શિયળ, જ્ઞાન, નિતિ અને ભક્તિભાવથી ભરપુર

# अमर चरित्र

## ભાગ ૧ લો.

રચિ પ્રસિદ્ધ કર્તા;


**ભક્ત બાપાલાલ વેણીરામ.**

અમદાવાદ.


અમર ચરિત્ર એ ગ્રંથમાં, અમર પુરૂષનાં કામ;
તન મન ધન અર્પિ કરો, અમર તમારૂં નામ.




સંવત ૧૯૬૯. સને ૧૯૧૨.

આવૃત્તિ ૫ મી. પ્રત ૧૦૦૦.

કિમ્મત રૂ. ૧-૮-૦





રચિ, છપાવી પ્રસિદ્ધ કરનાર—ભક્ત બાપાલાલ વેણીરામ.
ઠે. તાજપુર તાડનીશેરી—અમદાવાદ.

અમદાવાદ.
પિરમસારોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસના
મેનેજર, ત્રવાડી લલ્લુભાઇ ઇશ્વરભાઇએ છાપ્યું.

# પ્રસ્તાવના.

અસાર સંસારમાં આવી ફસાએલા અનંત મનુષ્યો, ઉઘાડી આંખને અજ્ઞાન રૂપી પાટા બાંધી, તથા માયાનો અસહ્ય બોજો વહન કરી દુઃખ રૂપ દિવાલોમાં ભટકાય છે. " આંધળો ભિંતે ભટકાય ત્યારે પાછો વળે " પણ વિષયાંધ મનુષ્યો તો અનેકવાર અથડાતાં છતાં પાછા પડતાજ નથી.

હમેશાં ઘરમાં કચરો આવી પડે છે એ સ્વાભાવિક છે, પણ તેને કાઢતાં ઘણો શ્રમ પડે છે. તેવીજ રીતે મનુષ્યનાં મન, જ્ઞાન, નિતિ, અને ભક્તિના સંગી નહિ થતાં, કેવળ દુઃખને આપનાર પંચ વિષયનાજ સંગી થાય છે. દુઃખરૂપ દરિયામાં ડુબાવનાર કામ, ક્રોધ મદ, મોહ, લોભ, અને ગર્વમાં ઘેલા થઈ અભિમાનના અંશે કરી આશારૂપી નદીના પ્રવાહમાં ખિંચાતા મનુષ્યને સ્વપ્ને પણ સુખ ન હોય !

સુખને ઇચ્છનાર મનુષ્યોને પ્રથમ *સતસંગની અવશ્ય જરૂર છે. સતસંગ સર્વ સંશયને દુર કરી ભ્રાન્તિને ભાગી, શાન્તિ આપનાર છે; ભવસાગરનો ફેરો મટાડનાર છે, જ્યોતિસ્વરૂપ ભગવાનની ઓળખાણ પાડનાર છે અને બુદ્ધિને નિર્મળ કરનાર છે.

પુર્વ પાપના યોગે સત્ય, પુજ્ય અને મહાન પુરૂષોના મેળા દુર્લભ હોય તો નિતિ, ભક્તિના પુસ્તકો વાંચી અગર સાંભળીને સતસંગથી મળતા લાભને ગ્રહણ કરવો.

સર્વોત્તમ કવિયો અને ગ્રંથકારોના હાથથી ઘણા ગ્રંથો રચાયા છે, લખાયા છે અને તે છપાયા છે; પણ એવા ગ્રંથો સમજવાને શાસ્ત્રોનું તેમજ ભાષાનુ સારૂ જ્ઞાન જોઇએ.

સહેલી, સરળ અને પ્રિય લાગે એવી ભાષામાં સર્વને સારો બોધ આપી શકાય છે. વળી આજ કાલ મનુષ્યો નાટકો અને બીજા અનેક તરેહના તમાશા જોઇ અતી પ્રસન્ન થાય છે; પણ હું ધારૂંછું કે, એવાજ રસમાં જ્ઞાન ભક્તિનો ઉપદેશ થાય તો મનુષ્યનું કલ્યાણ થાય ખરૂ ! દવા દુઃખને દુર કરનાર છે, શરીર તનદુરસ્ત રાખનાર છે, અને આયુષને બળવાન કરનાર છે પણ તેનો સ્વાદ પ્રિય નહિ હોવાથી બાળક ખાવાને ઇચ્છા બતાવતુ નથી; માટે બાળકને ગોળમાં અગર તેને પ્રિય વસ્તુમાં ઔષધી અપાય છે. પેટમાં ગયા પછી ઔષધી રમણ કરે છે અને દુઃખ વિદારણ કરે છે.

---

* સતસંગ=સત્ય વસ્તુનો સંગ.

સિદ્ધાંત કે કેવળ જ્ઞાન અને વૈરાગ્યની વાતો દરેક મનુષ્યને પ્રિયકર નથી; તેને માટે મહાત્માઓને પણ લૌકિક અને દંત કથાઓના દ્રષ્ટાંતો આપવાં પડે છે.

ઉપરની સઘળી બાબતોનો વિચાર કરી, મારી અલ્પમતિથી શ્રીમદ્ ભાગવત, ભગવત્ગિતા, ભક્તિવિજય, ભક્તમાળ, મારકંડેયપુરાણુ, મહાભારત, હરિવંશ અને બીજા નિતિ ભક્તિના ગ્રંથોના આધારથી, હરિજનોના આશિર વચનથી, આચાર્યોની અમિદ્રષ્ટિથી, મહાત્માના વચનથી અને ઇશ્વરની કૃપાથી, વિર, હાસ્ય, કરૂણા, શાન્ત, અદભૂત, અને રૂદ્ર રસથી ભરપુર આ **અમર ચરિત્ર** નામનો ગ્રંથ બહાર પાડ્યુંછું; જેમા સત્ય શિયળ, જ્ઞાન, નિતિ અને ભક્તિભાવથી ભરપુર સત્તર આખ્યાનનો સમાવેશ થયેલો છે, શિવાય બીજાં બોધક પદ, અને દ્રષ્ટાંતો પણુ નાંખ્યા છે.

ભક્ત શિરોમણી નરસિંહ મહેતાનાં ભગવાને એવાં કાર્ય કર્યાં છે કે જે અજ્ઞાન અને નાસ્તિક મનુષ્યોને માનવાને પણુ અસાધારણુ છે. આવા હળાહળ કળિયુગમાં સ્વદેહીએ વૈકુંઠ જઇ, પ્રભુ દર્શન કરી, નાત જાત અને કુળને દિપાવ્યું છે, એવા ભક્તના ચર્ણમાં મારા સાષ્ટાંગ દંડવત્પ્રણામ છે. અનુમાનથી પ્રમાણ બંધાય છે કે આગળ, એટલે નરસિંહ મહેતાના વખતમાં નાગરોનાં નામ હાલમાં જેવાં અવર ઉંચ કોમનાં નામ છે તેવાં હશે; પણુ હાલમાં એવાં એવાં નામ ધારણુ થાય છે કે જે અન્ય જ્ઞાતી વર્ણના અભણુ પુરૂષ અને સ્ત્રીઓને તો બોલતાં પણુ ન આવડે. મેં શામળના વરઘોડામાં મહામહેનતે શબ્દ કોશમાંથી શોધી થોડાં જુની અને થોડાં નવિન પદ્ધતિનાં નામ મુકયાં છે. જેમ જેમ અન્ય વર્ણોમાં એમનાં નામ ખિંચાતા જાય છે તેમ તેમ તેઓ નવાં શોધતાજ જાય છે.

આવા મહાન્ પુરૂષનાં ચરિત્રો ગાવાને ઇશ્વરે મને બુદ્ધિ આપી છે તેને માટે હું પ્રભુનો પાડ માનુંછું, અને અવતાર સફળ માનુંછું.

ધારેલી ધારણા પાર કરવાને આ ગ્રંથ સાધન રૂપ થાય એવી ઇશ્વરની કરૂણા હો.

મારા લખાણની સઘળી ભૂલ્યને માટે હું ક્ષમા માગુ છું.

દાસાનુંદાસ;

**ભક્ત બાપાલાલ વેણીરામ.**

# બિજી, ત્રિજી, ચોથી, અનેપાંચમી આવૃત્તિની

## પ્રસ્તાવના.

અમર ચરિત્રની પ્રથમાવૃતિ બહાર પાડતી વખત મારા મનમાં અનેક તર્ક વિતર્ક થયા કરતા હતા કે આ પુસ્તક સબંધી લોકો શું અભિપ્રાય આપશે ! પણ અતી આનંદની વાત છે કે ઘણા મનુષ્યો પુસ્તકના વખાણ કરતા આવેછે; અને વળી એમ પણ દર્શાવે છે કે અમર ચરિત્ર નામનું પુસ્તક દરેક મનુષ્યને પાસે રાખવા લાયક છે.

હું હિમ્મત ધારીને કહુંછું કે નિતિ અને ભક્તિભાવથી ભરપૂર અમર ચરિત્ર જરૂર મનુષ્યને દુઃખમાં પણ દિલાસો આપનાર છે.

આ બિજી આવૃતિમાં મેં થોડો સુધારો વધારો કર્યો છે; અને વળી કોઇ ભાગ કાઢી નાંખીને તેને બદલે તેનેતેજ મતલબની બીજા રૂપમાં બિના લખી છે. પ્રથમાવૃતિ કરતાં આ બીજી આવૃતિ ઘણી સારી અને સરળ છે.

" જગ જ્યોતિ " સ્વરૂપ ભગવાનની ભરપુર કરૂણાથી રચાએલુ અમર ચરિત્ર નામનું પુસ્તક મનુષ્યના મનોવિકાર બદલી ઇશ્વર પારાયણ કરે છે, જેની બિજી આવૃતિ જોત જોતામાં ખપી જવાથી, ત્રિજી આવૃતિ તાકિદે બહાર પાડવાની જરૂર પડી છે, જેથી થોડો વધારો, ઘટાડો અને સુધારો કરી આતુર જનોની આંખ આગળ હાજર કરી છે.

" શ્રી જગજ્યોતિ " ભગવાનની પુર્ણ કૃપાથી ત્રિજી આવૃતિ ખપી ગઇ છે. વારંવાર વધારો સુધારો ન કરવો પડે એવું પુરતુ ધ્યાન આપી ઘટિત વધારો સુધારો કરી, આતુર જનોની આગળ ચોથી આવૃત્તિ હાજર કરી છે; જે વાંચીને મનુષ્યો નિતિ પાળી, દુનિયામાં દિવારૂપ દેખાય અને સદ્કિર્તિ મેળવે.

" શ્રી જ્યોતિ " ભગવાનની અનહદ કરૂણાથી આ પાંચમી આવૃતિ બહાર પાડી છે.

લી૦ દાસાનુંદાસ;

**ભક્ત, બાપાલાલ વેણીરામ.**

**અમદાવાદ.**

# અનુક્રમણિકા.



## ઇશ્વર સ્તુતિ.

### રાગ. ભજન વિના કેત્તે ગએ જખમાર.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ.

સ્વર્ગ મૃત્યુ પાતાળ સકળમાં, વરતે તમારી આણ. દયાળુ. ૧

મણિ માણેક મોતી જગજ્યોતિ, આપ રત્નની ખાણ. દયાળુ. ૨

દુષ્ટ દલિત જે પાપી પૃગ, તેના વાળ્યા ઘાણ. દયાળુ. ૩

જ્ઞાની ધ્યાની હરીજન જાણે, પાપીને ન્હોય પિછાણ. દયાળુ. ૪

પાપ પૂન્ય જે વરતે જગમાં, થાય આપને જાણ. દયાળુ. ૫

આપ તણી નહિ ઓળખ જેને, તેને તાણા તાણ. દયાળુ. ૬

શંખ ચક્ર ગદા પદ્મની સાથે, શોભો સારંગપાણ. દયાળુ. ૭

ભ્રગુ લતાનું લાચ્છન ધાર્યું, હજીએ એ છે એંધાણ. દયાળુ. ૮

શસ્ત્રાર્જુનને શિક્ષા કરવા, ધાર્યો ધનુષ ને બાણ. દયાળુ. ૯

આપ હુકમને આધિન સરવે, શ્રૃષ્ટિ, વૃષ્ટિ ભાણ. દયાળુ. ૧૦

જરણ મરણને સુખ દુઃખ સર્વે, આપ કરો નિર્માણ. દયાળુ. ૧૧

ભજન તમારૂ ભૂધર અર્પો, પામુ ઉત્તમ લ્હાણ. દયાળુ. ૧૨

ભવસાગરને તરવા હરજી, આપ નામનું વ્હાણ. દયાળુ. ૧૩

અવતાર ધારી આપ ન જાણ્યા, અંતે તેને હાણ. દયાળુ. ૧૪

કોટી કાલાવાલા બાપુ કરે છે, નમ્ર વદે છે વાણ. દયાળુ. ૧૫

# અમર ચરિત્ર.



પવિત્ર ક્ષિપ્રા નદીના કિનારા ઉપર આવેલા **ઉજ્જન** નગરના રાજા **મધુરસિંહને** **અમર** નામનો પુત્ર હતો. બાલ્યાવસ્થાથીજ બુદ્ધિશાળી, કામ કરવે કુશળ, લઢવે બહાદૂર, અને સર્વ વિદ્યા સંપાદન કરેલી તથા તેનું સુંદર સ્વરૂપ હોવાથી ઘણા રાજાઓ તેનાં વખાણ સાંભળીને તથા કેટલાક પ્રત્યક્ષ રીતે તેને જોઇને લગ્નને માટે માગાં મોકલતા; પણ તે સ-ઘળું **મધુરસિંહની** મનોવૃત્તિયો આગળ નિષ્ફળ જતું. ઘણી રાજકુમારી-કાઓ તો અમરનાં વખાણ સાંભળીને, અંતરમાં બળતી અને માળવાની મહારાણી થવાને ઇચ્છા કરતી. વળી ઘણીખરી પોતાનાં રૂપ તથા ચાલાકી દર્શાવવાને યાત્રાનાં બાનાં કાઢી પાંચ પચીશ માણસ સાથે લઇ માળવામાં મુકામ કરતી, અને રાજ્ય માતા કલ્યાણબાની કને ત્રણ ત્રણ ચાર ચાર દિ-વસ રહેતી, તેમાની કોઇ કોઇને અમરનાં દર્શન થતાં; કારણ કે અમરને રહેવાનો મહેલ રાજ્ય મહેલથી અલગ હતો, અને એણે પોતાના મહેલમાં કામ કરવાને ચાકર, રસોઇ કરવાને રસોઇઆ, ચોકી કરવાને ચોકીદાર, મન આનંદ પમાડવાને મશ્કરા, કસરત કરવાને પહેલવાન, ખબર લાવવાને હલકા-રા, અને તેથી પણ અધિક જોઇતી સર્વ વસ્તુઓનો સંગ્રહ કરી રાખ્યો હતો; એટલે કોઈ કોઈ વાર પોતાના માતા-પિતાને મળવા આવતો. પ્રદેશથી આ-વેલી રાજ્ય કુમારીકાઓ અમરને જોવાજ ભાગ્યે પામે, તો તેની સાથે સ્નેહ જોડવાની તો શી આશા. આ **અમરનો** મહેલ ક્ષિપ્રા નદીના કિનારા ઉપર હતો, તે એવી રીતે કે નદીનો પ્રવાહ મહેલની પછીતે ઘસડાઇને જતો અને જ્યારે જ્યારે પુર આવતું ત્યારે જુજ પાણી મહેલના અંદરના ભાગનાં દર્શન કરતું. આરસનાં એકવીસ પગથીઆં ચઢયા બાદ પ્રથમના માળમાં પ્રવેશ થતો ત્યાં કારીગરોએ પોતાની અદ્દ્ભુત કારીગરી વાપરી હતી, સ-લાટ લોકોએ પોતાથી બની હશે તેટલી ચતુરાઇથી પત્થર કોતરીને તેમાં મહાન પૂર્વજોનાં ચિત્ર કોતરેલાં હતાં, ચિતારાઓએ સુંદર રંગથી ભરપુર ચિત્ર ચિત્રેલાં હતાં, જોનારાઓને ઘણીવાર ધારીને જોઇ રહેવાથી એમ લાગતું કે આ ચિત્ર આપણી સાથે વાત કરવા માગે છે કે કેમ, અજાણ્યો માણુસ આ મહેલ જોવા આવ્યો હોય તો તે પ્રથમનો માળ જોઇ બીજા માળમાં ક્યારે જશે તેની કલ્પના થઇ શક્તી નથી. પહેલાં કરતાં બીજે

અને ત્યારબાદ ત્રિજો ચોથો એમ અનુક્રમે સર્વ માળ એક એકથી ચઢિયાતા હતા. તેના મહેલનો ઘણોખરો ભાગ સોના રૂપાથી શોભી રહ્યો હતો, કોઇ કોઇ ઘટતી જગાએ તેણે હીરા માણેક પણ જડેલા હતા. કોચ, ખુરશીઓ, કબાટ, પલંગ, છત્રપલંગ, હિંચોળાખાટો સર્વ ઠેકાણે સુવર્ણનો ઉપયોગ કર્યો હતો, ઠેકાણે ઠેકાણે ફુવારામાં પાણી ઉડતાં હતાં, આવો ઇંદ્રસમાન વૈભવ અમર ભોગવતો હતો.

એક દિવસે સાંજના પાંચેક વાગ્યાને શુમારે અમરનો મિત્ર, રાજા મધુરસિંહના પ્રધાન **રાજસિંહનો** પુત્ર **કમર** મળવાને માટે આવ્યો; કમરનો અતડો સ્વભાવ જોઇ અમર ઠપકો દેવા લાગ્યો. કેમ મિત્ર! ઘણે દિવસે જેમ રાહુ ચંદ્રની ખબર લેછે તેમ તમે પણ કરવા માંડયું છે? કમર કહે મિત્ર એ શું બોલ્યા! મને રાહુની ઉપમા કયાં આપોછો; હું તો આપના આનંદથી ભરેલા મુખારવિંદનાં દર્શન કરવા આવું છું.

**અમર**—ઘણે દિવસે આવવાનું શું કારણ? એમ મિત્રાઇનો હક ઓછો **થતો** જાય છે.

**કમર**—મિત્રાઇ તો મળેજ વધે છે એમ ન સમજવું, એ તો સ્થિર છે, પણ તમારે તો મધપુડાની માંખની માફક મહેલ મુકીને બહાર નિસરવુંજ નહીં!

**અમર**—વગર કારણે બહાર નિકળવું, એ મને દુરસ્ત લાગતું નથી.

**કમર**—ઝાડી અને પહાડીમાં ફરી મનને આનંદ પમાડવું એમાં કારણ શું જોઇએ છીએ!

**અમર**—મુલાયમ* ગાદી તકીઆ મુકી કાંકરામાં આસન કરવું, રંગમહેલ મુકી કંટકમાં ફરવું, એ મને સારૂ લાગતું નથી તોપણ વખત આવ્યે વેઠી લઇએ.

એટલામાં એક ઘોડેસ્વાર ગજબ! ગજબ થઇ ગયો એમ બુમ પાડતો આવ્યો. તેજ વખતે અમરે ઝબકીને મહેલમાંથી નિચે ઉતરી તેને પુછ્યું, શો ગજબ!

**સ્વાર**—અન્નદાતા, આજે મહારાજા સાત સ્વારની સાથે વાઘનો શિકાર કરવા નિકળ્યા હતા; કેટલોક વખત શિકાર હાથ નહીં લાગવાથી પાછા વળતાં લગભગ અહીંઆંથી સાત ગાઉ ઉપર ઝાડીમાં જરા આરામ લેવાને ઘોડા ઉપરથી ઉતર્યા, એટલામાં મનુષ્યના મુખના અવાજ સાંભળીને પાસેની ઝાડીમાંથી કેશરી સિંહ નિકળ્યો. નજરે પડતાં મહારાજા ઘોડેસ્વાર થયા અને અમને કહ્યું કે ખબરદાર તમારામાંથી કોઈ બંદુકનો બહાર કરે નહીં. જો તમે બહાર કરો તો મારા બહારથી કે તમારા બહારથી એ

* સુંવાળું

કામ પાર થયું છે તેની શી ખાતરી, એમ કહી પોતે વાઘને ગોળી બ્હારથી મારવાનો નિશ્ચય કર્યો; એમનો પ્રથમ બ્હાર ખાલી ગયો અને બીજી ગોળી નાંખે છે એટલામાં પાછળથી બીજો નાનો વાઘ આવ્યો, તે દેખાવમાં નાનો હતો પણ સામર્થ્યમાં શૂરો હતો, આ નવા આવેલા વાઘની આકૃતિ જોઈ અમારા સર્વેના *અમ્મર વહૂટી ગયા, તોપણ હિમ્મત પકડી, હથિયારને આગળ કરવા રાજાની રજા માગી. મહારાજાએ મુખમાંથી ઉચ્ચાર કર્યો કે આજે હથિયારનો ઉપયોગ કરો તો તમને ઇષ્ટદેવના સમ છે. આ સમયે બન્ને વાઘ ઘોડાની આગળ પાછળ બેઉ બાજુએ હતા, બંદૂકનો બીજો બ્હાર ખાલી ન ગયો તેમ તેનો ધાર્યો ઉપયોગ પણ ન થયો, બંદૂકમાંથી નિકળેલી ગોળી જેમ વજ્ર ઉપર ફુલનો પ્રહાર કરે તેમ, વાઘના કપાળમાં વાગી પાછી પડી, તેજ વખતે વાઘે વિકાળ સ્વરૂપ ધારણ કર્યું; પોતાનો બચાવ કરવાને હવે કાંઇ સાધન નહોતું, તે વખતે ઘોડાએ તડપ મારી અને રાજાને ઝાડની ડાળીને બાથ મારી પોતાનો પ્રાણ બચાવ્યો. પોતે ઝાડ ઉપર ચઢી ગયા અને તેમના ઘોડાને તથા છ ઘોડેસ્વારને બન્ને વાઘે ચિરી નાંખ્યા. હવે રાજાનું વહેર લેવાને ઇરાદે વાઘ ઝાડ નિચે ઘુરકી રહ્યા છે; હું દાસ આપને ખબર કરવા દોડતો શ્વાસ ભર્યો આવ્યો છું. આવાં વચન સાંભળી **અમર**ને રોમ રોમ શૂર વ્યાપ્યું, તેણે હુકમ કર્યો કે ઘોડા તૈયાર કરો! પોતે હથિયાર બાંધી, ઘોડેસ્વાર થઇ પોતાના મિત્ર **કમરસિંહને** સાથે લઈ સ્વારને આગળ કરી ભયંકર જગાએ આવી પહોંચ્યા. શિકારની જગાના લગભગ થતાં સંધ્યા સમય થયો, બરાબર અંધકાર થયો નહોતો, માણસની ઓળખાણ પડી શકે એટલો ઉજેશ હતો, તે વખતે બન્ને વીરો વાઘની બેઉ બાજુએ આવી ખડા થયા. અમરને ઓળખી મહારાજા **મધુરસિંહે** કહ્યું કે ભાઇઓ જરા ચાલાકી તથા હિમ્મત રાખજો તમારા બેઉની વચમાં વાઘ નથી પણ બેઉના કાળ મને ભાસે છે; આવા વકરેલા વાઘના શિકાર કરવા એ તમારૂં બાળકનું ગજું નહીં. આ શબ્દોનો ઉત્તર આપવા જતાં બન્ને કેશરી કમર ઉપર દુટી પડ્યા. **કમરની** બંદૂકના બ્હારે એકને અવની ઉપર સદાને માટે સુવાર્યો. એકી વખતે એક ગોળી બેના પ્રાણ હરણ કરી શકતી નથી એમ જાણી અમર ઘોડા ઉપરથી ઉતર્યો; અને બીજા વાઘનું પૂછડું જમણા હાથમાં જબર ઝાલી માથા ઉપર ફેરવી પત્થર સાથે પછાડ્યો, તે વખતે વાઘે દયાનો પોકાર કર્યો; પોકાર થતાં અડધા ગાઉ ઉપર બીજા વાઘોની ગર્જનાઓ સંભળાય, એટલે કમર અમરની

* હોસ ઉડી ગયા.

રાજા માગી શિકારને માટે તેજ પળે દોડ્યો અહીં ભાઈ અમરે એવા ત્રણ સપાટા મારી મરણ તોલ કર્યો. આ બધો બનાવ જોઈ રાજા આશ્ચર્ય પામ્યો. પોતાના પુત્રનું પ્રૌઢ* પરાક્રમ જોઈ તેને હર્ષના પાર રહ્યા નહિ; નિચે ઉતરી, બનેલા બનાવથી પુત્રને પ્રવિણ+ કર્યો. અમરે પિતાને પોતાની સાથે આવેલા સ્વાર સાથે ઘેર વિદાય કરી, સ્વાર થઈ કમર જે રસ્તે ગયો છે તેજ રસ્તે અમને હાંક્યા, એક મિત્રના નિકળવામાં અડધા કલાકનો આંતરો હતો, પણ પડાવમાં પાંચ ગાઉનો આંતરો હતો. કમરે ત્રણ ત્રણ ચાર ચાર ગાઉ ફરતો બન્યો પણ એક વાઘ તેના સપાટામાં આવ્યો નહીં, આખરે અકળાઈને એક પહાડની ટેકરી ઉપર મુકામ કર્યો, કારણ કે તેને શહેરની ભરી વસ્તી કરતાં જંગલમાં રહેવું વધારે પસંદ પડતું. અમર કમરને ખોળવા ઝાડેઝાડ ફરી વળ્યો, પણ તેનો કોઈ પ્રકારથી પત્તો લાગ્યો નહીં. તેની બંદુકનો એક પણ અવાજ તેના કાને સંભળાયો નહીં; કે જે તેને ધારેલે મુકામે દોરી જાય. સુભાગ્યે રાત્રિ અજવાળી હતી, મધ્યનો ચંદ્રમા માથા ઉપર આવ્યો હતો, પૃથ્વિ દેવીએ સફેત કાળા ફુલ ઝાડ વાળી ભાતની સાડી પહેરી હતી, સફેત ઘોડાપર સ્વાર થએલો ઉમદા પોશાકથી ઓપી રહેલો અમર ગંગાના પુત્ર જેવી શોભા આપી રહ્યો હતો. ચાલતાં ચમક્યો. અહાહા આ શું! ક્ષિપ્રાનો કિનારો..વાહ ક્ષિપ્રા માતા! મને એક રાત્રિ પણ દર્શન દેવાને ચુક્યાં નથી, મારા મહેલની પછીતેથી બાળકને બોલાવવા આણી તરફ વળ્યાં હશો. લાવ્ય જરા આરામ લઉં એમ વિચારી પાછલી બે ઘડી રાત્રિ બાકી રહી છે તે વખતે અમર સુતો. નિદ્રામાં તેને સ્વપ્ન થયું. "રાજકુમાર દુઃખના દરીઆમાં ડુબાગો છે. રાજકુમારી રઝળતી થઈ છે." આ વિચારમાં તેની આંખ ઉઘડી ગઈ. તેજ વખતે તેને પૃથ્વિના પાળક શ્રી સૂર્યદેવનાં દર્શન થયાં. પોતે બરાબર જાગૃત થઈ મળ ત્યાગ કરી સ્નાન કરી થોડીવાર સ્તુતી કરી સ્વપ્નની વાત પર વિચારે ચઢયો. અરે હું શું! રાજકુમારી કોણ! મેં શું દીઠું, હજી મારા પિતા મારા લગ્ન સંબંધી કાંઇ વિચાર કરતા છેજ નહિ. મને પરણાવવા માટે એમના મનમાં શા વિચાર હશે તે કેમ જાણી શકાય? હે ક્ષિપ્રા માતા, સૂર્ય પિતા, આપ પ્રતક્ષ જગતને સુખ કરતા છો તો મને સુખ શાન્તિ આપશો. મારા પિતાની વૃત્તિયો ફેરવશો અને મારા લગ્ન સંબંધી વાત હૈયામાં ઉતારશો. તેજ વખતે દુર દેશાવરથી ચાલી આવેલો હોય એવા આવેશમાં એક બારોટને તેણે દીઠો. બારોટ સ્નાન કરી વસ્ત્ર પહેરી અમરની પાસે આવ્યો અને રાજસી ઢાળમાં

---

* ભારે, અતિશય. + જાણીતો.

દેખી વિચારમાં ગુમ થયો. જો કે અમરને તેણે પ્રથમ જોયો હતો, સેંજસાજ ઓળખતો હતો; તોપણ એના મનમાં ઉંડા વિચારો ઉત્પન્ન થયા કે આ અમર હશે કે નહીં હોય; અને હોયતો અત્યારે અહીં ક્યાંથી; એનો સ્વભાવ ઘર મુકી બહાર નિકળવાનો નથી માટે આતો તેનો મિત્ર કમર હશે.

**બારોટ**—રામ રામ, બાપા, **કમરસિંહજી.**

**અમર**—રામ રામ-ભાઈ **કમર** નહીં, પણ **અમરના.**

બારોટને ઘણોજ હર્ષ થયો અને તેજ વખતે પોતાના બચકામાંથી બે કાગળ કાઢી રાજનના હાથમાં આપ્યા. આપતાં કહ્યું કે કાગળનું માન્ય રાખ્યા વગર આપનો છુટકો નથી પૃથ્વિનાથ. કાગળ વાંચી અમરને ઘણોજ આનંદ થયો. જે વિચારના ઉભરા અમરના મનને આવતા હતા, તેને શાન્ત કરવાને આ બે કાગળ બસ હતા. બારોટ શાબાશ! તમે પણ ઘણું સારૂં કામ કર્યું. આજે સવારના પહોરમાં ઉત્તમ વખતે તમે મને મળ્યા છો. હવે જો હું તમને મારા મહેલ તરફ લઇ જાઉં તો એક દિવસનો વિલંબ થાય માટે મહારૂં કહેવું એમ છે કે તમે તાબડતોબ અહીંથી પાછા ફરો. હાલ મારા મનગમતું તમને આપવાને મારી પાસે કાંઇ નથી ખેર આપણો ફરી મેળાપ થવાનો તો છેજ, તે વખતે થઇ પડશે, હાલ આ વિદાયગીરીમાં જુજ રકમ આપુંછું તે લ્યો; એમ કહી પોતાના હાથનું પચાસ હજાર રૂપિયાનું નવધરૂં કાઢીને આપ્યું. આનંદથી હરખાતો બારોટ બંગાળા તરફ ચાલ્યો.

હવે આ કાગળોમાં શો મતલબ સમાયો હતો તેનો વિચાર કરીએ. બહાર તથા બંગાળા પ્રાન્તનો રાજા **સુમનચંદ્ર મુર્શિદાબાદ** રાજ્યધાની રાખી રાજ્ય ચલાવતો હતો. રાણી **પ્રકાશલક્ષ્મીને** પુત્ર પુત્રાદિક નહીં હોવાથી તેનો જીવ હમેશાં દિલગીરીમાં રહેતો, રાજા રાણી બન્ને સરખા આનંદનાં ભોગી હતાં. એક બીજાને અરસપરસ સ્નેહ ઘાટો હતો, ઈશ્વરનો બનાવ અકળિત છે, જે વસ્તુની પ્રાપ્તિ જે પળે થવાની તે પળે થાય છે અને મનુષ્યના વિચારો ફોગટ જાય છે. રાણીને ચઢતો દિવસ દેખાયો અને રાજા સુમનચંદ્ર હરખાયો; તેણે તેજ શુભ દિવસે, એટલે રક્ષાબંધનને દિવસે સવા લાખ રૂપિયા પુન્ય માર્ગમાં ખરચ્યા; તથા અનેક નાચરંગ કરાવી તમાશગિરોને ખુશી કર્યા. આ વખતે પ્રધાને રાજાને પ્રશ્ન કર્યો કે; આમ વગર કારણે પૈસા ઉડાવવાનું શું કારણ છે? રાજાએ જવાબમાં ફરમાવ્યું કે, રાણીને શુભ દિવસ, તેના કરતાં બીજું કયું કારણ વિશેષ છે?

**પ્રધાન**—મહારાજા, ચઢતો દિવસ થયો એટલે પુત્રજ થશે તેની શી ખાતરી? આભ તથા ગાભની ગતી કોણ કળી શકે છે.

**રાજા**—પુત્ર યા પુત્રિ ગમે તે થાય, મારે બન્ને તરફથી સરખું છે. જો પુત્ર થશે તો મારા રાજ્યાસનનો ભાગી થશે અને પુત્રી થશે તો મારો જમાઇ અગર ભાણેજ રાજ્ય કરશે; પણ ધારણા પ્રમાણે રાજ્યના ભાગ પડવા અથવા શત્રુને હાથ જવું તેમ નહીં બને માટે મને જે સંતોષ મળ્યો છે તેના બદલામાં મેં પુન્યમાં પૈસા ખરચ્યા.

**પ્રધાન**—રાજન માફ કરજો મેં આપને પ્રશ્ન ગેરવાજબી કર્યો છે.

**રાજા**—બસ તમે તમારી સમજણ પ્રમાણે પ્રશ્ન કર્યો મેં મારી બુદ્ધિ પ્રમાણે ઉત્તર કર્યો ચાંય ખરો હોય કે ખોટો હોય પણ મારા મનને સારૂં લાગ્યું તે મેં કર્યું છે.

**પ્રધાન**—આપ અધિકારી છો, સુજ્ઞ છો, દાસનો બોલ વિસારે નાંખશો એવી આશા છે.

રાજા પ્રધાનની વાતચિત્તના સંબંધમાં જોશીમહારાજ પધાર્યા, જોશી મહારાજ એકલું જોતીષ નહીં પણ તેની સાથે બાજાં શાસ્ત્ર પુરાણોમાં પ્રવિણ હતા, તેથી તે પંડિત કહેવાતા. બલકે કેટલાક દેશમાં બ્રાહ્મણ માત્રને પંડિત કહે છે, ચાંય તે ભણેલો હોય કે અભણ હોય; તેવા આ કાળીદાસ પંડિત નહોતા આ કાળીદાસ પંડિત તો રાજા ભોજના વખતમાં જે મહાન કાળીદાસ પંડિત થઇ ગયા તેવા હતા. મહારાજના પધારવાનું બરાબર સન્માન કરી રાજાએ કાંઇ કથા ભાગ સાંભળવાની ઇચ્છા જણાવી. ત્યારે પંડિતે રાજાના કહેવા પ્રમાણે મહાભારથના ઇતિહાસનો આરંભ કર્યો, ધર્મનું સત્ય, સ્વધર્મપણું, ક્ષમા, તથા ગંભિરતા; ભિમનું પરાક્રમ તથા અગાધ ડહાપણ. અર્જુનનું શૌર્ય તથા સમયસુચકતા, સહદેવનું વિદ્યાબળ તથા શાન્તપણું, નિકુળની વરણાગી અને વિવેક, પાંચાળીનું પતિવ્રત્તપણું તથા સહનશિળતા, દુર્યોધનનું દુષ્ટપણું તથા અભિમાન, શકુનીનો પ્રપંચ તથા સ્વાર્થ, ભિમનું મોટપણું તથા ઇશ્વિર ભક્તિ, વિદુરની નિતી તથા ભક્તિ, કરણની વિશાળ બુદ્ધિ તથા તેના પુન્યનો પ્રતાપ, શ્રીકૃષ્ણનાં કપટ તથા ભક્તવત્સલતા; એ સઘળાનો આબેહુબ ચિતાર કાળીદાસ પંડિતે રાજા સુમનચંદ્રના હૃદયમાં ઉતારવા માંડયો. આ કથાનો પ્રસંગ હમેશાં શરૂ રહ્યો, આવી નવરસ ભરપુર તથા પતિતપાવની કથા સાંભળવાને રાજા દિવસે દિવસે વધારે આતુરતા દેખાડવા લાગ્યો. કથાના પ્રસંગમાં એક અનુચરે આવી રાજાને પ્રણામ કર્યા.

**રાજા**—ક્યાંથી આવવું થયું છે તે કહો ?

**અનુચર**—( કાગળ પ્રધાનના હાથમાં આપીને ) હું સિલોનના રાજા સુંદિરપ્રતાપની પાસેથી આવું છું, અને તેમનાં દિકરી પ્રકાશ લક્ષ્મિયે...

**રાજા**—હાં! શું કહેવા માગે છે તે જલદી કહે.

**અનુચર**—દી.............

**રાજા**--કહે કે દિકરીને જન્મ આપ્યો છે, કેમ એજ કે બીજું?

**અનુચર**—હાજી એજ; મારી જીભ કહેતાં વાર કરતી હતી.

**રાજા**—એમાં અચકવાનું કાંઇ કારણ નથી મને આનંદ થયો છે. વાંચો પ્રધાનજી એ કાગળમાં શું લખ્યું છે?

**અનુચર**—પ્રથ્વિનાથ, એ કાગળ આપને ખાનગીમાં વાંચવાનો છે.

**રાજા**—બહુ સારૂ, પ્રધાનજી, આવેલા અનુચરને યોગ્ય બંદોબસ્ત કરી સુખ શાન્તિમાં રાખો, હું જાઉં છું.

**સિલોન** કે જેને **લંકા** કહે છે ત્યાં રાજા **સુંદિરપ્રતાપ** રાજ્ય કરતો હતો; તેની એકની એક પુત્રી ઘણીજ સ્વરૂપવાળી હતી, તેણીનું નામ **પ્રકાશલક્ષ્મી** હતું, સ્વરૂપમાં બીજી સ્ત્રીને બરાબરી કરવા ન દે તેવી હતી, તેને હમેશાં દરીઆમાં ફરવાનો બહુ શોખ હતો. તેણે પોતાના માટે અમુક હોડીઓ કરાવી મુકી હતી, તેમાં બેશીને તે હમેશાં સમુદ્રની સાથે રમત કરતી; કોઇ કોઇ વાર ખલાશી હંકારવા સાથે બેસતા અને કોઇ વાર એકલી પણ ચાલી જતી. એક વખતે પ્રકાશલક્ષ્મિ પિતાના મહેલની અગાશીમાં સુતી હતી, દરીઓ ગર્જના કરી રહ્યો હતો, આકાશમાં ચંદ્રનો પ્રકાશ ખિલી રહ્યો હતો, તારા તથા નક્ષત્ર તેજનો પ્રકાશ સુંદરી ઉપર નાંખતા હતા. મધ્ય રાત્રિનો સમય થયો હતો અને રાજાના મહેલના દરવાજા ઉપર ચોઘડીઆં વાગવાં ક્યારનાંએ શરૂ થયાં હતાં. તે ચોઘડીઆને છેલ્લે ટંકોરે, પ્રકાશલક્ષ્મિ જાગી ઉઠી, તેણીની આંખમાંથી ઉંઘ ઉડી ગઇ, અને વિચાર કરવા લાગી કે અહો! રાત્રી કેવી સુંદીર છે, આ વખતે દરીઆમાં મુસાફરી કરનારને કેટલો આનંદ થતો હશે. લાવ જરા હોડી ચલાવી જોઉં એમ પોતાના મન સાથે વાત કરી નિચે ઉતરી સમુદ્રના કિનારા ઉપર જઇ હોડીમાં બેઠી અને જાતે હલ્લેસાં મારવા લાગી. જે વખતે **પ્રકાશ** હોડીમાં બેઠી તે વખતે દરીઓ પુર તોફાનમાં હતો. અડધા માઇલ સુધી હોડી જાતે ફેરવી, ત્યાર પછી પાછી વળતી છોળે, હોડીને મધ્ય સમુદ્રમાં જઇને મુકી દીધી. દરીઆમાં મોટી થએલી **પ્રકાશ** ડરવા લાગી, અને હવે શું થશે તેના ભયમાં ડુબી ગઇ. એ પ્રમાણે બે કલાક સ્થિતિ રહી, સમુદ્ર જરા શાન્ત પડયો અને નિશાકરે* રજા લઇ પોતાની જગા દિનકરને+ આપી. પ્રકાશ સવાર થતાં આસપાસ જોવા લાગી પણ એક દિશામાં તેણીએ પૃથ્વિનો ભાગ

---

* ચંદ્ર. + સૂર્ય.

દીઠો નહીં. ત્યારે નિરાશ થઈ મોતના ખોળામાં માથુ મુકી હૃદય ફાટતે રામા રડવા લાગી, અને અપાર પસ્તાવા લાગી. મેં કેવી મુરખામી કરી કે રાત્રિની વખતે મહેલમાંથી નિકળી ! મારા માતા પિતા મારી ખોળ્ય કયાં કરશે. અરેરે મારી માતા તો મને પરણાવવાના વિચારમાં પંદર દિવસથી ગુમ થઈ છે, તેને બિચારીને મારા વિયોગની પીડા કોણ મટાડશે; આવા વિચારમાં ગરક થએલી પ્રકાશે થોડે દૂર પૃથ્વિનો ભાગ દીઠો અને તેણીને જરા હિમ્મત આવી. હાથમાં હલેસુ લઇ પોતાનું બળ અજમાવવા લાગી; અને થોડી વારે તે સમુદ્રને કિનારે ઉતરી. જ્યારે પ્રકાશે કિનારા ઉપર પગ દીધો ત્યારે ત્યાં એક પુરૂષ આતુર દ્રષ્ટિથી તથા આશ્ચર્યકારક ચહેરાથી જોઇ રહ્યો હતો, અને તે એટલા બધા ઉંડા વિચારમાં પડ્યો હતો કે તેનું અનુમાન પ્રકાશ કરી શકી નહીં, તોપણુ હિમ્મત રાખી પૂછ્યું કે તમે કોણુ છો ? અને શું જોઇને અજાયબી પામ્યા છો ? પુરૂષ સ્તબ્ધ થઇ ગયો અને ઉત્તર આપી શક્યો નહીં. પ્રકાશ વિચાર કરે છે કે હવે મારે આ બેટની માહીતી કોને પૂછીને મેળવવી. અહીંઆં કોઈ માણુસ જોવામાં આવતું નથી. જે પુરૂષને હું જોઉંછું તેની તરફથી મને સંતોષકારક ઉત્તર મળે એમ ભાસતુ નથી. કાંતો એને બોલતાં આવડતુ ન હોય અને કાંતો સાંભળતો ન હોય, અરેરે ! આવા સ્વરૂપના પ્રમાણુમાં ભગવાને કેવી ખામી મુકી છે !

**સુમનચંદ્ર**—હા ખામી ખરી ! પણ તમે ધારો છો તેવી નહીં.

**પ્રકાશ**—ગેરવ્યાજબી ભાષણુ થયું હોય તો માફ કરજો.

**સુમનચંદ્ર**—મારા મનથી ગેરવ્યાજબી નથી, પણુ હવે જેને તમે વ્યાજબી સમજતાં હો તેવું ભાષણુ ચલાવો !

**પ્રકાશ**—હું ઉતરી એ કયો મુલક છે, અને આપ કોણુ છો ?

**સુમન**—**શ્રી જગદીશ્વરની** કૃપાથી, આજે તમે જગન્નાથપુરીના ઝાંપામાં પેઠાં, અને સુખના ખોળામાં આવી બેઠાં.

**પ્રકાશ**—અરેરે, અવિચારી મનુષ્યોને સુખની પ્રાપ્તિ કયાંથી થાય ! કયાં મા-બાપ, કયાં મુલક; મેં કેવી મૂર્ખાઇ કરી.

**સુમન**—જે કર્યુ છે તે ઠીકજ કર્યુ છે, અને આજના સૂર્યોદયની સાથે તમારો સુખનો દિવસ શરૂ થયો છે.

**પ્રકાશ**—અરે મને દિલાસો આપનાર તમે કોણુ છો તે તો કહો ?

**સુમન**—તમારા નવા થનાર સગા.

**પ્રકાશ**—એકલી જાણી હેરાન કરવા માગો છો, પણુ જોઇ આ કાળની પુત્રિ કટાર !

**સુમન**—કટાર એ કાળની નાની પુત્રિ, અને મોટી પુત્રિ *સમશેર, તેનાં દર્શન મારી કમ્મર તરફ કરો

**પ્રકાશ**—શું તમે મને તરવારથી મારશો ?

**સુમન**—મારવા નહીં પણ દેખાડતા રાખી છે. હવે આ ભાષણ ટુંકુ કરી મને કહો કે તમે સમુદ્રમાં એકલાં ક્યાંથી, તમે પરમાત્માની પત્નિ લક્ષ્મિ તો નથી, કે પિયરમાં પિતાને મળવા આવ્યાં હો !

**પ્રકાશ**—હું સિલોનના રાજા સુંદીરપ્રતાપની પુત્રિછું; મને દરિયામાં ફરવાનો શોખ બહુ છે. તેનું આ પરિણામ; મધ્ય રાત્રિયે મહેલમાંથી ઉતરી હોડીમાં બેઠીછું

**સુમન**—હવે તમે કોઇ પ્રકારની ફિકર ચિંતા કરશો નહિ, મારા ઉતારાપર ચાલો, શ્રી જગદીશ્વરનાં દર્શન કરો, ત્યારબાદ આપણે દેશ જઇ તમારા પિતાને ×પેગામની સાથે પત્ર મોકલીશું.

**પ્રકાશ**—લાચાર છું એ શિવાય બીજો ઉપાય નથી. ચાલો તમારી સાથે આવુંછું, પણ મને આપની જરા ઓળખાણ......

**સુમન**—હું બંગાળા પ્રાન્તનો રાજાછું. મારી રાજ્યધાનીનું મુખ્ય શહેર મુર્શિદાબાદ છે, મહારૂ નામ સુમનચંદ્ર છે, અને ખામી તમારી તરફથી પુરી પડશે એવી આશા છે આવાં વચન સાંભળી **પ્રકાશ** પ્રસન્ન થઇ **સુમનચંદ્રની** સાથે ચાલી. જ્યારે બંને સાથે વાતો કરતાં મુકામપર આવ્યાં, ત્યારે જમવાની સર્વ સાહિત્ય રસોઇયાએ તૈયાર કરી રાખી હતી. રાજાના જમ્યા પછી પ્રકાશલક્ષ્મિયે રૂચીપૂર્વક ભોજન કરી લીધું. બિજે દિવસે **શ્રી જગદીશ્વરનાં** દર્શન કરી પ્રકાશ સુમનની સાથે ચાલી. થોડા દિવસની મુસાફરીમાં પ્રકાશ સુમનના સ્વભાવથી વાકેફગાર થઇ, તથા તેના રાજ્યવૈભવ જોઇ તેની સાથે પરણવાની ઇચ્છા તેણીએ જણાવી. રાજા **સુમનચંદ્રે** મહેલમાં આવી પોતાની માતાને જણાવ્યું કે આ સાથે આવનાર કન્યા સિલોનના રાજા સુંદિરપ્રતાપની પુત્રિ છે અને તે દરીઆઇ મુસાફરીમાં તણાઇ આવી જગન્નાથપુરીમાં મને પ્રાપ્ત થઇ છે; જ્યાંસુધી તેનો પિતા આવી તેને અહીંથી લઇ ન જાય; ત્યાંસુધી તમારા સહવાસમાં તેની ઇચ્છા પ્રમાણે વર્તવા તમને સોંપુછું, અને હાલ જ એના પિતાને પત્ર લખુછું.

પ્રકાશના ગુમ થવાથી પિતા ઉદાશ થઇ ગયો હતો અને માતા રાત દિવસ રૂદનાલાપ કરતી હતી, તેની ખબર કાઢવાને માણસો દેશ પ્રદેશ દોડ્યા હતા. પુત્રિને મહેલમાંથી કોણ ઉપાડી ગયું હશે, તેની કલ્પના રાજાથી

* તરવાર. × એલચી

થઈ શકી નહીં. શોકમાં ગરકાવ થએલા રાજાને દુઃખની વખતે દિલાસારૂપ કાગળ મળ્યો. કાગળ વાંચી રાજા પ્રસન્ન થયો હર્ષની વધામણી રાણી તરફ મોકલી. રાજા રાણી બન્ને પ્રધાનજીને રાજ્યનો કારભાર સોંપી મુર્શિદાબાદ તરફ રવાના થયાં. અહીં દિવસે દિવસે પ્રકાશને સુમન ઉપર પ્રેમ ઉત્પન્ન થતો ગયો, અને આખરે તેણીએ મન સાથે નિશ્ચય કર્યો કે પરણવું ત્યારે તો સુમનચંદ્રનેજ. સુમને સુંદીરપ્રતાપને આવતો જાણી સામે જઇ, સારો આદરસત્કાર કર્યો, અને પોતાના મુકામે લાવી સર્વ હકીકતથી વાકેફ કર્યો. પ્રકાશ તેણીની માને જઇ મળી, અને માએ હૃદયની સાથે દબાવી કહ્યું બેટા ત્હારા ગુમ થવાથી મારો જીવ ઉડી ગયો હતો, મેં દેશેદેશ તારી ખોળ કરવા અનુચરો મોકલી દીધા હતા, પણ કોઇ ઠેકાણે તારો પત્તો મળ્યો નહીં, આખર નિરાશ થયાં તેવામાં સુમચંદ્રનો લખેલો કાગળ આવ્યો. સુમનચંદ્ર નામ સાંભળી પ્રકાશનું મોં મલકાયું, અને શરમનો દેખાવ મુખ ઉપર આવી ખડો થયો. તેણીના મોંના ચહેરા ઉપરથી માતા સમજી કે દિકરીને સુમનની સાથે વરવાની સંપૂર્ણ પ્રિતિ હોય એમ લાગે છે, લાવ્ય જરા પૂછીને ખાતરી કરૂં. એમ ધારી **કંચને** પુત્રિને જણાવ્યું કે બેટા તારા લગ્નની તૈયારી જઇને તુરત કરવાની છે, હવે થોડા દિવસમાં તે થશે. પ્રકાશ ઉદાશ થઇ ગઇ અને માતાને મુખમાંથી કાંઈ કહી શકી નહીં. રાણીએ રાજાને આ બનાવથી વાકેફ કર્યો, ત્યારે સુંદીરપ્રતાપે દીકરી પ્રકાશને બોલાવીને પૂછ્યું, બેટા તારાં લગ્ન સુમનની સાથે કરીએ તો કેમ? પ્રકાશે દાંતમાં છેડો ઘાલી કહ્યું; જેવી પિતાજીની મરજી; મને શું પુછોછો! દિકરીને સુમનચંદ્રની સાથે પરણાવવી એવો નિશ્ચય કર્યો પ્રધાનજીને પત્ર લખી સર્વ સામગ્રી મંગાવી જોઇતી સાહિત્ય તૈયાર કરાવી લગ્નનો સમારંભ કર્યો. સુમન તથા પ્રકાશનાં લગ્ન થવાથી સર્વનાં મન આનંદીત્ થયાં, લગ્ન થયા પછી પ્રકાશને સિલોન બિલકુલ ઝેરરૂપ થઇ પડયું. પતિના સહવાસમાં આનંદ માની પતિવ્રત ધર્મની સાથે પોતાના દિવસ ગુજારવા લાગી. પાંચેક વર્ષ વિત્યાબાદ રાણીને શુભ દિવસ ચડતો થયો, ત્યારે રાજાએ, પુન્યદાન વિગેરે જોઇતો ખર્ચ કર્યા બાદ તેણીને સિલોન વિદાય કરી, ત્યાં બાઈ પ્રકાશે પુત્રિને જન્મ આપ્યો. તેના સમાચાર રાજા સુંદીરપ્રતાપે સુમનચંદ્રના દરબારમાં મોકલ્યા. આવેલા અનુચરની સાથે પિતાથી છુપો પત્ર પ્રકાશે મોકલ્યો હતો, તેમાં પોતે દીકરીને જન્મ આપ્યો છે તેથી પતિની પ્રિતિ ઓછી ન થાય અને ઇશ્વરના બનાવની પાસે મનુષ્યનું ડહાપણ કામ કરી શકતું નથી એવો ભાવાર્થ સમાએલો હતો. બિજે દિવસે કચેરી ભરાઇ

કે તુરત કાળીદાસ પંડિત મહાભારતનું પુસ્તક લઇ પધાર્યા. રાજાએ પૂજન કરી પધરાવ્યા અને દિકરીના જન્માક્ષર કરવાને કહ્યું. પંડિતે ગણિત કરી કુંડળી કાઢી અને કહ્યું. રાજા; તારી પુત્રિનાં લગ્ન કોઇ પ્રતાપી રાજ્યકુમારની સાથે થશે, તારી સ્વરૂપવાન પુત્રિ સુખસાગરમાં તરશે, પણ પરણ્યા પછી અને સ્વામિનું સુખ ભોગવ્યા પહેલાં તેના ભાગ્યમાં અથાગ દુઃખ છે. એ સાંભળી રાજા ખેદ પામ્યો, દિવસે દિવસે પુત્રિ મોટી ઉમ્મરની થતી ગઇ તેણીનું નામ સહનતારા પાડયું. કોઇ તેણીને સહન કહીને બોલાવતું અને કોઇ તારા કહી બોલાવતું. એ **સહનતારાને** લઇ પ્રકાશ પોતાને સાસરે આવી. જ્યારે પુત્રિ સાત વરસની થઈ ત્યારે તેણીની બોલવાની ચાલાકી તથા ચાલવાની છટા જોઇ રાણી ઘણું હર્ષ પામી અને પોતાના પ્રિય પતિને કહેવા લાગી કે આ બાળાને માટે સ્વામિ સ્વરૂપવાન તથા ગુણવાન ખોળી કાઢજો. તેના જવાબમાં સુમને કહ્યું મારો વિચાર સ્વયંવર કરવાનો છે પણ પતિનું સુખ ભોગવ્યા પહેલાં પુત્રિને અથાગ દુઃખ પડવું છે; એવું આપણા કાળીદાસ પંડિત કહેતા હતા. રાણી પ્રકાશ ઓચિંતી ચમકી અને બોલી કે આટલા દિવસથી તમે મને જાહેર ન કર્યું તેનું શું કારણ છે ? કાંઇ ફિકર નહીં; આજે જ્યારે તમે કચેરીમાં જાઓ ત્યારે કોઇ સોનીને બોલાવી સાતશેર સોનું મંગાવી તેની સાત ઇંટો પડાવી લાવજો. રાણીના કહેવા પ્રમાણે રાજાએ સોનાની સાત ઇંટો કરી મંગાવી તેને બિજે દિવસે સવારમાં રાણીએ રથ જોડાવરાવ્યો અને રાજા, રાણી તથા પુત્રિ સહન ત્રણે અઘોર જંગલ તરફ રવાના થયાં. જેમ જેમ આગળ વધતાં ગયાં તેમ તેમ અતી ભયંકર જગા આવતી ગઇ. રાજા ગભરાયો અને પૂછ્યું, આમ જવાનું શું કારણ છે? રાજાનાં વચન નિકળ્યાં કે તુરત રથને અટકાવ્યો. રથમાંથી ઉતરી થોડે દૂર જઈ રાજાને પોતાની સામા બેસારી રાણી પચીસ હાથને અંતરે બેઠી અને સઘળી ઇંટો પોતાની પાસે રાખી, તેમાંની એક, દિકરી સહનને તેણીના પિતા પાસે લઈ જવા કહ્યું. એક મૂકીને આવ્યા પછી બીજી, ત્યારબાદ ત્રીજી; એમ અનુક્રમે સાતે ઇંટો મોકલ્યા પછી પાછી મંગાવી. વળી ફરી મોકલી એમ ત્રણ ચાર વખત થયું. સહન થાકી ગઇ અને રોવા લાગી, ત્યારે રાજાએ કહ્યું આ ક્રિયાનો ભાવાર્થ મારા સમજવામાં આવતો નથી. રાણીએ જવાબ દીધો, સ્વામિનાથ પંડિતના કહેવા પ્રમાણે દિકરીને જે દુઃખ પડવાનું તે હવે મટયું. કારણ કે દુઃખ પડી ચુકયું, મા-બાપની સમક્ષજ દિકરીને જંગલમાં માથે ઇંટો લેવી પડી તેથી અધિક દુઃખ શું પડવાનું હતું ? રાજાએ મનની સાથે વિચાર્યું; ભલે રાણીનો

વહેમ ટળ્યો; પણ થવાકાળ કોઇ મિથ્યા કરનાર નથી. પુત્રિ સહન મહા વિલક્ષણ બુદ્ધિવાળી હતી. જેમ જેમ તે યુવાવસ્થા તરફ જવા લાગી તેમ તેમ તેના સદ્દગુણો થોડે થોડે બહાર દશ્યમાન થવા લાગ્યા, તેણીની ઉમ્મર તેર વરસની થઇ ત્યારે તેના પિતાએ તેને અલાયદો મહેલ રહેવા માટે આપ્યો, તથા સર્વ સાહિત્યનો બંદોબસ્ત કર્યો. આનંદમાં દિવસ ગુજારે છે, તરેહ તરેહની રમતો રમે છે, દાસીજનો સાથે વિનોદની વાતો કરે છે, દર્મિયાન તેના હૃદયમાં સંસારની રચના ઉભી થઈ. "પતિ પત્નિનો સંબંધ" એ વિષયપર તેણીનું ધ્યાન ખેંચાયું, અને વિચાર કરતી બારીએ ઉભી છે તે વખતે ગંભિરસિંગજી બારોટ દરબારમાંથી ઘેર જતા હતા. બારોટને જોઇ બાળાએ દાસીને ઉપર તેડી લાવવાનો હુકમ કર્યો. દાસી નિચે જઇ બારોટને બોલાવી લાવી, તે પણ બાળાએ માનપૂર્વક બોલાવ્યા. "આવો ગંભીરસિંગજી બારોટ, તમે તો કોઇ દિવસ મહેલમાં પગલાંજ નથી કરતા ?

**ગંભિરસિંગજી**—બહેન હાલમાં પરદેશ ગએલો હતો તેથી આવી શકતો નહતો પણ હવે આવતો રહીશ.

**સહન**—બારોટજી કયાં કયાં મુસાફરી કરી આવ્યા; અને કયાં કયાં શહેરો જોયાં !

**ગંભિરસિંગજી**- આ બધાં કાંઇ યાદ રહે છે ! પણ જેટલાં જોયાં છે તેમાંનાં મોટાં મોટાં કહી બતાવું

**સહન** -ભલે બોલો હું સાંભળું છું.

[ બારોટ ] મબંધની ઢબ.

**સુણો શહેર ફર્યો હું જે જે; વાણુંએ વિસ્તારૂ તે તે.**

સંચરીઓ હું સિલોન મધ્યે: સિરોહી શિકારપુર સામંતવાડી, સુરત સક્કર, સોલાપુર સુહાગામ સતારા, સાવનુર સચિન સાપલા, કોટા કાંદા, કુર્ગ કિરોલી, કીશનગઢ કંદહાર કાસ્મિર, કારવાડ કુન્તા કોલાપુર, કાસોલ કરાંચી, કપડવંજથી ચાલ્યો કાશી. અટક કટક રામેશ્વર, દટ્ઠા.

ખેડાને ખંભાત ખેરપુર, ખિલાત ગિઝની, ગાઝીપુર, ગોંડલ ગ્વાલિયર, ગણદ્રોળ ગોધરા, ચંદા ચુડા, ચોક ચોકસી, ચિકલી, છત્રિસગઢ જંજીરા, જસદણ જુનાગઢ જંબુસર, જમખિંડી જલગામ જલાલપોર, જાલંધર જેકબાબાદ, અલાહાબાદ, ઔરંગાબાદ, અહેમદાબાદ, ફૈઝાબાદ, દોલતાબાદ, હૈદરાબાદ, સિકંદરાબાદ, મુરાદાબાદ ને મિરચ મિયાણી, મોર મોરબી, મહુવા મૈસુર; મુંબાઇ મદ્રાસ, મલબાર મુલતાન માળીઆ, માણસા મિરજાપુર પાલણપુર, પાબર પુના; પેંદ પ્રતાપગઢ; પાલીટાણા સર્વ ...

મથુરાં વંદ્રાવન વાગરા, દિલ્લી શહેરથી ગયો આગરા, અજમેર અલવરને અમરેલી, અંકલેશ્વર આમોદ અયોધ્યા, આરકાટ અમૃતસર અંબાલા, અકલકોટને ઔદ અમરાપુર; ભાભર ભુજ ભુતાન ભરતપુર, જવાર જસલમેર, જોધપુર જેપુર રાજકોટ રેવા રાંધનપુર, રત્નાગીરીને રૂડુ રાયપુર; નારૂકોટને નભા નાગપુર; ફતેહગઢને ફલિન ફિરોજપુર; ઇડર ઇંદોર અને ઉદેપુર, ધુળીઆ ધ્રાંગદ્રાને ધ્રોળપુર, ધારવાડને ધ્રોળ ધરમપુર, બની બનાણા બેશ બુરાનપુર, ટોંક ત્રાવણકોરને તેરવાડા, બુદેલખંડ બટવાને બરડા, લાહોર લકનૌ લુણાવાડા; લખતર લાઠી બુંદીકોટા, બેલગામ બગસરા બિકાનેર, દેવદર ડુંગરપુર ને ડીસા, દમણગંગા ડાઠા ડેડણ, અલિબાગ અમનગર ઉમરકોટ ઝીંડ, ઝાલાવાડ અંજાર ફરીદકોટ, કલકત્તા કારવાડ વડોદરા, વાંસવાડાને વરાડ વલસાડ, વઢવાણ નાંદોદ અને અમલસાડ, નેપાળ, ભોપાળ નાશક ત્રંબક, ભાવનગર છે જોવા જેવું, નવાનગર તે મુખ શું કહેવું, ભરૂચ ભાળતાં મન મકલાયો, બાપુ ઉજ્જન આંખે દેખી બહુ હરખાયો.

હજી ઘણાં જોયેલાં રહે છે, પણ જીભ આટલાં કહે છે.

કેમ બેની સ્તબ્ધ થઇ ગયાં ? શા વિચારમાં પડયાં છો ?

**સહુન**—બારોટજી; નામ ગંભિર પણ વાચાળપણું બહુ.

**ગંભિર**—બા, વાચાળપણું ન હોય તો ભાટનાં છોકરાં ભુખે મરે.

**સહુન**—શાહબાશ વીરા; વાત પુછું તેનો યોગ્ય ઉત્તર મળવો જોઇએ.

**ગંભિર**—પૂછો બા! તમારા પ્રશ્નનો હું મારી બુદ્ધિ પ્રમાણે ઉત્તર આપીશ.

**સહુન**—પ્રશ્ન એ કે !

## ગિતી.

બળીઓ બુદ્ધિશાળી, ચતુર શિરોમણ રૂડુ હોય રૂપ;
લગ્ન કરૂં તે સાથે, બારોટ બોલો કોણ દેશ ભૂપ !

**ગંભિર**—બેન પ્રશ્ન તો કર્યો પણ ઉત્તર આપતાં મહારૂ મન ખચકાય છે.

**સહુન**—મનને રોકવાનું કારણ ?

**ગંભિર**—કારણ એ કે બારોટના બોલ ઉપરથી કોઇ રાજ પુત્રમાં મન લોભાય; માત પિતાની મના થાય, તોપણ હઠ લેવાય, ત્યારે રાજા ક્રોધે ભરાય, અને બારોટનું માથું જાય.

**સહુનતારા**—એમ કદી ન થાય, પણ મને જાણ પાડો તો હું મહારૂ ગમે તે યુક્તિયે પાર પાડીશ.

**ગંભિર**—કહુંછું પણ બારોટનું નામ રાજા પાસે ન જાય, કહેતાં વિચાર આવે છે પણ કહુંછું કે મેં જે જે દેશ જોયા તેમાંના ઘણાખરા

રાજ્ય કુમારો, સ્વરૂપવાન તથા ગુણવાન છે પણ એકજ જગતમાં એકજ !

**સહન**--એકજ શું ?

**ગંભિર**--સૂર્ય એકજ, ચદ્ર એકજ; તેમ **અમર** પણ એકજ.

**સહન**--સૂર્ય ચંદ્ર સમાન ઉપમાને લાયક અમર કોણ છે ?

**ગંભિર**--માળવ દેશના મહારાજા મધુરસિંહનો પુત્ર **અમર**, હાલ સોળ વરસની ઉમ્મરનો છે. કાન્તિમાં કામ, શાન્તિમાં સ્યામ, તથા શૂરાતનમાં **રામ** જેવો છે. એની તેની સાથે જો તમારાં લગ્ન થાય તો તમે જગતમાં પુરણ ભાગ્યશાળી કહેવાઓ.

**સહન**--બારોટજી ત્યારે તેમનાં તો લગ્ન થયાંજ હશે ?

**ગંભિર**—કન્યાની ખામીથી ઉજ્જયનીના અધિપતિ હજુસુધી કુંવારા છે.

**તારા**--બારોટ, એવા મોટા રાજ્યને કન્યાની શી ખોટ ?

**ગંભિર**—કન્યાઓ તો કરોડો મળે, પણ ભાઇ કોઇને પસંદ કરતા નથી, હજારો કન્યાઓ એની આશા રાખી નિરાશ થઇ છે. હવે મને રજા છે ?

ગંભિરના ગયા પછી સહન શોકાતુર થઇ ઉંડા વિચારમાં પડી તેના હૃદયમાં અમરની સાથે શી રીતે લગ્ન કરવું તે વિચારો ગુંથાવા લાગ્યા જે દિવસે બાળા અને બારોટ વચ્ચે આવી વાત થઇ તેજ દિવસે, સુમનચંદ્રના દરબારમાં સ્વયંવરની વાત થઇ તેણે પોતાના પ્રધાન વર્ગને સલાહ પુછી, કાળીદાસ પંડિત પાસે શુભ મુહૂર્ત જોવરાવી પ્રથમ પોતાના સંબંધીઓને બોલાવવાને પત્ર લખ્યા, ત્યારબાદ કચેરી બરખાસ્ત કરી ઘેર આવી રાણી પ્રકાશલક્ષ્મિને જણાવ્યું કે તમારી સહનતારાને સ્વયંવર કરી પરણાવવાનો નિશ્ચય થઇ ચૂક્યો છે. બિજે દિવસે રાજાના ગયા પછી પ્રકાશ પુત્રિને શુભ સમાચારની ખબર કરવા આવી. માતાને આવતી જોઇ સહને ઉભી થઇ આદર સત્કાર કર્યો, પણ પ્રથમની માફક તેનો હસતો ચ્હેરો દેખાયો નહીં. પ્રકાશ કહે દિકરી તારી ઉદાસીનું કારણ હું સંપૂર્ણ રીતે સમજી ગઇ છું; પણ બેન એમ ન કરવું. જ્યાંસુધી તને પરણાવી સાસરે વળાવી નથી ત્યાં સુધી તારી સઘળી ફિકર અમારે કરવાની છે. કાલે તારા બાપુએ સ્વયંવર કરવાનો નિશ્ચય કર્યો છે. હાલ આપણા સગાંવહાલાને પત્ર લખી તેડાવ્યા છે, વળી તારા મામા વિગેરે આવવાના છે, તેમના આવ્યા પછી મંડપ રચાશે, દેશેદેશના રાજાઓને કંકોત્રિયો લખાશે, રચેલા રાજ્યમંડપમાં સર્વે રાજાઓ બેસશે, તેમાંના દરેકની ઓળખાણ *પુરોહિત પાડશે, તેના

* ગોર.

ગુણુ લક્ષણુનાં તથા રાજ્ય વૈભવનાં વખાણુ કરશે, તે ઉપરથી પસંદ કરી તારે ઇચ્છાવર વરવો.

**સહુન**—માતાજી સ્વયંવર કરો યા ન કરો તે સૌ સરખું છે, જેને વરવો છે, તેને સ્વયંવર શું કરવો છે.

**પ્રકાશ**—પુત્રિ તારા બોલવામાં કાંઈ ભેદ માલમ પડે છે.

**સહુન**—ભેદ છે ત્યાં સુધી ખેદ થશે માટે ભેદ બાગુંછું કે, મારી દેહીનો સ્વામિ મેં કયારનોએ પસંદ કર્યો છે.

**પ્રકાશ**—અરે, આ શું બોલે છે? કોને પસંદ કર્યો છે તે મને જલદી જણાવ; અવિચારી બાળકી બોલવું બંધ કર।

**સહુન**—શાન્તિ પકડો માતાજી, મેં તો જેને મનથી માન્યો છે તેનેજ કાયા અર્પણુ કરી છે.

**પ્રકાશ**—બેન તું મને ખાનગી વાત કર હું તારા પિતાને નહિ જણાવું, લાયક વર હશે તો હું તારા કાર્યમાં મદદ કરીશ, નાલાયક હશે તો તારાં લાગ્યાં તારે ભોગવવાં પડશે.

**[સહુન]　　　　સાખી, મરાઠી.**

માળવ રાજા મધુરસિંહજી, ઉજ્જનનો અધિકારી;
અમર નામે કુંવર તેહનો, મનોહર મૂર્તિ ન્યારી;
મેં ઉરધારી, તન મન નાંખુ ઑવારી.　　મેં૦

**પ્રકાશ**—પુત્રિ તારા મનના વિચારો ઇશ્વર પુરા પાડે એવી મારી આશિશ છે, પણુ અમરનાં વખાણુ તેં કોને મોઢે સાંભળ્યાં?

**સહુન**—માતુશ્રી. મેં આપણા ગંભિર બારોટથી પુરી માહિતી મેળવી છે. રાજકુમાર સોળ કળા સંપૂર્ણુ છે.

**પ્રકાશ**—બેન તારાં લગ્ન ઉજ્જનના રાજકુમાર વેરે થાય તો હું ઘણી ખુશીછું. ગંભિર બારોટે તારી આગળ વખાણુ કર્યાં તો તે અમરને બરાબર ઓળખતો હશે, માટે તેને બોલાવવા મોકલી તું પત્ર અમર ઉપર લખ કે તે સ્વયંવરમાં જરૂર આવે અને હું પણુ લખુંછું, બન્ને કાગળ બારોટ સાથે મોકલીએ, તારા પિતા સ્વયંવરનું નોતરૂ તેના બાપના દરબારમાં મોકલશે જરૂર, પણુ કદાચ અમર ન આવે તો તારો બોલ વ્યર્થ જાય માટે આ કામ કરવાની ઘણી જરૂર છે, એમ કહી પ્રકાશ ચાલી ગઇ. સહુને બારોટને બોલાવવા મોકલ્યું અને પોતે પત્ર લખવા બેઠી.

"ઉજ્જન અધિપતી મહારાજ શ્રી મધુરાસંહજીના પુત્ર અમરસિંહજીની સેવામાં તત્પર રહેનારી દાસી અરજ કરે છે કે, મારા પિતા હાલ

સ્વયંવર કરે છે તેનું નોતરૂ આપના પિતાની કચેરીમાં આવશે, પણ આપ દાસી ઉપર દયા લાવી જરૂર પધારશો. હું આપને વરી ચુકીશું, માત્ર મનથી સ્વયંવર નિમિત્ત માત્ર છે. મહારૂં તન મન ધન સર્વ આપને અર્પણ કર્યું છે. જો આપ નહિ આવો તો સ્વયંવરમાં દાંતે જીભ લઇ પ્રાણ ત્યાગ કરીશ તેથી આપને સ્ત્રિ હત્યાનું પાપ લાગશે, માટે જરૂર પધારજો, અને મોતના બારામાંથી બાળાને બચાવજો.

લી. સદાની દાસી.

**સહનતારા—સુમનચંદ્રની પુત્રિ.**

## અલૌકિક અમર.

નમ્રતા પૂર્વક વચન ઉચ્ચારૂંછું તે સિકારી સ્વયંવરમાં પધારી, મને આભારી કરશો, મારી પુત્રિ આપ સિવાય બીજાને વરમાળા પહેરાવવાની નથી. મારી મરજી પણ તેમજ જોવાની છે. માટે પધારી પાણી ગ્રહણ કરશો.

**લી૦ પ્રકાશલક્ષ્મિ. સુમનની રાણી.**

ક્ષિપ્રાના કિનારા ઉપર સવારના પહોરમાં બારોટે અમરને બે કાગળ આપ્યા તેજ આ હતા. બારોટને વિદાય કરી અમર ઘર તરફ વળ્યો. મહેલમાં આવી સ્નાનધ્યાનાદીકથી પરવારી, જરા આરામ કરી સાંજનો પિતાને મળવા માટે ગયો. મધુરસિંહ કલ્યાણુને કહેતો હતો કે આજે બંગાળાના રાજા સુમનચંદ્ર પોતાની પુત્રિનો સ્વયંવર કરે છે તેનો પત્ર પેગામ લઇ આવ્યો હતો તેમાં મને અને તમારા પુત્ર અમરને તેડાવ્યા છે

**કલ્યાણબા**—સ્વામિનાથ, આપને જવાની મરજી હોય તો જાઓ પણ આવા બારીક વખતમાં, અને ગર્મીના દિવસોમાં મારા પુત્રને દૂર દેશ નહીં મોકલું.

**મધુર**—મારી પણ એજ મરજી છે કે અમરને ન મોકલવો, અને મારે તો જવાની ઇચ્છાજ નથી.

અમરને આવતો જોઇ રાજા હરખાયો ર્યો ! બાપ આવ્યો તો ખરો. કલ્યાણબાએ પુત્રને હૈયા સાથે ચાંપ્યો. પુત્ર ખુશી છો ? ઘણું જીવો અમે હમણાંજ તારી વાતો કરતાં હતાં.

**અમર**—માતાજી; એમાં નવાઇ શી મા-બાપને દિકરા સમાન બીજું વહાલું શું છે કે તેની વાત કરે, પણ શા સંબંધમાં મને યાદ કર્યો હતો તે બાળકને કહેશો ?

**મધુર**—બાપ બંગાળાના રાજા સુમનચંદ્ર પોતાની પુત્રિનો સ્વયંવર

કરે છે તેનું આમંત્રણ આપણા દરબારમાં આવ્યું છે. મારે તો હવે પરણવાની ઇચ્છાજ નથી; અને એટલે બધે છેટે તને મોકલવો એ અમારો જીવ કબુલ કરતો નથી

**અમર**—પિતાજી, દુર દેશાવર જવાની મારી પણ મરજી નથી માટે આપે જે વિચાર કર્યો છે તે ઘણોજ ઉત્તમ છે, પણ મારા મનની ઇચ્છા સ્વયંવર જોવાની છે, જો આપ રજા આપો તો હું તૈયાર થઇ જાઉં.

**મધુર**—હજી ઘણા સ્વયંવર નજીકમાં થશે, તે જોજે, પણ હાલ ત્યાં ન જવું.

**અમર**—થશે એ ભવિષ્યકાળ છે; તેનો ભરોંસો શો ! બાળકને રજા મળવી જોઇએ.

**મધુર**—પુત્ર જાઓ ! ચાળીસ ઘોડેસ્વાર સાથે રાખો; મધ્યાન વખતે મુકામ નાંખજો અને ઠંડે પહોરે ચાલજો.

**કલ્યાણ** - કન્યા વરી વહેલા વળજો.

અમરે, માતા-પિતાની પ્રદક્ષણા કરી પગે લાગી તૈયારી કરી. પોતે ઘોડીએ સ્વાર થયો અને ચાળીસ ઘોડેસ્વાર પોતાના અંગરક્ષક સાથે લીધા. મિત્ર કમરની ખબર કઢાવી તો તે હજી સુધી ઘેર આવ્યોજ નહોતો, તેની વાટ નહિ જોતાં મુર્શિદાબાદનો મારગ ટુંકો કરવા માંડયો.

સુમનચંદ્રે મંડપની અદ્દભુત રચના કરવા માંડી. એક યોજન ફરતો આરસનો કિલ્લો બાંધ્યો, અંદરના ભાગમાં ચારે તરફ ફરતાં ત્રાંબા પીતળના સ્થંભ રોપી તેના ઉપર નગર વાસીઓને જોવા બેસવાને ગોઠવણ કરી. ત્યાર પછીના મધ્ય ભાગમાં, દરેક રાજાઓનાં નામ લખી લખીને સોના રૂપાનાં આસનો ગોઠવ્યાં; તેમાં જેટલો જેનો વૈભવ તેટલો તોલ તેના આસન ઉપરથી ચતુર માણસ કરી શકે. આસોપાલવ અને કદળી વૃક્ષથી મંડપને શણગાર્યો હતો; હીરા માણેક રત્ન ઠેકાણે ઠેકાણે રાખ્યાં હતાં, મંડપ રચનાનો કારભાર રાજા સુમનચંદ્રના સાળા અધિકારસિંહના હાથમાં હતો. પાંચ દિવસ બાકી રહેતાં દેશે દેશના રાજાઓ વારાફરતી આવવા મંડયા, તંબુઓ તણાયા, પડાવ પડયા, અને રાજાના સિપાઇઓ ચોકી કરવાને ઘોડે ચઢયા. સહને ત્રણ દિવસ પહેલાં અન્ન ત્યાગ કર્યું અને મન સાથે સંકલ્પ કર્યો કે અમરનું આવવું કાને સંભળાય ત્યાર પછી અન્ન લેવું તેને માટે ગામની બાગોળે પોતાના માણસો ઉભા રાખ્યા કે માળવ દેશના મહારાજા મધુરસિંહજીના પુત્ર અમર પધારે કે તરત વધામણી કરે. ઉભા રાખેલા માણસો જે રાજા આવે તેને નામ ઠામ પુછે; સહનને ત્રણ દિવસના ઉપવાસ થયા. જે દિવસે સ્વયંવર ભરાવાનો હતો, તેની આગલી રાત્રિયે સહને અ-

તિશય સોચના કરવા માંડી, હે પ્રભુ ! હજી સુધી અમર કેમ નહિ આવ્યા હોય, અરે ! રે ! અભાગી કાયા અમરને આલિંગન નહિ દેતાં અગ્નિનો સંસ્કાર પામશે કે કેમ ! ચાળીસ ઘોડેસ્વાર સાથે અમર મુર્શિદાબાદના મેદાનમાં દાખલ થયો. તેને સિપાઇએ પૂછ્યું; આપ કયા દેશના રાજા છો ?

**અમર**--હું પંડે રાજા નથી પણ રાજકુમાર છું

**સિપાઇ**--મહેરબાની કર, આપકા બાપકા નામ સુનાઇએ.

**અમર**--માળવાના રાજા મધુરસિંહનો પુત્ર હું અમર. સાંભળતાંજ સિપાઇ દોડયો, દોડતાં પડયો. અમરે કહ્યું, ભાઇ હું વાઘ નથી કે તને ખાઇ જઇશ.

**સિપાઇ**—મહારાજ મેરી બાઇકું ખબર મિલેગી જબ વો ધાન ખાયગી; ઉસકે લીએ મેં દોડતાહું. એમ કહી જઇ મધ્ય રાત્રિની વખતે નિચેની ડેલી ઉપરની દાસીને ખબર આપી. બાઇકું બોલો મહારાજા અમરસિંહજી આયે હેં. દાસીએ બાઇને ખબર આપી. સહનની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં અને ખબર લાવનાર સિપાઇને સો રૂપિયા તથા દાસીને દશ રૂપિયા તેજ વખતે આપી જમી પરવારી આરામ લેવાને જરા વાર સુઇ રહી, પણ વહાણું વહાતાં ઝાઝી વાર ન થઇ. સુર્યોદય થયો કે તરત **ઉલ્લાસતારા** સહનને શણુગાર સજાવવા માટે આવી.

સવાર થતાં સુમનચંદ્રે દુંદી ફેરવી, સૌ રાજાઓને અગિયાર વાગે સ્વયંવરમાં આવવા જણાવ્યું, દુંદીવાળાને દેખી રાજાઓ હરખાયા, નવિન નવિન પોશાકો કાઢી પોતપોતાના પ્રધાન વર્ગને બતાવવા લાગ્યા કે કયો પોશાક પહેરવાથી હું સારો દખાઇશ ? કોઇ ક્ષોર કરાવતા *વાળંદ ઉપર તડતડીઆં ખાવા લાગ્યા, તેલ ફુલેલ અત્તર માથામાં સિંચવા લાગ્યા, સ્નાનવિધિથી પરવારી પોતપોતાના રથ તૈયાર કરી શુકન જોઇ રથમાં ચઢી બેઠા, અને મંડપ તરફ રવાના થયા. મંડપને દ્વારે છડીદારો આદરના પોકાર કરી રહ્યા છે, છત્રિવાજાં વાગી રહ્યાં છે. ઢોલ, દદામા, તુરાઇ, શરણાઇ, પાવા વિગેરેનો નાદ થઇ રહ્યો છે. સુમનચંદ્રના ઘોડેસ્વારો ખુલ્લી તલવારે સેનાધિપતીની આજ્ઞા પ્રમાણે સૌનો સત્કાર કરે છે. સૌ રાજાઓ વારાફરતી આવી આસન ઉપર ગોઠવાઇ ગયા, કે તુરત અનુચરે સહનને આવી કહ્યું; બા; મંડપમાં પધારો બધા રાજાઓ આવી ચુકયા છે. સહન સોળે શણુગાર સજી, મહેલમાંથી ઉતરી, તેની જમણી બાજુએ ફોઇની દિકરી **ઉલ્લાસતારા,** અને ડાબી બાજુએ ફૂલનો હાર, કંકુની કંકાવટી તથા રૂપાની ઝારી સહિત +કનકનો થાળ લઇ દાસી ચાલતી હતી. યમુના અને

* ઘાંયજા. + સોનું.

બ્રહ્મપુત્રાની વચમાં જેમ ગંગાનો પ્રવાહ શોભી રહ્યો છે, એટલી શોભા સહનની દિપી રહી હતી. એક તરફથી તે મહેલમાંથી ઉતરી અને બીજી તરફથી અમર ઘોડેસ્વાર થઇ સ્વયંવરમાં જાય છે. બન્નેની નજર એકત્ર થતાં એક એકના મનમાં ઇશ્વિર સાક્ષી પુરવા લાગ્યો. સહને વિચાર્યું કે બારોટના બોલથી અંતરમાં દસેલા અમર આજ હશે. વાહ! ઇશ્વર તારી કૃતિ! શું સુંદર સ્વરૂપ! ઘોડે બેસવાની કેવી લટક! કેવી અમિદ્રષ્ટિ! આજ વખતે દાસીની પાસેથી વરમાળા લઇ, પહેરાવી પ્રિતમને લઇ પાછી વળું! પણ શું કરૂં પિતાજીએ રચેલા મંડપને માન્ય આપવું ઘટે. જેવા વિચારો સહનના મનમાં ઉભરાતા હતા તેવાજ અમર પણ કરતો હતો. અમર સહન તથા ઉલાસ બન્નેને સાથે જોઈ ભુલવણીમાં પડયો, આ બન્ને બાળાઓમાં સહનતારા કઇ હશે, જો ડાબી બાજુએ સહન હોય, તો જમણી બાજુએ ચાલનારની ગતી પણ ગહન છે, ચાલો મંડપમાં જે હશે તે જણાશે, હજી " ભેંસ બાગોળે ને ઘેર ઝયડકા " એ બુદ્ધિશાળીને ન ઘટે.

અમરના આસને બેઠા પછી સહન મંડપમાં દાખલ થઇ. સર્વ રાજાઓ કન્યાને જોઇ ચકિત થઇ ગયા તથા તેને વરવાની ઇચ્છા કરવા લાગ્યા. રાજ્યગોર સહનની આગળ ચાલી તેણીને અનુક્રમે દરેક રાજાનાં નામ, ગામ, વૈભવ, પરાક્રમ, તથા ગુણ લક્ષણથી વાકેફ કરવા લાગ્યો. ગોરની પાછળ સહન તથા ઉલ્લાસ, તેની પાછળ દાસી તથા અંધકારસિંહ, પછી સુમનચંદ્ર તથા પ્રધાન, ત્યારબાદ પ્રકાશલક્ષ્મિ દાસીઓને લઈ ચાલતી હતી. ગોરના બોલવામાં પણ અમર અધિક ઠર્યો. તેજ વખતે વિલંબ નહીં કરતાં તેણીએ વરમાળા આરોપી દીધી. સભામાં જેજેકાર થઇ રહ્યો. કેટલાક રાજાઓ ઉઠીને ચાલતા થયા. બાકીના લગ્ન પ્રસંગમાં આનંદથી રહ્યા. રાજા સુમનચંદ્રે સહનનું અમરની સાથે વિધી પુર્વક લગ્ન કર્યું; પણ અમરે જેને સહન ધારી હતી તે તો ઉલ્લાસ નીકળી.

ત્રિજે દિવસે રથ, ઘોડા, હાથી પાયદળ સાથે પુત્રિને રાજા સુમનચંદ્રે વળાવી. રાજા, રાણી, અંધકારસિંહ તથા ઉલ્લાસ વિગેરે વળાવવાને માટે ગયાં. છુટા પડતી વખતે પ્રકાશ પુત્રિને શિખામણનાં બે વચન કહે છે.

[પ્રકાશ]　　　પુનમચાંદનીનો રાગ.

શાણી શિખ સરવ આ હેતે ઉરમાં ધારીને રે,
પ્રભુ નામ દઇને ડગલું દેવું " એક; "
વર વશિકરણનો મંત્ર સદા ઉચ્ચારતો રે　　　ટેક.

નિદ્રા તજવી નયનથી, સૂર્યોદયની પહેલ;
સ્નાન ધ્યાન કરવું સદા, મુકી મનનો મેલ;
પછી પતિ સેવામાં, પ્રવિણ થવું એ બાળકી રે;
પ્રભુ પુજન કરવું. ધરવું નહીં મન ફેલ. વર ૧
જમવું જમાડી સર્વેને, સાંપડતાં સંતોષ;
વડિલ વર્ગના હુકમની, હરદમ ધરવી હોંશ;
આનાકાની વિણ, મોટા કહે તે માનવું રે;
કદી દુઃખ પડે તો, કોને ન દેવો દોષ. વર. ૨
સસરા સાસુ જાણવાં, જેવાં પિતા માત;
આફત આવે કંથને, સહેવું સઘળું જાત;
વળી દિયર જેઠના, દુઃખના થાવું ભાગીઆં રે;
કદી પાંચ જણામાં કરવી નહિ પંચાત. વર. ૩
કુસંપ કરવો નહિ કદા, કદા ન કરવો કલેશ;
મધુર વચન ઉચ્ચારવાં, આનંદ રહી હમેશ.
છૂપી છાની વાટે, પગરણ કદી ન માંડવું રે;
વળી વાત ન કરવી, લંપટ સંગે લેશ. વર. ૪
ભ્રમણામાં નવ ભુલવું. ભય નવ ગણવો ભૂત;
જંતર મંતર જાદુના, તે સૌ જાણો તુત;
વળી વશિકરણને વાયરે, વહાલી નવ જવું રે;
એ ચાલે ચાલ્યે ઝાંખા, હોય જમ દૂત. વર. ૫
લજ્જા ધરવી લોકની, પરમેશ્વરની બીક;
સત્ય સદા ઉચ્ચારવું, ઠામજ ઠરવા ઠીક;
બાપુ બોલે તે, વિણી વિણી સંચવું રે;
ધ્યાને નવ ધારે, બાળાને છે ધીક. વર. ૬

પ્રકાશ પુત્રિને શિખામણ દેતી હતી તે વખતે અંધકારસિંહનું મન ચગડોળે ચઢયું. ઉલાસને જોઇ તેનું અંગ ધડકવા લાગ્યું, કામનીનાં કટાક્ષ બાણ તેના હૃદયને ભેદી પાર નિકળ્યાં, પ્રથમ તેણીને સ્વયંવરમાં ફરતાં દીઠી હતી, તોપણ આ વખતે તેનું મન વધારે ડગ્યું.

પ્રકાશ તથા સહન વિખુટાં થયાં, અમરના માણુસો આગળ વધ્યા, ત્યારે ઉલાસે બે ત્રણ ગાઉ સુધી સહનની સાથે જવા મામીની રજા માગી.

**પ્રકાશ**—ભાણીબા વળો પાછાં! જેમ જેમ આગળ જઇશું તેમ તેમ ખેદ વધતો જશે, ત્રણ ગાઉ જઇને પણ છૂટવાનું તો છેજ, તો અહીંથાજ છૂટાં થવું એ વધારે સારૂં.

**ઉલાસ**—મામી, હું મારો રથ લઇ ચાર પાંચ ગાઉ જઇશ.

**સુમનચંદ્ર**—બેન તમે પાંચ ગાઉ જશો ત્યાં સુધીમાં રાત્રિ પડશે, આવતી વખતે વિપત્તિ પડશે; માટે અહીંથીજ માની લ્યો કે પાંચ ગાઉ છે.

**ઉલાસ**—ના મામા એમ મનાય નહિ, હુંતો જઇશ. એમ કહી રથના હાંકનારને વિદાય થતી જાનની પાછળ આવવા કહ્યું; અને પોતે સહનની સાથે બેસી ગઈ.

ઉલાસનો આગ્રહ જોઈ સુમનચંદ્રે પોતાના પચાસ માણસોને સાથે જવા હુકમ કર્યો. બન્ને બેનો બેલડીએ વળગી વાતો કરતી ચાલી, સર્વસ્વ પાછાં ફર્યાં, પણ અંધકારસિંહનું મન ઉલાસ તરફ ખેંચાતું હતું. ઘેર આવી નિસાસા મુકવા લાગ્યો, ઉલાસની આબેહુબ છબી તેના અંતઃકરણમાં ઉતારીને હૃદય ચક્ષુથી જોવા લાગ્યો; ખરેખર ઉલાસનું અંગ દરેક જોનારને મોહ પમાડયા વિના રહે નહિ તેવું હતું, તેના સ્વરૂપનાં વખાણ થઈ શકે તેવાં નહોતાં, **અમર** સહનની સાથે વર્યા છતાં પણ ઉલાસ તરફ અમિદ્રષ્ટિથી જોયા કરતો હતો, અને મનની સાથે વિચાર કરતો હતો કે ઉલાસની સાથે વાતચિતનો પણ પ્રસંગ હમેશ ચાલુ રહેતો સારૂ. રાત્રિ પડી અંધારૂં થયું. ત્યારે ઉલાસે સહનની રજા માગી બેની હવે હું પાછી ફરૂંછું, મને રજા આપ ફરી કોઇ વખત મળીશું, તને તો પ્રભુએ જુક્તે જોડું મેળવ્યું, હવે મારાં ભવિષ્યમાં શું લખ્યું હશે તેની કોને ખબર !

**સહન**—બેન તમે પણ રૂડી રીતે પરણુશો. તમારો પિતા કયાં જેવો તેવો છે ! મારા કરતાં પણ વધારે ધામધુમથી તમારાં લગ્ન થશે; પણ મને ભૂલતાં ના.

**ઉલાસ**—ઘેલી એ શું બોલી, તારી સલાહ વિના તો મારે કામ કરવુંજ નથી; પ્રભુ કરે ને અમર જેવો સ્વામિ મળે.

**સહન**—જો એમજ થાય તો સારૂં, આપણુ બંને બેનો ભેગી રહીએ અને આનંદમાં દિવસ ગુજારીએ, ઇશ્વર સહાય કરશે ધિરજ રાખ. હવે જા, જેમ વખત જાય છે તેમ રાત્રિ ભયંકર થતી જાય છે; તારા બન્હેવીને મળતી જજે !

અમર પણ રથની પાસે પાસે ઘોડેસ્વાર થઈ ચાલતો હતો અને જરા જરા ભાષણ સાંભળતો હતો. ઉલાસ રથમાંથી ઉતરી પોતાના માણસોને પાછા ફરવા તથા તૈયારી કરવા કહી, અમરના ઘોડા પાસે જઈ, જમણી બાજુ ઉભી રહી બોલી. આવજો, મહારી બેનને સંભાળજો, પત્ર લખજો, ઓળખાણ રાખજો.

**અમર**—( હાથ પકડીને ) તમારી બેનને સંભાળશે સર્વેશ્વર.

**ઉલાસ**—એતો ખરૂંજ, સૌની સંભાળ લેનાર ઇશ્વર છે, તમે પણ પતિ પરમેશ્વર એટલે તમારે પણ સંભાળ લેવી; લ્યો મારો હાથ મુકો !

**અમર**—હાથ; મુકવા માટે ઝાલ્યો છે! નેત્ર ખંજન હૃદયની આરપાર ઉતરી પડયાં છે, સ્વયંવર મંડપમાં પ્રથમ **સહુન** તમનેજ સમજ્યો હતો.

**ઉલ્લાસ**—બહુ સારૂં; મુકો હાથ, "દાઝ્યાપર ડામ, ને પડયાપર પાટુ!" ( નિચું જોયું. )

**અમર**—(એક હાથે હાથ પકડયો છે ને બીજે હાથે ડોક ઉંચી કરીને ) આમ દિલગીર થવાનું શું કારણ છે?

**ઉલ્લાસ**—કાંઇ નહિ, બ્હેન સહુનનો વિયોગ. ( આંસુ લોહીને ).

**અમર**—હશી ખુશીથી વિખુટાં થાઓ; હજુ ઘણીવાર મળશો; હું પત્રવહેવાર રાખીશ, અને મ્હારૂં બનશે તો મારા સહવાસમાં તમને......

**ઉલ્લાસ**—બનશે તો! ( એમ કહી પોતાના: આંગળાથી અમરનો હાથ જરા દબાવ્યો. )

**અમર**—ગભરાશો નહીં તમારા અંતરના વિચારથી હું બરાબર માહેતગાર થયો. ઉલ્લાસના માણસોએ તૈયારી કરી કહ્યું બા ચાલો આપણા ઘોડેસ્વારો પાછા વળ્યા છે, તમારી રાહ જોવાય છે.

**ઉલ્લાસ**—હા ચાલો હું આ આવી. ( અમર તરફ અમિદ્રષ્ટિથી જોઇને ) આવજો! છે તેનો પ્રેમ સદા નિભાવજો; દાસીને યાદ કરજો! જરા મુખ મલકાવીને ) સહુન મળી એટલે ઉલ્લાસને કોણ યાદ કરશે.

**અમર**—જતાં જતાં મર્મ વચન બોલો છો તે ઠીક નહીં. હાલ તમારા મુખ ઉપર પડતા ચંદ્રના પ્રકાશથી તમારૂં સ્વરૂપ ચંદ્રવત દિપી રહ્યું છે; સેવક ચકોરવત સામું જોઇ રહ્યો છે.

**ઉલ્લાસ**—દિલાસો દેઇ દગો ન દેશો હું જાઉછું.

પાછળી નજર રાખી આગળ ડગલાં ભરવા માંડયાં, અમર તેજ પ્રમાણે આગળ વધ્યો; ઉલ્લાસ તથા અમરનું છુટા પડવું અરસપરસ દુઃખદાયક થઇ પડયું. ઉલ્લાસની આંખમાંથી ચાર ટીપાં આંસુનાં પણ પડયાં. પોતે રથમાં બેસી નગ્ર તરફ પાછી ફરી, દસ ઘોડેસ્વાર આગળ, દસ ડાબી તથા દસ જમણી બાજુ અને વીશ પાછળ એમ પચાસ ઘોડેસ્વારે રથને બરાબર ઘેરી ચાલવા માંડયું. પાંચ ગાઉ પાછું આવવાનું હતું પણ રસ્તો ઘણો ભયંકર હતો. મનુષ્ય જયારે વિચારમાં હોય છે ત્યારે ભયંકર રસ્તો પણ તેને સુગમ થઇ પડે છે. ઉલ્લાસના અંતરમાં અમરના ઉભરા આવવા લાગ્યા, તે પોતાની સમક્ષ અમરને ઘોડેસ્વાર થએલો જોવા લાગી, અજાણે તેની સાથે વાત કરતી હોય એમ હોઠ ફફડાવવા લાગી, એટલામાં ઓચીંતી ફિકીયારી થઇ, આગળના માણસોને મ્યાનમાંથી તલવારો ખેંચવાની જરૂર પડી, પાછ-

ળીનાં માણુસો બધાં આગળ આવી હથીઆરબંધ થયા; તેવોજ વીસ વરસનો જુવાનીયો *બોકાની બાંધી હાથમાં ચળકતો ભાલો લઇ આગળ આવી ઉભો રહ્યો. તેની પાછળ આશરે સોએક માણુસો હથિઆરબંધ હતાં, આગળનો જુવાનીઓ બોલ્યો ખબડદાર કોણુ છો ઉભા રહો ! રથમાં શું છે? ઉલાસના માણુસો હિમ્મત પકડી બોલ્યા તમે કોણુ છો પૂછનાર? તમે તમારે રસ્તે જાઓ ! રથમાં બેઠેલાં રાજાધિરાજનાં બ્હેનનાં દિકરી ઉલાસતારા છે. આગેવાન જુવાનીઆએ પોતાના માણુસોને હથીઆર ઉઠાવવા કહ્યું તેજ વખતે લઢાઇ શરૂ થઇ, સામા સામી હથિયારો ઉછળવા માંડયાં કે તુરત, બોકાનીવાળો જુવાન ઘોડા ઉપરથી ઉતરી રથમાં દાખલ થયો; લઢાઇના ધ્યાનમાં અને અંધારાને લીધે તેની કોઇને શરત રહી નહીં, ઉલાસને શુર તો ચઢયું પણુ હથિયાર વગરની હોવાથી લાચાર બની ગઇ, તેનો હાથ પકડી અદ્ધર ઉપાડી, બગલમાં દાબી, ઘોડેસ્વાર થઇ, ચાલતો થયો. ઉલાસ ચિસો પાડવા લાગી પણુ તેણીનો તીણો અવાજ કોઇએ સાંભળ્યો નહીં. ઉલાસને લઇ નાસી જનાર માણુસ કોઇ નહીં પણુ રાજા સુમનચંદ્રનો સાળો અંધકારસિંહ હતો. કેટલાક માણુસો લઢતાં કપાયા અને બાકીના નાશી છુટયા. અંધકારસિંહના માણુસો વગડા તરફ અને ઉલાસના માણુસો નગ્ર તરફ રવાના થયા. ગામમાં આવી રાજાના મહેલ પાસે જઇ રાજનને જગાડવાને પ્હેરેગિરને સૂચના આપી; રાજા જાગ્રત થયો કે તુરત બચેલા માણુસોએ ઉલાસનો સઘળો હેવાલ કહ્યો. આવી ક્રુર હકિકત જાહેર થતાં રાજા કંપી ઉઠયો તથા મન સાથે તર્ક કરવા લાગ્યો કે મારા શહેરની સરહદમાં આટલે સુધી હિમ્મત ચલાવનાર કોણુ દુષ્ટ પેંદા થયો છે ? **સેનાધિપતિ !**

**સેનાધિપતિ**—( પાસેના મહેલમાંથી ) જી હજુર.

**સુમનચંદ્ર**—કોઇ અધર્મિ **ઉલાસ**ને ઉપાડી ચાલતો થયો !

**સેનાધિપતિ**—નામદાર હુકમની રાહ જોઉછું, પાપીને પકડી હાજર કરૂં.

**રાજા**—જોયતા ઘોડેસ્વારો મોકલી; સવાર થતાં મારી પાસે હાજર કરો. રાજનનો હુકમ થતાં સોસો સિપાઇ ચારે દિશામાં સેનાધિપતિયે મોકલ્યા, પણુ તે સઘળું વ્યર્થ ગયું. અંધકારસિંહે આંખો મિચી આખી રાત દોડયા કર્યું, સવાર થતાં પચાસ ગાઉને શિમાડે મુકામ નાંખ્યો, ઉલાસતારા થરથર કંપવા લાગી જ્યારે તેણે અંધકારસિંહને દીઠો ત્યારે તદન બેહોશ થઇ ગઇ, તથા કરગરીને કહેવા લાગી કે મામા મને ઉચકી લાવવાનું શું પ્રયોજન?

**અંધકારસિંહ**—પ્રયોજન શું પુછેછે; તારી સુંદર કાંતિ.

* આંખો તથા નાક ઉઘાડું રાખી મોંઢે માથે લુગડું વીંટલું.

**ઉલાસ**—( આંખમાં આંસુ લાવીને ) મને ક્યાં લઇ જશો ?

**અંધકાર**—મ્હારૂં મન માનશે ત્યાં.

**ઉલાસ**—( નિસાસો નાંખીને ) હે પ્રભુ આ શું સંકટ ! ક્યાં અમર અને ક્યાં આ કંટક.

ઉલાસથી અળગો થયો કે તુરત અમરે પોતાના માણુસોને ઉતાવળે ચાલવા હુકમ કર્યો. રાત દિવસ મુસાફરી કરતાં માળવાની સરહદમાં આવી પોહોંચ્યા. રાજ્યમાતા કલ્યાણુબાને ખબર થતાં પોતે રૂપાના થાળમાં ખરાં મોતી ભરી પુત્ર વધુને વધાવવા માટે ચાલ્યાં. રાજા મધુરસિંહ વાંસેથી કેટલાક ઘોડેસ્વારો લઇ રવાના થયો. પુત્રને જોઇ માતાપિતા હરખાયાં તથા **સહુનતારાના** સ્વરૂપને નિરખતાં આનંદના દરિયામાં ડુબ્યાં. અમરે માતા પિતાને દંડવત પ્રણામ કર્યા, કે તુરત સહન પણુ મલાઝો કરી સાસુ સસરાના ચરણુમાં પડી. કલ્યાણુબા વધુને હાથ ઝાલી ઉઠાડી છાતી સાથે દાબી, તથા પોતાના સુખપાલમાં બેસારી મહેલ તરફ રવાના થયાં. વહુનું સુંદિર સ્વરૂપ જોઇ સર્વે હરખાયાં તથા માતાએ કંસાર કરી જમાડી "અખંડ સૌભાગ્ય" આશિર્વાદ દઇ બંનેને મહેલમાં જવા રજા આપી. પોતાના મહેલમાં જઇ **અમર** ઘણા દિવસનો લાગેલો થાક ઉતારવા પલંગમાં સુતો, તે વખતે સહને મહેલનું બરાબર અવલોકન કર્યું; તથા તેણે મન સાથે નિશ્ચય કર્યો કે "કેવી ભાગ્યની કૃતિ કે અમર સમાન પતિ" વિચાર કરતી વહાલાની પાસે આવી બેઠી. સ્વામિનાથ હું મારા શરીરને ધનભાગ્ય માનુંછું કે આપ સાથે સંબંધ થયો.

**અમર**—અને પ્રિયા મ્હારૂં પણુ તેમજ સમજવું.

**સેવક**—( બહારથી ) મહારાજા, કમરસિંહજી આવવા માગે છે.

**અમર**—( આવવાદો ) પ્યારી રંગમાં ભંગ. તમે પાસેના ઓરડામાં જાઓ !

સહનના નિકળતાં નિકળતામાં કમર દાખલ થયો. તે બંનેની નજર એક થઈ. કમર આવી કહેવા લાગ્યો, કેમ મિત્ર પરણુવા ગયા ત્યાં ભાઇબંધને યાદ ન કર્યો તેનું શું કારણુ ?

**અમર**—ભાઇ હું પરણુવા ગયોજ નહોતો. હું ફક્ત ગએલો સ્વયંવર જોવાજ, તેમાંથી ઝપટાયા; તે છતાં જતી વખતે આપની ખબર કઢાવી હતી.

**કમર**—કાંઇ ફિકર નહીં હુંતો હસુછું. સ્ત્રિ રત્ન સારૂ લાવ્યાછો.

**અમર**—જેવી જગદીશ્વરની મરજી.

**કમર**—મિત્ર, હાલ હું જરૂરના કામસર આવ્યોછું, પણુ મને નથી લાગતું કે આજે મ્હારૂં માન્ય રહે !

**અમર**—ભાઇએ શું બોલ્યા; તમારૂં માન્ય ન રહે એવું અંધેર ! ફરમાવો !

**કમર**—ભાઈ ઘણા દિવસથી આપણે છુટા પડેલા માટે મ્હારી મરજી આજે એવી છે કે બંને સાથે ફરવા જઇએ.

**અમર**—ઘણી ખુશીથી; પણ મ્હારા નવા સંસારનો આજે પહેલોજ દિવસ છે !

**કમર**—હા તે મ્હારૂં અજાણ્યું નથી, હું આપને સંધ્યા સમય પહેલાં વિદાય કરીશ.

**અમર**—ચાલો. હું જરા........

**કમર**—હા ! ભાઇ હા ! જરા શું બધુએ. હવે ગાળિયું ઘાલ્યું તે વિંઢાર્યા વિના સિદ્ધિ છે ! અમર વસ્ત્ર પહેરી તૈયાર થઇ સહનતારા પાસે ગયો અને કહ્યું કે હું મારા મિત્રની સાથે જરા જંગલની હવા ખાવા જાઉંછું, તમે નિર્ભય રહેજો.

**સહન**—હુંતો આપને વરી ત્યારથી નિર્ભયજ છું, પણ, આપ વહેલા પાછા ફરજો; મને એકલાં રહેવાનો અભ્યાસ નથી.

**અમર**—ઠીક. ( ચાલતો થયો. )

અમરના ગયા પછી સહન એકલી પડી, તેણે વિચાર્યું કે સ્વામીના આવતા પહેલાં સજ થઇ રહેવું જોઇએ. લાવ્ય જરા માથાના કેશ સમારી મુકું. દાસી !

**દાસી**—( નિચેથી ) બા સાહેબ ?

**સહન**—દર્પણ લાવ્ય !

**દાસી**—વચલા ઓરડાની સામેના ગોખલામાં જરીના વસ્ત્રથી ઢાંકેલું છે, તે આપ લેઈ લ્યો.

સહને દાસીએ બતાવેલે ઠેકાણેથી દર્પણ ઢાંકણ સુદ્ધાં લીધું. જ્યારે તેનું ઢાંકેલું કપડું ઉંચક્યું કે તુરત પોતાના પ્રતિબિંબને બદલે કોઈ પુરૂષનું પુતળું દેખાયું. તેણે કસબી ફેંટો માંથે બાંધેલો હતો, ખરાં મોતીના કંઠા ગળામાં ધારણ કરેલા હતા, ઉત્તમ વસ્ત્ર શરીર ઉપર ઓપી રહેલાં હતાં, તથા બંને ભમરની વચમાં સિંધુરની આડ કરી હતી, છબી સહને જોઇ એટલુંજ નહિ પણ નજર પડતાં અવાજનો પડઘો પડયો. " હું આવું ! " ( કપડું ઢાંકી દઇને ) હાય ! આશો ગજબ ! દાસી !

**દાસી**—જી.

**સહનતારા**— દર્પણ લાવ્ય !

**દાસી**—બા આપ જરા તસ્દી લ્યોને મારા હાથ ચોખ્ખા નથી.

હિમ્મત ધારીને ફેર કપડું ઉંચુ કર્યું ત્યારે પણ એજ બિના બની. ( વધારે ગભરાઇને ) અરે દાસી !

**દાસી**—હાંજી........એ આવી.

**સહન**—એકદમ ઉપર આવ્ય !

**દાસી**—( ઉપર આવીને ) ફરમાવો બા શો હુકમ ?

**સહન**—દર્પણ લાવ્ય.

**દાસી**—જુવો આ સામુ દેખાય તેના ઉપર જરીનું વસ્ત્ર ઢાંકેલું છે.

**સહન**—એ દર્પણ છે કે કાંઇ રમકડું ?

**દાસી**—દર્પણ, બીજું શું હોય !

**સહન**—એમાં કોઇ પુરૂષ દર્શાય છે અને કહે છે કે આવું !

**દાસી**--જાઓ જુઠાં એમ હોયજ નહીં, લ્યો ઉઘાડો જોઇએ હું જોઉં, સહને દર્પણ ઉઘાડયું કે તુરત અંદરનો પુરૂષ બોલ્યો " હું આવું."

**દાસી**—કહો કે આવ, જુવો શું થાય છે.

**સહન**—આવ્ય !

તેજ વખતે દર્પણ નિર્મળ થઇ ગયું, અને રાણી *હીમની કાંસકી હાથે ઝાલી પોતાના કેશ સમારવા બેઠી. દાસીએ પૂછયું બાઇ સાહેબ આ મધ્યાનની વખતે માથું ઓળોછો, તે કરતાં સંધ્યાકાળે ઓળો તો કેમ ?

**સહન**—દાસી, એ ક્રિયા સૂર્યોદય પહેલાં કરવાની છે. તે છતાં પહેલા પહોરમાં જે કરે છે તે ઉત્તમ છે, બિજામાં મધ્યમ, ત્રિજામાં કનિષ્ટ અને ચોથા પહોરમાં એટલે સંધ્યાસમયમાં શણગાર સજનાર તથા માંથુ ઓળનાર સ્ત્રિ ગણિકામાં ગણાય છે.

કમર તથા અમર બંને મિત્ર વગડામાં નિકળી પડયા; ત્યાં પોતે વિનોદની વાર્તા કરવા લાગ્યા, પણ અમરને તો સહનની વાત આવતી ત્યારેજ ગમતી અને પોતે પુરતુ ધ્યાન આપતો બાકી હાહે હા કર્યા કરતો, ઘડીએ પલકે રજા માગતો; કમરે જાણ્યું હવે એને જવા દેવો જોઇએ.

**કમર**—બાઇ પધારો વળી મળીશું.

**અમર**—તમે નથી આવતા ?

**કમર**—હુંતો આ પહાડમાં રહીશ; બે ત્રણ દિવસે આવીશ.

**અમર**—જેવી મરજી.

એકદમ ઘોડો દોડાવી મુકયો. મહેલે આવતાં સહને સ્વામિને દુરથી જોયો, વાહ, કાન્તિ. અંગના આધારને ક્યારે આલિંગન અપાશે, જગદિશ્વર સહાય કરનાર તું છે. મહેલમાં પ્રવેશ કર્યો કે તુરત સહન હાથ જોડી ઉભી રહી, ભોજનક્રિયા કર્યા પછી બેઉ પાંચમા માળની અગાશીમાં જઈ બેઠાં.

---

* સોનું.

સહને સુગંધીદાર પુષ્પની માળા અમરની ડોકમાં આરોપી, સુગંધીદાર અત્તર તેના વસ્ત્રને લગાડયું; મેવા મિઠાઇથી ભરપુર તાસક તેના મોં આગળ મુકી; વહાલા પ્રિતમ પરણ્યાં તો ખરાં પણ સંસાર સુખનો પહેલો દિવસ આજે છે.

**અમર**—હા સત્ય કહોછો. પ્રાણવલ્લભા આજે તમારૂં સ્વરૂપ કેવું તેજોમય દેખાય છે, આકાશમાં રહેલા ચંદ્રનું પ્રતિબિંબ તમારા મુખ ઉપર પડેછે કે તમારા મુખરૂપી ચંદ્રનું પ્રતિબિંબ આકાશના ચંદ્ર ઉપર પડે છે તે મને સ્પષ્ટ સમજાતું નથી.

**સહન**—પ્રભુ ! ચંદ્ર એતો ચંદ્ર છે, મુખને ચંદ્ર કહોછો એતો ભ્રાન્તિ.

**અમર**—ભ્રાન્તિ નહીં પણ સત્ય, બેઉ ચંદ્રમાંથી એકેમાં હું જરા પણ ફેરફાર જોતો નથી.

**સહન**—આપ ગમે તેમ કહો પણ હું ચંદ્રની ઉપમાને લાયક નથી.

**અમર**—( મનમાં ) હા નથીજ. ઉલાસ તમારાં સગાં બેન ?

**સહન**—નાજી, મારાં ફોઇનાં દિકરી. કેમ વચમાં ઉલાસ હૈએ આવ્યાં !

**અમર**—કાંઇ નહિ હુંતો સેજ પુછ્યું.

**સહન**—ઉલાસ ઉપર તમારો પ્રેમ સારો છે. આ આનંદના સમયમાં ક્રોધ યાદ ન આવ્યું ને ઉલાસ ?

**અમર**—તમારી સાથે ધાડો સંબંધ ધરાવનારને મારે યાદ કરવાજ જોઇએ.

**સહન**—એક ઉલાસજ નહિ પણ બીજાં ઘણાં સગાં છે.

**અમર**—હા છે ! પણ હું સર્વને ઓળખતો નથી. અંધકારસિંહ તમારો સગો મામો ?

**સહન**—હા, જે આપણને વળાવા આવ્યા હતા તેજ.

**અમર**—ચંદ્રમુખી રીસ ન કરશો ! તમારા મામાને સર્વાંગે અંધારૂંજ છે; નામ પાડનારને ધન્યવાદ આપવો ઘટે છે.

**સહન**—તમે શા ઉપરથી એવા તર્ક કરોછો ?

**અમર**—પાંચ દિવસના સહવાસમાં તેની ચાલચલગતનો પાર હું પામ્યો છું; વળી સાંભળજો. જાઓ શયન કરો !

**સહન**—સ્વામિ ! એ શું બોલ્યા ! સ્વામિના પહેલું સુવું એ પતિવ્રતાનો ધર્મ ?

**અમર**—ના એ ધર્મ નહીં, પણ અંગના અધિકારીના હુકમનું અપમાન કરવું એ ધર્મ !

**સહન**—ના એમ પણ નહીં. હવે તો આપ સુજ પાડો તેમ વર્તું. મારા પતિવ્રતને બાધ ન લાગે, હું આપના પહેલાં સુઇ ન ગણાઉં, તથા આપનો હુકમ માન્ય રહે એવી યોજના કરો

સહનના શબ્દો ઉપર વિચાર કરીને અમર પલંગની પાસે ગયો. પોતે પાસું વાળી ઉભો થયો અને કહ્યું કે હવે તમને કોઇ પ્રકારનો બાધ નથી, સુઇ રહો; હું જરા અગાશીમાં ફરૂંછું.

સહન—જેવી સ્વામિની આજ્ઞા, પણ હજી મને ઉંઘ આવતી નથી.

અમર—કાંઈ ફિકર નહીં હમણાં આવશે, પણ તમારાથી લાંબા વખત સુધી જગાય નહીં. ચોઘડીઆં વાગવા માંડયાં, એમ કહી ચાલ્યો.

અમર અગાશીમાં એકલો વિચારમાં પડયો. વાહ! ક્ષિપ્રામૈઆ બાળકના ઉપર સંપૂર્ણ કૃપા કરી. પહેલેજ દિવસે પતિવ્રત ધર્મને જાણનારી સ્ત્રી આરા સુધી કયાંથી હોય. અરે! પણ હું ભુલુંછું એવો સ્વધર્મ જાણે તેમાં નવાઇ શી! ઉલાસના સહવાસમાં રહેનારી બાળા કદી અનિતીવાન હોયજ નહિ. ઉલાસ ઉલાસ! તુંતો એકજ; તારા ગુણ લક્ષણ તો તેં તહારી પાસેજ રાખ્યાં છે, તે કોઇને ધારણ કરાવતી નથી. આ પ્રેમના પુતળા ઉપર દયા કરીને સહનને સઘળા નહિ પણ થોડા ઘણાએ અર્પણ કર્યા હશે, પણ હું ભુલુંછું. તારામાં જે છટા મેં જોઈ તેમાંનું કશું મને અહીં અવલોકન થતું નથી, તુંતે તુંજ. અરેરે! વિખુટા થતી વખતે સમસ્યાઓ ઘણી કરી પણ મહારી સાથે પરણવાનો કોલ જ્યાં સુધી મને નથી આપ્યો, ત્યાં સુધી મને શું સમજાય. મનુષ્યને અળખામણા થયેલા રાનમાં રખડતા લોઢાને, ચતુરા ચુંબકરૂપે શોધી કાઢય. તહારા વિના મહારો સંસાર સર્વ વૃથા જવાનો છે. ઉલાસ આટલી અરજી ધ્યાનમાં લઇ સહનનો સંગ પસંદ કરે તો સારૂં. એક વાગ્યો! ( દરવાજે ઘડીઆળ વાગતી સાંભળીને ) ચાલ જરા આરામ લઉં. સહનને ઉલાસ સમજુ તો કાંઇ ખોટું નથી. બંને બાળાઓ સ્વરૂપે સરખીજ છે. નિચે આવી પલંગને ઘેરીવળેલી મચ્છરદાની અળગી કરી મધુરીનું મુખ જોવાને લલચાયો. દ્રષ્ટિ પડતાંજ તેને સહનની સાથે કસબી દુસાલો ઓઢી કોઇ સુતેલું હોય એમ માલમ પડયું, અને તે સુનાર કોઇ પુરૂષ હશે એવો ભાસ થયો.

અરે હા! આ હું શું જોઉં છું! કેવો દગો! કેટલી બધી પ્રિતી દર્શાવનાર સુકન્યાની સોડયમાં પર પુરૂષ! અરે! જગદીશ્વર તારી પ્રેરણાનો પાર કોણ પામ્યું છે? અરે! જગતના નાટકકાર, તારા નાટકથી તો અવધી! હાસ્ય અને રૂદન, હર્ષ અને શોક; સુખ અને દુઃખ, વૃદ્ધિ અને હાની; આનંદ અને ખેદ, અસ્ત અને ઉદય, સર્વને સમાન અંતરે રાખી તારી અકળ માયાની દોરી ઉપર જગતને નચાવ્યે જાય છે. હાય! શું આ સ્ત્રિનું હૃદય! સહનના અંગને સ્પર્શ કરનાર કોઇ પુરૂષ! બસ હવે એ રંડાનો અંત આવ્યું;

પછી પાપીની વાત ! ( તેનાજ પહેરેલા વસ્ત્રમાં ગાંસડી બાંધી ) હે ! દગલબાજ દારા; તારા કાળાંકૃતનું ફળ તને હમણાંજ મળે છે; અરે અભાગણી, અમરને દગો દેતાં તને કાંઇ વિચાર ન આવ્યો. જો પ્રથમથીજ તારે કોઇ અન્ય પુરૂષની સાથે પ્રિતી હતી તો સ્વયંવર રચાવી સર્વને શા માટે સંતાપ્યા. " લ્યો ! પાપણીનો ભોગ ક્ષિપ્રા મૈયા. " બારી ઉઘાડી નદીમાં નાંખી દીધી. વિજળીની માફક ચળકાટ મારતી તલવાર ખેંચી પલંગનો પડદો ઉંચો કર્યો, ત્યારે તેણે પ્રથમ જે જોયું હતું તેમાંનું કાંઇ ન મળે. અરે ! ક્યાં ગયો પાપી ! પકડો ! અગાશીમાં દોડયો આસપાસના સર્વ ઓરડાઓ જોઇ વળ્યો, ઝરૂખા વિગેરેમાં તપાસ કરતાં કાંઇ માલમ ન પડયું. સિપાઇ !

**સિપાઇ**—જી, હુકમ.

**અમર**—કોઇ પુરૂષ નિચે ઉતરી પડેલો તમે જોયો ?

**સિપાઇ**—અહીંથી કોઇ ગયો નથી તેમ આવ્યો પણ નથી, અમો બધા જાગીએ છીએ.

**અમર**—જાય તો તપાસ રાખજો. ( નિચેના સઘળા માળોમાં તપાસ કર્યા પછી. ) અરે મેં આ શું કર્યું, અવિચારી કામ કર્યું હોય એમ ભાસે છે, પ્રેમાળ પત્નિનું પતન. હવેથી અર્ધાગના થનારીનું અકાળ મૃત્યુ ! જરૂર હું ઘણો વખત ચંદ્રને અજવાળે ઉભો રહી એકદમ નિચે આવ્યો તેથી મારી આંખે ઝાંખું દેખાયું હશે. કાંઇ લાલાશનો ભાગ માલમ પડયો હશે, તે ઉપરથી પુરૂષનો દુશાલો સમજી, મેં આ ઘોર કર્મ કર્યું. અરે ! અધર્મિ અમર આ તને ન ઘટે. પાપી અમર તને શી સજા થવી જોઇએ. નિર્દોષને દોષિત ઠરાવી જુલમ ગુજારનાર ગુનેગાર ભારે સજાને પાત્ર થવો જોઇએ, આવા ગુનાને માટે મારા પિતા મને સજા નહીં કરે પણ જગ્ત પિતા તો કરશેજ. અરેરે ! ઉલ્લાસ તારા વચનનું માન્ય મેં ન રાખ્યું " સહનને સંભાળજો " એ તારા હુકમનું મેં અપમાન કર્યું. હવે હું તને મોહું શું દેખાડીશ; પણ હે મન ! ઉલ્લાસ આવી ઠપકો દે તે પહેલાં આ દેહને નાબુદ કરવો જોઇએ. અરે કયાં ગઇ કટાર ! ( કટાર હાથમાં પકડીને ) વહાલી કટાર; આટલા દિવસ મેં તુને કમરે લટકાવી જતન કર્યું, તારી સારી રીતે ચાકરી કરી, તે મારાજ પ્રાણ લેવાને માટે હશે, હજી સુધી આ તનના શત્રુ ઉપર તને વાપરવા વખત ન આવ્યો, અને છેવટ આજ વખત ? બસ ! મન, સુવર્ણઆભુષણનો ત્યાગ કરી, વિભુતી ધારણ કરી, કોઇ મહંતનો આશ્રય કરી, આ દુઃખી અને અસાર સંસારનો પરાભવ કરવો, કેવો નિરર્થક સંસાર કેવો દુઃખી સંસાર વસ્તુની અપ્રાપ્તિયે દુઃખ, પ્રાપ્તિયે દુઃખ, અને નાશ થતાં

પણ દુઃખ. ભુત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમાં દુઃખને દેખાડનાર સંસાર હવે હે અમર! તારે ન જોઇએ.

ચાલ, મન, ઉપડ, જલદીકર, સત્યવસ્તુનો સંગ કર, અગાધ ડહાપણ વાળાનો આશ્રય કર; મન જા; પણ તનને સાથે લઇને.

આવાને આવા વિચારોમાં અમરને સ્મશાન વૈરાગ થયો અને પોતે સુવસ્ત્ર પહેરી ઘોડેસ્વાર થઇ સૂર્યોદય પહેલાં નગરની બહાર નિકળ્યો. પ્રયાણ કરતાં પંથને કાપતાં નશિબને નિસાસાના શબ્દોનું દાન આપતાં, દિનકરનાં દર્શન થયાં. હે! સૂર્યદેવ આ વખતે પ્રગટ થયા! રાત્રિયે કયાં ગયા હતા? આપની સાક્ષિવિના મેં મારી અર્ધાંગના ખોઇ, આપ મને જવાબ કેમ નથી દેતા? ભલે નથી દેતા તો હું મારા મનનો ખુલાસો બીજી રીતે કરીશ.

અહાહાહા! કેવું વન કેવી ઝાડની ઘટા, જાતજાતના ઝાડોનો સંપ, કેવો સંપ! અહોહોહો! ઇશ્વિર તારી લિલા! મેં મહેલમાં રહી શું જોયું! કાંઇજ નહિ. આવા વનમાં કોઇ મનુષ્ય વાસો કરી શકતાં હશે ખરાં! નાના નહિજ હોય, હોય તો રાની પશુઓ તેનો નાશ કર્યા વિના કેમ રહે, આ વન તો જંગલી જનાવરોથીજ ભરપુર હોવું જોઇએ; પણ પેલી ગુફામાં દેવતાનું અજવાળું માલમ પડે છે તે શું હશે, લાવ્ય જોઉં, તપાસ કરૂં સહનતો નહિ હોય, નાના સહન કયાંથી આતો કોઇ યોગ સમાધિષ્ટ પુરૂષનું સ્થાન હોય એમ લાગે છે. આ કોઇ જોગી અંદર બેઠા છે ને શું? વાહ; ભાગ્યની રતી; થોડા પ્રયાસે ધારેલી ઉમેદ પાર પડશે એમ લાગે છે, આ મહંત તે જાગે છે કે ઉંઘે છે, અરે આતો બેઠા બેઠા ઉંઘે છે, ઉંઘતા નહિ હોય પણ મેં કાને સાંભળેલા પણ નજરે નહિ જોએલા એવા યોગી યોગ સમાધીમાં છે. બસ મન જયારે જાગે ત્યારે, સેવા કરી દેહને કૃતાર્થ કરવો, બેશ પલાંઠી વાળીને.

આવી રીતે અમર સાત દિવસ ફળનો હાર કરી બેઠો, ત્યારે મહારાજે આંખ ઉઘાડી અને પોતાની ગુફા આગળ કોઇ રાજકુમારને જોયો કે તુરત પ્રશ્ન કર્યો. કોન હે?

**અમર**—મહારાજ, સહનની શોધમાં નિકળેલો દુઃખી **અમર.**

**મહંત**—**અમર**! અમર શું? અમર કોને કહે છે?

**અમર**—કૃપાનાથ, આ બાળક આપની સેવામાં રજુ છે તેનું નામ અમર છે.

**મહંત**—બહોત અચ્છા બચ્ચા, તું અમર કીસકુ સમજતા હે? દેખ અમર કીસકું કહેતેહે કે જીસકું જન્મ મરણ કભી નહિ હોતા હે, જેસે સ્વર્ગકે દેવતા લોકો; દુસરા નામાંકિત પુરૂષ કે નામ બી અમર રહેતા હે, ઓર આત્મા તો સદા સર્વદા અમરહે.

**અમર**—ગુરૂ; એવો પુરૂષ કે જેનું નામ અમર રહ્યું હોય તેનું ચરિત્ર આ બાળકને સંભળાવો, જેથી જન્મનું સાર્થક થાય અને સહનનો શોક મુકાય.

**મહંત**—હે ભાઇ સતયુગમાં **પ્રલ્હાદ** કરીને ભક્ત થઈ ગયો જેનું નામ ચારે જુગમાં અમર છે તેનું ચરિત્ર શ્રવણ કર; અને તેની સાથે બીજાં પણ સંભળાવું છું.

**અમર**—માનુભાવ, **પ્રલ્હાદ** કોણ ! શી રીતે ભક્તિ કરી ! શું દુઃખ પડયું ! અને ભગવાને કેવી રીતે સહાય કરી; તેનો વિસ્તાર કરો.

**મહંત**—અચ્છા બેટ !



## પ્રલ્હાદ આખ્યાન.

### પદ. રાગ પુનમ ચાંદનીનો.

મનવા ચક્રપાણીના ચર્ણે ચિત્ત ચોટાડવુંરે,
ભજ ભૂધર ભાવે ભવનાં જાએ દુઃખ.   મનવા.

નામી રીઝે નામથી, ભજતાં ભાગે દુઃખ;
જન્મ મરણને ગર્ભને, ટાળી આપે સુખ;
નિશ્ચે નર નારીએ સત્ય વચન આ માનવુંરે,
અતિ હર્ષ ધરીને માધવ ભજવા મુખ.   મનવા. ૧

ભક્તિ કરવી ભાવથી, અંતરમાં આનંદ,
તન મન ધન અર્પણ કરો, બીજા મુકી ફંદ;
બહુનામિ બેળે ઝાલે ભક્તની બાંહ્યનેરે,
માટે મોહન કહેવા મૂકી બીજા છંદ.   મનવા. ૨

સગપણ સાચું સ્યામનું, બીજું જુઠું જાણ,
માતપિતા સુત બેનડી, બાંધવ પત્નિ પ્રાણ;
સૌ મરણ સમયમાં અળગાં રહેશે અંગથીરે,
અરે અંતે બેલી સાચો સારંગપાણ.   મનવા. ૩

હિરણ્યકસ્યપુ મારીઓ, કરી સિંહનો નાદ;
પ્રેમ ધરી ઉગારીઓ, નિજ ભક્ત **પ્રલ્હાદ.**
એવા અંતરજામિ, અનાથ કેરા નાથ છે રે;
વળી દિન દયાળુ, સુણે સર્વની દાદ.   મનવા. ૪

મુસ્તક માધવ અંકમાં, નામો બેઉ કરજોડ,
પાપ પૂર્વનાં ટાળીને, કેશવ પૂરે કોડ;
બાપુ બોલે તે સાચુ સમજી રાખવુંરે,
સૌ હરીજન બોલો જય જય શ્રી રણછોડ.   મનવા. ૫

રાત્રિ અને દિવસ મળીને સાઠ ઘડી, તેમાં ઓગણસાઠ ઘડી ઘરકી અને એક ઘડી હરકી, એક ઘડી ન બની આવે તો અડધી ઘડી, અને અડધી ન બને તો પા ઘડી, જો સતસંગ થાય, હરીસ્મર્ણ થાય અને પ્રભુના ચર્ણાર્વિંદમાં ચિત્ત રહે તો આત્મા અમરલોકને પામે.

ઇશ્વર સ્મર્ણ કરવાથી જન્મ મરણ મટશે, એટલુંજ વર્ણન સત્પુરૂષો શાથી કરે છે, કે આખી જીંદગીનાં અનેક દુઃખોનો સમુહ એકઠો કરવાથી પણ જન્મ મરણ વખતે જે સંકટ પડે છે તેની બરોબર થઇ શકતું નથી.

માયામાં મનવા મહાલ્યોરે, અંધ અભાગી;
ખર ખોટો મારગ ઝાલ્યોરે. અંધ૦
અભાગી ઉંધે મુસ્તક દશ મહિના અટકયો,
કંઇ નરક કુંડમાં લટક્યોરે. અંધ૦ ૧
જાળવીઓ તને જગદીશે જઠરાની ઝાળે;
તું કશ્ન કહીશ કો કાળેરે. અંધ૦ ૨
જઠરાના જીવે ચાંપીને માર્યા ચાર ચટકા;
ખર શે નવ તુજને ખટકયારે. અંધ૦ ૩
ચટકામાં ઝટકા વાગે, અડતામાં ખારૂ ખાટુ;
સુગાળા શાનો સ્વાદુરે. અંધ૦ ૪
ગોવિંદે ઘેર્યો ઘુંચાયો, ગદ્ધા ચામ આળુ;
કેમ કરવા માંડયું કાળુરે. અંધ૦ ૫
મૂરખજી માનો કહુંછું, મૂતર વિષ્ટામાં મહાલ્યા.
હવે ચતુર થઇને ચાલ્યારે. અંધ૦ ૬
નકટા જો રાખે નિશ્ચય, શ્રી હરીના નામે નેડો;
બાપુ કહે પાર બેડોરે. અંધ૦ ૭

હે સુજ્ઞ પુરૂષ, સર્વ સગાંનો સંબંધ લેણદેણનો છે, જેનો જેનો સંબંધ તુટયો તેનો આવરદા ખુટયો. જ્યાં સુધી જેની સાથે પૂર્વનું માગતું હોય છે ત્યાં સુધી તેની સાથે સંબંધ બંધાયો રહે છે, સંબંધ તુટે છે એટલે મૃત્યુજ થાય છે એમ ન સમજવું; કેટલીક વખત સંબંધ વિત્યાબાદ આવરદાની દોરી લાંબી હોય તો જોગી થઇ ચાલ્યો જાય, અને કેટલાક વંઠી વટલીને પણ ચાલ્યા જાય છે. વળી સંબંધ પણ ખરો અને સ્વાર્થ પણ ખરો, જ્યાં સુધી પોતાનો સ્વાર્થ સરે ત્યાં સુધી સગાનું સગપણ સારી રીતે રહે. માતા, પિતા, ભાઈ, બ્હેન, સ્ત્રિ, પુત્ર પરિવાર સૌ સ્વાર્થનુંજ છે.

**દૃષ્ટાંત**—એક ધનાઢય શેઠ પાંચ લાખની મિલકતનો ધણી તેના દિ-

કશનો દિકરો સોળ વરસની ઉમરનો તે એક દિવસે માંથાના દરદથી જરા બિમાર થયો. તેને તેની માએ ઓસડના કેઠલાક ઉપચાર કરી દુઃખની શાન્તિ કરી, ત્યારબાદ તે પુત્ર ગુરૂને ઘેર ભણુવા માટે ગયો, ત્યાં તેને પાઠમાં ભૂલ્યો થવા લાગી, ત્યારે ગુરૂએ કહ્યું ભાઇ આજ ત્હારૂં ચિત્ત સ્થિર નથી. શિષ્ય કહે હા મહારાજ, તમારી પરિક્ષા સાચી છે; આજે મહારૂ ચિત્ત મહારી માના પ્રેમમાં ગુંથાયું છે ગુરૂ કહે ભાઇ તહારી માના પ્રેમનું તેં શું પારખું જોયું, કે તહારી વૃત્તિ ત્યાં ગુંથઇ રહી છે?

શિષ્ય—હે મહારાજ આજે સહજ મહારૂં માથું દુઃખવા આવ્યું એટલામાં મહારી માની આંખમાંથી આંસુ નિકળ્યાં, તો કદાચ મહારી દેહ ન હોય તો મહારી માતા જીવે નહિ.

ગુરૂ—ભાઇ; એજ તહારી ભૂલ્ય, માયાની લાગણીએ કરીને આંસુ પડયાં, તેમજ દેહ ન હોય તો વધારે આંસુ પડે, પણ "જીવે નહિ" એ ધારવું મિથ્યા છે.

શિષ્ય—મહારાજ આપ કહોછો તે વાત સાચી હશે, પણ મહારી માતાના સંબંધમાં એમ ધારવું યથાર્થ નથી.

ગુરૂ—બચ્ચા, હમણાંને હમણાં ઘેર જઇ જરા માઝમ ખાઇ, બરફ થોડો થોડો સર્વાંગે ઘસી સુઇ જા! પણ જાગ્રત રહેજે અને શું થાય છે; તે ધ્યાનમાં રાખજે.

ગુરૂના હુકમ પ્રમાણે નગરશેઠનો દિકરો જઇ સુઇ રહ્યો. થોડીવારે માઝમનું ચડી ગયું ઘેન, અને બરફની થઇ ગઇ થંડક. આ બનાવ જોઇ ગુમાસ્તા ગભરાયા અને શેઠાણીને બૂમ પાડવા લાગ્યા. શેઠાણીએ આવી જોયું તો આખે શરીરે શિત વ્યાપી ગયું છે, તેજ વખત પછાડ ખાઇ રોવા લાગી. શેઠને ખબર થતાં તેમની પણ એજ દશા થઇ, ને રોતા કકળતા ત્યાં હાજર થયા. શેઠ શેઠાણી બન્ને અતિ આક્રંદ કરે છે એટલામાં ગુરૂ મહરાજનું પધારવું થયું. બસકરો! બસકરો કાયકુ કલ્પાન્ત કરતે હો?

બન્ને—ગુરૂજી; હાય હાય! સત્યાનાશ ગયું, ભાઇ ગયો, તાળાં દેવાયાં, હવે શું કરીશું!

ગુરૂ—ગભરાશો નહિ એને જીવતો કરવાનો પ્રયત્ન કરીએ, પણ ઉપાય કઠણ છે.

શેઠાણી—ગમે તેવો ઉપાય હોય પણ તેને સહેલ કરીને સૂચવો ને ભાઇને જીવતો કરો.

ગુરૂ—અદશેર દૂધ લાવો!

લાવીને હાજર કરેલું દૂધ ગુરૂએ કાચના પ્યાલામાં રેડયું અને તેને

આંગળીથી હલાવી બે ત્રણ ફુંકો મારી, શિષ્યના ઉપર ફેરવી કહ્યું, લ્યો આ પ્યાલો, જે પીએ એ મરી જાય, તેને બદલે છોકરો જીવતો થાય !

**શેઠ**—( શેઠાણીના સામું જોઇને ) તું પી જા તું !

**શેઠાણી**—તમે પિયો તમે !

**શેઠ**—હું જીવતો હઇશ તો પુત્રને સારો વિદ્યાભ્યાસ કરાવીશ, અને સારી નોકરીએ વળગાડીશ, જેથી તે સુખી જીંદગી ભોગવશે.

**શેઠાણી**—તમે દશનો મહેતો રાખશો તો હું પચીશનો મહેતો રાખીશ, ને સારૂં શિક્ષણ અપાવીશ. નોકરી નહિ મળે, તો પાંચ લાખ રૂપીઆ પાંચ પેઢી સુધી ખૂટે એમ નથી; પણ કદાચ હું મરી જાઉં, અને તમે બિજી સ્ત્રી કરો ને ઓરમાયું થાય, તો મારા છોકરાના સામું જુવો નહીં, માટે હું તો પિતી નથી; તમે પિઓ !

**શેઠ**—તું પીતી નથી તો, હુંએ પીતો નથી. ભગવાનને આપવો હશે તો બીજો છોકરો આપશે.

માને બાપ બંને છુટી પડયાં; એટલામાં ખબર મળવાથી નેવું વરસનો ડોસો છોકરાનો દાદો માથું કુટતો આવ્યો; તેને ગુરૂ કહે ડોસા બસ કરો રોશો નહીં; તમે ખાઇપીને પરવાર્યાછો તમારે કોઇ પ્રકારની આશા તૃષ્ણા રહી નથી, ઘરડા થયા છો, માટે આટલો પ્યાલો પી જાઓ; એટલે તમે મરી જશો અને તમારે બદલે છોકરો જીવતો થશે.

**ડોસો**—રાખ્ય રાખ્ય ગાંડો માં થા ગાંડો, હું ઘરડો કાંઇ મારો જીવ ઘરડો ! ( નાસતાં નાસતાં )

**ગુરૂ**—ડોસા ઉભા તો રહો; તમને કોઇ પરાણે પાતું નથી.

એટલામાં ડોસીનું આવવું થયું; તેને ગુરૂએ કહ્યું ડોસીમા તમારો વંશ રાખવો હોયતો આ કાર્ય તમે કરો.

**ડોશી**—ગુરૂજી, વંશ રાખવો કોને કડવો લાગે, સૌને વંશ વધ્યે સુખ છે. હું પ્યાલો પીઉં પણ આટલે વરસે ડોસાને દુઃખ પડે. આ દીકરાની વહુ કાંઇ એના સસરાને રોટલા કરીને આપે એવી નથી, તેમ છતાં આ કાંઇ મારો વંશ જતો નથી, મારો છોકરો પાંચ વરસનો બેઠો છે, અને છોકરાનો વંશ વધે ન વધે તે એનાં નસિબ !

ડોશીના જવાબનો અંત આવ્યો એટલામાં, રાંડનારીને ખબર મળવાથી પોતાને પિયેરથી દોડતી આવી ચોક વચ્ચે પછડાઇ અને અતિશય રોવા લાગી; જેના વિલાપથી ગુરૂનું કાળજું હાલ્યું. હે સ્વામિનાથ ! મને તમારા પહેલું મ્હોત કેમ ન આવ્યું ! તમે ગયા અને હું અભાગણી જી-

વતી રહી તે કોને આશરે મુક્તા ગયા ! મારે ઉપર આભ અને તળે ધરતીમાં તમારા વિના સાથી સગાઇનું કોઇ રહ્યું નહીં, હવે હું શા આધારે જીવીશ, તમારા વિના સ્વામિ ધાનને ધાન કરી નહીં ખવાય, મને આગળ કરીને ગયા હોત તો બહુ સારૂ થાતરે......હેં હેં હેં.

ગુરૂએ જાણ્યું નક્કી આ પ્યાલો પીશે. છાની રહે બેટા છાની રહે લે આટલો પ્યાલો પીજા એટલે તુ મરી જઇશ અને તહારે બદલે તહારો ધણી જીવતો થશે.

**સ્ત્રિ**—વાહરે વાહ ! ગુરૂજી યુક્તિ સારી. હું મરી જાઉં, અને તેરે દિવસે બીજી સ્ત્રિ કરે, તે હીરા, માણેક, રત્નના દાગીના પહેરે, બે ઘોડાની બગીમાં બેસી ફરે; પાંચ લાખની પુંજી ભોગવે, મારે ભૂતડી થઇ મોભારે બેસી જોવું પડે, એ છો મરતા હું મારે રાંડેલી દહાડા કાઢીશ.

પાંચે છુટી પડયાં ત્યારે ગુરૂનો એકે ઉપાય ન રહ્યો. ગુરૂએ ઉંડા વિચારમાં ગરક થઇ ઉચ્ચાર કર્યો. તમારે કોઇને આ બાળક જીવતો કરવાની મરજી નથી કેમ ?

**શેઠાણી**—મહારાજ, જીવતો કરવાની તો ધણીએ મરજી છે પણ ઉપાય ગુરૂજી બહુ કઠણ.

**ગુરૂ**—એકવાર મેં જે મંત્ર ભણ્યો તે પાછો ખેંચી, બીજો ભણી શકાય નહીં; માટે જો તમારી સર્વેની મરજી હોય તો હું પ્યાલો પીઉં.

**પાંચે**—હા હા ! તમે પીઓ તમે ગુરૂ મહારાજ.

**ગુરૂ**—ઠીક ત્યારે લ્યો હું પી જાઉં, એમ કરી છોકરાના ઉપર ફેર ઉતારી ફુંક મારી પી ગયા, અને કહ્યું ચલ બચ્ચા ખડા હો જા.

શિષ્ય જે અત્યાર સુધી શુદ્ધિમાં હતો અને બધી વાતે વાકેફ થયો હતો તે એકદમ જાગ્રત થઇ ગુરૂના સામા હાથ જોડી ઉભો રહ્યો. માએ કહ્યું બેટા મારા સામું તો જો !

**છોકરો**—શું જોઉં ! મેં સર્વનું સગપણ જોઇ લીધું.

**મા**—બેટા જો ગુરૂએ પ્યાલો ન પીધો હોત તો હું જરૂર પીજાત, તારી નનામી ન બાંધવા દેત.

**છોકરો**—મા, આ સંસારમાં કોઇ સગુ નથી, સર્વે સ્વાર્થનું છે અને સાથે આવનાર કોણ ? ફક્ત પૂન્ય ને પાપ; સાચો સગો શ્રીહરી છે.

[કવિ]　　　　　　**મરાઠી સાખી.**

નરસિંહ રૂપ ધર્યું નારાયણ, હિરણ્યાકશ્યપુ હણવા;
પ્રેમી ભક્ત પ્રલ્હાદ ઉગાર્યો, હરનિશ ભગવંત ભણવા;
ગણવાં ગોવિંદ નામ, આનંદ ઉલટે આઠુ જામ. ગણુવાં.

[કવિ] ગીતિ.

સનક સનંદન સાથે, વૈકુંઠ વળીઆ હરી દર્શન કરવા;
હાંશી કરી અટકાવ્યા, જય વિજયના કર્મે પત્ર ખરવા.

સમયને યોગે કરીને બ્રહ્માના પુત્ર સનક સનંદન વૈકુંઠમાં પ્રભુ દર્શનને માટે પધાર્યા. તેમને દૂરથી આવતા જોઇ દ્વારપાળ જય અને વિજય તેમણે હાંસી કરીને અટકાવ કર્યો, કે ખબરદાર અંદર જવાનો હુકમ નથી. જયવિજયનું નશિબ ફરવાનું, કાંઇ દુઃખ પડવાનું તેથી તેમને આવી નિચ બુદ્ધિ પ્રાપ્ત થઇ.

રૂષિ—કેમ, અમને જવાનો અટકાવ છે?

દ્વારપાળ—પ્રભુ એકાંત છે.

રૂષિ—અરે હલકી બુદ્ધિના માણસો, ત્રિલોકપતિ, જ્યારે એકાંત કરશે ત્યારે જગતને ક્યારે સંભાળશે? આ બધી ચાલાકી તમારી હોય એમ ભાસે છે; તમે વૈકુંઠમાં રહ્યા, પ્રભુને દ્વારે રહ્યા, નિરંતર નારાયણના સમક્ષ રહ્યા, તોપણ તમારામાં આવી આસુરી બુદ્ધિ રહી, તો તમે પૃથ્વિ ઉપર રાક્ષસ થઇને પડો, એવી અમારી વાણી છે. શ્રાપ થતાંજ બન્ને જણ થરથરવા લાગ્યા અને પોતાના ગુનાની માફી માગવા લાગ્યા. લક્ષ્મિ સહિત વૈકુંઠપતિની પધરામણી થઇ, *અજપુત્ર અને ઇશની વચ્ચે અરસપરસ સત્કાર થયા; ભગવાને જયવિજયના સામું જોયું.

જય—કૃપાનાથ અમને રૂષિનો શ્રાપ થયો.

ભગવાન—તે ભોગવવો પડશે, બ્રહ્મપુત્રનાં વચન કદી ખાલી જાય નહીં. મને શ્રાપ દે, તો મારે ભોગવવો પડે તો તમે કોણ!

વિજય—મહારાજ અપરાધ ક્ષમા કરી કાંઇ અનુગ્રહ કરવો જોઇએ.

રૂષિ—વૈકુંઠાધિપતિ; બોલ ખાલી ન જાય એવી રીતે અનુગ્રહ કરો.

ભગવાન—તમારા બેઉ જણની ઇચ્છા શી છે તે કહો?

જય—ફરીને વૈકુંઠમાં તમારાં દર્શન ક્યારે થશે?

ભગવાન—મારી નિરંતર ભક્તિ કરશો તો સાત અવતાર પછી, અને મારી સાથે વૈરભાવ રાખશો તો ત્રણ અવતાર પછી.

જય અને વિજય બન્ને વિચાર કરવા લાગ્યા કે ત્રણ અવતાર સારા કે સાત અવતાર સારા? સાત અવતારમાં સાત વખત જનમવું, સાત વખત મરવું, સાતવાર ગર્ભવાસમાં રહેવું, અને જીંદગિમાં અનેક સંકટ ભોગવવાં, સુખનો દિવસ દેખવો ક્યાં! વળી અવતાર સાત જાય, પણ પ્રભુનાં

* અજ=બ્રહ્મા, અજપુત્ર=બ્રહ્માના પુત્ર, સનકાદીક.

દર્શન થવાં ક્યાં. ત્રણ અવતારમાં ત્રણવાર જન્મ, ત્રણવાર મરણ અને અવતારે અવતારે હરિનાં દર્શન થાય, કારણ કે વેરભાવે વહાલાને આવવુંજ પડે; માટે માગો વૈરભાવે વૈકુંઠ.

બન્ને—મહારાજ વૈરભાવે વૈકુંઠ મળવું જોઇએ, પણ કૃપાનાથ વહેલો છુટકો કરજો.

સનકાદિક—પ્રથમના અવતારમાં હું તમને મુક્ત કરીશ.

લક્ષ્મિ—બિજા અવતારમાં હું તમને મુક્ત કરીશ.

ભગવાન—ત્રિજા અવતારમાં હું તમને મુક્ત કરીશ.

પ્રથમનો અવતાર હિર્ણ્યાક્ષ અને હિરણ્યકસ્યપુ, સનકાદીનો અવતાર પ્રલ્હાદ, ભગવાનના અવતાર વારાહ અને નરસિંહ. બીજો અવતાર રાવણને કુંભકરણ, લક્ષ્મિનો અવતાર સીતા, ભગવાનનો અવતાર રામ, ત્રિજો અવતાર દંતવક્ર ને શિશુપાળ, ભગવાને પોતે કૃશ્નાઅવતારમાં તેમનો વધ કરી મોક્ષગતી આપી.

સનકાદિકના શ્રાપે કરીને જય અને વિજય દહીત થઇ પ્રુથ્વિમાં પડયા. હિર્ણ્યાક્ષ તે મોટો ભાઇ અને હિરણ્યકસ્યપુ તે નાનો; નાનો ભાઇ જ્યારે ગાદી સંભાળે તેવો થયો; ત્યારે હિરણ્યાક્ષ દેવને ત્રાસ પમાડવા ચાલ્યો. સકળદેવને ત્રાહ ત્રાહ પમાડી માનધાતાને વરેલી પૃથ્વિ લઇ પાતાળમાં પેઠો.

[કવિ]　　　　　　　મરાઠી સાખી.

બંને પડીઆ પૃથ્વી ઉપર, થયો દહિત અવતાર,
હિર્ણ્યાક્ષ હિરણ્યકસ્યપુ સાથે, ભુને કરવા ભાર;
છે બળ ઘણું, મુખ વખાણું શું એહ તણું.　　છે.

ચોપાઇ.

લાગ્યો હિર્ણ્યાક્ષ દુઃખને દેવાજો, ઇંદ્ર આદે પામે ન સુખી રહેવાજો, ૧
મારી અમર પમાડયા ત્રાસજો, દહિત ભયથી કરે નાસાનાસજો. ૨
લઇ પૃથ્વિને પેઠો પતાળજો, દોડ્યા દેવ બેઠા જ્યાં પ્રતિપાળજો. ૩

મરાઠી સાખી.

વરાહ રૂપે વેગે આવી પૃથ્વિ છોડાવી પળમાં,
હિરણ્યાક્ષ દહિતનો અંતજ આણ્યો, બહુ છકયો તો બળમાં;
જાણી સમાચાર, હિરણ્યકસ્યપુ કોપ્યો અપાર.　　　જાણી.

ભગવાને વરાહરૂપ ધારણ કરી પૃથ્વિને દાંત ઉપર લઇ હિર્ણ્યાક્ષ દહિતને માર્યો, તેની ખબર થતાં હિરણ્યકસ્યપુ આજી ઉઠયો અને "પણ" કર્યું કે જ્યાં સુધી મારા ભાઇના મારનાર શત્રુને મારૂં નહિ ત્યાં સુધી પુરમાં પગ ધારૂં નહિ !

**કલ્યાણ. ( મદનરીપુ મ્હાદેવ ભજી લે. એ રાગ. )**

( હિ ) મુજ રીપુનું મર્ણ કરીને, હું ઘર આવું પાછો ફરીને. મુજ.
ભાઇને માર્યાની ખબર મેં જાણી, પ્રાણ હર્યા વીના પીવું ન પાણી. મુજ.
મહોત માગ્યું મુરખે, જો હણ્યો મારા ભાતને;
હાથ આવ્યો હણું નહિ, તો ધિક્ક મારી જાતને.
ઉડાડું અવની આભમાં, સર્વેને સોંપું શોકને;
મુજ સહસ્ત્ર કેરો માર તે, ચખાડું ચૌદે લોકને.
સ્વર્ગ મૃત્યુ પાતાળ ફરીને, શોધી હું કાઢું એજ અરીને;
પાછો વળાવું પ્રાણ હરીને, ત્યારે હું બેસુ ઠામ ઠરીને. મુજ.

શત્રુની શોધમાં ધસેલો મદોનમત્ત દહિત જંગલે જંગલ ફરવા લાગ્યો; ત્યારે નારદનો મેળાપ થયો. અલ્યા હિરણ્યકસ્યપુ ક્યાં જાય છે ? દહિત કહે હે મહામુનિ મારા ભાઇના મારનારને શોધવા.

**નારદ**—આમ તને નહિ મળે; એને મળવું હોય તો એક ચિત્તથી રામ રામ રામ, રામ, રામ, કર !

દહિત શત્રુ થઈ અવતરેલો તેનાથી નામ કેમ દેવાય. જ્યારે કોઈ સબળ જન્તુ ચઢી આવવાનો હોય ત્યારે પોતાના નગ્રની આસપાસ મજબુત કોટ કરવો જોઇએ; એમ વિચારી પોતે દેહ રૂપી નગરની આસપાસ કોટ કરવાને બ્રહ્માનું તપ આરંભી બેઠો. સાઠ હજાર વર્ષ પુરાં થયાં, ત્યારે બ્રહ્મા પ્રસન્ન થયા, અને દહિતને વરદાન આપવા આવ્યા.

( ક ) ગિતિ.

હંસ ચઢી અજ આવ્યા, તપ આરંભી બેઠો રાજાન;
પ્રસન થયો હું તુજને, માગ્ય માગ્ય તું માગે વરદાન.

બ્રહ્માનાં વચન સાંભળી દહિતે કહ્યું મહારાજ મને અમર કરો. બ્રહ્માએ વિચાર્યું દહિતને અમર કરીશ તો દેવને ઠરીને બેસવા વખત કદી આવશે નહિ.

**બ્રહ્મા**—હિરણ્યકસ્યપુ ! અમર કરવું એ મારા હાથમાં નથી, એ દોરી ભગવાનના હાથમાં છે. તું પ્રભુનું સ્મર્ણ કર !

**દહિત**—તમારા હાથમાં હોય તે આપો એટલે હું સંતોષ માનીશ; પણ શત્રુની પાસે આજીજી કરવા નહિ જાઉં ! તમે અમર ન કરો તો હું બીજું માગુછું.

**સાખી મરાઠી.**

બાહેર, ઘરમાં, દિવસે રાત્રે, કાયા ભંગ ન થાએ;
મનુષ જનાવર લોહ કાષ્ટથી, દેહ ન મુજ છેદાએ;
માગી મન વસ્તુ, અજ કહે જા તથાસ્તુ. માગી.

સિંહની ઓથ મળ્યે શિયાળ ઉન્મત થાય તો, વાઘ વધારે કેમ ન થાય, અજથી અભય થએલો દહિત પુરમાં આવી પુરજનસાથી પોતાનો વિચાર સર્વને દર્શાવા લાગ્યો, મ્હારા બહાદુરો, સામંતો પુરવાશિયો; મારા રાજ્યમાં રહીને જે જગકર્તાનું નામ જાણીને કે અજાણે, મનથી ને કમનથી ગુપ્ત કે પ્રગટ લેશે તેને અવળી ઘાણીએ પીલી નાંખીશ; અને મારા કાનો કાન સાંભળીશ, તેને ભિંતમાં ઉભો ચણી નાખીશ. જેને ભજન કરવાની ઇચ્છા હોય તે, હિરણ્યકસ્યપુ હિરણ્યકસ્યપુ કરે. આવી સખત આણ વરતાવી હિરણ્યકસ્યપુએ આકાશ મંડળની ખબર લેવા તૈયારી કરી. દાનવને આવતો જાણી સર્વ દેવતા *કોટી અર્કની સ્તુતિ કરવા લાગ્યા. હે વિભુ ! સાવધ થઇ પાપીનો નાશ કરો.

**ભગવાન**—એ દાનવ મારાથી નહિ મરે.

**દેવ**—પ્રભુ. આપનાથી ન મરે એમ હોયજ નહિ. આપ સમાન સમર્થ બીજાું છે કોણ; કે જે એને મારી શકે ?

**ભગવાન**—મારા શિવાય બીજો કોઈ મારવાને સમર્થ નથી; કારણ કે, બ્રહ્માએ પ્રબળ કર્યો છે અને એનાં મોતનાં બારાં બંધ કર્યાં છે; છતાં એને હું મારૂ, પણ હાલ એણે બ્રહ્માનું સાઠ હજાર વર્ષ તપ કર્યું છે, તે તપનો પ્રતાપ એવો છે કે હું એને જીતવાને સમર્થ નથી.

**દેવ**—મહારાજ, ઘણીજ અપસોસની વાત ! ત્યારે એ દહિતના દેહનો અને આ દેવોના દુઃખનો અંત નહિજ આવે ?

**સ્વયંભુ**—શાન્ત થાઓ, હાલ એની સ્ત્રિ ગર્ભવતી છે, અને તેના ઉદરમાં મારા ભક્ત પ્રલ્હાદજી છે. તે જન્મ ધારણ કરશે, પાંચ વર્ષના થશે ત્યારે મારી ભક્તિનો અંકુર ફુટશે, જ્યારે એ ભક્તિ કરશે ત્યારે આ દુષ્ટ તેને દુઃખ દેશે, એટલે એના તપનો નાશ થશે, અને પાપનો કાંટો આવશે; બસ તેજ વખત નરસિંહ અવતાર ધરી, તેનો ઘાત કરીશ.

ભગવાનના મુખનું ભાષણ સાંભળી નારદજી ઇંદ્રની પાસે ઉતાવળે ગયા; (કારણ કે ઇંદ્ર હિરણ્યકસ્યપુની ગેરહાજરીમાં તેની ગર્ભવતી સ્ત્રિના જન્મ આપેલા બાળકનો નાશ કરવાને હરણ કરી ગયો હતો.) અને કહ્યું અલ્યા ઇંદ્ર તું કોને લાવ્યોછું ? ને કેમ લાવ્યો છું ? ઇંદ્રે કહ્યું મહારાજ હિરણ્યકસ્યપુની સ્ત્રિ ગર્ભવતી છે તેના ઉદરથી દહિત ઉત્પન્ન થાય તેનો નાશ કરવા હું લાવ્યોછું. નારદ કહે એના ઉદરથી દહિત નહિ પણ ભક્તરાજ જન્મ ધારણ કરવાના છે.

**ઇંદ્ર**—મહારાજ આપ અત્યારથી શી રીતે સિદ્ધ કરો છો ?

---

* કોટી અર્ક—ભગવાન=કોડ સૂર્યના તેજવાળા.

**નારદ**—જ્યારે સ્ત્રિ ગર્ભવતી હોય છે ત્યારે તેનાં ચિન્હ બદલાય છે. તેને દેવ દર્શન, હરી કિર્તન, કથા પુરાણ, અને ધર્મ ઉપર પ્રિતી થાય, તો જાણવું કે તેના ઉદરથી જન્મધારણ કરનાર, પુત્ર યા પુત્રિ તે હરી ભક્ત થવાનાં; જ્યારે સારા સારા પદાર્થોનો વૈભોગ કરવાનું ચિત્ત થાય, ત્યારે જાણવું કે, ખાવા પિવાના શોખિન અને પુરાં વૈભોગી થવાનાં; અને જ્યારે કોડીઆં, કએલાં, કોયલા ને મુલતાની માટી ચાવવાની ઇચ્છા થાય, ત્યારે સમજવું કે, મહા ઘાતકી ક્રુર, દહિત બુદ્ધિના, પ્રપંચી, કામી અને રંગમાં ભંગ કરવાવાળાં ચાન્ડાળ થવાનાં.

**ઇંદ્ર**—મહારાજ લ્યો કયાધુને આપ લેઇ જાઓ, અને આપના આશ્રમે રાખજો, જેવાં લક્ષણ તમે પ્રથમ કહ્યાં તેવાં છે; પણ હવે દાનવનો ભય ઉત્પન્ન થયો છે માટે મારાથી રખાશે નહિ.

નારદ કયાધુને લઇ પોતાના આશ્રમે આવ્યા, ત્યાં પોતે તેણીને સદ્‌વિદ્યાનો ઉપદેશ કર્યો, અને તેની સાથે ઇશ્વરના અગણિત ગુણ વર્ણવ્યા. પ્રલ્હાદને આ સઘળું જ્ઞાન ગર્ભમાં થયું. જ્યારે પ્રલ્હાદનો જન્મ થયો ને પાંચ વર્ષની ઉમર થઇ ત્યારે નારદ તેના નગરમાં મૂકી આવ્યા; અને હિરણ્યકશ્યપુના મનનું સમાધાન કર્યું કે તહારી ગેરહાજરીમાં તારી સ્ત્રિના ગર્ભનું રક્ષણ કરવા હું મારા એકાંત સ્થળમાં લઈ ગયો હતો.

**દહિત**—બહુ સારૂ કૃપાનાથ, પણ મને મારો શત્રુ ક્યારે મળશે ?

**નારદ**—નિર્ભય બેશ, એની ઇચ્છામાં આવશે ત્યારે મળશે.

**દાહત**—હવે મને એ મળવા નહિ આવે, અને આવે ! તો જરૂર એનો નાશ થાય ! કારણકે હું બ્રહ્માનું વરદાન પામ્યોછું એટલે મને કોઇ મારનાર નથી, પણ એને હું મારીશ.

**નારદ**—મંદબુદ્ધિ ! એનું નામ અવિનાશી છે; સ્વર્ગ મૃત્યુ પાતાળમાં એનો કોઇ નાશ કરવાવાળો છેજ નહિ; સે હું જાણું છું.

હિરણ્યકશ્યપુએ પ્રલ્હાદને કહ્યું ભાઇ, નગ્રમાં આપણી હાક વાગે છે, અને આણ ફરે છે, કે કોઈ બ્રહ્માંડ નાયકનું નામ દે નહિ, એ મારો કટ્ટો શત્રુ છે, મારા ભાઇને મારનાર છે, જેને ભજન કરવું હોય તે મારૂ નામ દે. આવો બોધ થયા પછી થોડે દિવસે એક રાત્રિને સમએ પ્રલ્હાદ નગ્ર ચર્ચા જોવા નિકળ્યો, ત્યારે એક કુંભાર અને તેની સ્ત્રિ રામનામનો ઉચ્ચાર કરી રહ્યાં છે, એમ તેણે જોયું, અને તુરત હુકમની સાથે ધમકી આપી.

**પ્રલ્હાદ**—સબુર ! સબુર ! ! !

સબુર સબુરરે પ્રજાપતિ, લ્યા ગર્ધવ બુદ્ધિ તહારી,

હિરણ્યકશ્યપુની હાક ન માને, બીક ન માને મ્હારી;
કહે મુખે રામ, બોલ ખરૂં એ કોનું નામ ?     કહે.

સત્ય બોલ નહિંતો તારા જીવની હાની થશે ! કુંભાર ચમક્યો, હબક તો ખાધી, આશ્ચર્ય તો પામ્યો, પણ હિમ્મત પકડી કે હવે એકે ઉપાય નથી, અરે નામથી અનેક અધમ ઓધર્યા છે તો હું કેમ ડગુછું. બસ, પ્રભુ એજ સત્ય.

( કું. )     **રાગ; જનુની જીવો ગોપીચંદની.**

સત્ય કહું શરણા સાંભળો.

૧. રામ એ નામ ભગવંતનું, જે છે જગ કરતાર;
અધમ ઓધારણ ઇશ એ, ઉતારે ભવપાર     સત્ય કહું.

૨. ત્રિભોવન તોળ્યું એક તનુએ, બ્રહ્માંડનો ભૂપ;
રચના રચી આખા વિશ્વની, બુદ્ધિ અગાધ +અનુપ.     સત્ય કહું.

૩. કામ કર્યા એણે કોટીધા, સૌને સુખનો દેનાર;
હિરણ્યકશ્યપુના નામને, કોટીવાર ધિક્કાર.     સત્ય કહું

**પ્રલ્હાદ**—બસ કર ! સત્ય અસત્યનો નિર્ણય થયા પછી વાત ! પણ હાલ એ નામ ઉચ્ચારવાનું કારણ શું છે ?

**કુંભાર**—ધરાધિશ, જે નિભાડો મેં ખડકયો છે, અને બળે છે, તેમાંના એક માટલામાં મંઝારી વીઆઇ છે, તેના પાંચ બચ્ચાં ભુલથી ગોઠવાઇ ગયાં છે; તે રામનામ ઉચ્ચારણ કરવાથી ઇશ્વર અગ્નિનું જોર દબાવી તેની સહાય કરશે અને સવારે જીવતાં નિકળશે; પણ કદાચ તમારા બાપનું નામ દેઇશું તો [1]રાખોડો નિકળશે.

**પ્રલ્હાદ**—જો એમજ હોય તો ઘણી તાજુબીની વાત. **રામનામની** બરોબર બીજું કાંઇ નહિ, પણ હું જાઉછું, અને કાલ સવારમાં પહોફાટતાં પહેલાં આવીને હાજર થઇશ, તે પહેલાં તારે નિભામાંથી એક પણ માટલુ આઘુ પાછું કરવું નહિ, જો એ બચ્ચાં જીવતાં નહિ નિકળે તો તું શુળીની સજાને પાત્ર થઇશ.

પ્રલ્હાદના ગયા પછી કુંભાર અતિશય શોચ કરવા લાગ્યો, હે ભગવાન હવે શી દશા થશે. હે જગદીશ્વર રાજાના ભયથી હું તમારૂં સ્મર્ણ છુપી રીતે કરતો તે છતાં રાજનના હાથે પકડાયો, જો કોઇ બીજાથી પકડાયો હોત તો, અસત્ય બોલીને પણ છુટત, આ તમારો પ્રેમી ભક્ત સવારમાં જરૂર દેહ મુકશે. પ્રભુ મારો પ્રાણ જશે ને તમારી પતીજ જશે. ઉંચું જોતાં પ્રલ્હાદનાં દર્શન થયાં. હુકમ થતાં નિભામાંથી વાસણ કાઢવા માંડયાં. " મુખે

+ અનુપ=ઉપમા ન અપાય તેવું. ૧ રાખોડો=રાખ-ખાખ.

રામ હાથે કામ" એટલામાં પ્રલ્હાદની નજરે નિભાની વચ્ચોવચ એક કાચુ માટલું દેખાયું, તેની આગળ પાછળના ચાર તે અડધાં કાચાં અને અડધાં પાકાં માલમ પડયાં.

**પ્રલ્હાદ**—પ્રજાપત, પેલુ માટલુ તદન કાચુ કેમ દેખાય છે ? તપાસ કર !

કાચા માટલાની ઉપરનું માટલુ લેતાંજ તેમાંથી બિલાડીનાં પાંચ બચ્ચાં ઘણાં ગભરાએલાં હતાં તે એકદમ કુદી પડી ચાલ્યાં ગયાં.

અદ્‌ભુત ચમત્કાર જોઇ "રામ" નામપર પ્રલ્હાદને પુરણ આસ્થા ચોટી, અને ગર્ભમાં થએલું સઘળું જ્ઞાન તુર્ત સ્ફુરી આવ્યું, જલહલ જ્યોત, ઇશ્વર રૂપ, અંતર ચક્ષુએ જોઈ, નિશાળે જઈ મહેતાજીની ગેરહાજરીમાં સરખા મિત્રોને કહ્યું, તમને એક નવો *આંક શિખવું.

**દોહરો.**

જીવન સુધરે જે થકી, નક્કી કરે સૌ કામ;
મિત્રો બોલો માહરા, અંકે અંકે રામ. સિયાવર.

એકવી એકવી રામ ચાર એકતાલાં, બાવી બાવી રામ ચાર ચોરાશી, ત્રેવી ત્રેવી રામ, ચોવી ચોવીરામ, એમ શબ્દે ને શબ્દે રામ શબ્દનો ઉચ્ચાર કરવોજ પડે એવો ઇશ્વર કૃપાથી નવો આંક કરી સર્વને બોલાવવા લાગ્યા. મહેતાજીએ આવતાં સાંભળ્યું કે આ રામ નામ ઉચ્ચાર નિશાળમાં શાના થાય છે ! આવી જોયું તો પ્રલ્હાદ નેતરની સોટી લઇ વચમાં ફરે છે, અને સર્વ નિશાળીઆ ઉભા થઈ બોલાવ્યા પ્રમાણે બોલે છે. મહેતાજી ઝડપ મારી સોટી ખુંચાવી લઇ દરેક છોકરાને ત્રણ ત્રણ ચાર ચાર સોટીઓ મારી પ્રલ્હાદને હાથ પકડી રાજા પાસે લઇ ગયા.

**રાજા**—પધારો ગુરૂ, કેમ પુત્રને ઝાલીને લાવવો પડયો?

**શિક્ષક**—મહારાજ આ છોકરો શાળામાં પેસવા દેવા લાયક નથી, કારણકે પેલાનું નામ દેછે, અને બીજા છોકરાને દેવરાવે છે.

**રાજા**—કોનું નામ ?

**શિક્ષક**—પેલાનું ! પેલું કહે છે; આપણાથી ના દેવાય એવું નામ દેછે-હિરણ્યકસ્યપુ વિચારમાં પડયો, શું છોકરો બેઅદબી કાંઇ બોલતો હશે ! કદાચ નિચની સોબત થઇ હોય અને નિચુ બોલવા શિખ્યો હોય ! પ્રલ્હાદ ! જે તું બોલ્યો હોય તે ફરીથી બોલ !

**પ્રલ્હાદ**—રામ ! રામ ! રામ ! રામ ! રામ ! રામ !

**હીં**—બસ કર ! બસ કર, ચન્ડાળ; હમણાં જીભ કાપી નાંખવી પડશે;

* આંક—અંકનું પૃથકરણ; વધારો.

સમ કોણ! તને ખબર નથી કે મારા ભાઇને મારનાર એ મારો કટ્ટો શત્રુ છે!

**પ્રલ્હાદ**—પિતાજી, એ કોઇનો શત્રુ છેજ નહિ. પ્રાણી માત્ર તેના ઉપજાવેલા છે, માટે તે સર્વનો પિતા છે.

**અહંકારી**—જાઓ છોકરાને પહાડ ઉપરથી રગડતો મૂકી દ્યો! હુકમ થતાં હાથ પગ બાંધી પહાડ ઉપરથી ફેંકી દીધો, પણ તેને જરાએ વાગ્યું નહિ, ત્યારે કહ્યું એને હાથીના પગે બાંધી ઘસડી નાંખો! તેમ કરતાં પણ પ્રલ્હાદને છોલાયું સરખુ નહિ; ત્યારે પાપી પોતાની બેન હોળકા પાસે ગયો, અને પોતાનું દુઃખ એ જણાવ્યું કે, પ્રલ્હાદ મરતો નથી.

**હોળકા**—હું અગ્નિમાં એકલી બળતી નથી. માટે હું ચિતા ખડકી પ્રલ્હાદને ખોળામાં લઈ બેસુ; ચિતા સળગવાથી પુત્ર બળી જશે ને હું સજીવન રહીશ.

આ સાંભળી પાપી ઘણો ખુશી થયો, અને ફાગણ સુદી પુનેમનો દિવસ નક્કી ઠરાવ્યો. નગરના લોકે વાત જાણી, અગ્નિ દર્શન હરામ કર્યા અને ધાણી ચણા ખાઇ દિવસ કાઢવા માંડયા. ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો ત્યારે સમિસંધ્યાએ હોળીકા કાષ્ટ ખડકી પ્રલ્હાદને લઇ બેઠી અને અગ્નિ મુક્યા પછી, નગરના લોક પ્રલ્હાદનું છેલ્લું પુજન તથા દર્શન કરવા આવ્યા; હરીજન સર્વે ઘેર જઇ ઇશ્વર સ્મર્ણ કરવા લાગ્યા.

**રાગ; ગાફી આવી ગુજરાત.**

સહાય કરો દીનાનાથ, દયાળુ સહાય કરોને;
ઉગારો પ્રલ્હાદ, હરી એનાં દુઃખ હરોને.
નામ જપેછે નાથનું, નિશદીન સ્વાસો સ્વાસ;
કોટી ઉપાય કરી ચુકયો, પાપી પુત્રનો કરવા નાશ.　　હરી. ૧
નાશ થયો છે નહિ નક્કી, નહિ ખુટયો હોય કાળ;
પણ આયુશ આવી રહ્યું, જુવો ઝડપી અગ્નિ ઝાળ.　　હરિ. ૨
અગ્નિથી ઉગારીએ, પ્રલ્હાદ છે ભક્તરાજ;
પ્રાણ જશે જો પુત્રના, લોપાશે તુજ લાજ.　　હરી. ૩

અરે દહિતો, રાતે બહારવટે નિકળી કોઇના ખાટલા, પાટલા, પીડીઆં, પાટડીઓ, લાવી લાવી હોળીમાં ઝીકવા મંડયા.

**(પ્રલ્હાદ)　　ઇશ્વર સ્તુતિ. રાગ, હોરી.**

દશા શી, દશા આ કરી પ્રભુ મહારી.
દુઃખ દીધુ દાવાનળ હરજી, મુખશુ કહુ ઉચ્ચારી, ત્રિકમ જાણો તાવુછુ તનને,
ભક્તિ ન મુકુ તમારી, હરી મેં ઉરમાં ધારી.　　દશા આ. ૧

ભક્તિ કરતાં ભારે સંકટ, શાણા એ શોભા સારી, નારાયણ કોઈ નામ ન લેશે;
માટે ધાઓ વારી, લીધી જેવી હરણી ઉગારો. દશા આ. ૨
સાગર બુડતો રાખ્યો ગજને, અગ્નિથી બાળ મંઝારી, લાખાગ્રહથી પાંન્ડવરાખ્યા;
કઢા તેલ સુધન્વાની દારી, કીધુ એવું ×ઉલટુ વિચારી. દશા આ. ૩
આપ કરો તે કોઇથી ન થાએ, આપ કૃતિ અતિ ન્યારી; શેષ શક્તિ
તારો પાર ન પામે, શિવ બ્રહ્મા જાય હારી; કરે ન બરાબરી તહારી. દ૦ ૪
સંસાર રૂપી *જેલ જરૂર આ, નથી નિકળવા બારી, બાપુ કહે બેલી પ્રભુ થાજો;
ભૂપનો ભય મુને ભારી, આપ વિના કો નહિ વારી. દશા આ. ૫

સવાર થતાં પ્રલ્હાદ સજીવન રમતો બહાર નિકળ્યો, અને હોળકા બળીને ખાખ થઈ ગઇ. નગરનો અરધો ભાગ દેવી બુદ્ધિવાળો હતો તેમને દેવની ઉપમા આપવી જોઇએ, અને આસુરી બુદ્ધિવાળાને દહિતની ઉપમા આપવી જોઇએ. નગરના કોઇ કોઈ ભાગમાં આનંદ ઓચ્છવ થવા માંડયો, અને ઘણા ભાગમાં ધુળ કચરો કાંકરા ઉડવા માંડયા. જ્ઞાન, નિતિ, ભક્તિમાં ચિત્ત પ્રોવવાવાળા અને દયા, ક્ષમા, શાન્તિ, દિનતાના ભરેલા તે દેવ. છળ કપટ, પ્રપંચમાં વૃત્તિ દોડાવવાવાળા અને કામ, ક્રોધ, અહંકાર, અભિમાનના ભરેલા તે દહિત. દેવોએ રાજાથી છાનો "પ્રલ્હાદ બચાવનો" ઓત્સવ કર્યો, અને હોળકાના મરણથી માઠુ લગાડી દહિતોએ ધુળ ઉછાળી. ( સજ્જનને મન ફુલડોળ અને દુરિજનને મન ધુળેટી. )

( કવિ ) **સાખી મરાઠી.**

અર્ધ નગ્રમાં આનંદ વરત્યો, લાગ્યા હરિગુણ ગાવા;
દહિતો દૂશે થયા ઝંખવાણા, ધુળ્યે ધુમ મચાવા;
પુરી પ્રભુએ સાખ્ય, હોળીકા બળીને થઇ છે ખાખ. પુરી.

અગ્નિદાહ શક્તિએ પ્રલ્હાદને અસર ન કરી અને પોતાની બેન બળી ગઇ જાણી, દરિયામાં ડુબાવાનો વિચાર કર્યો, ત્યાં પ્રલ્હાદ પાંદડાની માફક તરવા લાગ્યો; છેવટ અભિમાનીએ શુક્રાચાર્યને કહ્યું, એકવાર એને એની મા પાસે લઇ જાઓ, અને કહો કે તારા પુત્રનો પ્રાણ બચાવવો હોય તો રામનામ છોડાવ! નહિતો અઢી ઘડીમાં કોઇપણ રીતે એની દેહનો નાશ કર! એમ કરતાં કસુર થશે તો હું જે સજા કરૂ તે તારે ઉઠાવવી પડશે. હુકમ થતાં શિક્ષક પ્રલ્હાદને તેડી તેની સતી માતા પાસે ગયા અને રાજાએ કહેલી બિના કહી.

કયાધુ—બેટા? શા સારૂ મને વાંઝણી કરવા તૈયાર થયોછુ?

પ્રલ્હાદ—માતાજી, જેના ઉદરથી કોઇ શુરો, દાતાર કે ભક્તરાજ

× ઉલટુ=અગ્નિની દાહક્રિયા મટાડી. * જેલ=કેદખાનું.

ઉત્પન્ન થયો છે તે માતા ચાર જુગમાં પણ વંઝા ગણાતી નથી, બાકી સર્વે સ્ત્રિઓ છતે પુત્રે વંઝાજ છે.

કયાધુ—પણ બેટા; તારાથી મળતુ આધુનિક સુખ તે પછી હું શી રીતે ભોગવવાની?

પ્રલ્હાદ—માતાજી, મારા બાપને બે હાથ છે, અને હું જેનું ભજન કરૂંછું તેને હજાર હાથ છે.

કયાધુ—બહુ સારૂ ભાઇ જો ત્હારી હિમ્મત હોયતો હું તને ઇશ્વિર સ્મર્ણ મુકવા કહેતી નથી. માતા પાસેથી પ્રલ્હાદ વિખુટો થયો, અને જ્યારે બિજે દિવસે નિશાળે ગયો ત્યાં પોતાના મિત્રોને કહ્યું, રામનામની ધુન કરો!

[પ્રલ્હાદ] પાઢ. નિર્મળ પ્રાણની પ્યારી, એ રાગ.

રટો રસનાએ રામ નામરે, તમે મિત્રો મહારારે.
રામ કહો રણ છુટશે, તુટશે જ્યારે તંત[1];
ફરી ફેરો નહિ પામશો, ભય ટાળે ભગવંત;
કદી બીક ન ધરવી પછી ગર્ભવાસ કેરી.　　　રટો. ૧
નામ પ્રતાપી નાથજી, દોરી સઘળી હાથ;
અધમ ઓધારણ ઇશ એ, અનાથોના નાથ;
નામ લેતામાં આપે ગતિ, ફેર નહિ રતી.　　　રટો. ૨
અગ્નિથી ઉગારિઆં, મંઝારીનાં બાળ;
ઠીક કરી થઠ ઝાલજો, મુકી બીજાં ડાળ;
જરીએ ન વિસારો તમે ત્રિભોવન રાય.　　　રટો. ૩

નિશાળીઆ કહે એકવાર માર ખાધો છે તેના સોર હજી મટયા નથી, વળી ફરીને માર ખવરાવવાના ઉપાય શિદ શોધી કાઢો છો!

પ્રલ્હાદ—ઇશ્વિર સ્મર્ણ કરતાં દુઃખ પડે પણ તેને સુખ માની લેવું; તો તપરૂપ ગણાય છે, બોલો.

કોઇ સંત ભણે રામા કૃષ્ણા ગોવીંદા;
પ્રલ્હાદ ભણે નરહરિ વિઠ્ઠલ ગોપાળા.

શબ્દો સાંભળી મહેતાજી ગભરાટમાં પડયા. અરે તે દિવસેતો એકલો "રામ" ઉચ્ચાર થતો હતો અને આજે તો, ઘણા શબ્દ બોલાય છે. જો આ વાત રાજા જાણશે તો મ્હારૂ નિકંદન કાઢી નાંખશે; ક્રોધના આવેશમાં આવતાં પ્રલ્હાદને પકડી રાજા પાસે રજુ કર્યો અને કહ્યું, કોઇ દિવસ નિશાળમાં મોકલશો નહિ, એણે તો મહારી આખી નિશાળ ખરાબ કરી.

---

૧ તંતન્તાંતણો; આવરદાની દોરી.

ગુરૂના વચન સાંભળી રાજાને રોમ રોમ ક્રોધ પ્રગટ થયો, તેણે આરસપહાણનો સ્થંભ દટાવી અગ્નિથી એવો તપાયો કે જેનું રૂપ [1]જ્વાળામુખી જેવું લાગ્યું. પછી પુત્રને કહ્યું ત્હારા રામ સાચા હોય તો આ થાંભલાને બાઝ ! જોઉં કેવો તને ત્હારો ઇષ્ટ બચાવે છે!

**પ્રલ્હાદ**—(સ્થંભ જોઇને) હે જગદીશ ! ! !

**સ્તુતિ. રાગ. ગરૂડ ચઢી આવજો ગિરધારી.**

અનાથોના નાથ કહેવાઓછો શાને;
દુઃખ પડવાથી મન ન માને. અનાથોના.
વહારે નથી ચઢતા એ વૈકુંઠવાસી, સદા મ્હારૂં મન રહે છે ઉદાસી;
પિતા થયો શત્રુ જવું ક્યાં નાશી. અનાથોના. ૧
ચિત્ત ચોટયું નથી રહેતું ચરણે, મન ભમ્યું રહે છે મરણે;
કહાના કેમ ન સાંભળો કરણે. અનાથોના. ૨
પડતો મુક્યો તે પહાડની ટોચ, દુઃખ પડતાં પામ્યો સંકોચ;
તેમાં તમને શાનો હોય શોચ. અનાથોના. ૩
પાયુ તક્ષક નાગનું ઝેર, ઘસ્યો ગામમાં વરતાવ્યો કેર;
તોએ મોહન આણી ન મહેર. અનાથોના. ૪
અંગ +અનળને અર્પણ કરીયું, સમુદ્રમાં શરીર આ તરીયું;
નથી નારાયણ નામ વિસરીયું. અનાથોના. ૫
કદી પડી જશે આ તન, તો તો રહેશે ભજનમાં મન;
જાણો જરૂર એ જુગજીવન. અનાથોના. ૬

ગદગદ કંઠ થઇ ગયો, આંખમાં ઝળઝળીઆં આવ્યાં, જોઇ અભિમાનીને અહંકાર થયો; અને જાણ્યું કે હવે એને ત્રાસ થયો છે. બોલ પ્રલ્હાદ એકવાર કહે કે, રામનામ તે ખોટું અને તમારૂં નામ તે સાચુ.

**પ્રલ્હાદ**—પિતાજી એકવાર શું પણ હજારવાર કહુંછું કે પ્રભુનું નામ તે સત્ય અને તમારૂં નામ તે અસત્ય. મોઢે બોલ્યો પણ મનમાં અતિશય ભય ઉત્પન્ન થએલો જાણી ભિડભંજન ભગવાને પ્રલ્હાદને સ્થંભ ઉપર સિંધુરી કિડીઓની હાર બતાવી.

પ્ર—હરી હઇએ રાખી હામ ભીડી, થાજો પ્રસન્ન પોતાના પીડી;
કુ—હરી હજારો દેખાડી કીડી. અનાથોનો નાથ મને સત્ય માને.
પડયો વેદ તણે પાને પાને. અનાથોનો. ૭

કિડી જોઇ પ્રલ્હાદને પુર્ણ વિશ્વાસ ચોટયો, એટલામાં પાપી બોલી ઉ-

---

૧ બળતો પહાડ. + અનળ=અગ્નિ.

હયો. પ્રલ્હાદ ! હજી કાંઇ વિચાર કર, જાણી જોઇ જાતનું નુકશાન ન કર ! એકવાર કહે કે રામ નામ અસત્ય. પ્રલ્હાદ કહે વડીલ, એકવાર નહિ પણ એક લાખ વાર ઇશ્વિર નામ સત્ય અને તમારૂ નામ અસત્ય.

હિ—ઠીક ! બાઝય હવે, તું મરવાનોજ થયોછું. "ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય."

પ્ર—હું બાઝુ તે પહેલાં મને ભગવાને જે સહાયતા કરી તેનો પાડ માનું.

( પ્રલ્હાદ )　　　　　　　　　લાવણી.

ધન્ય ધન્ય હે મહારાજ, જાણો અંતરની દાઝ;
રાખો ભક્ત જનોની લાજ, તેમાં નહિ મિન મેખ.　　　હાંહાંરે. ૧
મેં જાણ્યા અંતરજામિ, બહુ કળાનિધી બહુનામિ;
મ્હારી સર્વ વેદના વામિ, કેવો કર્યો વિવેક.　　　હાંહાંરે. ૨
ગુણ ગાએ ચારે વેદ, ભાગવતે જડયો ભેદ;
આજે ટાળ્યો મ્હારો ખેદ, દીલ દયા જાણી.　　　હાંહાંરે. ૩
બાઝુ થંભે આપો આપ, જાપુ નિત્ય તમારો જાપ;
તેનું રાખો હરિ માપ, રખે ન જાય પાણી.　　　હાંહાંરે ૪

( કવિ. )　　　　　　　　　મરાઠી સાખી.

વિજળી વેગે ગતી કરીને, ઝડપ ભેરવી બાથ;
આશ્ચર્ય હિરણ્યકસ્યપુ પામ્યો, હેઠા પડીઆ હાથ;
આ શું કહેવાય, અંતર લાગી લ્હાય.　　　આ શું.

જ્યારે પ્રલ્હાદ સ્થંભને બાઝયો, અને ન દાઝયો, ત્યારે હિરણ્યકસ્યપુ ચમકયો અને પ્રલ્હાદનું મૃત્યુ કેમ નથી થતું, તે વિષેના તર્ક વિતર્ક કરવા લાગ્યો. મને નિશ્ચય ન કરી આપ્યો ત્યારે; અંતર કપટ રાખી ઉપર ભાવથી પ્રલ્હાદને પુછવા લાગ્યો.

હિ—　　　અધિકારીરે આશ વિષયની ટાળો. એ રાગ.

કૃતિ કેવીરે જોઇ જોઇ ક્રોધ હું વામ્યો, આવું અભય વચન કયાં પામ્યો; ટેક.
કયાં પામ્યો કહે એ ભાઇરે, ત્હારે મ્હારે સાચી સગાઇરે,
હવે દિવસ સજો સુખદાઇરે,
પસ્તાઉ કાંઇરે, પ્રથમે હાથ ઉગામ્યો.　　　આવું. ૧
તેં મંત્ર ભણ્યા હોય જેવારે, હું શિખુ અભય પદ લેવારે,
કીધી કોણ ઇષ્ટની સેવારે;
એવા સારૂરે, કોણ ચરણ શિર નામ્યો.　　　આવું. ૨
મ્હારૂ કઠણ હ્રદય કર્યું કાચુરે, હવે બોલો બાળા સાચુરે;

હોય બુદ્ધી તો આપો, હું જાચુંરે;
નથી કાચુંરે, જગમાં જશ બહુ ઝાઝ્યો. આવું. ૩

ઇશ્વિરી કુદરતના નિયમ પ્રમાણે; પ્રલ્હાદને ભાસ્યું કે મારા બાપનું અંતઃકરણ નિર્મળ થયું; "કારણકે પોતે ચોખ્ખા દિલનો અને સત્ય બોલવાવાળો હતો" આપ જેવું જગત દુનિયા દેખે છે.

(પ્રલ્હાદ) મરાઠી સાખી.

પ્રથમ પગલું એજ પિતાજી, પ્રિતીભાવ મન લાવો;
સહાય કરે જે સકળ વિશ્વની, ગોવિંદના ગુણ ગાઓ;
મુને ઉગારે, મૃત્યુથી વારે વારે. મુને.

(કવિ) ગિતિ.

બાળના બોલ સુણીને, દ્વેષ ભરેલો દદિત ઘણું દાઝયો;
(હિ) વાર વારે હઠ લેતાં, દુષ્ટ અધર્મિ જરા નહિ લાજ્યો.

ઝુલણા છંદ.

સબળ વ્હેરી તણી બીક નહિ બાળકા, [1]રંચતુ [2]ખંચ મનમાં ન લાવે;
રોષ નિર્મળ તણો, જોસ ઝાઝો અલ્યા; શત્રુ હોય શિરતો ઉંઘ નાવે. ૧
સ્વર્ગમાં સંચરૂ પૃથ્વિ પ્રાજે કરૂ, સપ્ત પાતાળનું [3]શીત કાઢું;
દેવ દેવેશને સ્વર્ગના રાજીઆ, પકડીને પલકમાં ભોમી પાડું. ૨
કાળ કટકા કરૂ ક્રોડ ક્ષણું વારમાં, મારથી ત્રાસ તુજ રામ પામે;
સહસ્ત્ર સહુ હાથમાં આભ લેઉ બાથમાં; રામ ક્યાં બેસશે સ્થિર ઠામે. ૩

(પ્રલ્હાદ) રાગ, ક્ષત્રિકલંક.

આતો અહંકારના ઉચ્ચાર જણાય, અખંડાનંદ અવિનાશીરે.
હરીજનને એ હરનિશ સહાય. અખંડાનંદ૦ ૧
ઠરી બેઠેલો છે સઘળે ઠામ; અખંડાનંદ૦ ૨
કીટ, પતંગ, ઝાડી, પહાડી, તમામ. અખંડાનંદ૦ ૩
પ્રાણી માત્રમાં છે પ્રભુ કેરો અંશ; અખંડાનંદ૦ ૪
ભક્તદ્રોહી તણો કાઢે નિરવંશ. અખંડાનંદ૦ ૫

(હિરણ્યકસ્યપુ) સાખી મરાઠી.

સ્વર્ગ મૃત્યુ પાતાળ હું ફરિઓ, કાંઇ નવ હડીએ ચઢીઓ,
ફરી ફરીને થાક્યો શોધતાં, તુજને ક્યાંથી જડીઓ;
બોલ! સત્ય ભણું, સ્થંભમાં હોય તો હમણાં હણું. બોલ્ય.

---

૧ રંચ=જરા. ૨ ખંચ=ખાંચકો. ૩ શીત=શીતળતા, ભિનાશ.

( પ્રલ્હાદ ) ગિતિ.

જડ ચૈતન સર્વેમાં, અવિનાશિનો સદા રહે વાસ;
અહંકારી નવ દેખે, હરદમ નજરે જુવે હરીદાસ.

આવાં પ્રલ્હાદનાં વચન સાંભળી અહંકારીને અતિશય ક્રોધ ચઢયો અને પોતે વિજળીસમ ખડ્ગ લંઇ સ્થંભનુ છેદન કરવા ઉભો થઇ ડગલાં દેવા લાગ્યો; તવ પ્રલ્હાદે ભગવાનનું સ્મર્ણ કર્યું "હે પ્રભુ હવે હદ થઇ ગઇ, અધર્મિનો અંત આણો !"

( કવિ ) ગિતી.

ચડડડ થંભ ચિરાયો, ધરણી ધ્રુજી ડોલ્યા દિગપાળ;
નરસિંહ રૂપ ધરી આવ્યા, પ્રલ્હાદ પાળક હિરણ્યાકંસ કાળ.
નરસિંહ રૂપ ધરીને, નારાયણ તે નિકળ્યા સ્થંભ બહારી;
દાનવ સઘળા નાઠા, કમર કસીને ઉભો અહંકારી.

પ્રબંધની ઢબ.

ઉભો હિરણ્યકશ્યપુ સામો; જોઇ સ્વરૂપને ભય પામ્યો.

ભય પામ્યો પણ મન નવ ધરતો, વિચાર કરતો, અંતર ઠરતો, જરા ન ડરતો, મુખ ઓચરતો, ઠીકઠીક આ શત્રુ મળીઓ, દીસે બળીઓ, આજ અંગનો ઉચાટ ટળીઓ; નિકળ બહાર કહી પાપી ગાજ્યો.

તવ ભગવાને છલંગ મારી, જોર ઝડપથી જણુવ્યું ભારી, કરી તૈયારી મોરારી મહા ઘોર ગરજના કરતા આવ્યા, દાનવને પંજામાં લાવ્યા, મુષ્ટી કેરા પ્રહાર ચલાવ્યા, ત્રાસ દેખી ત્યાં સૌ ગભરાયા, નાશી છુટી પ્રાણુ બચાવ્યા.

હિરણ્યકશ્યપુ કોપ્યો બળમાં, કેશવજીને પકડ્યા કળમાં, પાડ્યા પળમાં પ્રહાર કર્યા બહુ પગના નળમાં.

ઘડીઘડીમાં વારા ફરતી ઉપર નિચે બંને બળીઆ, ધરણી ઢળીઆ, ભોમી ભળીઆ, ચિત્ત નવ ચળીઆ, એમ કરતાં સમીસાંજ થઇ; સજજ થઇ જોયું શામળીઆ.

ઘોર શબ્દ કીધો ગિરધારી, ધરણી ધ્રુજી શેષ શિરપર શકે ન ધારી, દધી સર્વનાં ઉછળ્યાં વારી, ગર્ભ ગળ્યા સૌ ત્રિલોક નારી, પર્વત કંઇ પાતાળે પેઠા, હરજી ઉમરા ઉપર બેઠા, દહિત ઉચકી ખોળે લીધો, ફરીઓ સીધો શામળિયાએ સવાલ કીધો.

સગ; ભરથની સાખી.

ભ—તું ઘરમાં છું કે બહારજો ? તુને મારૂ હવે આ ઠારજો.
હિ—નહિ ઘરમાં કે બહાર ઉચારજો, મહારા મોત તણું આ બારૂ જો.

**ભ**—આવ્યા દિવસ છે કે રાતજો, કરી વિચાર બોલ્ય ખરી વાતજો ?
**હિ**—નથી એકે મુને સુજ પડીજો, મારે મરવાની આ ઘડીજો.
**ભ**—હું મનુષ્ય છું કે પશુજો, બોલ્ય મનમાં ન રાખીશ કશુંજો ?
**હિ**—નહિ પશુ અને નહિ માનવજો; આવ્યા સંહારવાને દાનવજો.
**ભ**—આ લાકડું છે કે લોઢુંજો, હવે તહારૂં આયુશ થોડુંજો ?
**હિ**—લોઢું, લાકડું, નહિ એ નખ જો, ભાગો ભક્ત તમારાનું દખજો.
**ભ**—ચિરી નાંખુ મારી નખ, ભાગુ પ્રલ્હાદનું દઃખ, ભાઇ ! ભાઇ ! !
[ **કવિ** ] કહીને કર્યો નખ ઘાત;

**વાસવ** આદે વૈમાન બેસીને, વરસાવ્યો ફુલ વરસાદ. ૧
પ્રલ્હાદ કંપી **થરથર** ધ્રુજ્યો, તર્ત ગયો જરા નાશી;
આંતરડાં કાઢી હિરણ્યાકંસનાં, પહેરીઆં વૈકુંઠવાશી ૨
ક્રોધ સમાવા કારણ આવ્યા, **ઈંદ્ર, અજ, ને મહેશ;**
પાસે ન આવી શકયા કોઇએ, જોઇને વિકાળ વેશ. ૩
પ્રલ્હાદ ધિમાં પગલાં ધરતો, જઇને લાગ્યો પાય;
હાથ ફેરવ્યો મુસ્તક ઉપર, વૈકુંઠ કેરે રાય. ૪

**ભ**—માગ્ય માગ્ય પુત્ર શું જોઇએ ?
**પ્ર**—મહારાજ મારા પિતાની સદગતિ થાય.
**ભ**—તથા અસ્તુ.
**પ્ર**—મહારાજ મારા રાજ્યના જીવ માત્રને વૈકુંઠ લેઇ જાઓ !
**ભ**—તપાસ કર ! જેને આવવાની ખુશી હોય તેને લેઇ જાઉ. સુખીઆ દુઃખીઆ સર્વની ખબર લઇ વહેલો આવ !

હુકમ થતાં પ્રલ્હાદ ઉભો થયો, અને જેને વાત કરી તેણે ગાંડામાં કાઢયો; અહીંકરતાં સ્વર્ગમાં શું સુખ વધારે બળ્યું છે ? એવામાં એક ભુંડને વિષ્ટા ભક્ષણ કરતાં તેણે જોયો તેને કહ્યું; ભાઇ તુ સ્વર્ગમાં જા. હુ તને મોકલું.

**ભુંડ**—રાજાધિરાજ ત્યાં આવું નરક ખાવાનું છે ?

**પ્રલ્હાદ**—ના એવા પદાર્થો ત્યાં નથી, ત્યાં તો અમૃત પકવાન જમવાના અને જમીને અમર થવાનું.

**ભુંડ**—અરે મહારાજ મને દુઃખને દરિયે ના નાંખશો, એક તો ખાવાની ખોટ ને વળી અમર થવાય તો સદા ભુખે રહેવું પડે માટે હું નહિ જાઉં.

એવામાં આવતાં એક કૂતરો જેના માથામાં જીવ પડેલા છે ને ચિસો પાડે છે; તેને કહ્યું ભાઇ તુ સ્વર્ગે જા.

**કૂ**—રાજા, સ્વર્ગમાં અહીં જેવું સુખ નથી, કીડા કાલ ખરી જશે, સાજો થઇશ ને વિષય ભોગ ભોગવીશ. આવા સમાચાર જઇ ભગવાનને કહ્યા.

ભ—ભય ન રાખ્ય, હાલ રાજ્ય કર, જ્યારે હું તને તેડવા આવીશ ત્યારે ત્હારી સાથે પાંચ ક્રોડનો ઉદ્ધાર કરીશ.

( કવિ ) **રાગ; લાવણી પંડિતકે બચન.**

અમર તવ હરખ્યા ક્રોધ શમ્યો ભગવાન;
હરી નમન કરીને સર્વ ગયા સ્વસ્થાન. ૧
લીધો ભક્ત ઉછંગે હસ્ત ફેરવ્યો શિશ;
જે જે માગ્યું તે આપ્યું શ્રી જુગદીશ. ૨
જુવો દુષ્ટ હણ્યો ને, ભક્ત જંન ઉગાર્યો;
વળી પાંચ ક્રોડ સંગ, પ્રલ્હાદ ભક્તને તાર્યો. ૩
અવતાર ધરે હરી નિર્ભય કરવા જગ્ત;
આખ્યાન વદે આ, દીન બાપાલાલ ભક્ત. ૪
નરસિંહ પધાર્યા, પુરી ભક્તના કોડ;
હરીજન સૌ બોલો, જયજય શ્રી રણુછોડ. ૫



## ધ્રુવ આખ્યાન.

### રાગ—નાથ તુમ જાનત હો સબ ઘટકી.

પામર નર પ્રેમે ભજો શ્રી મોરારી,
જેથી જનમ મરણુ જાઓ હારી. પામર.
પ્રેમ ધરી જેણે પ્રભુને ભજ્યા, તેતો પામ્યા ભવપારી;
મનુષા દેહ આ ઉત્તમ મળીઓ, બહાર નિકળવાની બારી. પામર. ૧
ભાવ થકી જેણે ભક્તિરે કીધી, ત્રિકમે લીધા તારી;
શામળીઆને શમણે ન જાણ્યા, નરક વશ્યા નરનારી. પામર. ૨
ધ્રુવ બાળકે ધિરજ ધારી, ધ્યાને ધર્યા ગિરધારી;
અવિચળ પદ એતો અંતે પામ્યા, ભવ સંકટ મટયાં ભારી. પામર. ૩
જનુનીને પેટે જનમ ધરી, જેણે કામ ક્રોધ નાંખ્યા મારી;
સ્વર્ગ મૃત્યુ પાતાળની માંહે, બાપુ શોભા સારી. પામર. ૪

**ગિતી.**

સ્હાય કરો સુંઢાળા, ફુંદાળા દુઃખ ભંજન છો જાણુ;
સરસ્વતિ મહાદેવી, આપ પ્રતાપે ઉચ્ચારૂ વાણુ.

હે વત્સ પૂર્વે મહિષ્મતી નગરીમાં ઉત્તાનપાદ નામનો રાજા અતી પરાક્રમી શૂરો અને પ્રજાપાળક હતો, તેને સુરતી અને સુમતી નામની બે સ્રિયો હતી. સુરતીને પુત્ર હતો તેનું નામ ઉત્તમ હતું, અને સુમતીનો પુત્ર

એનું નામ ધ્રુવ હતું. ઉત્તમ કરતાં ધ્રુવ ઉમ્મરે કાંઇક વિશેષ હતો. એક સમયને યોગે રાજા, ઉત્તમને ખોળામાં બેસારી રાજકાર્ય કરે છે; એવામાં સુમતીનો પુત્ર ધ્રુવ ત્યાં આગળ આવ્યો અને તેણે ઓછંગે બેસવાને મતી કરી.

( કવિ ) ત્રિતાળ ચોપાઇ.

એકવાર સભાની માંયે, બેઠો ઉત્તાનપાદ રાજાયે;
ખોળે બેઠો છે ઉત્તમ તન, હરસે સુરતી રાણીનું મન. ૧
બાળચેષ્ટા કરેછે એ બાળ, જોઇ આનંદ પામ્યો ભૂપાળ;
એવે આવે છે ધ્રૂવજી ધીમા, રાજા હર્ષની રહી નહિ સીમા. ૨
સુરતી બાળ આવીઓ કોડે, બેસવાને અનુજની જોડે;
અપ્પર માતને તનમાંરે તોર, દેખી કીધી ગર્જના ઘોર. ૩

( સુરતી. ) રાગ; ક્ષત્રિકલંક.

અક્કલહિણુ અલ્યા અક્કલ તારી મંદ; અભાગણીના હેકો જાનેરે.
ચઢે સિંહાસને જોયા તારા ફંદ. અભાગણીના. ૧
ચાહે બેસવાને રાજા કેરે અંક; અભાગણીના.
નથી અધિકારી અલ્યા તુંતો રંક. અભાગણીના. ૨
ત્યાંતો બેશી શકે હોય ભાગ્યવાન; અભાગણીના.
બુદ્ધિ સુજી ક્યાંથી નીચ તુ નાદાન. અભાગણીના. ૩
કુડાં કુડાં તારી માતા કેરાં કર્મ; અભાગણીના.
તુજ પગલેથી આવે સૌને શર્મ. અભાગણીના. ૪
કદી જનમ લે ફરી મારે દેહ; અભાગણીના.
મળે સુખ માન્યુ મનમાંહે જેહ. અભાગણીના. ૫

( કવિ ) મરાઠી સાખી.

સુરતી કેરા શબ્દ શુણીને, પડિયુ મોહુ ફિકુ;
ડગલે ડગલે દુઃખને પામ્યો, હાડને હૈયુ હીકયુ;
આવ્યો રોતો તન, માતાતો વિમાસે મન. આવ્યો.

લાકડીથી મારેલા સર્પની માફક રોષથી નિશ્વાસ નાંખતો ધ્રુવ ઘેર આવ્યો. ધ્રુવનું ઉતરી ગયેલું અને રોતુ મુખ જોઇ માતા સુમતી ખોળામાં બેસારી છાતી સરસો દબાવી પુછવા લાગ્યાં; મારા પ્રાણથી અતિપ્રિય પુત્ર આજે તમને કોણે દુઃખ ઉત્પન્ન કર્યું ? વિરા તારા ઉદાસીપણાનું કારણ મને ઝટ નિવેદન કર ! જેથી મ્હારૂં ધડકતુ હૃદય શાન્ત પામે. ધ્રુવ કહે હે માતાજી; આ......જે એ........ઉત્તમભાઈ મુજ પિતાના ખોળામાં બેઠો હતો, અને તે દેખી હું પણ બેસવા ગયો; તે વખતે મને સુરતી માતાએ

તિરસ્કાર કરી કાઢી મૂક્યો; અને વળી કેટલીક ગાળો પણ ભાંડી. સુમતી કહે વિરા હોય, એમાં ખોટું ન લગાડીએ. એ માતાનો અવગુણ ન લઇએ, તારે તો હું એટલેજ એ, ફક્ત મેં જન્મ આપ્યો એટલુંજ વધારે, વિરા ! શાન્ત થા શાન્ત થા ! માતા મને શાન્તિ નથી વળતી; બસ એ માતાને બતાવી દેઉ ! સુમતી કહે હાંહાંહાં ભાઈ ક્રોધ ન કરીએ એતો મહા અનર્થનું મુળ છે. ધ્રુવ કહે નહિ માતા ગમે તેમ થાય પણ એક વારતો લાકડીએ લાકડીએ કેડચો રંગી નાંખુ; એમ કહી લાકડી લઈ દોડવા જાય છે, માતા પકડી રાખે છે અને ધ્રુવ ઝાલ્યો રહેતો નથી.

[ ધ્રુવ. ] રાગ; જબસે કલંદર બનબન ફિરકે.

અપ્પરમાએ અપમાન કરીયું, સતિ સહન શી રીતે થાય;
જેષ્ટિકાના મારૂં ઝપાટા, ભાગી નાંખુ એની કાય.
આજે અતિ ધણી વ્યાપી મને રૂંવે રૂંવે રીસ,
લાકડીનો માર મારી તોડી નાંખુ શીશ;
અતી મારે ઉંધુ ધાલી પાડે ચીસે ચીસ;
જતી કરૂં કેમ જાણી જોઇને, અંતર લાગી મુજને લ્હાય. અપ્પર. ૧
અરે અતિ માઠુ કીધુ બોલાવ્યો ન બાપ,
દોડી જઈ ડંશ કરૂં જાણે કાળો સાપ,
વચનથી વ્હેરેં પડયો કાળજામાં કાપ;
ઉથલ પાથલ કરૂં ઘડીમાં કદી કરૂં નહિ પાછો પાય. અપ્પર. ૨

[ સુમતી ] રાગ; પાટણના નૃપ.

રઢિયાળા તન રીસ ન કરશો વચન સત્ય ધારી;
કટુ તને વચન કહ્યાં જે માત, વિનયથી વશ વરતે તુજ તાત,
વિરા નવ કરશો આંસુપાત, કામની છે કામણગારી. રઢિયાળા. ૧
સાધુનાં કર્યાં નહિ સનમાન વિપ્રને નહિ દીધાં હોય દાન;
તિર્થમાં ગંગા જળનાં પાન, ભૂપનાં માન ક્યાંથી ભારી. રઢિયાળા. ૨
અર્પીને આગળ તન મન ધન, કરે કોઈ વિષ્નુને પરસન;
મળે ફળ જે માન્યુ હોય મન, દુ:ખના દિવસ જાય હારી. રઢિયાળા. ૩

સાખી, મરાઠી.

દાન કર્યાં વિના દામ મળે નહિ, નારાયણનો ન્યાય;
જપ તપ વ્રતને આચરવાથી, પામે ઉત્તમ કાય;
માનો માનો મન, શ્રી હરીને જઇ કરો પ્રસન્ન. માનો.

વિરા પુર્વે જેણે મહાન તપશ્ચર્યાઓ કરી હોય તેનેજ સકળ સુખની

પ્રાપ્તિ થાય છે. વળી કાંઇ " પાપ કરતાં પાછુ જોયું " હશે તેથીજ આ ઉત્તમ ઘેર અવતાર થયો છે; બાકી આથી અધિક સુખતો આ અભાગણીના કર્મે કયાંથી હોય ! " અસંતોષનું કારણ મોહ છે. "

( ધ્રુવ ) ગુજરીનો રાગ.

શાન્ત થાઓ તમો માત સુમતી અભાગણી હું ટાળુરે,
વેગે કરીને જાઉ વનમાં, હાડ હિમાળે ગાળુરે. ૧
સંસારીક જે સુખ છે સઘળુ, સંભારૂ નહિ લેશરે;
રાને જઇને રટુ નિરંતર, રાત દિવસ રશીકેશરે. ૨
પુંત્ર તમારો પાછો પડુ નહિ, પામે દેહ પતનરે;
અંતર આશા કાંઇ નવ રાખુ, માનો માતા મન્નરે. ૩

( સુમતી ) સાખી, મરાઠી.

ટોળા વછૂટી મૃગલી જેવી, જળ વિન મચ્છીની ગત્ય;
તુજ વિયોગે ગતિ એ મારી, જાણો બાળા સત્ય;
માટે માંડી વાળ્ય, હું દુઃખિયારી સામુ ભાળ્ય. માટે.

( ધ્રુવ. ) ગિતી.

અંત દુઃખનો આવ્યો, વૃદ્ધી સુખની સમજી લ્યો માત;
કલેશ તો લેશ કરો નહિ, હરીને ભજવા જાઉં હું જાત.

( સુમતી. ) મરાઠી સાખી.

બાળ અવસ્થા તારી બાળા, કામ કારમું મોટુ;
એહ કાર્યમાં પાછો પડે તો, જગત બોલશે ખોટુ;
માટે મારો મન, સુખે બેસો મારા તન. માટે.

( ધ્રુવ ) રાગ; ડિંડી.

વદુ સત્ય વાણી શુણો મોરી માય, દેહ દમન ક્રિયા ઘેર કેમ થાય;
વિષય ભોગ ભાળી મંન દોડી જાય. વદુ. ૧
વિષય વસ્ત નક્કિ આપે અતિ દુઃખ, છતે અન્ન વેઠી જાય નહિ ભૂખ;
કદી વેઠુ ત્યારે દીન તમો મૂખ. વદુ. ૨
માટે હર્ષ ધરી આજ્ઞા આપો આજ, વહેલો આવીશ માજી કરીને પૂર્ણ કાજ,
નક્કિ મેળવીશ સ્વર્ગતણું રાજ. વદુ. ૩

( સુમતી ) વહેલા આવજો હો રાજ. એ રાગ.

વિરા વેગે સમરી સુંદિર સ્યામ શરીર, ધરી મન ધીર;
વહેલા આવજો હો વિર. ૧
વિરા જાઓ કહેતાં આંખે આવે નીર, ઉનો સમિર. વહેલા. ૨

વિરા રક્ષણુ કરશે સ્વર્ગે તણા સૌ દેવ, કર હું સેવ　　　વહેલા. ૩
વિરા વિધી વામા ઉમિયાસૂત કરશે રક્ષ, ઇંદ્રનો પક્ષ.　　વહેલા. ૪
વિરા સંકટ સમએ શંકર કરશે સ્હાય, સફળ તુજ કાય.　　વહેલા. ૫

( કવિ. )　　　　મરાઠી સાખી.

પ્રેમ કરી પરકંમા કીધી, નિજ માતની જાણ;
પૃથ્વિની પરકંમા થઈ છે, પામ્યો ઉત્તમ લ્હાણ;
થયા શુભ *શુકન, બાળક ચાલી નિકળ્યો વન.　　　થયા.

બાળકને ઘરમાંથી નિકળતાંજ, વેદ પાઠ કરતા બ્રાહ્મણો, શાળામાંથી જતા બાળકો, સોહાગણ સ્ત્રિયોને માથે જળનાં ભરેલાં બેડાં, પરણીને હર્ષમાં આવતાં પાલખીને શોભાવતાં વરકન્યા, વાછડા સહિત ગાયો, વિગેરે સઘળા સારાજ શુકન થયા. માતા સુમતી બાળને વળાવી હર્ષભેર પાછાં વળ્યાં. નગ્રની બહાર ઘણે દુર ગયા પછી, પરમાત્માનું મન, બ્રહ્માના પુત્ર નારદમૂનિ બાળકને રસ્તામાં મળ્યા. બાળકનું તેજસ્વી કપાળ જોઇ નારદે પુછ્યું, હે ભાઇ તું કોનો પુત્ર છું, અને આટલી નાની વયમાં એકલો ક્યાં ચાલી નિકળ્યો છું ?

( ધ્રુવ. )　　　રાગ; મામાએ ક્રોધજ કીધો.

તમે શુણો મૂનિ સુખ દાતા, કટુ વચન બોલી મુજ માતા;
થયાં નેત્ર ક્રોધથી રાતાં, બળે ઉર, ગયું નૂર;
એ શુણી ઉઠી છે આગ, હૃદયમાં ડાગ, અરે મહાભાગ;
થાય નહિ શાતા.　　　　　　　　　　તમે શુણો. ૧

ધ્રુજી મ્હારૂ નામ છે, પિતાને એ નાર;
અપ્પરનો બેસારીઓ, ઉછંગની મોઝાર;
મોઝાર ગયો તે ઠાર, હર્ષ અપાર.　　　　　બળે; તમો. ૨

અભાગણીના છોકરા, ઇચ્છે સુખનો દન;
દેહ પતન કર દામણા, જન્મ ધાર મુજ તન,
મુજ તન ઉકળીયું મન, ભાવે નહિ અન્ન.　　　બળે; તમો. ૩

નારદજી કેમ ભોગવું, એનું આપ્યું સુખ;
સકળ સભાના દેખતાં, દીન થયું મૂજ મૂખ,
મુજ મૂખ, અંતરે દુઃખ, જાઉ કેમ કુખ.　　　બળે; તમો. ૪

---

* કેટલાક મનુષ્યો સારા શુકનને માટે ખોટી થાય છે, અને છેવટે સારા શુકન ન આવે તો કોઇ કુંવારી કન્યાને અગર વિદ્યા ભણતા બાળકને આગળ મોકલી સામે આવવા સુચવી તેના શુકન લે છે, એ શુકન કાંઈ કામ કરે નહિ. શુકન તો ઘરમાંથી નિકળતાંજ આવી ચઢયા તે સત્ય.

( નારદ ) મરાઠી સાખી.

આછી વયનાં અર્ભકને શાં, માન અને અપમાન;
ઉમ્મરવિણુ તે અકલ ક્યાંથી, નિશ્ચય તુ નાદાન;
ચાલ્ય આપુ રાજ, તારા બાપને કહીને આજ. ચાલ્ય.

હે બાળ તારી નાની વયમાં વન વેઠવું કઠીણુ લાગશે; માટે ચાંલ્ય. હે ! કોમળ વયના બાળક માત્તાના વચનપર રીસ કરી દુઃખનો ડુંગર માથાપર ઉચકી લીધો એતો સારૂ નજ કર્યું. ચાલ્ય પાછો ઘેર, હું તારા પિતાને સમજાવી તને રાજ્ય અપાવું. ધ્રુવ કહે અહો નારદમુની મહારાજ મારા રંગમાં ભંગ ન કરો, હું દુઃખનો ડુંગર માથે નથી લેતો પણુ પદ પ્રહાર કરી પાતાળમાં ચાંપવા જાઉછું. આપ કૃપાનિધાનનાં દર્શન થયાં તો જરૂર મારૂં કાર્ય સિદ્ધ થશે, મને આશિર્વાદ આપી વિદાય કરો. મહારાજ હું પાછો શિ રીતે વળું ! મારી અપાર માતાએ મને અનેક વચનો કહ્યાં પણુ મારા પિતા એક શબ્દ બોલ્યા નથી; તેમ મારી તરફ કૃપાદ્રષ્ટિ પણુ દર્શાવી નથી. હવેતો શ્રી હરી કરે તેજ ખરૂં. મારો ચઢેલો રંગ ઉતરવાનો નથી તે નથીજા

( નારદ ) ગુજરાતની માલણુનો રાગ.

તમે સાંભળો સુમતી બાળ રે; હિત વચન કહુંછું આ કાળ રે. ૧
જ્યારે દેખશો વન વિકરાળરે; ત્યારે મોઢુ થશે ઓશીઆળ રે. ૨
જ્યારે ઉછળે કેશરી કાળરે; ત્યારે પેટમાં પડશે ફાળ રે. રે. ૩
જ્યારે વિંટાઇ વળશે વ્યાળ રે; ત્યારે લાગશે લમણે ઝાળ રે. ૪
જ્યારે સાંભરશે સુખ ભોગ રે; ત્યારે જાવાનું કરશે જોગ રે. ૫
જ્યારે સાંભરશે સુખ વાડી રે, ત્યારે આવશો વનને છાંડી રે. ૬
જ્યારે તાઢે તવાશે આ તન રે, ત્યારે માઠુ તે લાગશે મન રે. ૭

( ધ્રુવ ) ક્ષત્રિકલંક.

કેમ વદાછો મૂનિવર આવી વાણુ; પાછો હું કદી નહિ પડુરે;
મૂજ રંગમાં કરો ન ભંગાણુ. પાછો હું. ૧
ધાર્યો ધર્મ મેં તો કરૂ જઇ તપ; પાછો હું.
ઇંદ્ર વૈભવનો કરૂ નહિ ખપ. પાછો હું. ૨
મારે કરવું છે હરી દર્શન; પાછો હું.
મહામૂનિ મને થાઓ પરસન. પાછો હું. ૩
સિંહ સુત કદી ચાવે મુખ ઘાસ; પાછો હું.
સુખ ભોગ તણી કરૂ નહિ આશ. પાછો હું. ૪
અરે આવી ઉગે સામા કદી સુર; પાછો હું.
મિથ્યા સુખ કદી આણું નહિ ઉર. પાછો હું. ૫

**નારદ—શાબાશ ! શાબાશ ! પુત્ર શાબાશ !** આવી નાની વયમાં તને દ્રઢ વૈરાગ્યવાન જોઇ મને અતી હર્ષ થયો છે. જા મધુવનમાં જઇ શ્રીહરીની તપશ્ચર્યા કરજે અને હું આપુછુ તે દ્વાદશ અક્ષરનો મંત્ર જપજે. “ **ॐ नमो भगवते वासुदेवाय.** ” જેથી તારાં સર્વ કાર્ય સિદ્ધ થશે. તારો આવો દ્રઢ નિશ્ચય જોઇ મને અતી ઉલ્લાસથી તારો ગુરૂ થવાનો ઉમગ થયો છે: ઇશ્વિર તારી આશા પૂર્ણ કરશે.

**( નારદમુનિ ) ઘડપણ કોણે મોકલ્યું, એ રાગ.**

જપજે જપજે તુ જગતના નાથ, જનમ તારો કર થશે;
પામે સુતતણો તુ સંગાથ, જનમ તારો કર થશે.
નામ જપ્યાથી નામી મળશે, ફળશે મારી ફાળ;
દર્શન દેશે દયાનિધી રે, જાશે જનમ મરણ કેરી ઝાળ. જનમ. ૧
દયાના સાગર દેવ દોડે, ગૌર વરણ ઘનશ્યામ;
ભક્તિ જોઇને ભક્તની રે, એતો આપે અવિચળ ધામ. જનમ. ૨
શંખ ચક્ર ગદા પદ્મ ધારી, કૌસ્તુભ મણીના માળ;
ધ્યાને ધિરજ આપશેરે, એવા ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ. જનમ. ૩
વનમાળી વનમાળા ધારી, સુવર્ણ ઝાંઝર સાર;
રૂપ વખાણું કેમ કરીરે, શેશ બ્રહ્મા ન પામે પાર. જનમ. ૪
પ્રેમની પૂંઠે દોડે પાતળીઓ, પિતામ્બર પરીધાન;
સાચે દીલે જે ભજે રે, મૂકી અહંકાર ને અભિમાન. જનમ. ૫

**( કવિ. ) મરાઠી સાખી.**

બાળ વૉળાવી વેગે મુનિવર, આવ્યા રાજ્ય સભાય;
આસન આપ્યા પુજન કીધુ, પ્રિતે લાગ્યો પાય;
કરે પશ્ચાતાપ, ધ્રુવ વિયોગે છે સંતાપ. કરે.

**( નારદ )** હે ! રાજા સુખી તો છો ?

**( રાજા ) રાગ. મસ્તાની પ્રેમની.**

હું વિયોગી બાળનો મને સુખ શાનું રે;
સુખ શાનુ રે; છે કોનું છાનું રે. હું વિયોગી.
અબળા આધિન હું થયો, તો પામ્યો સંતાપ;
નારી વશ જે નર થશે; તેનાં પુરણ પાપ,
ઋષિજી આજે રાજ્યનો થયો અસ્ત ભાનુ રે. હું વિયોગી ૧.
સ્વતંત્રતા જ્યાં નારની, તેનો મિથ્યા બોલ;
સજ્જનમાં સરખાય નહિ, તેનો હલકો તોલ,
પાપ ફરી વળ્યાં પૂર્વનાં; પડ્યું એથી પાનુંરે. હું વિયોગી. ૨

નારદ—રાજા ઉત્તાનપાદ શાન્ત થા શાન્ત થા ! આમ કલ્પાન્ત કર્યે શું વળવાનું હતું. તારો બાળક કાલ ઘેર આવશે.

( રાજા ) રાગ—માઢ. બંસી બાલાની ઢબ.

ઋષિજી મને શાનું હોએ સુખ, થયો પુત્રના પ્રેમ વિમુખ. ઋષિજી.
અપ્પરમાના આળથીરે, ધ્રુજી ઉઠયો તન;
રોકયો કોઇને નવ રહ્યો, વિરે ચાલ્યો વન. ઋષિજી. ૧
સુખ સાગરમાં ઝીલતો, ખીલતો કળી સમાન;
શિત વૃષાના તાપથી, વીલાઇ જાશે વાન. ઋષિજી. ૨
વનચર વનનાં દેખીને, ધારી રહે ન ધીર;
વનનાં દુઃખ છે વસમાં ઝાઝાં, શી રીતે સહેશે શરીર. ઋષિજી ૩

( નારદ ) મરાઠી સાખી.

ધર્મ ધોરીંધર ધિરજ ધારો, બાળ મળ્યો મને રસ્તે,
સ્મર્ણ કરીને શામળીઆનું, આવશે મોઢે હસ્તે;
છે મુજ આશીશ, દર્શન દેશે શ્રી જુગદીશ. છે.

લે હું જાઉછું. તારો પુત્ર પ્રભુ પ્રસન્ન કરી વહેલો આવશે.

( કવિ ) રાગ; ગિરધારીનાં લાવણી.

મધુવનમાંરે સુમતીનો સંતાન, આવ્યો ભજવાને ભગવાન;
વય નાનીરે કોમળ વપુનું વાન, નારદે કરાવ્યું ભાન.
નાહ્યો બાળક નિર્મળ ગંગરે, જેને ચઢીઓ છે પાકો રંગ રે;
એતો કેમે ન થાએ ભંગરે;
ઉમંગરે અંગમાં રગેરગ રમતો, એતો ગોવિંદજીને ગમતો;
પહેલે માસેરે બોર જમીને દીન કાઢે, જમે કોઠ ત્રિજે ત્રિજે દહાડે;
બિજે માસે રે છઠ્ઠે દિવસે કરે અહાર, સુકાં ફળ ફુલ પત્રને છાર. ૧
ત્રિજે નવમે દિવસે પીએ જળ રે, જેના વિના ચાલે ન ઘડી પળ રે;
જેની કાયા અતિ કોમળ રે;
જેને અંતર રે ઇચ્છા નથી લેવા ફળ, થયું ઇંદ્રાસન ખળભળ;
ચોથે માસે રે કોમળ અંગ સુકાયું, જેણે સેવન કીધો વાયુ;
પંચ માસેરે અચળ કર્યું છે મન જાણ; ત્રણ લોકના રૂંધ્યા પ્રાણ. ૨
એણે બંધ કરી જ્યારે શ્વાસા રે, ત્યારે દેવ સકળ તો ત્રાસ્યા રે;
કરતા આવ્યા છે નાસમ નાસા રે,
સૌ દાસારે ઉગારો અવિનાશા, અમને અંતર મોટી આશા;
મધુવનમાંરે તપ કરેછે કોઇ બાળ, જેણે કંપાવી મૂક્યો કાળ;
વાસવેરે વંદ્યા દીનદયાળ, ત્યારે બોલ્યા શ્રી ગોપાળ.

[ વિષ્ણું ] **મરાઠી સાખી.**

અવિચળ પદનો એ અધિકારી, ઈંદ્રાસન શા લેખે;
ત્હારૂ સુખ તરણુપર બિંદુ, તુંતો અઢકળ દેખે;
કહું સાચી વાત, ઈંદ્રાસનને મારે લાત. કહું.

કર્તા—દેવની આગતા સ્વાગતા કરી શ્રી વિષ્ણુ ભગવાને શંખ, ચક્ર, ગદા, પદ્મ, મુગટ. કુંડળ, વનમાળા, કૌસ્તુભમણીની માળા, પિળાં રેશમી પિતામર, સુવર્ણનાં ઝાંઝર ધારણ કરી ગરૂડપર સ્વાર થઇ મધુવનમાં આવી શંખનો નાદ કર્યો.

**ગિતી.**

શંખ નાદ જ્યાં કીધો, ધ્રુજી બાળક ધ્યાનેથી જાગ્યા;
નારદને અંધાણે, ત્રિભોવન પતિના ચર્ણે એ લાગ્યા.

હે વિશ્વંભર ! હે ચૌદ ભોવનના પતિ ! હે અનાથના નાથ ! આજે દર્શન આપી દાસને પૂર્ણ કૃતાર્થ કર્યો છે. વિષ્ણું ભગવાન કહે હે બાળક ત્હારૂ આવું અઘોર તપ જોઇ હું પ્રસન્ન થયોછું, અને તને ઇચ્છિત વર આપવા માટે આવ્યોછું, માટે માગ્ય !

( ધ્રુવ ) **રાગ; મંગળઆયુશ આપો.**

વિઠ્ઠલ વર શિદ માગુ; હવેરે હુંતો વિઠ્ઠલ વર શિદ માગુ;
સેવાતો માગુ પ્રભુ સમરણ માગુ, માયા થકી દુર ભાગુ. હવેરે. ૧
કાયા છે કાચી, નથી હરી સાચી, સંસાર સુખ ખરે નાગુ. હવેરે. ૨
જગજીવન છો જગના પાળક, પ્રેમથી પાએ લાગુ. હવેરે. ૩

વિષ્ણુ ભગવાન કહે હે બાળક ધિરજ ધર ! જે દેવને પણ અતી દુર્લભ છે એવું ઉત્તમ પદ હું તને આપીશ, તું મને અતિ પ્રિય છે. તારા સમાન વયમાં મારી આટલી ભક્તિ કોઇએ કરી નથી. જો એ પદવી હું તને અત્યારે આપુ તો તારી, મારી, અને નારદની ત્રણેની પ્રતિષ્ટા જાય. લોકો કહેશે રીબાઇ રખડીને મરણ પામ્યો, બાળક બુદ્ધિ તે બાળકબુદ્ધિ. કોઇ કહેશે ભગવાન તો છેજ ક્યાં, વળી તારી માતા પણ તારાં દર્શન વિના તલસે છે, તારો પિતા પણ આક્રંદ કરે છે, માટે હાલ તું જા ! મહિષ્મતી નગરીનું છત્રિસ હજાર વર્ષ સુધી રાજ્ય કર. પ્રજાનું પાલણ કર. પછી હું વિમાન મોકલી તને સ્વદેહીએ વૈકુંઠ બોલાવી લઇશ ! ( શ્રીહરી અંતરધ્યાન થયા.) ધ્રુવજી વિચારે છે અરે આતે સ્વપનું કે સત્ય ! ક્યાં ગયા ત્રિભોવનપતી. અરે મેંતો હાથમાં આવેલા ખોયા; હવે હું શું કરીશ. નહિ નહિ મને ભગવાનનાં દર્શન થયાંતો ખરાં, થયાંતો થયાં પણ હું કાંઇ લાભ લઇ

શક્યો નહિ. અરે પ્રભુ સાથે આવી મારા માતા પિતાને સોંપી ગયા હોતતો ઘણું સારૂં થાત. અરે હવે હું ક્યાં જઇશ.

( કવિ ) રાગ; મધ્ય નિશા સમે.

વિલપે છે વનમાંરે, ઉત્તાનપાદ રાયનો તન;
ખોયા ખોયા ખરે ખરે રે, મુજને મળીઆ શ્રી ભગવન. ૧
જોયા જોયા જગના પતીરે, જોયા જોઇ જાવા દીધા ફોક;
ગણાયો હું ગાંડા માંહીરે, આજે મને હસશે નગરના લોક. ૨
માતા મારી બોલશેરે, મિથ્યા ખટ માસ વેઠયું મેં વન;
મનની મનમાં રહીરે, જરૂર મેં જોયા જુગજીવન. ૩

રાજા ઉત્તાનપાદના દરબારમાં નગ્રના જન ખબર લાવ્યા કે; હે ! રાજન તપ કરી ધ્રુવરાજ આજે ઘેર પધારે છે.

ગિતિ.

મહિષ્મતીનો સ્વામિ, સુમતી બાળક આવ્યો ધ્રુવ રાય;
સુખનો સુરજ ઉગ્યો, કુળનો તારણ બાળક કહેવાય.

( રાજા ) રાગ—વર વરવાને.

હુંતો હિન ભાગીરે.
આરે અવસરમાં મને શુંરે હસો છો, પ્રેમી પ્રજાના જનજી;
ખટ માસ વિત્યા ખરે ખર આજે, કયાંથી આવે તનરે. હુંતો ૧
કોમળ કાયા મૂકીછે માયા, જઇને કર્યો વનવાસજી;
સારો સંદેશો જેનો સ્વપ્ને ન સાંભળ્યો, તેની શી ધરવી આશરે. હુંતો. ૨
આશ નથી ગળે પાશ હું નાંખુ, બોલાવ્યો નહિ બાળજી;
કાળ ગયો પણ કહેણી આ રહી ગઇ, આવ્યું છે મુજને આળરે. હુંતો. ૩
પડતા ઉપર પાટુ શું મારો, દાઝયા ઉપર ડામજી;
ધ્રુજી બાળક મારો મુજને દેખાડો, આપુ મો માગ્યાં દામરે. હુંતો ૪

**નારદ—** ધિરજ ધર ! શોચ ન કર; રાજા ઉત્તાનપાદ, સોળ કળાએ સુર્ય તારા ભાગ્યપર ખિલ્યો છે.

મરાઠી સાખી.

ઘણું ઘણું જીવો જુગમાં દીવો, તારા કુળનું તેજ;
સુમતી કેરો પુત્ર એ સાચો. ધ્રુ બાળક છે એજ;
આવ્યો નગ્રની બહાર. વધાવી લેવા થા તૈયાર. આવ્યો.

( કવિ ) કંચન થાળી કરમાં ધારી, અપ્પરમાતા આવી;
ઘણા સ્નેહથી ઘેરી લીધો, ખરાં મોતીએ વધાવી;
ભેટયો ઉત્તમ ભાઇ, ભાઇ સમાન છે કોની સગાઇ. ભેટયો.

કર્તા—ધ્રુવે પ્રથમ અપ્પર માતાને પ્રણામ કર્યા; હે માતા આપના વચનથી મને શ્રીહરીનાં દર્શન થયાં છે માટે હું આપનો સદાનો આભારી થયોછું. માતા કહે વિરા ધન્ય છે તમારી જનેતાની કુખને. તમારા જેવા પુત્ર આ સંસારમાં વિર્લાજ થશે. પિતાને નમી સુમતીને પ્રણામ કર્યા.

( સુમતી ) રાગ; અબ ચલે ન મોહન.

તમે કુળ અજવાળ્યું બાળા, આજે ભજીને શ્રી ગોપાળા;
તમે તપ આરંભ્યું તનથી, તમે માયા મૂકી મનથી;
વિરા વહેલા આવ્યા વનથી, કરી રળિયાત, જનેતાની જાત, વળી તમ માત;
મટયાં ઓશિયાળાં. આજે. ૧
તમે ભાવે ભજ્યા ભગવાન, તમે મૂકયુ મોટમ માન;
તમે રઝળ્યા રાનો રાન, ખમા મુજ તન, તને ધન્ય ધન્ય, માન્યુ મુજ મન;
મટાડી જ્વાળા. આજે. ૨

મરાઠી સાખી.

અપ્પરમાને પ્રથમે પ્રણુમી, પછીથી પ્રણુમ્યો માત;
હાથ પ્રસારી ધાઇને વળગ્યો, આવો ઉત્તમ ભ્રાત,
કરે આંસુપાત, પાએ નામ્યો દેખી તાત. કરે.

( કવિ ) રાગ; રાય બાણાસુરનું બારણું.

રાય ઉત્તાનપાદતો રીઝીઓ, દેખી પુત્રનું મૂખ;
ધન્ય ધન્ય વિરા તુજને, દિપાવી તમે કુખ. ઉત્તાનપાદ ૧
હુંતો રાજ્ય સોંપુછું ધ્રુવ વીરને, થયું મન મ્હારૂ મગ્ન;
દેવના દેવ ત્યાં આવીઆ, કરવા કન્યાનું લગ્ન. ઉત્તાનપાદ. ૨
એક દિગનંદન નામે દેવતા, આવ્યો ઇંદ્રની સાથ;
પુત્રિનો વિવાહ એણે કર્યો, કર્યો ઉત્તમ નાથ. ઉત્તાનપાદ. ૩

ઇંદ્રની પુત્રિ સાથે ધ્રુવનાં અને દિગનંદનની પુત્રિ સાથે ઉત્તમનાં એમ બંને વિરનાં સ્વર્ગમાં લગ્ન થયાં, રાજા ઉત્તાનપાદે ધ્રુવને રાજ્યાસને બેસાર્યો, ધ્રુવે રાજ્યગાદી ઉપર બેસી પોતાની આણુ વરતાવી અને વર્ણાશ્રમના ધર્મ સર્વને બતાવ્યા.

( ધ્રુવજી ) રાગ; હું હે રાજાજી.

ચારે વર્ણના ચાર ધર્મ છે, એતો બતાવું આજ; માનો.
પોતપોતાના ધર્મને પાળી, કરવાં ઉત્તમ કાજ. માનો. ૧
ભણે ભણાવ શાસ્ત્ર વેદને, વળી કર ષટ કર્મ; માનો.
ત્રણે વર્ણને ઉપદેશ આપે, એ બ્રાહ્મણનો ધર્મ. માના. ૨
શુર થઇને શમશેર બાંધે, કદી પડે નહિ નર્મ; માનો.
ત્રણે વર્ણનું રક્ષણ કરવું, એ ક્ષત્રિનો ધર્મ. માનો. ૩

અતિ પ્રયત્ને ઉતપન્ન કરવું, માંહેલો સમજી મર્મ; માનો.
ત્રણે વર્ણનું પોષણ કરવું, એ છે વૈષ્યનો ધર્મ. માનો. ૪
સેવા કરવી સારી રીતે, ગંભિર થાવું ન ગર્મ; માનો.
હાજી હાજી કરી હાજર રહેવું, શુદ્ર તણો એ ધર્મ. માનો. ૫
સત્ય બોલવું સત્ય ચાલવું, જેમાં આનંદ પર્મ; માનો.
શ્રીહરી કેરૂ સમરણ કરવું, ચારે વર્ણનો ધર્મ. માનો. ૬

એક સમયે ઉત્તમભાઇ વગડામાં શિકાર કરવા ગયો, ત્યાં કોઇ યક્ષે તેનો પ્રાણ હરણ કર્યો. તેનું વહેર લેવા ધ્રુવ ચઢયો અને પોતાના બાહુ બળથી અનેક યક્ષોનો સંહાર કર્યો. પ્રભુભક્તને હાથે પાપ થાય છે એમ જાણી વડિલ દાદા મનુ ધ્રુવને હિંસા કરતો અટકાવવા ત્યાં દોડતા આવ્યા.

( કવિ ) ગિતિ.

અનેક યક્ષને માર્યા, ત્રાહિ ત્રાહિ પોકારે વાણ;
મનુ તરત ત્યાં આવ્યા, ધ્રુવ તણાતો અટકાવ્યાં બાણ.

મનુ કહે અરે શ્રીહરીનો ભક્ત થઇ ક્રોધને કેમ ધારણ કર્યો છે ! ક્રોધ છે એ અતી દુઃખ કરતા છે, એ રાક્ષસથી પણ ખરાબ છે, રાક્ષસ સામાનેજ ભય ઉપજાવે છે અને દુઃખી કરે છે; પણ ક્રોધી માણસ ક્રોધથી બીજાનું તેમ પોતાનું બન્નેનું બુરૂ કરે છે; માટે એનો ત્યાગ કર. જન્મ મરણ પરમાત્માની માયાનો અજબ ખેલ છે, માટે એકને અપરાધે અનેક નિર્પરાધીનો નાશ ન કર.

મનુના ઉપદેશથી ધ્રુવજીએ યુદ્ધ કરવું બંધ કર્યું. જ્યારે છત્રિસ હજાર વર્ષ પુરાં થયાં ત્યારે વિમાન આવ્યું, ધ્રુવજી સ્વદેહીએ પ્રભુ દ્વારે જઇ અવિચળ પદવીને પામ્યા.

( કવિ ) રાગ; વૃષારૂતુ વહી ગઇરે.

વર્ષ ઘણાં વહી ગયાંરે, કરતાં કરતાં રાજ્યનું કામ;
અવસર આવીઓરે. લેતાં લેતાં પ્રભુનું નામ. ૧
વિમાન આવીયુંરે, છોડી ધ્રુવે નગરી જાણ;
અવિચળ પદ મળ્યુંરે, જેણે ભજીઆ સારંગપાણ. ૨
એ પદ પામવારે, ભજવા ભાવે શ્રી ગોપાળ;
શિખ રૂડી કહેરે, આજે સેવક બાપાલાલ. ૩
ભજન આ ભવ વિષેરે. પુરી કરશે મનની કામ;
માટે તજી સર્વનેરે, નિશ્ચે લેવું રામનું નામ. ૪
કળીના યુગમાંરે, કોડીલો પુરા પાડે કોડ;
હરીજન બોલજોરે, જય જય જય જય શ્રીરણછોડ. ૫



# કમાલ આખ્યાન.

( કવિ )　　　પદ. પુનમચાંદનીનો રાગ.

દેહ મનુષ્ય ધરી મોહન નવ વિસારશોરે,
જેનું નામ જપ્યાથી અઘ દુઃખ સઘળાં જાય;
દ્રઢ ભક્તિ ધારો ધરણીધર દુઃખ કાપશેરે.
ભક્તિ કરી જે ભક્તોએ ધારી દ્રઢ વિશ્વાસ;
અંતરજામિ આવીઆ, પલકે છોડયા પાશ,
સમરણુ કરતાંમાં, સૈરંધ્રિને સાચવીરે;
કુકર્મિ કૈયાકિચકને આપ્યો ત્રાસ.　　　દ્રઢ. ૧
પાશ છોડયા પ્રલ્હાદના બહુવિધ બાંધ્યો બંધ,
ત્રાસ પમાડયો પુત્રને, અસુર હતો મતિમંદ;
ફોડી સ્થંભને નરસિંહરૂપ ધરી આવીઆરે,
હિરણ્યકસ્યપુ સાથે, કરીયું છે યુદ્ધ દ્વંદ.　　　દ્રઢ. ૨
દામાજી દુઃખીઓ સહી, આવ્યા કમળા કાન્ત,
દર્શન આપ્યું દાસને, શાહને કરીઓ શાન્ત;
વિઠુ મહાર થઇ નાણું ભરીને આવીઆરે,
બિડ ભક્તની જાણી, ભાગી મનની ભ્રાંત.　　　દ્રઢ. ૩
કાલો કુંવર કબીરનો, નામે હતો કમાલ;
શિધુ દેતાં સંતને, બાળ થયો બેહાલ,
રૂડા રામ ભક્તોએ, અંતર ઓછું આણીયુંરે;
આવ્યા અંતરજામી, આણી અંતર વહાલ.　　　દ્રઢ. ૪
ગર્ભવાસ રક્ષણુ કર્યું, જનમે આપ્યો અહાર;
સંકટ આવે સંતને, વિઠ્ઠલ કરશે વહાર;
એવું જાણીને સદા, ભજોને શામળોરે;
બાપુ બોલે બોલે, સર્વ શાસ્ત્રનો સાર.　　　દ્રઢ. ૫

( કવિ )　　　રાગ; ત્રિતાળ ચોપાઇ.

કબિર પૂત્ર એ નામે કમાલ, જેને ગોવિંદ સાથે ઘણું વહાલ.
બાળપણુથી એ બુદ્ધિશાળી, નાંખ્યા તાપ ત્રિવિધીના ટાળી.
બાળ નિકળ્યો જાત્રા માટ, જોયાં પવિત્ર ધામને ઘાટ.
ફરી દારીકાં ગયો ચિત્રકોટ, "રામ" આગળ થયો લોટપોટ.
નગ્ર લોક રહ્યા છે નિહાળી, પામ્યા વિસ્મય ભક્તને બાળી.

થયો ભજન વિષે આરૂઢ, પ્રેમીજન થયા દિગમૂંઢ.
એ બોલે છુટે ખાણુ નર્ક, નગ્રશેઠ તો થઇ ગયો ગર્ક.
રૂંવે રૂંવે આનંદ ઘણો વ્યાપ્યો, એણે ચિંતામણી લાવી આપ્યો.

ચિંતામણીને જોઇ કમાલ ક્રોધાયમાન થયો અને વિનય સહિત ક્રોધથી બોલ્યો.

**મરાઠી સાખી.**

લઇજા લઇજા આ શું લાવ્યો, પારસ બદલે કોડી,
રામનામની કિમ્મત કીધી, ત્હારી બુદ્ધિ થોડી;
મ્હારે નવ જોઇએ, કિમ્મત આપી ન શકે કોઇએ. મારે.

નગ્રશેઠ કહે ભક્તરાજ આપના મનથી એ તુચ્છ વસ્તુ છે, તોપણ આ દાસને પાવન કરવાને એ વસ્તુ ગ્રહણ કરો ! હું માનુંછું કે "રામ નામ"ની બરોબર કોઇ વસ્તુ નહિ હોય તથાપી એ આપની પાસે રાખશો એમ ઇચ્છુછું.

**કમાલ**—શેઠ; નામનો પ્રતાપ જુદો છે, તેનું વર્ણન કરવાને શેષ મુખે શબ્દ નથી, સાથે સરખાવાને પ્રજાતિની પાસે પદાર્થ નથી, કિમ્મત આપવાને કુબેર ભંડારી પાસે રત્ન નથી, તો તમારી પાસે તો ક્યાંથીજ હોય.

**મરાઠી સાખી.**

સુર્ય સાથ સરખાવા શું છે [1]ધરા તોળવા [2]બાંટ,
સ્વર્ગ મૃત્યુ પાતાળની રિદ્ધિ, નહિ નામની કાંટો કાંટ;
સદા જાણો અમૂલ્ય, વસ્તુ નહિ કોઇ એની તુલ્ય. સદા.

મણી ફેંકી દઇ, ભજનની સમાપ્તિ કરી કમાલ નિદ્રાવશ થયો; ત્યારે શેઠ અને બીજા કેટલાક માણસોએ મળી તેજ મણી તેના વસ્ત્રમાં બાંધ્યો. સવારમાં ઉઠી કમાલે રસ્તો ટુંકો કરવા માંડયો, માર્ગમાં શૌચ ક્રિયાના સમયમાં તેને મણીની જાણ પડી, ત્યારે ઘણો પસ્તાવો કરવા લાગ્યો.

**ગિતિ.**

હાય રહ્યો ગફલતમાં, પિતા જાણશે ત્યારે શું થાશે;
કલ્પતરૂ ફળ જાતાં. કર્મે કૌવચ આવી મુજ પાસે.

પણ ચાલ પિતા પાસે આ મણી લઇ જવો તો ખરોજ. થોડે દિવસે પંથ કાપતાં પગરણુ ઘેર થયાં. કબિર પુત્રને જોઇ સાનંદાશ્ચર્ય પામ્યો, વળી તેને છાતી સાથે દબાવી સર્વ સમાચાર પુછયા. કમાલે ઇશ્વિર લિલાનું વર્ણન કર્યુ તે સાંભળી કબિરને ઘણોજ હર્ષ થયો. તેજ વખતે કમાલે ચિત્રકોટથી મળેલો મણી દેખાડયો. પિતાજી, હરી કિર્તનથી આનંદ પામી એક શેઠીઆએ મને આ વસ્તુ આપી છે, તે શું હશે ?

---

૧ ધરા=પૃથ્વી, ૨ બાંટ=જોખવાનાં કાટલાં.

કબિર—અરે છોકરા હું જાણુતો હતો કે તું બરાબર સમજ્યોછું પણ હજી ઘણી કચાશ.

મલિઆગર ચંદનને મુકી, અંધ લીંબ ક્યાં લાવ્યો;
અમૃત કોઇને આપી દઇને, ઝેર જરૂર લઇ આવ્યો;
ખુબ ખાખ લીધી, કસ્તુરી આપી દીધી. ખુબ.

પિતાનાં વચન સાંભળી કમાલ તેજ વખત ચાલી નિકળ્યો, અને ચિત્રકોટ જઇ શેઠના મોં આગળ મણી પછાડયો.

(કમાલ) માલિની છંદ.

અરરર મુરખ આ શું, કાજ વિપરીત કીધું;
અમર ચંદન લઇને, લીમનું કાષ્ટ દીધું;
ફટફટ ફટ ભુંડા, ભાવ ભુંડો ભજાવ્યો;
મુજ પિતુ પાસે, મણી ત્હારે લજાવ્યો.

આવાં કઠોર વચન કહી કમાલના ગયા પછી તુલશીદાસ અતી ઉલ્લાસથી શ્રીરામચંદ્રજીની સમક્ષ સર્વ શિષ્ય વર્ગ તથા સંત મંડળને કહેવા લાગ્યા.

ગિતી.

ભુતળ ભકતો જોયા, ધન્ય જનેતા ધન્ય *ગંગ તીર;
ધન્ય એ નગરી કાશી, એક કમાલ ને અડધો દાસ કબિર. સિયાવર.
(રામ) કબિર ભક્ત મુજ સાચો, ટેક પોતાનો કદીએ ના મુકે;
દ્રઢભક્તિ અંતરમાં, સંત સાધુની સેવા ના ચુકે. સિયાવર.

શ્રી હરીના વચન ઉપર કબિરની પરિક્ષા જોવાને તુલસીદાસ, સંત, સાધુ તથા કેટલાક વિદ્વાન બ્રાહ્મણો લઇ કાશી નગરમાં આવ્યા, અને કબિરને ઘેર આવી કહ્યું હે ભક્તરાજ.

ત્રણ દિવસ અપવાસી, ક્ષુધા તૃષા વળી પ્રયાસથી દુઃખી;
દયા દીલમાં આણો, ભોજન આપી, કરો અમને સુખી. સિયાવર.

તુલસીનાં વાક્ય સાંભળી કબિર ગભરાયા, કારણ કે પોતાનો નિયમ એવો હતો કે હમેશાં જે મજુરી થાય તેમાંથી અડધુ ઘર ખાતે ખર્ચવું; અને અડધુ પુન્ય કરી દેવું, તેથી તુલસીનાં વાક્ય સાંભળી ગભરાયા અને પોતાના પુત્ર કમાલને બોલાવી સાધુનુ મન કેમ સંતોષવું, તે સલાહ લેવા માંડી.

(કબિર) મુજ ઉપર ગુજરી. એ રાગ.

ભાઇ કમાલ કરવું કેમ ધર્મની આંટી;
કેમ કરી નિકળવું બહાર, મોટી આ ઘાંટી. ૧

* ગંગ=ગંગા નદી.

સાધુની સેવા કીધી તન વળી મનથી;
પણ સેવા આજે કરવાની છે ધનથી. ૨
ધન સંચરીયું નહિ કરીયું ધરમાદા હાથે;
આગળ સુખ કરવા જાણ્યું આવશે સાથે. ૩
પણ ધન વિણુ આજે શિધુ ક્યાંથી મળશે;
આ સાધુ સંતનાં દુ:ખડાં કેઇ પેર ટળશે. ૪

**અફસોસમાં; રાગ; મિસરી.**

કબિરે માંડી વિનતી, દુ:ખનો આવ્યો દીન; એ રામજી દુ:ખનો આવ્યો દીન.
લાજ રાખો નિજદાસની, આપ તણે આધિન. એ રામજી. ૧
સાધુ આવ્યા ઘેર સ્નેહથી, હેતે માગે અન્ન; એ રામજી.
અન્ન તણો આધાર નથી, વારો દાસ વિઘન. એ રામજી. ૨
પુર્વનું પાપ આડુ પડે, ન મળે સેવા લાગ; એ રામજી.
સુપાત્ર માગે સામટુ, ક્યાંથી મારાં ભાગ્ય. એ રામજી. ૩
પણ સેવક પાસે શું દીઠું, મોકલ્યા મ્હારે ઘેર; એ રામજી.
એકે ઉપાય રહ્યો નહિ, હવે શી કરવી પેર. એ રામજી. ૪

**સાખી મરાઠી.**

પામર જીવ હું પાપી પુરો, ભમીયુ મ્હારૂ ભાગ્ય;
સાધુસંત સુપાત્ર બ્રાહ્મણનો, ન મળ્યો સેવા લાગ;
મ્હારૂ દિલ દાઝે, કેમ કરી સુધરશે કાજે. મ્હારૂં.

પોતાના પિતાને અતી આક્રંદ કરતા જોઇ, કમાલ ગળગળો થઇ ગયો, અને વિચાર કરી બોલ્યો; બાપુ તમારી ધ્યાનમાં આવતું હોય તો મને એક યુક્તિ સુજી છે. તે એકેઃ

**( કમાલ. ) મરાઠી સાખી.**

પ્રભુ સંભારો પ્રિતે પિતાજી; હામજ રાખો હઇએ;
કહ્યું માનો જો નિજ દાસનું, ચોરી કરવા જઇએ;
નથી અવર ઉપાય, આપણું કારજ કેઇ પેર થાય. નથી.

**( કબિર ) દોહરો.**

ધન હરવું ધિક્કાર છે, પર પીડી કરવું કામ;
વગર મુલ્યથી લાવવું, કેમ રાજી રહે રામ. સિયાવર.

**કમાલ**—હે તાતજી, આપણે ક્યારે દ્રવ્ય ચોરી લાવવું છે? આપણે તો સંતને તૃપ્ત કરવાને શીધુજ લેવું, તેમાં વળી આપણી જાતે તેમાંથી અણું માત્ર પણ ગ્રહણ કરવું નહીં; પછી આપણે પારકાને પીડા કરી કહેવાયજ

નહીં. વળી વણિક અનેક પાપ પ્રપંચ કરી ભેગુ કરતો હશે, તેનું અન્ન સાધુ મુખે જશે તો તેનાં પાપ ધોવાઇ જશે.

**કબિર**—પુત્ર ! વણિકને ભગવાનનો ડર નહિ હોય ?

**કમાલ**—જગત છેતરવામાં ઇશ્વરની બિક એ ધરતા નથી, પછી વહેપારને અંતે પુન્ય ખાતે પૈસા કાઢે, જાણે કે પાપથી મુક્ત થવાય. ભાવમાં, તોલમાં, બોલમાં, સર્વમાં ભૂલ્ય હોય છે. આખર ભગવાનને છેતરે તો જગત કોણ માત્ર

**દ્રષ્ટાંત**—એક વણિકે પોતાની આખી જીંદગીમાં, મરતી વખતે મરતી ગાયનું દાન કર્યું; મુવા પછી ધર્મરાયે તેને પુષ્ટ ગાય આપી કહ્યું કે આ ગાય સવા પહોર સુધી તુ કહીશ તેમ કરશે.

**વણિક**—( પુંછડુ ઝાલીને ) ગાય. માર ! ધરમરાજાને ગોથું ગાય શિંગડાં માંડી સામી દોડી ત્યારે ધર્મ નાઠા તે બ્રહ્માને શરણે ગયા. બ્રહ્મા કહે ઉભો રહે દુષ્ટ ધર્મને દુઃખ દેનાર તું કોણ છું ?

**વણિક**—તું કોણ છું ?

**બ્રહ્મા**—હું બ્રહ્મા, સૃષ્ટિનો સરજનહાર.

**વણિક**—માર ગાય બ્રહ્માને ગોથું. ગાય દોડી કે બંને નાઠા, શંકરને શરણે ગયા. શંકર કહે, ખબરદાર પાપી ઉભો રહે કોણ છું ?

**વણિક**—તું કોણ છું ?

**શંકર**—હું શંકર સૃષ્ટિનો સંહાર કરતા.

**વણિક**—ગાય માર શંકરને ગોથું. હુકમ થતાં ગાય દોડી, ત્રણેએ ભગવાનની પાસે જઇ હકિકત કહી. એમને પોતાની પાછળ ઉભા રાખી, આવતા વણિકને ભગવાને પુછયું કોણછું ? તેજ વખત સવાપહોર પુરો થયો, ગાયનું પુંછડું હાથમાંથી છુટી ગયું. અને વાણીઓ ભગવાનને ઓળખી પગે લાગી બોલ્યો. મહારાજ, હું આપનો દાસ.

**ભગવાન**—ગાયના બળે કરી તેં દેવને દુઃખ દીધુ તો તને નર્કની સજા ફરમાવામાં આવે છે.

**વણિક**—મહારાજ, ન્યાયની રીતે સજા ભોગવવા તૈયારછું પણ આપના ન્યાયશાસ્ત્રમાં એટલું વધારવું જોઇએ કે ચાર ધામ ફરે તેને પણ નરક ખરૂં.

ભગવાને જાણ્યું આવું ન્યાયશાસ્ત્રમાં લખાય નહિ, અને વણિકને સજા થાય પણ નહિ, એમ સમજી પ્રભુએ તેને સદગતિ આપી. વણિકના દ્રષ્ટાન્ત ઉપર હાસ્ય કરી કબિર ચોરી કરવા તૈયાર થયા.

## ભાવણી બોધાવાની.

( કવિ ) લીધાં ખાતરીઆં હાથ (૨) બંને જણુ ચાલ્યા સાથ;
સમર્યા વૈકુંઠનાથ, મ્હારી વહાર કરો. હાંહાંરે. ૧
બેઉ વાતો કરતા જાય, (૨) હવે શો રચવો ઉપાય;
સિતાવર મુખથી ગાય, મારાં દુઃખ હરો. હાંહાંરે. ૨
( કબિર ) હવે ધન હેરવું ક્યાંથી (૨) શીધુ લેવું તેમાંથી;
એમ કબિર કહે મુખમાંથી, બોલ્ય સાચુ સહી. હાંહાંરે. ૩
( કમાલ ) ત્યારે કમાલ બોલ્યો વાણી, (૨) તમે હૈએ રાખો જાણી;
શીધુ પક્કુ લેવું તાણી, બીજુ ધન્ય નહિ. હાંહાંરે. ૪
( કબિર ) જઈ કરો તેહની પેર, (૨) નહિતો પાછા ચાલો ઘેર;
કંઇથી શોધી લાવો ઝેર, તેથી કામ થશે. હાંહાંરે. ૫
(કમાલ) કાં પિતા મનમાં સોચો, (૨) કાં આત્મ હત્યામાં પહોંચો;
આ વણિકનું ઘર કોચો, તેમાં શિધુ હશે. હાંહાંરે ૬

ગિતિ.

કવિ. ખાતરીઆં લઇ હાથે, પિતા પુત્ર બેઉ પછીતમાં બેઠા;
બળથી બાકુ પાડયું, ચોરી કરવા બંને જણુ પેઠા. સિયાવર.

સંતને જમાડવાને જોઇતી સાહિત્યની ગાંસડીઓ બાંધી તૈયાર કરી. કબિર બહાર નિકળી, એકે એકે લેછે અને કમાલ આપે છે, છેલ્લી ગાંસડી આપી કમાલે વિચાર કર્યો કે અમારા ગયા પછી, કદાચ કોઇ ચોર આવશે તો બિચારા વણિકનું ધન લેઇ જશે માટે જગાડતો જાઉં. અંગુઠો પકડી જાગ્રત કરી ઝડપથી નિકળવા જાય છે કે તરત વાણીએ પગ પકડી બાંધી દીધા.

( વણિક ) ક્ષત્રિકલંક.

અલ્યા ઉભો રહે તું આવ્યો અહીં કોણ; હવે હું તને નહિ છોડુરે.
નક્કિ લેઉ તારા આજે હુંતો પ્રાણ. હવે હું. ૧
કરી ચોરીને તું ચાલ્યો કેમ જાય; હવે હું.
થાવા માંડયા આવા અધર્મે અન્યાય. હવે હું. ૨
આતો વહેવારીઓ હોય હઠીચંદ; હવે હું.
કેમ બુદ્ધિ ત્હારી નાઠી મતિ મંદ. હવે હું. ૩
આવ્યો વાણીઓ સાધી શોધીને લાગ; હવે હું.
ઝટ ઝાલ્યા એના નિકળતામાં પાગ. હવે હું. ૪
ઝાલી ઝપાટીને ચપશી બાંધ્યો દોર; હવે હું.
શિક્ષા આપુ તને, થાય પહેલો પહોર. હવે હું. ૫

કમાલ કહે પિતાજી ધર્મ કરતાં ધાડ આવી, વણિકે પગ બાંધ્યા, હવે નિકળાય તેમ નથી.

### લલિત.

અરર તાતરે શું હવે થશે, ઉત્તમ કુળની આબરૂ જશે. ૧
નગરરાયને ખબર જો જશે, દશે દિશમાં ઠાર નહિ થશે. ૨
શુળી કેદ કે ફાંશી દે ધણી, આશ તો નથી ઉગરવા તણી. ૩
કરગરી કહું વાર ના કરો, મુસ્તક છેદીને ઘેર સંચરો. ૪

### રાગ; ઢિંડી.

( કબિર ) મારા પુત્ર બોલ્ય વચન તું વિચારી, તુજ પ્રાણથકી કિરતી નથી પ્યારી;
કેમ ઘાત કરૂ બાપ આજ ત્હારી. મારા પુત્ર. ૧
( કમાલ ) મારા તાત કહ્યું વચન મેં વિચારી, વિલંબ કર્યે વિઘન આવે ભારી;
માટે ઝટ કરો ઘાત આજ મ્હારી. મારા તાત. ૨
( કબિર ) જો જીવત્હારો આ ઘડીએ જાએ, પછી પલક પણ મુજથી ના જીવાએ;
તુજ સાથે પ્રાણ કાઢુ મારો આંએ. મારા પુત્ર. ૩
આ હાથથી ન તુજ ઘાત થાએ, ભલે રાય કરે મ્હાય તે સજાએ;
રખે રામ રૂઠે, બ્રહ્માંડ ટુટી જાએ. મારા પુત્ર.

( કમાલ )　　　**મરાઠી સાખી.**

મળમુત્રનો દેહ મલિન આ, સંબંધ તેનો કાચો;
માની માયા મનથી મુકો, સ્નેહ પ્રભુનો સાચો;
માટે હે તાત, હવે કરોને મુજ ઘાત. માટે. ૧
ઘાત કરીને ઘેર પધારો, શીધ્રુ સંતને દેવા;
ધન્ય ભાગ્ય આજે તમ માનો, કરો સ્વહસ્તે સેવા;
જો વહાણું વહાશે, તો વચમાં વિઘન થાશે. જો. ૨

પુજ્ય પિતાજી નિરંતર બળનારી ને આત્માને બાળનારી દેહનો નાશ થતાં મને જરા ગણ ખેદ નથી, તો આપ શા માટે ખીન થાઓછો, શરીર સદા સર્વદા રહેતું નથી, નાશવાન છે, જુઠું છે. મલિન છે, માટે પુત્રભાવની આશક્તિ છોડી મારો નાશ કરો, અને સંતની સેવા કરી કૃતાર્થ થાઓ!

કબિર કહે હે વિરા ધર્મ સંકટ આવી પડયું, હવે મને એકે તરફની સુજ પડતી નથી. મારે શું કરવું! હે જગદીશ્વર પુત્રપુત્રાદીક અનેક જન્મમાં પ્રાપ્ત થશે, પણ સદપુરૂષોની સેવા વારંવાર મળવાની નથી, માટે હે મન પુત્રનો નાશ કરવાની દ્રઢતા સ્થાપિત કર!

### ગિતિ.

( કવિ ) થરથર કંપે કાયા, નેત્રે ચાલી આંસુની ધારા;
( કબિર ) સંત સેવાને અર્થે, મુસ્તક ત્હારૂ કાપુ પુત્ર મારા.

શસ્ત્રનો ઘા કરી ધડથી મુસ્તક જુદુ કરી, ડાબે હાથે ચોટલીથી લટકતું ઝાલી, કબિરસાહેબ ઘેર આવતાં વારંવાર મુસ્તક સામુ જોતા જાયછે, અને કઠણ છાતીએ જરા જરા રોતા જાય છે.

( રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી. )

કમાલ કાલા તું ક્યાં ગયો, કરી દુઃખીઓ આવાર;
માયા કરીને મુકી ગયો, જીવું કોને આધાર. કમાલ ૧
તુજવિણુ પ્રાણુ આ નહિ ટકે, છોડી જાશે દેહ;
સંત સાધુને સંતોષીને, સાથે સોંપુ તેહ. કમાલ. ૨
પ્રભુનામ મેં વિસારીને, સાંધેલો વૈતાળ;
ધર્મનો લોપ કર્યો હશે, હીંસા કરી હશે [1]જાળ. કમાલ. ૩
પુત્ર વિના પડયો હું સુનો, સુનો થયો સંસાર;
હાય પાપને હૈયું ગયું, રામજી કરો વહાર. કમાલ. ૪

### દોહરો.

કબિર ચાલી આવીઆ, સાધુ કેરી પાસ;
શીધુ સોંપ્યુ સંતને, નમીઆ તુલશી દાસ. સિયાવર.

કબિરપત્નિ પોતાના પતિના હાથમાં મુસ્તક જોઈ વિસ્મય પામી, અને ધારીને જોતાં પુત્ર કમાલને ઓળખીને.

( કવિ. ) દોહરો.

ચક્કર ખાઈ પથ્થર પડી, કુંવર કરાવ્યો ક્લેશ;
હાથે હૈયુ કુટતાં, ખેંચે શિરના કેશ. સિયાવર.

કબિર—હે સ્ત્રિ સાવધ થા, લે તારા પુત્રનું માથુ; આ ફના દુનિયાને છોડી પુત્ર પરલોક પહોંચ્યો.

( ભાનુમતિ ) રાગ ડીંડી.

રહે ભાનુમતી શબ્દ કેમ સાંખી, કેમ જીવું હુંતો પુત્ર પ્યારા પાંખી;
શબ્દ શુણુતામાં કાયા ભોંય નાંખી. રહે. ૧
ત્હાર મુખ જોઇ કાયા મારી ધ્રુજે, રૂડા રામજીને નથી કાંઇ બુજે;
ફુટે નેત્ર મને કશું નવ સુજે. રહે. ૨
હાલ કાલ જઇ હિમાળે હાડ ગાળુ, દેહ દાવાનળમાંહે જઇ બાળુ;
કુંવર કમાલ ગયો કરી મોંઢુ કાળુ. રહે. ૩

---

1 જાળ=ઢીમરની જાળ.

અરે ઉંઘ્યુંછું કે હુંતો અહીં જાગુ, કુંવર કાલ્લા વિના આમ તેમ ભાગુ;
હરિ હાથ જોડી હવે મ્હોત માગુ.  રહે. ૪

ગિતિ.

(કબિર.)—વહાલી કાંઇ વિચારો, સાધુસંત ઘેર ક્લેશ નહિ કરવો;
હરીની માયા અકળિત, પુત્ર ગયાનો શોક નહિ ધરવો.

રાગ; આઢ.

કાન્તા કરો કાં રૂદનરે, માનુની મારો મન.
મન મારો ઓ માધવી, સાધવી છો સુજાણ;
જાણી અજાણી કેમ બની, પાવરધી છો પ્રિય પ્રાણરે.  માનુની. ૧
દારા પુત્ર પરિવાર સૌ, પુરવ પુન્ય સબંધ;
પરવાર્યે પહોચી વળે, કેમ બની તુ અંધરે.  માનુની. ૨
ભક્ત આવીઆ ભોવનમાં, જગ્તમાં દુર્લભ સેવ;
સેવા કરવી સંતની, મનથી માની દેવરે.  માનુની. ૩
શોક વિસારો સર્વદા, આણો ઉર ઉમંગ;
પુત્ર મુવો નવ જાણજો, વહાલી છુટયાં બ્યંગરે.  માનુની. ૪

કબિર સ્ત્રિના મનનું સમાધાન કરેછે, તે દર્મિયાન તુલસીદાસ આવી કહેવા લાગ્યા.

( તુલસી )  ગિતી.

પુત્ર સહિત સૌ ચાલો, રસોઇ થઇ છે થાળ ધરી હાથે;
પંગત વેળા થઇ છે, ત્વરા કરો તો, જમીએ સૌ સાથે.

( કબિર )  રાગ; મંગળ આશુશ આપો.

આજે પાવન કીધુ, ગરીબ ઘર આજે પાવન કીધુ.
નામ મહારૂ તો નિમીત માત્ર, વણિક કેરૂ શીધુ.  ગરીબ.
સંતસાધુની સેવા અર્થે, હાથે હેરી લીધુ.  ગરીબ.
રામ ભક્ત રૂડા જગ્તમાં કહાવો, દાસને દર્શન દીધુ.  ગરીબ.
વિષના પ્યાલા વેગળા મુકી, અમૃત આજે પીધુ.  ગરીબ.

હે મહારાજ આપ જમો પછી અમો આપની વધી ઘટી પ્રસાદી લઇશું, આવાં કબિરનાં વચન સાંભળી તુલસીદાસ પ્રસન્ન થયા, અને પોતાની સંત મંડળીને પંગત કરવાની આજ્ઞા આપી. સર્વે જમી રહ્યા ને સવાર થયું ત્યારે વિદાયગિરી માગી. કબિરજી તેમને થોડે સુધી વળાવા આવ્યા. અરૂણનાં દર્શન થતાંજ વણિકે રાજાને ખબર આપી કે મારા ઘરમાં ચોર પેઠો હતો તેને મેં બાંધી રાખ્યો હતો તેનું મુસ્તક કાપીને કોઇ લઇ ગયું છે. તેજ વખત રાજાએ ધડ મંગાવી શુળી ઉપર ચઢાવ્યું.

### દોહરો.

કમાલ કાંટે મુકીઓ, કુડુ કરીયું કામ;
સાધુ સંતના સાથને. નમિ નમિ કરે પ્રણામ. સિયાવર.

અસંભવિત બનાવ જોઇ તુલસી આશ્ચર્ય પામ્યા, અને રાજાને પુછયું કે આ ધડ કોનું છે?

**રાજા**—(નમીને) મહારાજ કોનું છે તેની હજી સુધી ખબર પડી નથી, પણ એ ધડ એક નેસ્તીના મકાનમાંથી હાથ લાગ્યું છે, એ માણસ રાત્રે ચોરી કરવા પેઠો હતો અને એણે ચોરી પણ શાધાનીજ કરી છે. આવું સાંભળી તુલસીદાસે કબિર સામું જોયું ત્યારે કબિર કહે મહારાજ શું પુછો છો, એ આપનો પુત્ર કમાલ છે.

**તુલસી**—હેં? આ બિના કેવી રીતે બની, તે મને સંભળાવ!

**કબિર**—મહારાજ આપ પધાર્યા અને અમારી પાસે કાંઇ નહિ હોવાથી આપને સંતુષ્ટ કરવાને હું અને કમાલ ચોરી કરવા ગયા, ત્યાં છેલ્લી ગાંસડીએ વણિકને જાગ્રત કર્યો કે તે પોતાનું બાકી રહેલું સંભાળે, અમો અમારે ખપ જેટલું લેઈ રહ્યા હતા; "કૃતિનાં ફળ સર્વને મળે છે."

**( તુલસી. ) રાગ; રઘુપતી રામ રૂદેમાં રહેજો.**

પ્રેમી તારા પુત્રને હું જીવાડુંરે, તારાં સંકટ સર્વે કાઢુ. પ્રેમી તારા૦
માગ્યું મુસ્તક તુળસીદાસેરે, આણી આપ્યું કબિરે આશેરે;
પ્યારો પુત્ર સાવધ હમણાં થાશે. પ્રેમી તારા૦ ૧
તારાં સંકટ સર્વે કાપુરે, હરીદાસ ખરો એને સ્થાપુરે;
મ્હારૂ પુન્ય સકળ એને આપુ. પ્રેમી તારા૦ ૨
રૂડા રામજી મ્હારે ધાજોરે, એનાં દારીદ્ર સર્વે જાજોરે;
કાલો કમાલ જીવતો થાજો. પ્રેમી તારા૦ ૩
શત્રુ સાથ સરવ એનો બળજોરે, આજે સઘળાં વિઘન એનાં ટળજોરે;
મારી ભક્તિનું ફળ એને મળજો. પ્રેમી તારા૦ ૪

તુલશીદાસે પોતાનાં કરેલાં સુકૃત અને પુન્યનું ફળ આપ્યું તોય કમાલ જીવ્યો નહિ અને જ્યારે ભક્તિનું ફળ આપ્યું ત્યારે, **રામ રામ**, કરતો ઉભો થયો; માટે "સર્વ સાધન ભક્તિથી હેઠ છે."

### દોહરો

( કવિ ) સજીવન કરીઓ સુતને, કર્યું ભક્તાનું કામ;
હરી હરી કરતો ઉઠીઓ, મુખે બોલ્યો રામ. સિયાવર.

કમાલ સજીવન થયો જાણી રાજાએ મનમાં તોલ બાંધ્યો કે આ સંત તો સાક્ષાત ઈશ્વરજ હોવા જોઇએ.

**રાજા—હે મહારાજ, રામરૂપ દર્શન દ્યો, કે રામચંદ્ર ભગવાનનાં** દર્શન કરાવો. તુલશીદાસે ધ્યાન કર્યું કે તુરત ચિત્રકોટથી ભગવાન આવી **હાજર થયા અને સર્વને દર્શન દીધાં.**

**( કવિ ) રાગ; રઘુપતી રામ રૃદેમાં રહેજો રે.**

**પ્રભુએ પુત્રને જીવ આપ્યોરે; નિજદાસ કરી એને સ્થાપ્યો. પ્રભુએ.**
કબિર ભક્તને રામજી મળીઆરે, પુર્વે પુન્યનાં ફળ એને ફળીઆંરે;
સૌ સાથે તુલશી વળીઆ. પ્રભુએ. ૧

ભક્ત પુત્ર સહિત ઘેર આવ્યારે, માએ હૃદયની સાથે દબાવ્યારે;
સહુ કુટુંબને મન ઘણા ભાવ્યા. પ્રભુએ. ૨

પુત્ર હરશી જોઇ તુજ મુખરે, આપ્યું અત્યંત આજે સુખરે;
તેં તો દિપાવી મ્હારી કુખ. પ્રભુએ. ૩

પુરી આજે પ્રભુએ હામરે, અનંત ભક્તનાં કરીઆં કામરે;
બોલે બાપુ વણીરામ. પ્રભુએ. ૪

હું નમન કરૂં કરજોડરે, પ્રભુ પુરા પાડે સૌના કોડરે;
બોલો જયજય શ્રી રણછોડ. પ્રભુએ. ૫



# ગોરો કુંભાર.

**( રાગ—પ્રિતમ આ પ્રમાણુ છે, અહાહાહા. )**

ભક્તિ જેણે આદરી; રામા રામા, દિશા દશે પાધરી; રામા રામા.
પ્રભુમાં ચીત છે; રામા રામા, તેને નવનિધ છે; રામા રામા.
હરી ગુણ ગાય છે; રામા રામા; સુખી તે સદાય છે. રામા રામા.
ભક્તિ કરે ભગવંતની, પુરણ પ્રભુમાં પ્રેમ,
અષ્ટસિદ્ધ નવનિદ્ધથી, રાખે કુશળ ક્ષેમ;
નામ સ્મર્ણનો મહિમા ભારી, વદે વેદ પુરાણને શાસ્ત્ર ઉચ્ચારી,
મુખે રામ રામ કહો પ્રેમેથી સૌ. રામા રામા. ૧

રામ નામે પથ્થર તર્યા; જેમ તરવરનાં પાન,
ભાવ કભાવે ઉચરે, માધવ રાખે માન;
રામ ચર્ણથી અહલ્યા ઓધારી, સુગ્રીવ ઉગાર્યો વાળીને મારી;
અંગદને લીધો ઉછંગ ત્યાં. રામા રામા. ૨

દુ:ખ હરણ સુખજ કરણ, જાનકી પ્રાણ જીવન;
વિભિષણ ભૂપાળનાં, મળતાં મટ્યાં વિઘન.
સોનાની લંકાં સહજમાં લીધી, ભક્ત વિભિશણને અર્પણ કીધી;
જાનકીજીને છોડાવી લઇ. રામા રામા. ૩

નામ સમરતાં નાથજી, વિઠ્ઠલ કીધી વહાર;
ધાટ ઘડ્યા ગોવિંદજી, કુંભાર કેરે દ્વાર;
બાપુ કહે છે બેઉ કરજોડ, હરી પુરે હરીજન મનકોડ;
જયજય શ્રી રણછોડ. રામા રામા. ૪

( કવિ ) ગિતી.

પંઢરપુરને પાધર, કુંભાર જાતી નામ જપે નિત્યે;
કથા કહું હું તેની, શ્રવણ ધરીને સાંભળજો પ્રિતે.

મરાઠી સાખી.

નિર્મળ મનની નૌતમ નારી, ભક્ત તણી ભક્તાણી;
બે વરસનો બાળક સોંપી, ગઈ તે ભરવા પાણી;
થઇ વાર ઘણી; ત્યારે બિના કેવી બની. થઇ.

સ્ત્રિના ગયા પછી વિઠ્ઠલનાથજીનો પ્રેમી ભક્ત ગોરો વિચાર શુન્ય થયો. અરે આ બાળકની સંભાળ મારે લેવી અને ઘર કામ પણ મારેજ કરવાં; જ્યારે હું બધું કરીશ ત્યારે ઇશ્વિર સ્મર્ણ ક્યારે કરીશ.

[ ગોરો ] ત્રિતાલ ચોપાઇ.

ગોરા કુંભારે વાત વિચારી, પાણી ભરવા ગઇ મુજનારી.
વળી બાળક મેલ્યો હૈએ; આ દુઃખડાં તે કોને કહીએ.
મારે લેવું પ્રભુનું નામ, અને કરવાં તે ઘરનાં કામ.
ઘાટ ઘડવાને ગારો કરીએ; વિઠ્ઠલ વિઠ્ઠલ મુખ ઓચરીએ.

(કર્તા) સજ્જ થઇ ગારો કરવા માટે માટીના ઢગલા ઉપર ચઢયો. મોઢેથી વિઠ્ઠલ વિઠ્ઠલ કહેતો જાય, અને પગેથી માટી ખુંદતો જાય. કુદરતના નિયમે છોકરૂં પિતાના પગ પાસે આવ્યું, જાણે મને મારા બાપા તેડશે અને રમાડશે, તે વખતે ગોરો વિઠ્ઠલનાથજીમાં મગ્ન હતો, અને આંખો મિચેલી હતી.

દોહરો.

ઘાટ માટે ગારો કરે, પ્રભુથી જોડયો પ્રાણ;
પુત્ર આવીઓ પાગમાં, કરીઓ કચ્ચર ઘાણ; સિયાવર.

ગોવિંદમાં ગિરફતાર થએલા ગોરાના પગથી પુત્રનો નાશ થયો, તેની ઇંદ્રીઓમાંથી હાડકાં નિકળી પડ્યાં, અને માટી ભેગો માટી થઇ ગયો; એટલામાં તેની સ્ત્રિ પાણી ભરીને આવી અને પુત્રને દીઠો નહિ.

રાગ; રઘુપતી રામ રૂદેમાં રહેજો.

દીઠો નહિ બાળ તેણીએ જ્યારે રે, તર્ત શોધવા ચાલી ત્યારે. દીઠો.
પડી પ્રથમ પેટમાં ફાળરે, રખે થયો પુત્રનો કાળરે;
દીઠો કોઇએ નાનકડો બાળ. દીઠો. ૧

શેરીએ શેરીએ કરતી નાદરે, તેંતો કોનો લીધો છે વાદરે;
નથી કેમ તું શુણતો સાદ. દીઠો. ૨
સૌ કહે થઇ તુંતો વહેલીરે, તેંતો વાત વિચારી ન પહેલીરે;
જોને ઘેર જઇને ઘેલી. દીઠો. ૩
ત્યારે સ્ત્રિ તો થઇ છે ઉદાશરે, રોતી આવી પતિની પાસરે;
કોણે પુત્રનો કરીઓ નાશ. દીઠો. ૪

( કવિ ) ગિતી.

સ્પર્શ થતામાં સ્ત્રિનો, આંખ ઉઘાડી ઓચિંતી જ્યારે;
ધ્યાન માંહેથી જાગ્યા, લોક ઘણાને જોયા તે વારે.

( ગોરો ) મરાઠી સાખી.

કૌતક શું છે લોક ભરાયા, કહે તું મુજને સાચુ;
ભાન નહિ મને જગ્ત વિષેનું, પ્રભુ રંગમાં રાચુ;
બોલ્ય સાચુ સહી, શું છે ? લોકો ભરાયા અહીં. બોલ્ય.

સ્ત્રિનો સ્પર્શ થતાં ભક્ત જાગ્રત થયા અને મનુષ્ય મેળાનું કારણ પુછ્યું ત્યારે સ્ત્રિ કહે હે સ્વામિ; આપણો બાળક તમને સોંપીને ગઇ હતી તેનો પત્તો નથી.

( ગોરો ) સાખી મરાઠી.

પુત્ર તારાની પેર ન જાણું, મોહનમાં મન મોહ્યું;
( ક ) નારી મન નિસ્વાસ મુકીને, નિચે ગારામાં જોયું;
દીઠા કડકા અપાર, આંખે ચાલી આંસુધાર. દીઠા.

( નારી ) ડિંડી.

મારા પુત્ર ગયો ક્યાં તું મને મુકી, મેલી વન માંહે વેલ જેમ સુકી;
અરે દૈવ દાવ આજ હુંતો ચુકી. મારા પુત્ર. ૧
જોઇ કડકા તારા ભડકા મન મહારે, કરે શોક માતા નહિ મન તહારે;
હાય દૈવ રૂઠયો પ્રભુ ધાઓ વહારે. મારા પુત્ર. ૨
વહેછે બન્ને આંખે અશ્રુ કેરી ધાર, વિણી છાબ માંહે લીધો તેણીવાર;
આ અભાગીઆને પરણી દુઃખ અપાર. મારા પુત્ર. ૩

ઇશ્વિર સ્મર્ણ કરતાં પુત્રને અધિક જાણી પતિને અભાગીઓ કહ્યો કે તુરત ગોરાને ખોટુ લાગ્યું અને ક્રોધાવેશમાં બોલી ઉઠયો.

( ગોરો ) ક્ષત્રિકલંક.

હવે ! બસ બસ બકવા મુકય; પ્રભુથી પ્રિતિ કાં ન જોડરે.
હેતે હરી સમરણ શાને ચુકય. ,, ,, ,, ,, ૧
હોય મુવો ત્યાંથી મુવો તારો બાળ; ,, ,, ,, ,,
હમણા આવીને પકડશે કાળ. ,, ,, ,, ,, ૨

અક્કલહિન તું અબળા મતિમંદ; પ્રભુથી પ્રિતિ કાં ન જોડરે.
આતો સ્વપ્નના જેવા સંસારના ફંદ. „ „ „ „ ૩
એ બાળ કોનો કોની તુંતો માય; „ „ „ „
પુર્વે જનમનાં રણીઆં કહેવાય. „ „ „ „ ૪
હશે લેણું દેણું પત્યુ જેણીવાર; „ „ „ „
પહોચ્યો પરલોક છોડી આ સંસાર. „ „ „ „ ૫

જેના અંતરમાં માયાનો લેશ માત્ર અંશ નથી એવા ગોરા ભક્તની દ્દઢ ભક્તિ જોઇ પ્રભુ તેની વહારે દોડી આવ્યા.

( કવિ ) ગિતી.

જોઇ ભગતની પ્રિતી, અંતરજામિ અંતરમાં હરખીઆ;
ગરૂડ થઇ અસ્વારા, વૈકુંઠેથી વહાલોજી ધસીઆ.

( લક્ષ્મિ ) ( ચાઢ. વિરા વેસ્યાના યારી. )

મારા સ્વામિ પધારો, ક્યાં સિધારો, સાચી કહો મુજને વાત;
હમણા હસતા બોલતા બેઠા, ઉઠયા ન લાગી વાર,
ગરૂડ ઉપર અશ્વાર થઇ, શિદ જાઓ જુગદાધારરે;
કહો મુજને સાચુ, રંગમાં રાચું, જાણું હું મારી જાત. મારા. ૧

( ભગ. ) અરે હે અલબેલી, થાઓમાં ઘેલી, આવું હું હમણા નાર.
ગોરો કુંભાર જે ભક્તરાજ મારો, મરીઓ કુંવર તેનો આજ,
નારી મન આક્રંદ કરે છે, જાઉ સજીવન કરવા કાજ;
એને જીવતો કરીને, દુઃખ હરીને, ભક્તની કરીને વહાર. અરે.

જગદીશ્વર જોગિરૂપ ધરી ગોરા દ્વારે આવી ઉભા, આવેલા અતિથીને જમાડયાવિના પાછો ન કાઢવો એવો ગોરાની સ્ત્રિનો નિયમ હતો તેથી, અને વળી સાધુ સેવાથી મનવાંચ્છના સિદ્ધ થાય છે એવા એ પ્રમાણથી, પોતાનો છોકરો મરેલો છાબમાં ઢાંકયો છે તોપણ સ્ત્રિ જોગીને બેસવા કહી, રસોઇમાં દાખલ થઇ.

ગિતી.

આવી અલક જગાવી, ભિક્ષા આપો કહી બોલ્યા રઘુરાયા;
નારી મન્ન વિચાર્યું, સાધુ સેવીને સફળ કરૂ કાયા.

રસોઇ તૈયાર થઇ ત્યારે સ્ત્રિયે જોગીને જમવા ઉઠવાની સુચના આપી.

( ભગવાન ) દોહરો.

બાળક તારો ક્યાં ગયો, જમવા લાવો નાર;
ત્યારે અન્ન આરોગીએ, પ્રભુ કરે ઉચ્ચાર. સિયાવર.

બાળક, એવો શબ્દ સાંભળી સ્ત્રિ, અંતરશોક કરવા લાગી, અને કહ્યું કે મહારાજ, બાળક રમવા ગયો છે તે ગમે ત્યારે આવે; આપ જમીલ્યો!

**અતિથી**—તારા પુત્રના આવ્યાવિના હું ભોજન નહિ કરૂં.

**સ્ત્રિ**—હે પ્રભુ, આપ ખોટી હઠ કરો છો, છોકરો ક્યારે આવશે તેનું શું પ્રમાણુ, એતો એની માશીને ઘેર ગયો છે; એમ કહી રોવા લાગી. ત્યારે ભગવાને ઢાંકેલું વસ્ત્ર દુર કરી છાબ હાથમાં લઇ પુછ્યું, આ શું છે? સ્ત્રિ સ્તબ્ધ થઈ નિચું જોઇ રહી.

[ કવિ. ] **દોહરો.**

પતિત પાવન સ્વામિએ, સજીવન કરીઓ બાળ;
અસ્ત્રીને આશીશ દઈ, વળીઆ શ્રી ગોપાળ. સિયાવર.

બાળકને સજીવન જોઇ નારીના હર્ષનો પાર રહ્યો નહિ, અને પોતાના પતિ તરફ વધામણી ખાવા દોડી. નારી કહે હે નાથ તમારા પગ પ્રહારથી મૃત્યુ પામેલો પુત્ર પ્રભુએ સજીવન કર્યો.

[ ગોરો. ] **રાગ; લાવણી, ધન્ય ધન્ય ભદ્રકાળી.**

અરે તેં આશું કરિયું નાર, કેમ પ્રભુ પધાર્યા દ્વાર;
બાળકની કીધી વહાર, તેને જીવતો કીધો. હાંહાંરે. ૧
તેં તાક્યું ત્હારૂ સુખ, વિનંતી કીધી મુખ;
પ્રભુને દીધુ દુઃખ, એમનો અંત લીધો. હાંહાંરે. ૨
આહ આવ્યા અંતરજામિ, ગિરધારી ગરૂડાગામિ;
એ ચૌદ ભોવનના સ્વામિ, તને રહ્યું નહિ ભાન. હાંહાંરે. ૩
માટે કરજે મંન વિચાર, હું કહું તે ઉરમાં ધાર;
હવે તું નહિ મારી નાર, મારે માતા સમાન. હાંહાંરે. ૪

છેલ્લા શબ્દ સાંભળ્યા કે નારી બેહોંશ થઇ પૃથ્વમાં પડી; થોડી વારે ભાન આવ્યું ત્યારે પોતે નિરાધાર થઇ છે એમ ભાસ્યું, શોચ કરતાં સુજી આવ્યું કે મારો સંગ સ્વામિ કદી કરવાના નથીજ, એવું જાણુ પડશે ત્યારે તેના સગા સબંધી ગમેતેમ આગ્રહ કરીને પણ ફરી લગ્ન કરાવ્યા વિના રહેશે નહિ, અને તેથી મારે શોક્યનું સાલ થશે. એ ભયંકર દુઃખથી મુક્ત થવાને મારે કાંઇ ઉપાય રચવો જોઇએ, એમને ફરી લગ્ન કરવાની ઇચ્છા થાયતો હું મારી નાની બેનનો વિવાહ સબંધ મેળવું, તો એ શોક્ય નહિ પણુ બેન તરીકેજ વર્તશે. આવો વિચાર કરી પોતાને પિએર જઇ માતપિતાને જણાવ્યું કે તમારા જમાઇની વૃત્તિ ફરી લગ્ન કરવાની થઇ છે. પોતાની મોટી દીકરીને ગોરા તરફનું સુખ છે એમ સમજી માએ નાનીને

પણ તેનેજ વેર પરણાવવા નિશ્ચય કર્યો. થોડે દહાડે બ્રાહ્મણને શ્રીફળ લઇ મોકલ્યો, ત્યારે પોતાની સ્ત્રિના અતી આગ્રહથી ગોરાએ હા કહી. સમય આવ્યે પરણવા ગયા, પરણી ઉઠી ગોત્રજને નમન કરે છે તે વખતે સાસુએ ગોરાને બે વચન કહ્યાં.

( કવિ. ) મરાઠી સાખી.

ભક્ત પરણીને ઉઠીઆને, ગોત્રજ પ્રણમ્યા જ્યારે;
જામાત્રને શિખામણ દેવા, સાસુ આવ્યાં ત્યારે;
( સાસુ ) સ્નેહ સબંધ તેહ, મારી મોટીની સાથે જેહ. સ્નેહ.
ગોરો—ઠીક, બહુ રૂડુ, મોટી મા ! તો નાની બેન !

દોહરો.

જોઇતું હતુ ને વૈદે કહ્યું, સુખમાં રાખ્યો આજ;
સાસુની જીવ્હા પરે, બેઠા ત્રિભોવનરાજ. સિયાવર.

પરણીને આવ્યા પછી ભક્તરાજ ઘરકામમાં પ્રવર્ત થયા, ઘણા દિવસ વિત્યા નાની સ્ત્રિએ પોતાના પતી તરફથી કોઈ પ્રકારનો સંસાર સુખનો અનુભવ ન કર્યો, ત્યારે છુપી રીતે પોતાની સરખી સાહેલીઓને દુઃખ સબંધી વાત કરવા માંડી. બેન શું કરૂં, મારી બેને મને જાણી જોઇને કુવામાં નાંખી, એ રાંડના કહેવાથી મારી માએ કશું ન જોયું ને "લાકડા સાથે મિંઢળ બાંધ્યું." આ બધી બિના ધિમે ધિમે મોટી બેનને કાને ગઇ અને પોતાની બેન પરણીને પસ્તાય છે તે વિષે વિચાર કરવા લાગી. બેનને પુછી જોતાં માલમ પડયું કે પતિની સાથે સંસાર વહેવાર નથી. નાની બેનનું આવું ભયંકર દુઃખ જોઇ પોતે યુક્તિ શોધી કાઢી ને રાત્રીએ જ્યાં ગોરો નિદ્રાવશ થયો હતો ત્યાં પોતાની બેનને લઇ જઇ પાસે સુવાડી પોતે આવતી રહી. "કામદેવનો બાપ એકાંત" એમ સમજી બંનેને એકાંત કર્યા; રાત્રિમાં પાસુ બદલતાં સ્ત્રિને પોતાના હાથનો સ્પર્શ થતાં ગોરો જાગી ઉઠયો, અને સ્ત્રિને સ્પર્શ કર્યા બદલ હાથને ધિક્કાર કરવા લાગ્યો. અરે આજ સુધી હું તમને મારા જાણતો હતો, પણ આજ મને નિશ્ચય થયો કે તમે મારા નહિ; મારા હોય તે કદી મારી મરજી વિરૂદ્ધ વરતે નહિ. જેને મેં બેન કહી તેનાજ ઉપર તમારી કુબુદ્ધિ થઇ માટે તમને દૂર કરૂં છું.

ગિતી.

ભક્ત ભડકીને જાગ્યા, નારી દેખી વિચાર શા કીધા;
ધીક ધીક હસ્ત તમને, કાપી કોણીથી દુર કરી દીધા.

આવું ભયંકર કૃત જોઇ સ્ત્રિ ભયભિત થઇ ગઇ અને થોડીવારે ધાંઢે શબ્દે રોવા લાગી.

**લલિત.**

અરરર દૈવરે આશુંરે થયું, સ્વામિ સુખમાં દુઃખ થઇ ગયું.
લેખ લલાટમાં શા લખ્યા હશે, હાય શું થયું શું હવે થશે.
પુર્વ પાપથી કુપમાં પડી, મ્હોત ના થયું જન્મિ જે ઘડી.
અળગી તો કરી મારી જાતને, ધીક ધીક છે માત તાતને.
સુપાત્ર ન જોયું શાળ સાંધીયું, કાષ્ટ પુતળે મિંઢળ બાંધીયું.
હાથ કાપીને હુંઠીઆં કર્યાં, સુકૃત શાં હશે સ્વામિ આ વર્યાં.

હાય દૈવ્ય! પુર્વના કયા પાપે, આ મુરત મળી હશે, એમ રોતી, નિસાસા નાંખતી, પોતે પિયેર ગઇ અને માતાને બનેલી બિનાથી વાકેફ કરી.

**રાગ; ચંદ્ર પખતશો આવીઓ.**

માજી દૈવે શું ધારીયું, મનમાં તેં કાંઇ ના વિચારીયું.
જોડયો જડ સાથે પ્રાણ, શું મળ્યું તને લ્હાણ;
ભય પામ્યાને ભોંયમાં ભારીયું.　　　　માજી. ૧
હોય અમૃતફળ, કરે ખાર તેમાં બળ;
ખાર ખાધાથી કહેવાય ખારીયું.　　　　માજી. ૨
બળે અગ્નિની ઝાળ, મારા રૂદીએ આકાળ;
માજી ઠીક કરીને શું ઠારીયું.　　　　માજી. ૩
પરણી ઉઠયા જેણીવાર કર્યો શો તમે વિચાર;
કર્યું બળ મ્હારૂ બધુએ હારીયું.　　　　માજી. ૪

**મા**—દિકરી છે શું! છાની રહે બેટા! દુઃખ શું તે તો કહે?

**દિકરી**—મા, કોઇ દિવસ સ્વામી સંગ નહિ, ને આખર બેનની બુદ્ધિએ ચાલતાં પતિના હાથનું છેદન થયું.

**મા**—દિકરી, કોઇ વાતે મુઝાવા જેવું નથી, બેટા એ વિઠ્ઠલનાથનો ભક્ત છે તેની ચાકરી કરો ને મરજી પ્રમાણે વરતો, તેમાંજ સાર નિકળવાનો છે; માટે અહીંથી જલદી ચાલી જા!

**ગિતી.**

વિઠ્ઠલ વ્હારે ચઢશે, સાજા કરશે હાથ હરી એના;
સત્યને માટે કપાયા, ત્રિભોવન નાથા સ્વામિ છે જેના.

જ્યારે ગોરા કુંભારે પોતાના બંને હાથ કાપી નાંખ્યા ત્યારે બે બાઇડીઓથી પુરતો ધંધો થઇ શકયો નહિ, ને નિર્વાહમાં ટોટો પડવા માંડયો. આવી દુઃખી દશા જોઇ, સત્યના સાહ્યકને ત્રિભોવનના નાયકે, ભક્તના ઘર તરફ નજર કરી.

[ કવિ ] ( રાગ. વેળાવર. )

પ્રિતે પ્રભુજી પધારીઆ, ગોરા કેરે દ્વાર;
હાથ કપાયા ભક્તના, પુરો કરી આપુ અહાર. પ્રિતે. ૧
ગરૂડને ગદ્ધા કર્યો, સ્ત્રિ કુંભારણુ રૂપ;
કમળાનાથ કુંભાર થઇ, આવ્યા ત્રિભોવન ભૂપ. પ્રિતે. ૨
આવી ઓચીંતા ઉભા રહ્યા, મુખે બોલતા વાણુ;
કાળ પડયો મુજ દેશમાં, જાય અંન વિણુ પ્રાણુ. પ્રિતે ૩
તે માટે મારી વિનંતી, રાખો અમને આજ;
પેટ ભરીને પામીશું, કરીશું તમ કાજ. પ્રિતે. ૪
ત્યારે ભક્ત પુછે ભગવાનને, સાથે શોરે પગાર;
અન્નવિના બીજું નહિ, શંકા ન ધરો લગાર. પ્રિતે. ૫
ઘાટ ઘડીશું ઘણુા સ્નેહથી, કરશું કહેશો તે કામ;
તમે અમારા અન્નદાતા, છીએ તમારે નામ. પ્રિતે. ૬

કુંભાર સ્વરૂપે ભગવાને આવી ગોરા કુંભારને ઘેર ચાકર રહેવાનો અતી આગ્રહ બતાવ્યો ત્યારે ભક્તે પુછ્યું તું પગાર શો લઇશ ?

**ભગવાન—**મારે પગાર ન જોઇએ; અમે વખાના માર્યા આવ્યા છીએ, રજા હોય તો કામ કરીએ ને ધાન ખાઇએ ?

આવાં વચન સાંભળી ગોરાને દયા આવી અને વળી પોતે હાથે અ-ચકેલો એટલે વગર આનાકાનીએ રાખી લીધાં.

ભગવાન પુછે ભક્તને, સાચી કહેજો વાત;
શંકા મુજ મનમાં થઈ, કેમ કપાયા હાથ. સિયાવર.

**મરાઠી સાખી.**

ગોરો કુંભાર વિચારી બોલ્યો, સાંભળ શાણુા વાત;
[1]ઘરમાં [2]ગધાડો મસ્તાન હતો, તેણે કરડી ખાધા મારા હાથ;
માનો સત્ય સહી, તેમાં સંશય જરીએ નહિ. માનો.

ભક્તનો આવો સાચો અને માર્મિક જવાબ સાંભળી ભગવાન લક્ષ્મિજી સામુ જોઈ હસ્યા.

( કવિ ) **રાગ, અગરચંદનના ઓરડા.**

પ્રેમ કરીને પ્રભુ રહ્યા, ગોરા કુંભાર ઘેરરે;
ઘાટ ઘડે ઘણી જાતના, પ્રભુ જાણીને પેરરે. ૧
ગોળી ગાગરને દેઘડા, ઘડા કુંડાને પારોરે;
ચત્રુભુજ ચાકે ચઢાવતા, ગોવિંદ કરે ગારોરે. ૨

---

૧ ઘર-દેહરૂપી. ૨ ગધાડો-કામદેવરૂપી.

નળાં, નેવાં, ને થેપણાં, ઢાંકણાં, કુલડાં છે સારાંરે;
ચપ્પણુ, ચંબુ ને ભોટવા, તેના ઘાટ છે ન્યારારે. ૩
ઘાટ ઘડે ઘણી જાતના, લોકો લેવાને આવેરે;
ચિત્રેલાં ચિત્ર સુંદિર સારાં, સૌને મોહ ઉપજાવેરે. ૪
ભક્ત ભજે ભગવાનને, જપે મન માંહે માળારે;
જંગલથી માટી લાવે, પોતે શ્રી ગોપાળારે. ૫

જંગલથી માટી લાવી, પલાળી, ખુંદી, ગાળી, ઘડીને અનેક પ્રકારનાં ચિત્રોથી શોભીતાં કરી ભગવાને વાસણ વેચવા માંડયાં. ઘાટ જોઇ, મોહી ઘણા લેઇ જતા તેથી ગોરાને ઘેર પૈસાની ટંકશાળ શરૂ થઇ. મહોત્સવ પર્વને દિવસે પોતાની મંડળી લઈ નામદેવજી ભક્ત વિઠ્ઠલનાથજીના મંદિરમાં દર્શન કરવા ગયા. ધારી નિહાળીને જોતાં ભગવાનનું તેજ ન દીઠું ત્યારે ધ્યાનમાં મુર્તિ લાવવા પ્રયત્ન કર્યો, પણ ન આવી; આખર સમાધીમાં ગોરાકુંભારને ઘેર ઘાટ ઘડતા ભગવાન નિરખ્યા. પ્રભુ દર્શન કરવા નામદેવજી ગોરાના ઘર તરફ આવે છે તે વખતે પ્રભુ માટીખાણમાં સંતાઇ ગયા. નામાએ ગોરાને આવીને પુછ્યું; ભક્તરાજ તમારો ચાકર કયાં ગયો છે ?

ગોરો—હે નામદેવજી ! આજે મારૂં ઘર પવિત્ર કર્યું. મારા ચાકરની ખબર પુછોછો, તેતો માટીખાણે ગયો છે, એ પેટ માટે ચાકર રહ્યો છે, તે આવે ન આવે તેનું પ્રમાણ નહીં. અને એના ઉપર મારો હક દાવો પણ નહિ. આવી રીતનો જવાબ સાંભળી નામદેવજીએ ફરી ધ્યાનમાં જોયું તો ભગવાન મંદિરમાં પધારી ગયા એમ ભાસ્યું. નામદેવજીએ જાગ્રત થઇ ગોરાને ભગવાન પાસે ચાકરી કરાવ્યા બદલ ઠપકો દીધો.

**( નામદેવ. ) રાગ; માર માર તલવાર ઉભો જુવે છે શું,**

શું હાથ કપાવીને બેશી રહ્યા. શું.
ચત્રુભુજ ચાકર થઇ આવ્યા, દાસ જાણી તને કરી દયા. શું. ૧
વિઠ્ઠલ વળીઆ પંઢરપુરમાં, માધવતો નિજ મંદિર ગયા. શું. ૨
દ્વારીકાંધીશનાં દર્શ કરાવું, જે બોડાણાની સાથ વહ્યા. શું. ૨
વિઠ્ઠલ વાણીથી વાતો કરાવું, બોલ મેંતો સત્ય કહ્યા. શું. ૪

નામદેવજીનું ભાષણ સાંભળી ગોરાએ અતિશય પશ્ચાતાપ કર્યો. અરે હાય ! એજ સત્ય; ભગવાન વિના આવા ઘાટ કોઇથી થાય નહિ. અરેરે હું અભાગીઓ કએ અવતારે મુક્ત થઇશ ! પોતાની બંને સ્ત્રિયો તથા પુત્રને લઇ નામદેવજીની સાથે પ્રભુની પાસે જઇ, અતી પ્રાર્થના કરવા લાગ્યો તથા પોતાના હીન કર્મ ઉપર પસ્તાવો કરવા લાગ્યો.

( ગોરો ) રાગ; જમુની જીવો ગોપીચંદની.

કર્મહિન હું અભાગીઓ, જાણ્યા નહિ જુગદીસજી;
ઘાટ ઘડયા મુજ આંગણે, આવી આપે ઇશજી. કર્મહિન. ૧
ઓળખ્યા નહિ અવિનાશીને, સોંપ્યાં નિચાં કાજજી;
અવળા ઉચ્ચાર કર્યા હશે, રાખી નહિ હોય લાજજી. કર્મહિન. ૨
એમ કરીને કર ઘસે, હું દીઆં તેણીવારજી;
મન પસ્તાવો પામતાં, થયા હાથ તૈયારજી. કર્મહિન. ૩
શું કરવાને સાજા કર્યા, શ્રમ કીધો શાનેજી;
અવિચળ ભક્તિ અર્પણ કરો, આ દાસ ગોરાનેજી. કર્મહિન ૪

ગોરો પ્રભુ સ્તુતિ કરે છે, તે દરમિયાનમાં લક્ષ્મિજીએ બેઉ સ્ત્રિયોની હકિકત પુછી જાણી લીધી, અને તે ભગવાનને નિવેદન કરી.

પુરણ પસ્તાવાને પામી ચોધાર આંસુથી ગોરો રોવા લાગ્યો, અને વારંવાર ચર્ણાર્વિંદમાં પડી કરગરવા લાગ્યો.

**ભગવાન**—ગોરા; સ્ત્રિયોની સાથે તારો સબંધ કેવો છે ?

ગોરો—મહારાજ, તેઓની સાથે સ્ત્રિ સબંધ મેં રાખ્યો નથી, કારણ મારી સાસુનાં વચન.

**ભગવાન**—ગોરા; તને હું વહાલો કે તારી સાસુ વહાલી ?

**ગોરો**—મહારાજ, આપ સમાન તો કોણુજ હોય !

**ભગવાન**—તો મારૂ વચન છે કે તારે આજથી ઘર સંસાર માંડવો; વળી પ્રથમની સ્ત્રિને તું ત્યાગ કરે તેનું નિમિત્ત મારે માથે આવે; માટે તારે એમ કરવું ન ઘટે, અને બિજીના સબંમાં પણ નિમિત્ત મારે માથે મુક્યું છે તેનો વિચાર કર !

**ગોરો**—પ્રભુ ! એ સઘળી મારી અજ્ઞાનતા, હવેથી આપની આજ્ઞા માન્ય રાખીશ.

**ભગવાન**—ધન્ય ધન્ય, ત્રિભોવનમાં તારા સમાન ભક્ત નથી.

ગિતિ.

દામોદર દર્શન દઇને, ભક્તણીઓનાં ભવનાં દુઃખ ભાગ્યાં;
આપોઆપ ઉઠીને અંતરજામિ, ગોરા ચરણ લાગ્યા. સિયાવર.

આવું પવિત્ર ચરિત્ર સાંભળી નિતીરીતીથી વર્તશે તેનાં ટુટેલાં અંગ **શ્રી વિઠ્ઠલનાથજી** મહારાજ સાજાં કરશે.

સેવક બાપાલાલના, પુર્યા પ્રભુએ કોડ;
હરીજન બોલો હર્ષથી, જય જય **શ્રી રણછોડ.**



# સુદામા ચરિત્ર.

( કવિ ) ગિતી.

સંદિપન મુનિને આશ્રમ, વિદ્યા ભણતા બુદ્ધિશાળી બાળ;
સૌમાં સુદામા શાણા, મિત્ર તેહના સમર્થ ગોપાળ. સિયાવર.

સંદિપન મુનિના આશ્રમમાં કૃષ્ણ, બળદેવ, તથા સુદામા ત્રણે સાથે વિદ્યાભ્યાસ કરતા, અને એક એકની સાથે સંપુર્ણ મિત્રતાનો હક ધરાવતા.

## મરાઠી સાખી.

ભિક્ષા માગીને અનાજ લાવે, જમતા ત્રણે ભ્રાત;
એક સાથરે સુતા સાથે, કરે સુખ દુ:ખની વાત;
રાત ઘડી રહે જ્યારે, વેદ ધુન્ય ઉચ્ચારે ત્યારે. રાત.

એક સમએ રૂષિ કારણસર પરગામ ગયા, ત્યારે પત્નિને કહેતા ગયા કે બાળકને અસુર સવાર એકલા કાંઇ જવા આવવા દેવા નહિ, તે વચન વિલુ કરીને રૂષિપત્નિયે ત્રણેને કાષ્ટના ભારા લેવા મોકલ્યા.

## રાગ. પંડિતકે બચન.

લઇ કર કહોવાડા, કાષ્ટ કાપવા જાય;
વળી વાતો કરતા, આવ્યા મહાવનમાંય. ૧
પછી વાદ વધ્યાને, અંતર ઉપજ્યો કાળ;
રૂદે રીસ ચઢાવી, વાઢે વૃક્ષ વિશાળ. ૨
ચિરી કરી ચિતાળો, ભારા બાંધ્યા દોર;
વરસાદ ચઢયોને, થયું અંધારૂં ઘોર. ૩
વાયુ શિતળ વાયો, તાઢે થરથર ધ્રુજે;
અડે હાથ ખભે નહિ, મારગ મુદ્દલ સુજે. ૪
ઘન ગાજે વિજે, વરસે મુશળ ધાર;
વહે સરિતા વેગે, પમાય નહિ તે પાર. ૫

ગાજવિજ અને ઘનઘોરની સાથે વરસાદ તુટી પડયો, એક એકને ખભે હાથ મુકીને આવતાં પણ ત્રણે બાળક વનમાં ભુલાં પડયાં, નદીમાં પુર, પૂર જોસથી ચઢવા માંડયું, અંધકારને લીધે રસ્તો દેખાતો બંધ થયો. તે વખતે મુનિ ઘેર આવી સ્ત્રિને ઠપકો દેવા લાગ્યા.

આશું કર્યું અવિચારમાં, બાળક મેલ્યાં વન;
ઘન ગરજી અંધારીઓ, કંપી ઉઠે તન. સિયાવર.

( કવિ ) મરાઠી સાખી.

રાત અંધારી થાય વિજળી, ગુરૂએ વાત વિચારી;
શિષ્ય ત્રણને શોધવા ચાલ્યા, દિપક કરમાં ધારી;
લાવ્યા ખોળ્ય કરી, ગોવિંદે ગુરૂની સેવા કરી. લાવ્યા.

પ્રભુએ ગુરૂની અતિશય ચાકરી કરી. એક વખતે ગુરૂપત્નિયે ભગવાનની પાસે દોણી માગી ત્યારે પ્રભુએ ઉઠયા વગર જ્યાં બેઠા હતા ત્યાંથી હાથ લાંબો કરીને આપી, તે ઉપરથી ખાત્રી થઇ કે કૃષ્ણ એજ પરમેશ્વરનો અવતાર છે. જ્યારે પ્રભુ પ્રમાણ્યા ત્યારે ગુરૂદક્ષિણામાં પોતાનો મુવેલો પુત્ર પાછો માગ્યો. ભગવાને સાત પાતાળ ચૌદ બ્રહ્માંડ શોધી જમરાજની પાસેથી પુત્ર લાવી ગોરાણીને આપ્યો.

રાગ; રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.

જાણ્યું કૃષ્ણ એજ હરી અવતારરે, જેનો કોય ન પામે પાર. જાણ્યું.
માગી દોણી દોવા એકવારેરે, કર્યો સાદ પ્રભુને જ્યારેરે;
કર્યો કર લાંબો હરીએ ત્યારે. જાણ્યું. ૧
જાણ્યા તમને જુગદાધારરે, મૃત્યુ પામ્યો મારો કુમારરે;
થાય સજીવન પામુ આ વાર. જાણ્યું. ૨
સ્યામે શોધ્યા સાત પાતાળરે, દુષ્ટ દૈત્યનો આણ્યો કાળરે;
પંચજન્ય લાવ્યા નંદલાલ. જાણ્યું. ૩
સંજમપુરીમાં ધાયરે, સામા આવ્યા મળ્યા જમરાયરે;
આપ્યો પુત્ર ગોરાણી કરમાંય. જાણ્યું. ૪

વિદ્યાભ્યાસ સંપુર્ણ થયા પછી જ્યારે ભગવાને વિદાયગિરી માગી ત્યારે સ્નેહના હકમાં સુદામાને પણ કાંઇ માગવા કહ્યું. અતી હર્ષથી સુદામાજીએ ચરણની ભક્તિ માગી.

મરાઠી સાખી.

વિદાયગિરી લેઉ કૃષ્ણ કહે, માગય મિત્ર આ વારી;
ગદગદ કંઠે કહે સુદામા, માગુ ભક્તિ મોરારી;
સુખ માગુ શુંય, ચરણુ કમળને પામુ હુંય. સુખ.
મુકી મથુરાં કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારીકાં વાશી;
સુદામે ગ્રહસ્થાશ્રમ માંડયો, મન તેનું સંન્યાસી;
પતિવ્રતા નારી, જાણે સ્વામિને સઘ મોરારી. પતિવ્રતા.
અજાચક વ્રત પાળે સુદામા, હરી વિના હાથ ન ઓડે;
આવી મળેતો અશન કરે, નહિતો ભુખ્યા સાથરે પોઢે;

બાળ દશા અવતરીઆં, દુઃખ દારીદ્ર સરવે ભરીઆં. બાળ દશા.

કેવળ ત્રિભોવનપતિ ઉપરજ આધાર રાખી સુદામા કોઇની પાસે યાચના કરતા ન હતા, પણુ હરિ કોઇ કોઇના હૃદયમાં ઉતરી સુદામાનો ઘર સંસાર નિભાવતા અને કોઇવાર ટોટા પણુ પડતો. સુદામાને તો સુખ દુઃખ સરખું હતું, પણુ તેમની સ્ત્રિ હાથ જોડી સ્તુતિ કરવા લાગી.

( કવિ )　　　　રાગ; સુંદિર વેણુ વાગે.

ઉભી અબળા સ્વામિની સાથ, હું વિનવું કરજોડી કરજોડી.
ઉચરૂ અરજી તે સાંભળો નાથ. 　　　　હું વિનવું.
નથી મળતું નગરમાં અન્ન, બાળ ભુખ્યાં કરે છે રૂદન;
જોઇ મુખડાંને થરકે મન. 　　　　હું વિનવું. ૧
ધાતુપાત્ર નહિ કર રહાવા, સાજુ વસ્ત્ર નથી સમ ખાવા;
કેમ વેઠાય દુઃખ દીન આવા. 　　　　હું વિનવું. ૨
તાઢ વાએ બાળકડાં રૂવે, ભસ્મ માંહી પેશીને સુવે;
ભુખ્યાં માતાનાં મુખડાં જુવે. 　　　　હું વિનવું. ૩
ઘર નિચાં ભિંતડીઓ પડી, શ્વાન મંઝાર આવે છે ચઢી;
સુખ દીઠુ નહિ એક ઘડી. 　　　　હું વિનવું. ૪
ફરી અતિથી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય;
બળે પેટમાંહે લાગે લ્હાય. 　　　　હું વિનવું. ૫
સારૂ સોળુ એકે નવ મળે, સ્નાન કરોછો શીતળ જળે;
આવા દુઃખના દિવસ કેમ ટળે. 　　　　હું વિનવું. ૬
હું દરિદ્ર સમુદ્રમાં બુડી, એવાતણુમાં એકજ ચુડી;
આખી દેખુ નહિ કચરાની કુંડી. 　　　　હું વિનવું. ૭

સુદામાજી કહે હે સ્ત્રિ મારે અને કૃષ્ણ પ્રભુને મિત્રાચારી છે, અમો બાળપણુામાં સાથે રહેલા છીએ, આજે હું જાઉં તો દારિદ્ર દુર જાય પણુ માગવું ને મરવું એ બરોબર છે.

( સ્ત્રિ )　　　　રાગ; મોતીસર બંદલારે.

હવે પ્રભુજીની પાસ, સ્વામિજી સિધારોરે;
પુરે અલબેલો આશ, સ્વામિજી સિધારોરે.

માધવ મિત્ર તમારા, ( સ્વા ) જાઓ ઝટ પ્રભુદ્વારા. ( સ્વા. )
કરે જળમાંહિ ક્રિડા, ( સ્વા ) પ્રાણી કેમ પામે પીડા. ( સ્વા )
સેવે પ્રગટી ઉતાશ, ( સ્વા ) શિત કેમ આવે પાસ. ( સ્વા )
સેવે હરીને સદા, ( સ્વા ) આવે નહિ આપદા. ( સ્વા. )

## રાગ; મિશ્રરી.

( સુ ) સત્ય કહું તને સાધવિ, જાચવા જાદવરાય; ઓ સાધવિ.
ટેક તોડી હાથ ઓડવો, એ નહિ મુજથી થાય. ઓ સાધવિ.
( સ્ત્રિ ) ભાવટ ભાગે ભુધરો, જાચે દળદર જાય; ઓ નાથજી.
મામ મુકીને માગીએ, માગ્યે શું આપણું જાય. ઓ નાથજી.
( સુ ) જાદવ સઘળા દેખતાં, ઓડુ જમણો હાથ; ઓ સાધવિ.
મારૂં દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મિનાથ. ઓ સાધવિ.
( સ્ત્રિ ) જગમાં જન સૌ ઉધમિ, કરે પોતાનાં કાજ; ઓ નાથજી.
બ્રાહ્મણનો કુળ ધર્મ છે, ભિખતાં શાની લાજ. ઓ નાથજી.
( સુ ) અંતરજામિનું અજાણ નથી, કહું હું વારંવાર; ઓ સાધવિ.
દસમાસ પ્રાણીની ગર્ભમાં, રક્ષા કરે મોરાર. ઓ સાધવિ.
( સ્ત્રિ ) જો જાઇએ નહિ જાચવા, કેમ જીવે પરીવાર; ઓ નાથજી.
એકવાર જાઓ હરી કને, નહિ કહું બીજી વાર. ઓ નાથજી.

## મરાઠી સાખી.

( સુ ) કર જોડીને કાલાવાલા, ફરે વપુનો વર્ણ;
ચિન્હ સકળ એ યાચક કેરાં, જાચવાથી ભલુ મર્ણ;
નહિ જાઉં હુંય, જાચવું હોય તો જાને તુંય. નહિ.
( સ્ત્રિ ) રાજા થઇ વિભીષણ જાચ્યો, મહાવિર ધિર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, કાપે કોટી કિલ્મિશ;
ગોમતિ ન્હાશો, સર્વ પાપ થકી મુકાશો. ગોમતિ.

## ગુજરીનો રાગ.

( સુ ) પત્નિ પ્રતે કહે સુદામા, સાંભળ મારી વાતરે;
કહો ભામની ભગવંત આગળ, ભેટ શી મુકુ હાથરે. ૧
કાકા કહીને કુંવર આવે, કૃષ્ન સુત સમુદાયરે;
તે ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંયરે. ૨
( ક ) ત્રિયા તાંદુલ માગી લાવી, જાણ્યું જાશે સ્વામિરે;
કણે કરોડો માગી લાવશે, હર્ષ ઘણું એ પામીરે. ૩
ઉપરા ઉપરી બંધન કીધું, ચિંથરાં દશધીશરે;
રત્નની પેરે જતન કીધુ, જેમ ચઢે છોડતાં રીસરે. ૪
રૂષિ સુદામાને કહે બાળકાં, કરીને રોતાં મુખરે;
પિતાજી એવું લાવજો, જેમ જાય આપણી ભુખરે. ૫

દીન વાચક સાંભળી, મુનિએ મુક્યો નિશ્વાસ રે;
સુદામો કહે પુત્રને, પરીબ્રહ્મ પુરશે આશરે. ૬

( કર્તા ) દ્વારીકાંની શોભા, કટાવ.

દિઠી સુદામે દ્વારાપુરી, મન મોહ્યું ને લાગી મધુરી, એકે વાતે નથી અધુરી, કોટ કાંગરા રહે શિરનામી, આનંદ પામી, ન મળે ખામી, જેના નાથા ગરૂડાગામી, નહિ કોઈ મોટુ નહિ કોઇ દામી, અંતરયામિ, ચૌદ ભોવનના એ છે સ્વામિ.

મણિમય રત્નો મઢીઆં સારાં. ન્યારાં ન્યારાં જડીઆ હિરા ટંક્યા તારા, વિશ્વકરમાનું દીસે દ્વારા, મોતી સેરો ગંગાધારા.

દ્વજા ફરકે ફર ફર ફર ફર દુદંભિ ઘંટા ઘણુણુણુ ગાજે, ભોંગળ ભેરી નોબત વાજે શ્રી સુદર્શન ચક્ર વિરાજે, ગોમતી તિરે, નિર્મળ નિરે કર્યા કઠેરા, રૂપા જાળી, ચતુર પુરૂષનાં ચિત્રોવાળી, આરસ પાળી નહાય ધુવેને બેસે બાળી, સુંદિર નયનો નિચાં ઢાળી, વિયોગ વેદના, નાંખે ટાળી, ગંભિર નરનાં ગાત્રો ગાળી, સરખી સખીથી લેછે તાળી, દિવ્ય બાગમાં દીસે માળી, પાણી કેરી બાંધે પાળી, કચરો કાદવ ચાળી ચાળી રાખે ખાળી, સુકી સડેલી તોડે ડાળી, ઘેરી ગંગા દીસે કાળી, સાધુ સુદામે નજરે ભાળી, હૈયામાં આવ્યા વનમાળી. સાધુ સુદામા સ્નાન કરીને સમરણ કરતા, પુરમાં ફરતા, આડી અવળી નજરે ઠરતા ને સંચરતા, પુરવાશીની નજરે પડીઆ, વિવિધ વિચારે અર્ણુવ અડીઆ કોઈ કહે ઇંદ્ર, કોઇ કહે ચંદ્ર કામરૂપ અવતાર ધરીને આવ્યા ધરણી ધન્ય નગ્રને, ધન્ય ધામને, ધન્ય ગામને, ધન્ય વૃતને, ધન્ય જપને, ધન્ય તપને દાન પુન્ય કરીઆં હોય ભારી, સુંદિર, નારી શું કહું વરણી, ધન્ય ધન્ય જે આ વર પરણી. કોઇ કહે અત્રિ, કોઇ કહે ગાલ્લવ, કોઇ કહે ગૈતમ નભથી ગડીઆ, ચોંપે ચડીઆ, ખરખર કરતા હમણાં ખડીઆ, વચમાં વાવાઝોટાં નડીઆં, હાડ પાંસળાં દીસે સડીઆં ઢીંચણ ઘુંટણ જાણે મડીઆ.

બાળક દેખી બીકે નાસે, મનમાં ત્રાસે, કચરો કાદવ ધુળ ઉછાળે, સાધુ સુદામા નજરે ભાળે, વાંસે છોકરાં તાળી પાડે, મારે મડીઆ, એઠા જુઠા જો હોય દડીઆ, કાચ કાંકરા જ્યાંથી જડીઆ, હાસ્ય કરી સુદામા હડીઆ, નહિ કાંઇ લઢીઆ, કે નહિ વઢીઆ કે નહિ રડીઆ. હરી મંદિર દુરથી દેખાએ, ઉભે રસ્તે ચાલ્યા જાએ, જુવે હાટને જુવે ચોકને, નજરે ભાળે છજાં ઝરૂખાં બારી ગોખને જાળી અટાળી કામ કર્યાં છે મિનાકારી, અમરપુરી નાંખુ ઓવારી, ગાય ગુણિજન ગિત રસાળા, હરતી ફરતી દીસે બાળા, કોઈ

હાથી કોઇ ચાલે પાળા, દોડા દોડી કરતા ઘોડા, રૂપા ઝુલો હિમ અછોડા, શોભા સારી નિરખી ન્યારી મોહન મહેલની મોટી બારી, દીસે નારી ભપકો ભારી શુદ્ધ ગંગાજળ નાંખ્યું ઠારી, સ્વચ્છ વસ્ત્રથી કાપી છારી, રત્ને મઢેલી રૂપા ઝારી, વામ હસ્તમાં ઉભી ધારી, સતિ સાધવિ જાએ હારી, ભર ચોટામાં ભરતી વારી, આવી સ્વર્ગથી લેવા તારી, સુદામો કહે શિ શોભાય દિવ્ય પુરૂષનાં દીલ લોભાય; કર્મગતિ આ છે બહુ ન્યારી કોઇ નવ પામ્યું તેની પારી. અંતર હરખ્યું પહોંચ્યા કોડ, બાપુ બોલો **શ્રી રણછોડ.**

( **સુદામા** ) **ચંદ્રાવળા.**

એક ગુરૂના વિદ્યાર્થી, આ કેવો કર્મનો વાંક;
થઇ બેઠો પૃથ્વિપતિ, મુને ખાવા ન મળે ટાંક;
ટાંક મળે નહિ ખાવા અન્ન, માંકડાં રમતાં મળિયું ધન;
આજ બેઠો સિંહાસન ચઢી, મારે તુમડી ને લાકડી. જેજે પરમદયાળ.

**ગિતી.**

અરર આ શું વિચાર્યું, અલ્પ જીવ હું એ છે ભગવાન;
જો હું દર્શન પામું, તો હું પામ્યો સકળ દેવસ્થાન. ૧
દોડી દાસી આવી, વધામણી કહું હરી આપો માગ્યું;
મિત્ર તો મળવા માગે, નયણે નિરખી ભવસંકટ ભાગ્યું. ૨

ભગવાન કહે અરે કોણ નારદ, વામદેવ, વશિષ્ટ, વિશ્વામિત્ર, અગસ્ત, અત્રિ, છે કોણ ? બોલ્ય ઝટ !

**મરાઠી સાખી.**

નહિ નારદ, નહિ વામ, વશિષ્ટ, નહિ દુર્વાસા, કે અગસ્ત;
વિશ્વામિત્ર કે અત્રિ નહિ, મેં જોયાં રૂષિ સમસ્ત;
દારિદ્રી ભાસે, એક તુંબી પાત્ર છે પાસે. દારિદ્રી. ૧
ભસ્મ ભરી છે ભુરી જટામાં, ક્ષુધા સ્ત્રિનો સ્વામિ;
લોક થોક બહુ ભેગા થયા છે, જોઈ હું આશ્ચર્ય પામી;
પુતળુ અહીં આવ્યું, નામ **સુદામા** ઓળખાવ્યું. પુતળુ. ૨

( **કૃષ્ણ** ) **લાવણી.**

હા હા ! ખરો એ છે ક્યાંય ? મારો બાળ સ્નેહી કહેવાય;
એમ બોલ્યા **રણછોડરાય,** પુરણ પ્રેમ ધરી. હાંહાંરે.
ભલે આવ્યો જાઉં સામો, મુજ મિત્ર ખરો સુદામો;
હું દુઃખીઆનો વિસામો, આવ્યો હેત કરી. હાંહાંરે.
ઉઠી ધાયા જાદવરાય, નવ પહેર્યાં મોજાં પાય;

પિતાંમ્બર ખાંગ ભરાય, વાધ્યો હર્ષ બહુ. હાંહાંરે.
ચલી આનંદે ફુલી કાય, હરિ હૈડે ચાસ ન માય;
પડે આખડે બેહા થાય, પામ્યા વિસ્મય સહુ. હાંહાંરે.
કહે સર્વેને ભગવાન, પુજા થાળ કરો સાવધાન;
હું ભોગવું રાજ્યાસાન, તે એ બ્રાહ્મણનું પુન્ય. હાંહાંરે.
જે નારી એને નમશે, મને પ્રાણ પ્રમાણે ગમશે;
તેને વિયોગ પિડા દમશે, કરશે સેવામાં તુન્ય. હાંહાંરે.
લેઇ પુજાના ઉપહાર, સામી ઉભી સોળ હજાર;
કરે મનમાંહે વિચાર, મોટા કેવા હશે. હાંહાંરે.
સુદામે દિઠા કૃષ્ણદેવ, સામા મળીઆ આહમેવ;
છુટયાં આંસુ શ્રાવણુતેવ, બેઉનાં હૈઆં હસે. હાંહાંરે.

હે ! પ્રભુ તમે થાક્યા હશો; લાવો હું તુંબડુ ઝાલુ.

દાસ થયા દયાળજી, લીધી તુંબડી હાથ;
મંદિરમાં પધરાવીને ઉભા લક્ષ્મિનાથ. સિયાવર.

બન્ને મિત્ર બાળપણની વાતો કરી અરસ પરસ ખુશી થયા. તાંદુલનું પોટકુ સુદામા છુપાવતા જાય છે, અને આધાપાછા થતા જાય છે; તેમાંથી લાગ તકાશી પ્રભુએ બગલમાંથી ખેંચી લીધું. મહા મહેનતે ગાંઠો છોડી પોતે સ્વાદ ચાખ્યો, ત્યારે સર્વે સ્ત્રિ હસવા લાગી કે, કોઇ દિવસ કણકી-એ દીઠી છે કે નહિ ? આમાં શું ખાતા હશો ! ભગવાને અવર્ણિય રસ સુકી, જરા જરા સર્વેને વહેંચ્યા; તો તેની વારંવાર માગણી થવા લાગી. બન્ને મિત્ર એકાન્ત થયા ત્યારે સુદામાએ કહ્યું મહારાજ મેં આપને ઘણીવાર કહેલું, અને આપે જવાબ આપેલો કે કોઇવાર બતાવીશું; તે લિલા બતાવો !

ભગવાન—વળી ફરી વખત નહિ આવે બતાવવાનો ?

સુદામા—ના મહારાજ મને લિલા તો બતાવોજ !

ભગવાન—લિલા જોવામાં કાંઇ માલ નથી, છતાં તમારો આગ્રહ છે, તો બતાવીશ.

ભોજન જમ્યા પછી સુદામાજીએ વિદાયગિરી માગી, તે પ્રભુએ ઘણા આનંદની સાથે આપી અને પોતે વળાવવા ચાલ્યા.

( કવિ ) ગાડી આવી ગુજરાત.

વિદાય કરે દિનાનાથ, હાલે હાથે વિદાય કરે છે.
જોડી ઉભા સુદામાને હાથ. હાલે હાથે વિદાય કરે છે.
વિપ્ર વિચારે મનસાથ. હાલે હાથે વિદાય કરે છે.

સતભામા કહે શુણુ જામ્બુવતી, કૃપણુ થયા મહારાજ;
બ્રાહ્મણુ મિત્ર વળાવતાં, નવ આપી કોડી આજ. ઠાલે હાથે. ૧
રુષિ સુદામા શામળા, ચાલે પાસોશ્વાસ;
સ્ત્રિથી છાનું આપશે, એવી રાખી અંતર આશ. ઠાલે હાથે. ૨
મિત્ર વોળાવી છુટતાં, રોયા શ્રી અવિનાશ;
કરમાં કાંઇ મુકયું નહિ, રુષિ ચાલ્યા થઇને નિરાશ. ઠાલે હાથે. ૩
મૃત્યુ શેં નવ આવીયું, માગ્યું આવી દાન;
રડાએ ભુંડુ કર્યું, ખોયુ ખોયુ મહારૂ માન. ઠાલે હાથે. ૪
બાળક ભુખ્યાં જો મરે, દઇએ સુકાંપાન;
ભુખે પ્રાણુને છાંડીએ, નહિ ભુંડુ ભીખ સમાન. ઠાલે હાથે. ૫
કાઇ જળ ઉપાડીએ, પર ઘર ભરીએ પેટ;
પેટે પાળી મારીએ, આથી સારી નિચની વેઠ. ઠાલે હાથે. ૬
આવ ભાવ દેખાડીઓ, ઠીક મચાવ્યો ઠાઠ;
ઠેકાણું ઠગવા તણું, મારા તાંદુલ લેવા માટ. ઠાલે હાથે. ૭

અરે ! પણુ એ જે કરતા હશે તે સારૂજ કરતા હશે.

### દોહરો.

દારીદ્ર હરીયું નહિ હરિ, સમજી કરીયું કામ;
કામ ક્રોધ સુખે ભર્યા, દુઃખમાં કેશવરામ. સિયાવર.

પોતાના ઝુંપડા પાસે આવ્યા તો હીરા માણેક રત્ન જડીત્ર સોનાના મહેલ દીઠા, ત્યારે સુદામા ભ્રમણુામાં ભુલા પડયા. પતીને આવતા દેખી સ્ત્રિ સામી આવી. નવયૌવન બાળા જોઇ સુદામા કહે છે.

### મરાઠી સાખી.

અમો વૃધ તમો યૌવન નારી, કઠણુ છે લોકાચાર;
સાધ્ય કરો મન, શ્રાપુ હમણાં, નહિ લગાડુ વાર;
રહો દુર તમે, રસ્તે ચાલ્યા જઇએ અમે. રહો દુર.
રખે રખે રીસમાં, સ્વામિ દેતા શ્રાપ;
દારીદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ન ચરણુને પ્રતાપ. સિયાવર.

નિતી, ભક્તિવાન પુરૂષોને ઇશ્વિર અથાગ સુખ આપે છે.

### લાવણી; રાગ; સુજપર.

બેલડીએ વળગી ચાલ્યાં બન્ને જોડ;
જાણે કૃષ્ન રૂકમણી, ન મળે ખાંપણુ ખોડ. ૧
વૈભવને દેખી, અંતર હર્ષ ન માય;

બધા જુગ બદલાયો, ધન્ય ત્રિભોવનરાય. ૨
કરે રાય રંકને, રાય બનાવે રંક;
સુખ સંખ્યા કહેવા, નવ્ય જડે મને અંક. ૩
સુખ વૈભવ લેતાં, નર નારીની જોડ;
ત્યાં લિલા બતાવા, આવ્યા રાય રણછોડ. ૪

**ભગવાન**—ભાઇ રસોઇ તૈયાર થવા આવી છે માટે આપણે ગંગા સ્નાન કરી આવીએ, એમ કહી બન્ને જણુ ગંગાજી ગયા. ત્યાં એક એકના મનને આનંદ પમાડે એવી પાણીમાં ક્રિડા કરવા માંડી. ભગવાન કહે સુદામા આપણે બેઉ જણુ પાણીમાં ડુબકી મારીએ તેમાં કોણુ વધારે વખત શ્વાસ રૂંધી શકે છે, અને મોડુ નિકળે છે! સુદામા કહે હા ચાલો તૈયારી કરો.

( કવિ ) **મરાઠી સાખી.**

દારિદ્રવેષે ડુબકી ખાધી, પેર પ્રભુએ જાણી;
ધિરે રહી ધક્કેલી મેલ્યા, ઉઆરો ને ઉંડું પાણી,
ક્ષિપ્રાતિરે, મુક્યા સુદામા સ્વામ શરીરે. ક્ષિપ્રાતીરે.

ક્ષિપ્રાના કિનારા ઉપર સુદામા નિકળ્યા અને વેરાન જંગલ દેખી વલોપાત કરવા લાગ્યા.

( સુદામા ) **માલિની.**

હરિ હરિ હરિ દેખુ, ઘોર જંગલ આંહી;
ફરિ ફરિ ફરિ દેખુ, દ્વારકાંધીશ ક્યાંઇ;
નહિ નહિ નહિ ભુલો, ઘડી એક અમને;
નહિ નહિ નહિ ભુલ્યો, ઘડી એક તમને.

હે ભગવાન આ ચળિત પદાર્થના સમુહમાં અચળ વસ્તુ ક્યાંથી દેખું, દુઃખી સંસારમાં સુખ ક્યાંથી દેખુ શોક કરતાં સામુ નગર દેખાયું તેમાં પ્રવેશ કર્યો, તો પરદેશી માણુસ જોઇ રાજાએ બોલાવી કહ્યું કે અમારા ગામમાં રહેવું હોય તો લગ્ન કરો નહિતો દરિયામાં ડુબાવી દેવા પડશે!

રાજ્યના ધારાને માન આપીને સુદામાએ લગ્ન કર્યો. એક વખતે પડોશમાં મર્ણુ થવાથી સુદામા સ્મશાનમાં ગયા, ત્યાં જે સ્ત્રિ મરી ગઇ હતી તેના ધણીને લોકોએ પરાણે પકડીને તેની સાથે સળગાવી મુક્યો. ત્યારે સુદામાએ કહ્યું આનું શું કારણુ? ત્યારે એકે કહ્યું કે કોઇ દેશમાં સ્ત્રિયો સતિ થાય છે અને અહીં પુરૂષ સતા થાય છે, ન થાય તો પ્હરાણે કરવા પડે; ત્યારથી સુદામાએ તો માળા લીધી કે હે ભગવાન "એ રાંડે પણુ હું ન રાંડુ," ફાળે કરીને તેજ સ્ત્રિનો કાળ આવ્યો, ત્યારે સુદામા તો

કોઠીઓ વચગાળે સંતાડ્યા, તેમને લોકોએ ઘણા શોધ્યા, આખર કોઇની નજર ગઇ. તો અંગનો જરા ભાગ માલમ પડયો; ત્યારે સર્વજણ લાકડીઓ લેઇ દોડતા આવ્યા. શોધીને બહાર કાઢયા, અને બાંધી કુંધી સ્મશાનમાં લાવ્યા. ભકતે ડુબી મરવાનો નિશ્ચય કર્યો.

( સુદામા ) રાગ; વેળાવળ.

હરી આવું નહોતું જાણીયું, ન સુણ્યું મેં કર્ણ;
લિલા જોઇ મેં લક્ષ્મિપતિ, આવ્યું આવ્યું મર્ણ. હરી.
ઝાલ્યો જમડે જીવતો, મુકે મુખપર આગ;
દશે દિશા નહિ દોડવા, શોધુ હું કયાંથી લાગ. હરી.
ક્યાંરે હશો કમળાપતિ. દર્શન દ્યો એકવાર;
અંત આણું આપઘાતથી, ઉતારો ભવપાર. હરી.

હે પ્રભુ આપને શરણુ છું. ( ડુપકી મારી. )

( પ્રભુ ) મરાઠી સાખી.

ધન્ય ધન્ય મુજ મિત્ર સુદામા, ડુપકી મારી મોટી;
તમે ત્રિવેણી તરવું જાણો, કર્યો મુજને ખોટી;
ઉઠો આ વારી, થાય ભોજનની તૈયારી. ઉઠો.

સુદામા કહે મહારાજ તમારી લિલાની તો અવધિ! એ તો જોઇ જાય તેવી નથી. ઘેર આવી જોયું તો પાશેરનીજ રોટલી વધુચ છે.

રાગ; પંડિતકે બચન.

ચરિત્ર સુદામાનું, શિખે સાંભળે ગાય;
સુખ શાન્તિ પામે, દુઃખને દારિદ્ર જાય. ૧
હરીજન ગુણ ગાતાં, ઉપજે અંતર વહાલ;
કહે કરજોડીને, સેવક બાપાલાલ. ૨
પાડે પુરા પ્રભુજી, હોય કલ્પના કોડ;
સૌ કહો આનંદે, જયજય શ્રીરણછોડ. ૩

---

## મયુરધ્વજ આખ્યાન.

( કવિ ) ગિતી.

હંસધ્વજને હરવી, અર્જુન સંગે અવિનાશી જાય;
સૈન્ય સરવ સંગાથે, મહા બળીઆને શૂરા જે રાય.

રાજા ધર્મ અશ્વમેધ યજ્ઞ કરવા બેઠા છે અને અશ્વના રક્ષણને અર્થે સકળ સૈન્ય લઇ અર્જુન નિકળી ચુકયો છે; તે અર્જુન ચંપકપુરથી આગળ વધ્યો.

ત્રિતાલ ચોપાઇ.

સૈન્યો આગળ વધતી જાય, અર્જુન હૈએ ઘણું હરખાય. ૧
હરખે ભુલ્યો અંતર ભાન, આવ્યું અર્જુનને અભિમાન. ૨
નાદ વાજીંત્રના થાય ભારી, પારથ સંગે છે શ્રી મોરારી. ૩
ચાલી આવ્યા મહા વનમાંય, સામો મળીઓ તામ્રધ્વજરાય. ૪
મયુરધ્વજ છે પિતાનું નામ, તેણે અશ્વ રોકયો ધારી હામ. ૫

પાંડવાશ્વમેધના ઘોડાને, મયુરધ્વજનો પુત્ર જે તામ્રધ્વજ પિતાની પાસે યજ્ઞનો આરંભ કરાવી, સૈન્ય વગર એકલો અશ્વની સાથે નિકળ્યો છે, તેણે બાંધ્યો, અને સજ થઇ સંગ્રામની રાહ જોતો ઉભો.

( ભગવાન ) મરાઠી સાખી.

પારથ પ્રતે કહે પ્રભુજી, જીત્યા ઘણા રાજન;
હવે જીતની આશા મુકો, આવ્યો મયુરધ્વજ તન,
અશ્વ લેઇ જાએ, બળીઆથી બાથ ન ભીડાએ. અશ્વ.

અર્જુન કહે મહારાજ અશ્વ કોણ લઇ ગયું ? હવે જીતની આશા નથી તેનું શું કારણ ?

( કવી ) દોહરો.

વૃક્ષ વડુ વડલા તણું, બાંધ્યા બેઉ તોખાર;
તામ્રધ્વજ તવ આવીને, દેવા માંડયો માર. સિયાવર.

તામ્રધ્વજને સૈન્યને સંહારતો જોઇ ભગવાને પોતાના પુત્ર પ્રદ્યુમ્નને આજ્ઞા કરી; તે વખતે પ્રદ્યુમ્ન રથ આગળ કરી તામ્રધ્વજ તરફ જોઇ બોલ્યો.

લાવણી. રાગ; ધન્ય ધન્ય ગઢ કાળી.

( પ્રદ્યુ ) સુણ તામ્રધ્વજ વાણ, આજે મારૂં તુને બાણ;
લેઉ પલકમાં પ્રાણ, તહાર મોત ભમે. હાંહાંરે.
( તામ્ર ) નહિ મોત થકી બિનાર, નહિ વાંસે કોઇની વહાર;
મુને વહાલા વિશ્વાધાર, જેવું હરીને ગમે. હાંહાંરે.
( પ્રદ્યુ ) એ કૃષ્ન તણો હું તન, મ્હારૂં નામ પ્રદ્યુમ્ન;
આજે ઉઠયો તારો કાળ, નહિ જીવતો જાય. હાંહાંરે.
( તામ્ર ) તું હઇશ કૃષ્નને વહાલો, માટે શોર કરેછે ઠાલો;
ગરજે ગર્વે થઇને કાલો, તુંથી કશુ નવ થાય. હાંહાંરે.

તામ્રધ્વજના મર્મના બોલ સાંભળી પ્રદ્યુમ્ન ક્રોધે ભરાયો, અને બન્ને બળીઆ મદોન્મત્ત હાથીની માફક સામા સામી થયા, પણ જ્યારે તામ્રધ્વજના સામર્થ આગળ ન ફાવ્યો ત્યારે પ્રદ્યુમ્ન પાછો હઠયો. તામ્રધ્વજનું બળ જોઇ અર્જુન ભય પામ્યો અને વિમાસણ કરવા લાગ્યો, ત્યારે કરણ પુત્ર વૃષકેતુએ ધિરજ આપી કે, પિતાજી આપ શોચ ન કરો, હું જાઉછું અને તામ્રધ્વજને અવળે હાથ બાંધી આપની પાસે લાવુંછું. વૃષકેતુને આવતો જોઇ તામ્રધ્વજ તૈયાર થયો.

( કવિ ) મરાઠી સાખી.

યુદ્ધ આરંભ્યુ વૃષકેતુથી, કરણ તણો જે કુમાર;
ત્રાહે ત્રાહે પમાડયો તેને, મુખે કરે પોકાર,
નાઠો પામી હાર, ત્યારે આવ્યો કુન્તા કુમાર. નાઠો.

ચોપાઇ ઢાળની.

સામો આવ્યો કુન્તી કુમારજો; તામ્રધ્વજને મ્હારૂ આ ઠારજો.
મારા સારથી શ્રી જુગદીશજો, શત્રુનું ઉતારૂ શિશજો.
(તામ્ર) મેલ્ય મેલ્ય [1]ધનંજય ગર્વજો, ત્હારૂ પુન્ય પરવાર્યુ સર્વજો.
ભુલ્યો ભૂલ્યો નિકળતાં દિશજો, રણમાંહે રઝળશે શિશજો.
( કવિ ) બળ્યો બોલે પાંડુનો બાળજો, ખેંચ્યુ ધનુષ કરવા કાળજો.
કરી એણે બાણુની વૃષ્ટિજો, તામ્રધ્વજ તવ પામ્યો જશ કષ્ટિજો.
સામા બાણુ ફેંકે પ્રચંડજો, જેની હાકે ડોલે બ્રહ્માંડજો.
ત્યારે અર્જુન પામ્યો ત્રાસજો, એણે મુકી જીતની આશજો.

તામ્રધ્વજે અર્જુનને મરણતોલ માર માર્યો, ત્યારે આખરે અર્જુને મોહાસ્ત્ર બાણુ મુકી મયુરધ્વજ તનને મુર્છાગત કર્યો. તામ્રધ્વજને હરાવ્યા પછી ભગવાનને કહ્યું કે જ્યાં આગળ આપણો અશ્વ બાંધેલો છે ત્યાં મારો રથ લઇ જાઓ! ભગવાન રથ હાંકે છે અને અર્જુન વિચાર કરે છે. અહાહા! મારી કેવી અદ્દભુત શક્તિ, હું કેવો પરાક્રમિ, ગમે તેવો સમર્થ યોદ્ધા આવે છે પણ મારી આગળ તુચ્છ બની જાય છે. હું હોઉં નહીં અને રાજા ધર્મ યજ્ઞ કરવા પામે પણ નહીં. બિજા કોઇનું બળ નથી કે અશ્વરક્ષણ કરે. અર્જુનને અભિમાન થયો એ ભુંડો છે એમ અંતરજામિ સમજ્યા. ઘોડાની લગભગ થાય છે એટલામાં તામ્રધ્વજ જાગ્રત થઈ દોડતો આવ્યો.

( કર્તા ) કટાવ.

થયો તામ્રધ્વજ રીસે રાતો, અર્જુન હણવા ચિત્તમાં ચહાતો, હરીગુ-

1 ધનંજય=અર્જુન.

ણુગાતો, પ્રસંન થાતો, મહા મદમાતો, રક્ત નેત્ર થયો ક્રોધે તાતો, ધર્મ અનુજ ભણી ધસતો જાતો, રથ ઉપરથી કુદી પડીઓ, પારથ પાસે આવી અડીઓ, ઉભો સામો શુદ્ધ વિચારે, ભરીઓ ખારે, વચન વજ્ર અર્જુનને મારે, તજી પ્રાણ જાશો જમદ્વારે, નહિ ઉગરો વનમાં આવારે, કહે અર્જુન તને કોણ ઉગારે ?

તવ અર્જુન અભિમાને બોલ્યો, અજ્ઞાને અંતરપટ ખોલ્યો તામ્રધ્વજ તુજ મતી ફરી છે, મર્ણ ધ્રટીકા તુને વરી છે, વાત કહું તે ખરેખરી છે, તું છોકરૂ છોકરવાદ પ્રમાણે, જેમ આવ્યું તેમ બકવા જાણે. અર્જુન હિમ્મત ક્યાંથી નાણે, અસુર હણ્યા મેં અગણિત બાણે, કુરૂક્ષેત્રમાં કૌરવ માર્યા, દ્રોણ, ભિષ્મને, કરણ શલ્યને, જયદ્રથ દુઃશાસન મહા પાપી, જુગતે જીવન દોરી કાપી ભુરિશ્રવા ભગદત્તવિર, લ્યા એ સર્વેને રણ રગદોળ્યા, ચતુર ઘણા ચાંચણુવત ચોળ્યા, નામ નિશાની ન જડે ખોળ્યાં, નથી બાપનાં નામજ બોળ્યાં, તું બિચારૂં તુચ્છ મગતરૂ, અર્જુન હણવા હિમ્મત કેવી, દેવ દૈત્ય નવ મારે દેવી, આવ્યો છું લ્યા સદ્ગુરૂ સેવી, માતપિતાની મરજી લેવી ?

વિર પુરૂષ તવ બોલ્યો ગરજી, સકળ શ્રષ્ટિ આ જેણે સરજી, તેને વરજી, અભિમાનમાં બકવા મરજી, હમણાં ઝાલે જમ કિંકરજી, જમના કિંકર ઝાલી જાશે, પલક પાંચમાં મૃત્યુ થાશે, અજાજુથ સમ સેન્યા નાસે, એમ કહીને અંતરજામી ઉચકી લીધા, વામ ખભે બેસાડી દીધા, ચરણ અંગુઠો, અર્જુન કેરો ઝાલી જબ્બર ફરીઓ ફેરો, અર્જુન કહે થયો નાથ નમેરો, ધાલ્યો આવી મ્હોતે ઘેરો.

તામ્રધ્વજ તવ ઉડયો આકાશે, પુરપાટ નર *નભમાં નાસે, અર્જુન મૂકી જીવવા આશે, હાય હાય કરી શું હવે થાશે. યોદ્ધા સરવે હાથ ઘસે છે, ભિમસેનની પાસ ધસે છે, ભિમ ગાભરો ખરર ખસે છે, અંતરમાં અભિમાન વસે છે, અર્જુન ઝિલવા કમર કસે છે, માધવ બેઠા મન હસે છે. અર્જુન આરાધે અવિનાશી, દેવકીનંદન, કંસ નિકંનદન; ભય ભિડભંજન, ગર્વના ગંજન, અંધનું અંજન હે મનરંજન કૃપાનિધાન. જાણ્યુ કૃષ્ણે વિપરીત વરતે, મરવું પડશે અર્જુન મરતે, આવ્યા ઉંચે ફરતે ફરતે. જોઈ શકે નહિ એકી સરતે, હાડ ભાગશે અહીંથી ખરતે, એવું જાણી કરૂણા આણી, રીસ કરી તવ સારંગપાણી, વજ્રાંકુશ માર્યું છે તાણી લાત વાગતાં ખરરર ખરીઓ, સરરર સરે જેમ તારો સરીઓ, આવી પૃથ્વિ ઉપર પડીઓ; બાપુલાલ કહે મુખ પોકારે, હરી ધાઓને મારી વારે.

નિચે અર્જુન ઉપર હરી, પ્રભુ પડયા છે ફતવા કરી.

---

* નભ=આકાશ.

( કવિ ) મરાઠી ...ળી.

અર્જુન મુર્છા પૃથ્વિ પડીઓ, ... કરે રઘુરાય;
તામ્રધ્વજ તૈયાર થઇ ચાલ્યો; નિજ નગરની માંય;
લેતો હરીનામ, આપી અશ્વને કર્યો પ્રણામ. લેતો.

જ્યારે પિતાને પ્રણામ કરી બન્ને ઘોડા સોંપ્યા, ત્યારે મયુરધ્વજ કહે હે ભાઇ આ અશ્વ કોનો છે, અને તું કોને જીતીને લાવ્યો ? તામ્રદ્વજ કહે પિતાજી એની સર્વ બિના લલાટે લગાવેલા પત્રમાં લખેલી છે. મયુરધ્વજને જાણ થયું કે, નર નારાયણને મુર્છાગત કરી પુત્ર આવ્યો, ત્યારે બહુ રીસ ચઢી.

( મયુરધ્વજ ) ક્ષત્રિકલંક.

લાજ્ય લાજ્ય જરા બોલતાં શરમ; અકલ ત્હારીમાં આગ ઉઠી રે.
આજે ફરીવળ્યુ મ્હારૂ કરમ. અકલ.
કેમ યુદ્ધમાં ઉપાડયો તેં તો હાથ; અકલ.
આવ્યો લાવ્યા વિના ત્રિલોકનો નાથ. અકલ.
બહુ બળ બતાવ્યું કરવી ઘટે કળ; અકલ.
કળ સમજ્યો નહિ તો બળ્યુ ત્હારૂ બળ. અકલ.
પ્રભુ પિડા કેરો થાય છે ઉચાટ; અકલ.
હું યજ્ઞ કરૂ, કૃષ્ણ દર્શન માટ. અકલ.

દોહરો.

યજ્ઞ કરૂં જે પામવા, તે તું પામ્યો તંન;
કુળ અંગારા શું કર્યું, લાવો અહીં ભગવંન. સિયાવર.

તામ્રદ્વજ કહે પિતાજી અપરાધ ક્ષમા કરો, મેં બાળક બુદ્ધિ કરી; પણ હું ઘોડો લઇ આવ્યો છું, માટે એમને અહીં આવ્યા વિના સિદ્ધિ નથી. અર્જુન શુદ્ધિમાં આવી આશ પાશ જોવા લાગ્યો, પ્રભુને પોકાર કરવા લાગ્યો, અને અતી આક્રંદ કરવા લાગ્યો.

(અર્જુન) (રાગ; પગમાં બેડાઓ પહેરી ટપલા.)

ઉંધે માંથે પટકયા, અદ્ધર લટકયા, ભાગ્યાં અભિમાને હાડકાં;
શિર ઉંધે રહ્યા, બહુ દુઃખ થયાં, બહુ તાપ સહ્યા, નવ જાય કહ્યાં,
ભવ ખબર લહ્યાં, નવ આણી દયા કે આણી મયા. ઉંધે માંથે.

" કુરૂક્ષેત્રમાં શત્રુનો સંહાર કરી ઉભા હતા તે પણ દિવસ, અને આજે કાળના ભોગ થઇ પડયા છીએ તે પણ દિવસ" અહીં કોણ ઉગારે મોરે અભિમન્યુ બાળક. ઉંધે માંથે પટકયા.

(અર્જુન) ( રાગ; આહાજી શું શું કહીએ, )

શામળીઆ શુંશું કહીએ, કયાં જઇએ, સુખી થઇએ; શામળીઆ.

[ ભગવાન ] સત્ય દયા સંતોષ છે, સુખ તણાં મુજ જાણ;
જુઠ ઝેરને તૃષ્ણા, તે દાખે દુઃખ નિર્વાણ;
[ અર્જુન ] દુઃખ સહીએ, મુઝાઇએ. શામળીઆ.
અશ્વ ગયો ઝાંખો થયો, શામળીઆનો સાથ;
[ ભગવાન ] [1]કોશંટાના કીટ તે, ભરે આભથી બાથ;
જ્ઞાન લઇએ, રાખી હઇએ. શામળીઆ.

[ અર્જુન ]—મહારાજ તામ્રદ્વજ અશ્વ લઈ કયાં ગયો હશે?

ભગવાન—હે [2]સવ્યસાચિ એતો કયારનોએ એના પિતાની પાસે પહોચી ચુકયો, હવે આપણે લશ્કરને અહીં રાખી ઝટ જઇએ તો ફતેહમંદ થઇએ, નહિતો મયુરદ્વજનો યજ્ઞ થશે ને ધર્મનો રહેશે.

અર્જુન—ચાલો મહારાજ, ( બંને બ્રાહ્મણનો વેષ લઇ નગ્ર ચર્ચા સાંભળતા ચાલ્યા જાય છે. )

[ પુરવાસી. ] રાગ; આઠ.

આંજે ધન્ય ધરતી ધન્ય ધામ, રે આવે અહીંઆં આત્મારામ;
તામ્રદ્વજ જે તન રાયનો, લાવ્યો પાંડુ તોખાર;
આવે અર્જુન શોધવા, તેની સાથે શ્રી મોરારરે. આવે. ૧
યજ્ઞ કરે છે રાય આપણો, ઉદય થયું પુન્ય આજ;
હરીનાં દર્શન આપણ કરશું, સહેજે સુધર્યાં કાજરે. આવે. ૨
કૃષ્ણ કહે અર્જુનને સાંભળ, પ્રેમી પ્રજા જન;
આકળવિકળ રાય હશે, જોજે મયુરધ્વજનું મનરે. આવે. ૩

પરદેશી બ્રાહ્મણને જોઇ મયુરદ્વજ ઘણું હરખાયો અને દંડવત્ત પ્રણામ કરી ઉભો રહ્યો. મહારાજ આપનું આવાગમન કહો? આજે પતિતને પાવન કર્યો?

( ભગવાન. ) કુમાર મારી વહાલી જોજોને; એ રાગ.

ઉદાર તમો રાજા, દીલે દયાળુ ઉદાર.
ગૌબ્રાહ્મણ પ્રતિપાળક દેખું, અન્ય જનોના આધાર. આધાર તમો. ૧
પુત્ર પરણાવવા આવ્યો તો આશે, સિંહણે પકડ્યો કુમાર. કુમાર તમો. ૨
કાલાવાલા કરી પાછો મેં માગ્યો, સરખો મંગાવ્યો છે અહાર. અહાર તમો.

રાજા—સરખો એટલે કેમ? અને વળી ઇચ્છા હોય તે માગો?

મરાઠી સાખી.

સોંપ્યો પુત્ર મેં કાળરૂપને, મન થયું મુજ ભંગ;
જાણ્યું રાજા યજ્ઞ કરે છે, દેશે દાનમાં અંગ;
અરધુ વહેરી આપો, આ વિપ્રનાં સંકટ કાપો. અરધુ.

---

૧. રેશમ બનાવનાર કીડો. ૨. અર્જુન.

રાજા—અરે વહેરણીઆ બોલાવો !

ભગવાન—રાજા વહેરણીઆ વહેરે એ અંગ વિપ્રને અર્પણ ન થાય.

રાજા—મહારાજ આપ જેમ આજ્ઞા કરો તેમ વહેરીને આપું.

ભગવાન—રાજા ! એક તરફ તારી સ્ત્રિ અને એક તરફ તારો પુત્ર.

રાજા—જેવો હુકમ. બોલાવો રાણીને !

રાણી કુમોદવદની આવી હાજર થઇ તેને રાજાએ કહ્યું કે સ્ત્રિ આ મારૂ જમણું અંગ વહેરી આ બ્રાહ્મણને આપો !

રાણી—( સ્તબ્ધ થઇને ) પ્રાણનાથ ! અરધું અંગ !

( રાગ વેળાવળ. )

પ્રાણનાથ પ્રાણ આપીને, લેશો ઉત્તમ લ્હાણું;
પુન્યનો પુંજ આવી અડયો, જીવ્યુ જગમાં પ્રમાણ. પ્રાણનાથ. ૧
અર્ધું અંગ તમ વહેરતાં, કાયા થરથર થાય;
અર્ધાંગના હું આપની, મુને સોંપો રાય. પ્રાણનાથ. ૨
પ્રજા પિડા બહુ પામશે, મરશે પુત્ર પછાત;
આગ લાગી આખા વિશ્વમાં, કરૂં હું આપઘાત. પ્રાણનાથ. ૩
નાથ ગએ નવ કાંઇ રહે, દાખે ઉજડ દેશ;
વચન વજ્ર સમ વેઠવાં, વરૂવો વિધવાનો વેશ. પ્રાણનાથ. ૪

ભગવાન—રાજા ! સ્ત્રિ એ ડાબુ અંગ ગણાય છે, અને મેં જમણા અગની માગણી કરી છે.

( પુત્ર ) ગિતી.

આજ્ઞા પુત્રને દીજે, જાઉ વનમાં થવા વ્યાઘ્ર ભોગ;
બ્રાહ્મણ સેવા સાથી, થવા કતારથ જડશે નહિ જોગ.

રાગ; એવા સત્યના સંગાથી રે, રે, રે હો.

અંગ અર્પણ કરતાંરે, રે, રે, હો, રાજા હરખે મન ઘણુંરે.
તામ્રધ્વજે કરવંતી મેલી જ્યારે માથે, બીજો છેડો બીકે રાણીએ ઝાલ્યો હાથે;
આ શું માંડયુ અરે ત્રિલોકીના નાથે. અંગ. ૧
પુરવાશી કહે બ્રાહ્મણ આવ્યો છે દુરાચારી, પિતા એનો કસાઇ ને જનેતા હત્યારી;
મહારાજાનું મૃત્યું એ વિપરીત વાત વિચારી. અંગ. ૨
પ્રસંન મનથી પુત્ર કરે છે કેવું કામ, કુમોદવદની કહે છે મુખેથી રામ રામ;
ત્રાહે ત્રાહે કરતા ઉભેલા તમામ. અંગ. ૩
ધનંજયે ધિરજ છોડી છે મોરાર, પુરવાશી તો દયાનો કરે છે પોકાર;
રાજા વામ નેત્રે આંસુની ચાલી ધાર. અંગ. ૪

( કવિ. ) મરાઠી સાખી.

બ્રાહ્મણ કહે એ કુમોદવદની, એ તામ્રધ્વજ તન;
અંગ ન આવે મારે કામે, આંસુ આવ્યું લોચન;
એને ખેદ થયો, મારા કામનો દેહ ન રહ્યો. એને.
તુરત કરવત કાઢી લઇને, પુત્ર પિતાને પુછવા લાગ્યો. હે તાતજી;

( ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ. )

સત્યરે વદો મારા તાતજી,
વામ નેત્રથી આંસુ પડ્યું, કારણ કાંઇ ના કળાયજી;
ભાગ કર્યા બ્રહ્માંડના, વિપ્ર પાછો પળાયજી. સત્યરે. ૧
સગુર રાજા સુલક્ષણા, ધર્મ કેવો ધરાયજી;
અર્થ સરે નહિ આપણો, વણ મોતે મરાયજી. સત્યરે. ૨
કાયા પડે કયા સ્થાનમાં, લે સ્મશાને લોકજી;
તે હાથે કાપી આપવી, તેમાં શાનો શોકજી. સત્યરે. ૩
જન્મ મરણ જઠરા વિષે દાખ્યા દેહીના ધર્મજી;
દુ:ખ મટે દરિયા તણાં, પામો આનંદ પર્મજી. સત્યરે. ૪

( રાજા ) મરાઠી સાખી.

દુ:ખ ન માન્યુ કાયા પડતાં, નહિ અંતર કાંઇ આશ;
જમણું અંગ થાય વિપ્રને અર્પણ, વામ થયું નિરાશ;
એણે ખેદ ધરી, આંસુ ઢાળ્યાં નયણે કરી. એણે.
વચન સાંભળી પ્રસન્ન થઇને, પ્રગટ્યા ત્યાં ભગવાન;
શંખ, ચક્ર, ગદા, પદ્મ બિરાજે, માગ્ય માગ્ય વરદાન;
રાય માગે તું, સત્ય વચનથી આપુ હું. રાય.

રાજા મયુરધ્વજ સહ:કુટુંબ પ્રણામ કરી ઉભો રહ્યો. હે ! દિનબંધુ દયાળ આપ આ કપટ રૂપ ધરી આવી ઉભા; તેથી આપનો સત્કાર કરવામાં દાસને ઢિલ થઇ છે તે ક્ષમા કરશો. આપ કોટીબ્રહ્માન્ડના નાથ છો ! આ સર્વ વૈભવ આપનીજ પ્રસાદી છે. આ દેહ પણ આપનીજ છે આ સર્વ અવયવ પણ આપનેજ આધિન છે. આપ કર્તા છો આપ ભોક્તા છો તો હવે મારે માગવાપણું રહેવાનુંજ ક્યાં છે. હું કોંઇ માંગતો નથી; આપ સમ્રજુ વગર માગ્યેજ, અને વગર વિલંબેજ આપો છો; તોપણ એ માગુ છું કે ! આવી પરીક્ષા કોઇની ન લેશો !

ભગવાન—તારી દ્દઢ ભક્તિ જોઇ હું પ્રસન્ન થયોછું, કાંઇ માગ્ય !

( કવિ ) વાણી

રાય પ્રસન્ન થયો ને, નમ્યો નેહે મન વારી;
ઓ હરી તમારી, અકળકળા છે ન્યારી. ૧
મારૂં અંતે કલ્યાણ, પુરલોક તણું દુઃખ જાય;
હરી ભક્તિ અંકુર, રહે હૃદયની માંય. ૨
આખ્યાન ભક્તનું, શ્રવણ કરે નરનારી;
ભવસાગર પુરમાં, લેશે હરજી તારી. ૩
હરિ ભક્તિ કરતાં, જાશે જમનું સાલ;
કહે કરજોડીને, સેવક બાપાલાલ. ૪
વળી ત્રણ ભોવનમાં, ન મળે જેની જોડ;
હરીજન સૌ બોલો, જય જય શ્રીરણછોડ. ૫



## દામાજી આખ્યાન.

### ગિતી.

પરમારથમાં પ્રિતી, નિતી રીતીની જુક્તિ જરૂર જાણી;
તેને સંકટ પડતાં, પિંચ્છધારી તે પકડી લે પાણી.

**( મારા મિત્ર દુખી નવ થાવું, એ રાગ. )**

ઉત્તમ ચંદ્રભાગાની તીર, નૌતમ શોભાને નિર્મળ નીર. ૧
ન્હાય ધુવે કરે દર્શન, તેને થાય પ્રભુજી પ્રસંન. ૨
આપે અવિચળ પદ પ્રભુ આપ, નિવારે કોટી જનમનાં પાપ. ૩
વિઠ્ઠલ વિઠ્ઠલ ભણતા જન, પુજા વિધીએ આરોગે અન્ન. ૪
ભક્ત દામાજી જે કહેવાય, તેને વિઠ્ઠલે કીધી સહાય. ૫

**ચંદ્રભાગા** નદીના કિનારા ઉપર આવેલા **પંઢરપુર** નગરમાં સાક્ષાત પ્રભુ, **શ્રી વિઠ્ઠલનાથજી** નામે વ્યાપમાન છે, અને નામ લેતાં અનેક પ્રાણીઓનો ઉદ્ધાર કરે છે, તે ગામથી થોડે દુર મંગળવેઢા કરીને ગામ હતું. તે ગામમાં એક દામાજી કરીને બ્રાહ્મણનો છોકરો હતો, જેના માબાપ બાળા અવસ્થામાં મૂકીને મરી ગયાં હતાં, બાળક વિદ્યાર્થીના આર્શિર્વાદ કરી ભિક્ષા માગી પેટ ભરતો; ને બ્રાહ્મણને ઘેર ભણવા જતો હતો. પોતાના ઉદર પોષણ જેટલુંજ માગતો, ને તેટલું થાય એટલે પાછો ફરી જતો. એનો દરરોજનો નિયમ હતો કે રોજ એકવાર **શ્રી વિઠ્ઠલનાથ** ભગવાનનાં દર્શન કરવાં. એકવાર એક મહંત શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના મંદિરમાં ધર્મ સબંધિ ઉપદેશ કરતા હતા, તે વખતે દામાજી

ત્યાં દર્શન કરવા ગયો હતો. થોડીવાર સાંભળવા ઉભો રહ્યો. તેમાં આખરે સાર એ લાવ્યો કે; બ્રાહ્મણને ભોજન કરાવવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. એ સાંભળેલું દામાજીના હૃદયમાં ખટકવા માંડયું. મન સાથે નિશ્ચય કર્યો કે કાલે જરૂર ગોરને જમાડવા. સવાર થયું કે પ્રથમ ગોરને ઘેર ગયા. ગોર કહે કેમ આવ્યા દામલા ? દામાજી કહે સારૂ મહારાજ, હું આપને જમવાનું કહેવા આવ્યો છું; આપ આજે મારે ત્યાં જમવા પધારજો ! ગોર કહે અલ્યા, શું જમણ કરીશ દામલા ! દામાજી કહે મહારાજ, હજી વિદ્યાર્થિના આશિર્વાદ કરવા જાઉંછું. બાજરીનો આટો આવશે તો બાજરીના, ઘઉંનો આવશે તો ઘઉંના, જારનો આવશે તો જારના રોટલા કરીશ, મગ, મઠ, તુવેરની જે દાળ આવે તે ખરી, ના આવે તો નહીં, રોકડો પૈસો આવશે તો શાક, ને ચોખા આવે તો ભાત નહિતો દાળ રોટલા તો ખરા ખરા ને ખરા. ગોર હસતા જાય છે ને કહેતા જાય છે. હં હં અલ્યા દામલા એ તે જમવાનું કહેવાય ! દાળ રોટલા તો ઘેર નથી ખાતા !

દામાજી—મહારાજ ઘેર ન ખાશો ને ત્યાં ખાજો. ગોર કહે જા જા, ગાંડીઆ, જમવા જઇએ ત્યારે દાળ રોટલા હોય ! દામાજી કહે મહારાજ શું હોય તો જમવા જાઓ ? ગોર કહે, દુધપાક પુરી, બાસુદી પુરી, કનસાર ઘી, લાડુ મગસ, માલપુડા, અને વળી તેની સાથે શાક ભજીઆં, અથાણાં. દામાજી કહે મહારાજ આજે હું ભિક્ષા માગવા જાઉં છું. તેમાં જે આવે તે ખરૂં; તે ઉપર બધો વિચાર. ગોર કહે માંડી વાળ્ય, માંડી વાળ્ય વિચાર; કોઈ જમવા ન આવે, આવે જેના ઘરમાં ખાવા ન હોય તે. ગોરને ઘેરથી રજા મળ્યા પછી દામાજી દશ વીશ ઠેકાણે ફર્યા પણ બધેથી ના ને ના, દાળ રોટલા જમવા તે કોણ આવે ! દામાજી અકળાયા, અરેરે મારો નિર્ધનનો અવતાર, મારે ઘેર બ્રાહ્મણ ન જમે.

( દામાજી ) રાગ. બાનાની પત રાખ !

નિર્ધનનો અવતાર, બળજો નિર્ધનનો અવતાર.
નિર્ધનને નહિ આવ કે આદર, સજ્જનમાં સત્તકાર. બળજો. ૧
નિર્ધનનો નહિ વહેપારે વકર, ભૂપતી આગળ ભાર. બળજો. ૨
નિર્ધનનો બોલ તોલ ન થાએ, ગાંડો ગણે કે ગમાર. બળજો. ૩
નિર્ધનને નારી નિત્ય વગોવે, બાગ્યો કયાંથી ભરથાર. બળજો. ૪
બાપુના બેલી નિર્ધન સરજ્યા, અવનિમાં પામ્યા હાર. બળજો. ૫

દામાજી રોતા કકળતા દર્શન કરવા આવ્યા. શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના સન્મુખ ચોધાર આંસુથી રોતા જાય છે, ને વિનંતી કરતા જાય છે.

દામાજીનો સાચો અને નિર્મળ પ્રેમ જોઇ ભગવાને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. બોલ દામાજી શું ઇચ્છા છે ? દામાજી કહે મહારાજ, મારી ઇચ્છા બ્રાહ્મણને ભોજન આપવાની થઇ છે, પણ તે પાર પડતી નથી. ભગવાન કહે દામાજી નિર્ભય રહે એક વખત એવો આવશે કે આખો મુલક તારે હાથે અન્નદાન લેશે, અને જેના ભાગ્યમાં તારો આપેલો દાણો પણ નહિ જાય, તે મૃત્યુને પામશે.

મંગળવેઢયા ગામ ગવાયું, પંઢરપુરની પાસ;
બ્રહ્મપુત્ર વળી ઉત્તમ જાતી, દામાજી હરદાસ;
પુરા પ્રેમીજન, થયા પ્રભુ તેને પ્રસન્ન. પુરા.

મંગળવેઢયાથી આશરે દશેક ગાઉને છેટે બેદરપુર કરીને ગામ હતું; જ્યાં બાદશાની રાજ્યધાની હતી. એકવાર બાદશાહ સ્વારીમાં નિકળ્યા હતા, તેમની સ્વારી મંગળવેઢયા ગામની વચ્ચે થઇને જતી હતી. તે જોવા દામજી ઉભા હતા. દામાજી સામી બાદશાહની નજર પડી તે વખતે બાદશાહે તેના તેજ મારતા કપાળ ઉપરથી કલ્પના કરી કે, આ છોકરો પુર્ણ પ્રતાપી નિકળે એમ લાગે છે. સિપાઇને હુકમ કર્યો કે પેલો છોકરો ઉભો છે તેને લઇને આપણા ઉતારાપર આવો ! બાદશાહનો હુકમ થતાં સિપાઇઓએ તેને ઝાલ્યો. દામાજી જરા ભય તો પામ્યો પણ હિમ્મત ધારી કે આપણે શાહનો કાંઇ પ્રકારનો અપરાધ કર્યો નથી તો ઇશ્વિર સહાય કરશે. સિપાઇ પકડી પાદશાહની પાસે લાવ્યા જેને ફરીને જોવાને બાદશાહ પણ આતુર થઈ રહ્યા હતા. દામાજીને દેખી શાહે પુછ્યું. છોકરા તારૂં નામ શું ? શિ જાતી છું, ને તારા પિતા શું ધંધો કરે છે ? દામાજી કહે સરકાર, બ્રાહ્મણનો બાળક છું; માતા પિતા બેઉ મને બાળાવસ્થામાં મૂકી મરી ગયાં છે, ભિખ માગી પેટ ભરૂં છું; મારૂં નામં દામલો. બાદશાહ કહે બાઇ આજથી તારે એ ભીખ માગવી મૂકી દેવી; આપણા દરબારમાં તારી નોકરી, સારી નોકરી કરીશ તો તને સારો દરમાયો આપીશ; હાલ તને વરસ દિવસે સવાસો સિક્કા આપવામાં આવશે. દામાજી પ્રસંન થયા, નોકરી શરૂ કરી. શ્રી વિઠ્ઠલનાથની કરૂણાથી કામમાં ચાલાકી વધી; ને તેની કામ કરવાની ચાલાકી જોતાં રહેમ નજરથી દરમાયો વધારતાં બાદશાહની મહેરબાનીથી દસે વરસે તેનો દરમાયો દર માસે બસેં શિક્કાનો થયો, દામાજી વહિવટદાર થયા. બાદશાહનો લાખો મણ અનાજનો કોઠાર મંગળવેઢયા ગામમાં હતો તેની હકુમત દામાજીના હાથમાં આવી. દામાજી અમુલ્ય વસ્ત્ર અંગ ઉપર ધારણ કરતા, નિરંતર પ્રભુ સ્મર્ણ કરતા, ને શાહની નિમકહલાલીથી નોકરી કરતા.

ધર્મ સંકટ આવી પડયું, વિઠ્ઠલ કીધી વહાર;
અદરપુરમાં પાદશા, પેતે વહીવટદાર. સિયાવર.

મણુઝારો.

કરે સંસારનાં સૌ કામ, જપે વિઠ્ઠલ વિઠ્ઠલ નામ. ટેક.
બાદશાહની નોકરી કરતા, નિત્ય ધ્યાન હરીનું ધરતા;
જેનું ખર્ચ ન આએ બદામ. જપે વિઠ્ઠલ. ૧
શત શહસ્ત્ર સિપાઇ માને ધાક, વાગે પંઢરપુરમાં હાક;
હાં હાં કરતાં ઉઠે તમામ. જપે વિઠ્ઠલ. ૨
બાદશાહ ન ઉથામે જેનો બોલ, નગ્ર જન સૌ રાખે તોલ;
જેને વહાલા સુંદિરસ્યામ. જપે વિઠ્ઠલ. ૩
પણ પુરા પ્રેમિ ભક્ત, જેને જાણે બાધુ જગત;
કમળા કાન્તે કરીયું કામ. જપે વિઠ્ઠલ. ૪

એક લાખ સિપાઇનું લસ્કર તેના તાબામાં હતું, તથા નગ્રના સર્વ મનુષ્ય દામાજીના નામને આધિન હતા. સાત વરસ અતિશય વરસાદ પડવાથી જમિન જળમય થઇ રહી, પ્રદેશ પાણીથી ભરપુર થયો, ઝાડ માત્ર મુળમાંથી કોહીને ઉખડી પડયાં, નદી નાળાં ઉભરાઈ જવા લાગ્યાં, ત્યારે પ્રાણી માત્રે નાસાનાસ કરી મુકી. અન્ન વિના ત્રાસ પામતાં માણુસો બાદશાહની પાસે પોકાર કરવા લાગ્યાં.

( કવિ ) ગિતી.

અતિવૃષ્ટી હોવાથી, *લિલાકાળે લિલા કરી લીધી;
રૈયત રહી પોકારી, પાદશાહને અરજ ઘણી કીધી.

રાગ; ચંદ્ર વખત શો આવીઓ.

રાજ અવસર શો આવીઓ, દુકાળે દેશ સપડાવીઓ. ટેક.
કંઇનાં કર્યા કચ્ચર ઘાણ, અન્ન પાખે લીધા પ્રાણ;
એણે સર્વના જીવને ભમાવીઓ. રાજ અવસર. ૧
કંઇક છોડે ઘરબાર, વેચે પુત્ર પરીવાર;
જાણે જંગલમાં જંગ મચાવીઓ. રાજ અવસર. ૨
અમે છોડીશું દેશ, તેમાં નહિ મિનમેષ;
કંઇક ચાલ્યા બાવાને બાવીઓ. રાજ અવસર. ૩
વરૂ વાઘ છોડે વન, તરૂ છાંડે પંખિજન;
કેર કાળો કીડીપર લાવીઓ. રાજ અવસર. ૪

* લીલોકાળ=ઘાસ, પાણી, વિગેરેની છત્ર, અન્નની નહિ.

ભોમી છાંડે ભોરંગ, મગરમચ્છ છાંડે ગંગ;
જઇને સમુદ્રમાં વાસ પુરાવીઓ. રાજ અવસરે. ૫

મહારાજ પ્રાણી માત્રને ત્રાસ ત્રાસ થઇ રહ્યો છે, અમે દેશ છોડીને ચાલ્યા જઇએ છીએ. બાવા કે જેમને પોતાના પંડનીજ ચિંત્તા છે તે ગયા તો અમે અનેક ઉપાધિવાળા, આશા તૃષ્નાના ભરેલા રહી શકીએ નહિ.

**બાદશાહ**—તમે સઘળા મનુષ્ય અન્ન માટે પિડાઓછો એવું મેં જાણ્યું. આપણા કોઠારમાં પુશ્કળ અન્ન છે, અને તેનો અધિપતિ દામાજી છે; તે દામાજી પાસે જાઓ એ તમને યોગ્ય રીતે દાણા પુરા પાડશે.

બાદશાહનાં વચન સાંભળી રૈયત સગળી મંગળવેઢયા તરફ ચાલી. ત્યાં જઇ દામાજીને નમસ્કાર કરી, હાથ જોડી સ્તુતિ કરી, મહારાજ, અન્ન સમાન પ્રાણ આ કળિયુગમાં કહેવાય, તેનોજ ટોટો; માટે આપ અધિકારી છો રૈયતને જીવાડશો તો તમારૂ રાજ્ય રૂડુ રહેશે.

**દામાજી**—ભાઇઓ, તમે કહોછો તે સઘળી બિના મારા અંતઃકરણમાં ઉતરી, પણ તે દાણામાંથી એક કણનો પણ માલિક હું નથી; બાદશાહની રજા વિના મારાથી કાંઇ થાય નહિ.

**રૈયત**—મહારાજ અમે પાદશાહની પાસે જઇ આવ્યા છીએ, એમણે અમને એવું કહીને અહીં મોકલ્યા છે કે દામાજી તમારે માટે યોગ્ય બંદોબસ્ત કરશે.

**દામાજી**—( પ્રસન થઇને ) અહાહા ! આજે ઉત્તમ દિવસ, મારે હાથે અન્નદાન અપાય તો મારા ભાગ્યનો પાર નહિ.

**ગરબી.**

દામાજી ડોલેરે, બોલે મન રાજી થઇ;
લાભ લેવો જે જન્મિરે, વેળા તે આવી ગઇ.
ઘણા જન દુઃખ ટળશેરે; મળશે આશિષ મુને;
પ્રભુ અવસર આપ્યોરે, હવે કેમ છોડુ તુને.
કહેવા માત્રજ મુકયોરે, બિજો કોઇ ધાર ધણી;
આ સઘળુ એનુંરે, મારે મન ચિંતા ઘણી.

અરે હુ નિર્ભાગી આજે અન્નદાન દેવા સમય આવ્યો છે, તો મારૂ માલિકપણું નથી, પણ ફિકર નહિ; જેવી શ્રી હરીની મરજી;લુંટાવા દે કોઠાર!

**( દામાજી )** **રાગ; હિંડીં.**

શુણો સકળ તમે આપુ હુ તો અન્ન, છે અન્ન મુજપાસ નથી ધન;
જાઓ ખાઓ તમે થાઓને પ્રસંન. શુણો. ૧

સૌ આવ્યા ચાલી હતો જ્યાં કોઠાર, બાંધે ગાંસડા ને ચાલે તેણીવાર;
જાણે અવનિમાંથી આવી કિડી હાર.  શુણો. ૨
નામ શુણી રહ્યા દુર ચોપદાર. સહજ ખાલી કર્યો ભર્યો જે કોઠાર;
મુખે ઓચરતા દામાજીનો જયકાર.  શુણો. ૩

ધન્યવાદ આપતા, જયજયનો પોકાર કરતા સર્વ પોતપોતાથી ઉચકાયું એટલું લઇને ચાલ્યા, કોઠાર ખાલી થયો, પણ માણસો કેટલાક અન્ન વિના રહી ગયા, તે નિરાશ થઇ દામાજીને કરગરવા લાગ્યા.

### દોહરો.

શેષ રહ્યા કરગરી કહ્યું, આપે થાઓ ઉદાર;
કરજોડી ભક્તજ કહે, લુંટો મુજ ઘરબાર.  સિયાવર.

જ્યારે કોઠારમાં કે પોતાના ઘરમાં એક પણ દાણો ન રહેવા દીધો, ત્યારે દામાજી વહીવટદારના હાથ નિચે મજમુદાર હતો તેને ઇર્ષા થઇ. આવો ભારે ગુનો જાણી બાદશાહ દામાજીને બતરફ કરે; તો તેની જગા મને મળે, એમ વિચારી બાદશાહને છાનો કાગળ લખ્યો.

સ્વસ્ત શ્રી બેદરપુર, પાદશાહ સલામતની ખિજમતમાં તાબેદાર, મજમુદારની દવા સલામ વાંચજો. આપનો દાણાનો ભરપુર કોઠાર દામાજીએ પળમાં ખાલી કર્યો છે, તેની એક પાઇ લીધી નથી.

લી. તાબેદાર ગુલામ. મજમુદાર.

**બાદશાહ**—( પત્ર વંચાયા પછી ) વજીર; દામાજીને એ ક્યા જુલ્મ કિયા. કિસકે હુકમસે ઉસને એ કામ કિયા ! મેરે સભાસદો મેરા અનાદર કરનેવાલા એહી દામાજીકા જાન એહિ સમશેરસે જાયગા ! અબ આપકે ગુનાહકી માફી કિસિભિ તરાંહસે ફિર ન પાયગા.

### ક્ષત્રિ કલંકનો રાગ.

અરે થાઓ મારા સિપાઇઓ તૈયાર; પકડીને મારી પાસે આણોરે.
મારી મુંઢને સખત ઘણો માર.  પકડીને.
મારા હુકમનું કર્યું અપમાન;  પકડીને.
એહ ભુલ્યો કેમ હૃદયનું ભાન.  પકડીને.
કર્યો કોઠાર ખાલી ક્ષણવાર;  પકડીને.
એને હણુવાને આ તલવાર.  પકડીને.
કહું હું નક્કિ એના આજે લેઉ પ્રાણ;  પકડીને.
કરૂં ઠાર જેથી થાય જગ જાણ.  પકડીને.
જાઓ જાઓ એને લાવો બળવંત;  પકડીને.
સારી સભા વચ્ચે આણું એનો અંત.  પકડીને.

એકદમ મુસ્કેટાટ બાંધી મારી પાસે રજુ કરો; અને પછી તેનું કેવી ઘાતકી રીતે મ્હોત થાય છે તે જુવો.

ગિતિ.

હુકમ થતામાં ઉઠયા, પાંચ પચિસ ને પચાસ ત્યાં સ્વાર;
દામાજીને દોર્યા, હાથ કડી વળી દેતા સૌ માર.

( ઇશ્વર સ્તુતિ, રાગ, સ્તવન મંજરી. )

હું શામળીઓ સંભારૂરે; હરિ હરિ.
હું વિઠુલ વર ઉચ્ચારૂરે. હરિ હરિ.
સવળુ કરતાં અવળુ પડીયું, વિઠુલવર શું જાણું;
પરોપકાર પરમારથ જાણી, મેં લીધું નહિ નાણુ;
આપ તણો અપરાધ ન કીધો, મળીયુ મુજને લહાણુરે. હરિ હરિ. ૧
કણે કણેથી કોઠાર ભરીઓ, કરીઓ ખાલી પળમાં;
પ્રાણી માત્રને દુઃખ ઉપજાવ્યું, ઝાડ પહાડ વળી જળમાં;
અકળકળા કમળાપતિ તહારી, હું જાણું નહિ કળમાંરે. હરિ હરિ. ૨
કર્મે હિનને કાને પડતાં, ગમાર એ ગંધાયો;
દામાજી દામોદર સાથે, સ્નેહ સાચો સંધાયો;
પણ તાત થઇ તાર્યાને બદલે, બાળકને બંધાયોરે. હરિ હરિ. ૩
દામાજીને દુઃખજ પડીયું, બળથી ઘાલી બેડી;
હાથ ઉછર્યાં સિપાઇ સરખા, મારે ગડદા ગેડી;
કાળરૂપ કૃતધ્નિ પાસે, ચાલ્યા મુજને તેડીરે. હરિ હરિ. ૪

દામાજીનો પોકાર સાંભળી, પ્રભુ શ્રી વિઠુલનાથજી મહારાજ પોતે *માહાર થયા. એક ફાટેલું વસ્ત્ર પહેર્યું એક માથે બાંધ્યું એક કડકો ખભા ઉપર નાંખી માથે ટોપલી અને ટોપલીમાં સુવર્ણની મોહોરોંથી ભરેલી કોથળી લઇ હાથમાં માથાપુર ડાંગ ઝાલી બાદશાહના દરબારમાં ગયા.

( કવિ ) મરાઠી સાખી.

મહાર રૂપ લીધું મહારાજે, અનગણ ભરીયું નાણું;
નાણું લઇ નારાયણ ચાલ્યા, આવ્યા વહાતે વહાણું;
નાણું પરખી લ્યો; એની પહોંચજ અમને ઘો. નાણું.

**બાદશાહ**—અલ્યા કોણછું, અને કયાંથી આવ્યો છું ?

**માહાર**—માબાપ માહાર છું, દામાજી પાસેથી આવ્યો છું.

**બાદશાહ**—દામાજીએ તને કેમ મોકલ્યો છે ?

---

* માહાર=ઢેડ; ભંગીઓ.

**માહાર**—દામાજીએ જે કોઠાર લુંટાવ્યો તેનાં જે નાણું ઉપજ્યાં તે હું આપવા માટે આવ્યો છું.

**બાદશાહ**—મને પત્ર મળ્યો છે, કે કોઠારની પાઇ લીધીજ નથી તે શું ખોટો ? અને દામાજીને કોઇ ન મળ્યું તે તારીજ સાથે નાણાં મોકલ્યાં ?

**માહાર**— માબાપ એ કોઇ ઇર્ષાવાળાએ લખ્યું હશે, આપનો હુકમ થતાં દામાજીને અવળે હાથ બાંધ્યા છે, સિપાઇઓ માર મારે છે, એટલામાં હું નજરે પડયો, તેથી મારી સાથે મોકલ્યાં.

**બાદશાહ**—તું તે વખતે ત્યાં શું કરવા ગયો હતો ?

**માહાર**—એમને આંગણે પુંજો કાઢવા સરકાર માબાપ !

**બાદશાહ**—નાણું કયાં છે ?

**માહાર**—આ માહારી ટોપલીમાં.

**બાદશાહ**—અરે એવો મોટો મારો કોઠાર, અને આટલી નાની ટોપલીમાં જુજ ઉપજ !

**માહાર**—રૂપિયા નથી, મોહોરો છે, તમારો ગુમાસ્તો ગણવા બેસારો. પ્રભુ મુઠીએ મુઠીએ ફેંકતા જાય છે, અને ગુમાસ્તો ગણતો જાય છે, એક ગણતાં થાકયો, એટલે બિજો; બિજો થાકયો એટલે ત્રિજો, એમ કરતાં મોટો ઢગલો થયો, બાદશાહે વિચાર્યું, આ મહાર નથી પણ કોઇ ચમત્કારી પુરૂષ છે.

**બાદશાહ**—સાચું બોલ તું કોણ છું ? ત્હારૂ સ્વરૂપ કે ત્હારૂ કૃત માહાર જેવું નથી, ફકત તારાં ફાટાં તુટાં લુગડાં માહારની ઉપમાને લાયક છે.

**માહાર**—માબાપ આપના પૈસા થયા હોયતો પહોંચ આપો, હું કોણ છું તે મેં પહેલાંજ કહ્યું છે.

**બાદશાહ**—લે હું પહોંચ લખાવી આપું છું.

**( ગરૂડ ચઢી આવજો ગિરધારી. એ રાગ. )**

સુખે કરો સાચવી તમ કામ, અમને પહોંચ્યા અમારા દામ. ટેક.

મહાર મોકલ્યો અહીંઆં આવ્યો, સાથે નાણું તે સાચવી લાવ્યો;
કહ્યો અમને જે ભાવ બતાવ્યો. સુખે કરો. ૧

સઘળુ નાણુ તે પહોચ્યું અમને, તેની પહોંચ લખું છું હું તમને;
પુરા પ્રેમે કહું કરો ગમને. સુખે કરો. ૨

જ્યાં હો ત્યાંથી પાછા જાજો, કામકાજમાં પ્રવર્ત થાજો;
સ્વામિ સંભારી સુખેથી ખાજો. સુખે કરો. ૩

જરા મનમાં ન ધરશો શોચ, મારો દાસ દામાજી તું ટોચ;
નાણુ લીધાની આપી આ પહોંચ. સુખે કરો. ૪

પહોંચ લેઇને પત્ર પઢાઓ, તમે ભક્ત પ્રભુ તણા કહાવો;
તમે ગોવિંદના ગુણ ગાઓ. સુખે કરો. ૫

**માહાર**—ઉંચેથી નાંખજો માબાપ! ( પહોંચ લઇ પ્રભુ ચાલ્યા. )

જેમ કોઇ માણસને ભયંકર સ્વપ્ન થાય અને જાગ્યા પછી થોડી વાર સુધી તેના વિચારમાં રહે, તેમ મહારના ગયા પછી પાદશાહને ગાંડાપણું પ્રાપ્ત થયું, અને સભા વચ્ચે માહાર માહાર કહી પોકારે પોકાર કરવા લાગ્યો.

ગિતી.

માહાર જોઇ મહારાજા, વિસ્મય પામ્યો ધારી નહિ ધીર;
ચિત્ત તેહનું ચળીયું, મહાર મહાર કહી બોલ્યો જેમ *કીર.

પ્રભુએ પહોચ દામાજીને નહિ દેખાડતાં, ગિતાજીમાં મુકી કે જેનું ભક્ત નિરંતર ધ્યાન કરતા, અને નિત્ય નિયમમાં પાઠ કરતા.

( કવિ ) મરાઠી સાખો.

પહોંચ લેઇ પાતળીઓ ચાલ્યા, ચતુર તે કેમ ચુકે;
ગિતાના અધ્યાયની માંહે, વહાલ વિચારી મુકે;
આવ્યા આપ ઉઠી, બેડી તડતડતડ તુટી. આવ્યા.

બેડીનો અંકોડો તુટયો; ભક્ત ચમકયા!

( દામાજી. ) કુંવરી કુંવર મારા લાડકા. એ રાગ.

ચમત્કાર આ શો થયો, તુટી બેડી કેમ;
બહુવિધ બાંધ્યો બાળને, આણ્યો ઓચિંતો પ્રેમ. ચમત્કાર.
કડકા કર્યા મુજ બંધના, પ્રિતેથી છોડયા પાશ;
અવર ઇચ્છા મહારે નથી, મહોત માગે આ દાસ. ચમત્કાર.
યવનની આદરી ચાકરી, તેમાં વિઘ્ન અનેક;
ચાહો ચાકર પદરજ તણો, રાખો ત્રિકમ ટેક. ચમત્કાર.
માયાના મારથી હારીઓ, ભમ્યો ભવમાં ભટકી;
ચતુર્ભુજ તમ ચરણમાં, લેશ લાગી ન ચટકી. ચમત્કાર.
ગૌબ્રાહ્મણ પ્રતિપાલ છો, પાલક પૃથ્વિના સ્વામિ;
ખોડ ખાંપણ તમમાં નથી, દાસમાં ઘણી ખામી. ચમત્કાર.
ખામી સ્વામી જોશો નહીં, ન જોશો મુજવંક;
પાપ પ્રજાળો પુર્વનાં, રગડો નહિ રંક.

બેડી તુટેલી જોઇ, સિપાઇઓ ક્રોધે ભરાઇ વધારે માર મારવા લાગ્યા; ત્રાહે ત્રાહે કરી દામાજીએ પોકાર કરવા માંડયો.

* કીર–પોપટ.

રાગ; માઢ.

ક્યાં જઇ બેઠા વિશ્વાધાર; રે મને દુષ્ટો મારે માર.
માર થકી મુકાવજોરે, આવજો મારા નાથ;
સહાય થજો તમે શામળા, જેવા ઝડપીને છોડયા હાથ. રે મને. ૧
દુઃખ દાવાનળ દે ઘણું, આપે ન ખાવા અન્ન;
ભક્તને ભિડ પડી ઘણી, પ્રિતે પધારો પ્રાણજીવન. રે મને. ૨
પાસે નહીં કોઇ વહાલુ મારે, સર્વે શત્રુ સમાન;
મજમુદાર મુજ પાસ ઉછર્યો, તેને ચડીયું ગુમાન. રે મને. ૩
પાદશાહને પત્ર લખ્યો, થઇ વહાલો ને સાંધ્યુ વહેર;
મહા દુઃખમાંથી મુક્ત કરો, મને અંત્રિક્ષ આપી ઝેર. રે મને. ૪

જ્યારે નિત્ય નિયમનો વખત થયો ત્યારે, નહાવાધોવાને અને સેવા પુજા કરવાને રજા આપી. ભક્ત નહાવા બેઠા ત્યારે ઇશ્વર સ્તુતિ કરવા લાગ્યા.

( દામાજી )　　મંગળ આચુશ આપો. એ રાગ.

નિર્મળ બુદ્ધિ આપો, અંતરજામિ નિર્મળ બુદ્ધિ આપો
દુઃખ પડે તો છો મુને પડતુ, દ્રઢ ભક્તિ મહારી સ્થાપો. અંતર. ૧
નામ તહારાનો મહિમા મોટો, ઘટ ઘટમાં પ્રભુ વ્યાપો. અંતર. ૨
અનેક ભક્તોનાં કષ્ટ નિવાર્યા, દાસનાં દળદર કાપો. અંતર. ૩
પંચ વિષય પદ પ્રહાર કરીને, જપુ તમારા જાપો. અંતર. ૪

ગિતી.

નિત્ય નિયમાં નાહ્યા, ધોયા ધરતા ધરણિધર ધ્યાન;
પહોચ પાઠમાં દીઠી, આશ્ચર્ય પામી ભુલ્યા ત્યાં ભાન.

મરાઠી સાખી.

પહોંચ ક્યાંથી આ પાઠમાં આવી, મતલબ શો માંહી નાંખ્યો;
દામાજીના દળદર સારૂં, પાતળીએ કરી પાંખો;
નાણુ ભરી આવ્યા, વળી પહોંચ લઇને કયારે આવ્યા. નાણુ.

જાનુની જીવો ગોપીચંદની.

ધિક્ ધિક્ મહારૂ જીવવું, ધિક્ ધિક્ મારી જાતજી;
સ્વામિ મારાને શ્રમ પડયો, કરની કોને આ વાતજી. ધિક્ ધિક્. ૧
સેજ પલંગે પહોઢયા હશે, ફરતા ચમ્મર થાયજી;
ભરનિંદ્રામાં સુતા હશે, ધસમસી કેમ ધાયજી. ધિક્ ધિક્. ૨
તેત્રિશ કોટી જેની આજ્ઞામાં, તેવા ઇંદ્રના ઇશજી;
સહસ્ત્ર અઠયાશી રૂષિયો, જેને માને જગદિશજી. ધિક્ ધિક્. ૩

બ્રહ્મા ચાર મુખે ભજે, શેષ ફેણુ હજારજી;
શિવ સરખા સમરણુ કરે, કોઇ પામે ન પારજી. ધિક્ ધિક્. ૪
રૂષિ મુનીને આવ્યા નહિ, ધ્યાનમાં ન ધરાયજી;
કીચ કાદવની કાયા સારૂ, કરૂણા આવી કરાયજી. ધિક્ ધિક્ ૫

બિજે દિવસે સવારમાં બાદશાહની સનમુખ ભક્તને ઉભા કર્યા.

**( દામાજી. ) અચકો મચકો કારેલી; એ રાગ.**

સેવકની લેજો સલામરે; હુકમ કરો હું હાજરછું.
ગુણિયલછો રાખી હામરે, હુકમ કરો હું હાજરછું. ૧
કોઠાર લુંટાવી દીધોરે; હુકમ. અપરાધ તમારો કીધોરે. હુકમ. ૨
મુખે માગ્યા નહીં દામરે; હુકમ. મેં કુડુ કરીયું કામરે. હુકમ. ૨
હવે શું કરવા જીવાડોરે; હુકમ. ફાંસો દેઇ પ્રાણુજ કાઢોરે. હુકમ. ૪
જીવતો ચિતામાં બાળોરે; હુકમ. મને લોહ ધમણથી ગાળોરે. હુકમ. ૫
વણુ બોલ્યે વિષજ આપોરે; હુકમ. શમશેરે મુસ્તક કાપોરે. હુકમ. ૬

**બાદશાહ**—દામાજી તમે કોઠારના ઉપજેલા પૈસા મોકલ્યા અને મેં પહોંચ લખી આપી, હવે શાને માટે પશ્ચાતાપ કરો છો ?

**દામાજી**—પૈસા કોણુ આપી ગયું ?

**બાદશાહ**—તમારો મોકલેલો માહાર, અને તેનાજ હાથમાં મેં પહોંચ આપી.

( દામાજી બેશુદ્ધિ પામ્યા, હે પ્રભુ ! મારે માટે તમારે માહારનું રૂપ ધારણુ કરવું પડયું ! )

**( કવિ. ) મરાઠી સાખી.**

દોડયો આવ્યો દામાજી પાસે, પુછે વારંવાર;
( બાદ. ) માહાર મોકલ્યો કયાં છે તમારો, કરવો મારે જુહાર;
એનું રૂપ જોઈ, મનડુ મહારૂ રહ્યું મોહી. એનું રૂપ.

દામાજી બધી વાત જવા દો, જે મહાર નાણાં ભરી ગયો તેનું મને ફરીથી દર્શન કરાવો ! બાદશાહનો આગ્રહ જોઇ દામાજી તેમને વિઠ્ઠલનાથના મંદિરમાં તેડી ગયા; પછી ભક્તે સ્તુતિ કરવા માંડી.

**( દામાજી. ) ( હરિભજનથકી છોટા હોય. એ રાગ. )**

ઓ રઘુવરજી, અમથી અંતરધ્યાન થયા શા કારણે;
બોલો બોલો હરજી, સેવક આવી ઉભો સામે બારણે.
તમ દાસ તણો હું દાસ ઠર્યો, મને શાહની સનમુખ લાવી ધર્યો;
હું અધર્મને અન્યાય ભર્યો. ઓ રઘુવરજી. ૧

પુન્ય જાણી મેં પરમાર્થ કર્યો, પડ્યું કારણ દુઃખને દાસ ર્ક્યો;
શામળીઆ શો તમ સ્વાર્થ સર્યો.　　　　ઓ રઘુવરજી. ૨
મને શાહે સંતાપ્યો ઝાઝો, મુજ દુઃખે તમે શાને દાઝો;
લંકેશારી લાજો લાજો.　　　　ઓ રઘુવરજી. ૩
મને બેડી ઘાલી લોહ તણી, વળી શાહના સેવક કરતા રણી;
તમ શોભા વધી ત્રિભોવન ધણી.　　　　ઓ રઘુવરજી. ૪
તમે નરસઇને પાયુ પાણી, મુજ વેળાએ આળસ આણી;
ઉગે ઝાડ તો રહી જાય એધાણી.　　　　ઓ રઘુવરજી. ૫

**બાદશાહ**—દામાજી ! ઝટ કરો, મારાથી ઉભુ રહી શકાતું નથી.

**દામાજી ઇશ્વર સ્તુતિ જારૂ રાખે છે.**

**રાગ. બોડાણાની લાવણી.**

દોને દર્શન દિનાનાથ, હું વિનવું જોડી હાથ;
આવ્યા સુબા મહારી સાથ, તેને ઇચ્છા થઇ.　　　　હાંહાંરે.
જોયું મહાર માધવરૂપ, ધર્યું આપો આપ અનુપ;
કર્યો ગાંડો ઘેલો ભૂપ, તેની મતી ગઇ.　　　　હાંહાંરે,
રીઝયા ગુણીકા કેરે ગાન, પાક્યું ધના કેરૂ ધાન;
આપ્યું સુદામાને માન, તેની શુદ્ધ લીધી.　　　　હાંહાંરે.
રાખ્યો સુધન્વા બાળ, પાડી પ્રોહિતને ફાળ;
જાણ્યું આવ્યો એનો કાળ, કઢા તાઢી કીધી.　　　　હાંહાંરે.
કર્યા કોટી ભક્તનાં કામ, છો શાણા સુંદિરસ્યામ;
પહોચ્યા પારસ્વિને ધામ, તેને દર્શન દેવા.　　　　હાંહાંરે.
પ્રેમે પાપી થાએ રાંક, તેનો જોવાએ નહીં વાંક;
આજે વાળ્યો આડો આંક, આવો કરૂં હું સેવા.　　　　હાંહાંરે.

દામાજીનો દયાનો પોકાર સાંભળી પ્રભુ શંખ ચક્ર ગદા પદ્મ ધારણ કરી સામા આવી ઉભા રહ્યા.

**દામાજી**—મહારાજ ! સેવક ઉપર કરૂણા કરી તો ખરી !

**ભગવાન**—પરમ ભક્ત દામાજી, તારા જેવી પરોપકાર બુદ્ધિવાળાનેજ સદગતી આપુછુ; તો વળી તું તો ભક્ત !

**દામાજી**—મહારાજ દ્રવ્ય છતાં ધર્મ પુન્ય ન કરે તેને આપ શું કરો ?

**( ભગવાન. )**　　　　**ગિતી.**

જળ, અગ્નિ, લુટારો, ચોર મિત્ર કે હાકેમ થઇ દંડુ;
વૈદની ઝપટ ચુકાવે, તેના ઘરમાં ભુત થઇ મંડુ.

ભક્તે નમસ્કાર કરી બાદશાહને નમવા કહ્યું ત્યારે શાહે પુંઠ ફેરવી કહ્યું. મારે આ પુરૂષનાં દર્શનની જરૂર નથી, હું માહારના દર્શન કરવા આવ્યોછું. દામાજી કહે હે મહારાજ જેવે સ્વરૂપે બાદશાહને ત્યાં જઇ નાણું ભરી આવ્યા તેવાં દર્શન ઘો ! ભક્તનાં વચન નિકળતામાં પ્રભુ મહાર થયા. ( ભક્ત મુર્છા ખાઇ નિચે પડયા. ) બાદશાહને જ્ઞાન થયું કે આ સાક્ષાત પ્રભુ દામાજીને તેની ભક્તિના પ્રતાપે કરીને સહાય છે. આસનાવાસના કરી ભક્તને બેઠા કરી શાહે સ્તુતિ કરી; હે ભક્તરાજ મને કંઠી બાંધી ઉપદેશ કરો, અને હું આજથી હમેશાં એક વખત દર્શનનો નિયમ રાખીશ.

ગિતિ.

અંતરજામિ આવ્યા, દાસ દામાને દર્શન તો આપ્યું;
સંતોષ આપ્યો શાહને, જન્મ મરણનું સંકટ તો કાપ્યું.

( કવિ. ) રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે; એ રાગ.

દયાળે દાસનું દુઃખ કાપ્યુંરે, હેતે આવીને દર્શન આપ્યું. દયાળે.
એવા ભક્ત વચ્છળ ભગવાનરે, જન્મ પહેલાં આપે પય પાનરે;
તેનું ધરો નિરંતર ધ્યાન. દયાળે. ૧
ધ્યાન ધરતાં વિરંચી મહેશરે, સ્મર્ણ કરતા સહસ્ર મુખ શેષરે;
તેને વિસરો નહિ લવ લેષ. દયાળે. ૨
સમરણ કરતાં સરજે સુખરે, માધવ ભજવાને મળીયું મુખરે;
જેણે દામાજીનું ટાળ્યું દુઃખ. દયાળે. ૩
એવા હરીને ભજો હરીજનરે, આપો આપ થશે એ પ્રસનરે;
મનુશા દેહ ધર્યો થાશે ધન્ય. દયાળે. ૪
સાચે શચે દિન દયાળરે, રાખે ભક્ત ઉપર ઘણું વહાલરે;
કહેછે સેવક બાપાલાલ. દયાળે. ૫
નમો નેહે બેઉ કરજોડરે, કમળા કાન્ત પુરા પાડે કોડરે;
બોલો જય જય શ્રી રણછોડ. દયાળે. ૬



## સતિ સાવિત્રિ.

( રાગ. પુનમચાંદની. )

સાધુ સમજીને સાધન સાર સાધવુંરે,
દીધેલુ ડગ આઘુ પાછુ થાય ન એક;
બ્રહ્માંડભૂપની ભક્તિ લેશ ન ચુકવીરે.
નારાયણના નામનો, એક ન એસે દામ;

નિર્મળ વૃત્તિ જેહની, રૂદીએ રાખે રામ,
ગાંડો ઘેલો પણ, પદ પ્રભુનુ પામશેરે;
હોય હરિવિમુખ, પણ "ઠાલો પામે ઠામ." 　　બ્રહ્માંડ. ૧

ચાતુર *કલમો ચારમાં, ચૌદે વિદ્યા પાઠ,
સોળ કળા સંપુર્ણને, સાધ્ય ×ચારને સાઠ;
હરિ સહાયવિના તે, સદા ન શોભા પામશેરે,
જેમ +વિત્ત વગરનો, ઠાલો દીપે ઠાઠ. 　　બ્રહ્માંડ. ૨

ભક્તિ ભૂધરજી તણી, નિતી રીતી સાથ,
પ્રતિવ્રતાના ધર્મથી, નિશ્ચે રીઝે નાથ;
સાવિત્રિ સત્યે, સત્યવાન જીવાડીઓરે;
જે જે માગ્યું તે આપ્યું તેની સાથ. 　　બ્રહ્માંડ. ૩

સત્ય, શિયળ, સંતોષને, કદી ન દાખે દુઃખ,
સાધ્ય કર્યો જ્યાં શામળો, ધન્ય જનેતા કુખ;
બાપુ બોલે, એ બેલી સેવક જન તણોરે,
મહારૂ માનો તો મોહન સમરો મુખ. 　　બ્રહ્માંડ. ૪

### મરાઠી સાખી.

વૃત્તિ સુધરે વ્રત આચરતાં, ઓપ્યે ઉજ્વળ હોય;
દિપાવે દુનિયામાં દેહને, શુભ ગતીને જોય;
સૌ સુખ થશે, દુઃખ દારીદ્ર દુર જશે. 　　સૌ.

### ગિતી.

સતિયે વ્રત આચરીયું, સાસુ સ્વસુરની સેવા શુભ રિતી;
સુખ પામી સાવિત્રિ, ફળ પામી કહું કથા તે અથ ઇતી.

રાજા અશ્વપતિયે પુત્રેષ્ટિ યજ્ઞ કરી, સાવિત્રિને પ્રસન્ન કરી; ત્યારે સાવિત્રિયે યજ્ઞમાં પ્રગટ થઇ તેને વરદાન આપ્યું કે તારી પુત્રની ભૂખ ભાગશે. થોડા દિવસ પછી તેની માલ્વિ નામની રાણીને ગર્ભ રહ્યો, તેને પુત્રિ પ્રગટ થઇ તેથી રાજાએ તેણીનું નામ સાવિત્રિ પાડયું.

### (ચોપાઇ ત્રિતાલ.)

રૂડો ભદ્ર નામે એક દેશ, અશ્વપતિ એ નામે નરેશ. 　　૧
દિપે દેવ ભોવન સમ ધામ, તેની રાણીનું માલ્વિ નામ. 　　૨
દૈવે દેખાડી એકજ પુત્રિ, સતિયે નામ ધરાવ્યું સાવિત્રિ. 　　૩
વાધ્યો માતા પિતાને હર્ષ, એમ કરતાં વિત્યાં તેર વર્ષ. 　　૪
તેડયો રાએ પોતાનો પ્રધાન, સાવિત્રિનું દેવું કન્યાદાન. 　　૫

* કલમો—ભાષાઓ. × ચારને સાઠ=ચોસઠ જોગણી. + વિત્ત=પૈસો.

રાજાએ પ્રધાનને તેડી સુચના કરી કે તમે આપણી પુત્રિ સાવિત્રિને માટે સ્વામિની ખોળ કરવા જાઓ, કારણ કે આજ સુધી કોઇ રાજનને ત્યાંથી એને માટે માગુ આવ્યું નહિ, તમે જાઓ અને સાવિત્રિને પણ સાથે લેતા જાઓ !

(રાજા) મરાઠી સાખી.

રાજપુત્ર કોઇ હોય રૂપાળો, ઉત્તમ ગુણનો ધારી;
અસ્ત્રશસ્ત્ર વિદ્યાનો ભોગી, દેવી પુત્રિ મહારી,
જઇ શોધ કરો, શુભ શુકને પાગ ધરો. જઇ.

રાજાનો હુકમ માન્ય કરી પ્રધાન સાવિત્રિને લઇ દેશાટન કરવા નિકળ્યો, અને યાત્રાને બહાને અનુક્રમે સર્વ રાજાઓને ત્યાં મુકામ કરતો, રાજ્ય કુમારોની ચાલાકી જોતો આગળ વધ્યો. પ્રધાન જોતો એટલુંજ નહિ પણ સાથે સાવિત્રિ અવલોકન કર્યાવિના રહેતી નહિ. કયા પુરૂષની સાથે સંબંધ મળવાથી મારો ઘર સંસાર સુધરશે, એ તેણીનો પ્રથમ વિચાર હતો. ઘણા દેશો જોયા, ઘણાં શહેરો જોયાં, પણ જ્યારે સાવિત્રિ સમ ભરથાર ન મળ્યો ત્યારે પ્રધાન નિરાશ થઈ પાછો વળ્યો, પંથ કાપતાં પરમેશ્વરે સાવિત્રિના નિરાશ થએલા અંતઃકરણને આશાએ ભર્યું. માર્ગમાં મુનીઓના આશ્રમમાં તેમણે મુકામ કર્યો; ત્યાં તેમને પદભ્રષ્ટ થએલા રાજા દ્યુમસેન. તેની રાણી શિબીરાજાની પુત્રિ શૈબા, તથા પુત્ર સત્યવાનની મુલાકાત થઇ. સત્યવાન ઘણો પરાક્રમિ ઇંદ્રસમાન શુરો, પૃથ્વિસમાન ક્ષમાવાન, સુર્યસમ તેજવાન યયાતિ સરખો ઉદાર તથા બૃહસ્પતિસમાન બુદ્ધિમાન હતો. તેને જોઈ સાવિત્રિનું મન લલચાયું, પણ પદભ્રષ્ટ થએલા રાજાનો કુમાર તથા એની અતી દુઃખી અવસ્થા જોઇ પ્રધાન નાઉમેદ થયો. સત્યવાન ફળફળાદી લેવા જંગલમાં ગયો ત્યારે સાવિત્રિ તેની સાથે ગઇ અને જ્યારે બંને એકાન્ત થયાં ત્યારે સાવિત્રિયે કહ્યું, હે [1]ચિત્રાશ્વ, હું આપને વરી ચુકીછું.

સાવિત્રી— રાગ; આશાગોડી.

આપ છબી અતિ ન્યારી, રસીલા આપ છબી અતિ ન્યારી.
આપ છબી અવલોકન કીધી, હર્ષનો ઉભરો ભારી;
રાજ્ય સકળના જોયા રાજા, મુખ શું કહું હું ઉચ્ચારી. રસીલા. ૧
બુદ્ધિહિણ કોઇ બળ નહિ પુરૂ, કોઇ જુલમાં કોઇ જારી;
વડિલ વર્ગની સેવા ન જાણે, નિચ કુકર્મિ જુગારી. રસીલા. ૨
હા કહો વહાલા ના નવ કહેશો, દાસીને ઉરમાં ધારી;
જીવતર મ્હારૂ સફળ કરો સ્વામી, મોહન કહો મને મહારી. રસીલા. ૩

૧ ચિત્રાશ્વ=કાષ્ટ, માટીના ઘોડા પલાણતો માટે.

**( સત્યવાન )** **( મરાઠી સાખી. )**

રાજ કુંવર પણ રાજ્યભ્રષ્ટ છું, ભટકુછું રાનો રાન;
પિતા દ્યુમસેન અંધ છે મ્હારો, ખાવા નહિ ખાન પાન;
દુઃખ પામશો બહુ, વર્ણન તેનું શું હું કહું. દુઃખ.

**સાવિત્રિ**—સ્વામી સત્યવાન મારે ક્યારે રાજ્ય પાટને વરવું છે, મારે ક્યારે રંગ મહેલને વરવું છે. મારે ક્યારે વૈભોગને વરવું છે, મારેતો ફક્ત આપના અંગને માન આપવું એજ મારો ધર્મ; જંગલના ઝુંપડામાં રહ્યાં તોય શું ને રંગ મહેલમાં રહ્યાં તોય શું; માટે હે સ્વામિ!

રાગ: **( ક્યાંથી આ સંભાય મધુર સ્વર. )**

આપ તણો ઉપકાર હું માનું, આપ તણો ઉપકાર;
આપ પતિ હું નાર. હું માનુ.
થાઓ ઉપકારી મને કહો મ્હારી, આપ તણો આધાર. હું માનુ. ૧
બોલો છબીલા બોલો રંગીલા, આપોને મનનો પાર. હું માનુ. ૨
દુઃખને જાણું સુખ પ્રમાણુ, દેખુ હું તમ દેદાર. હું માનુ. ૩
આપ હૃદયથી અળગી ન કરશો, ભોળી તણા ભરથાર. હું માનુ. ૪
બોલ જો મ્હારો બાપ ન માને, મારૂ પેટ કટાર.. હું માનુ. ૫

**( સત્યવાન. )** રાગ: **( જાણો જાણી કળા ભાભી તારી; )**

વારિવારિ બોલી પર વારિ; વારિ ઉપકારી થયો હું આભારી. વારિવારિ.
વારી તારા બોલને, વારી વચન વિવેક;
નજરે નિરખી નારીઓ, તુજ સરખી નહિ એક; ૧

**( સાવિત્રિ. )** છાનાજી છાનાજી છાના રહો છાના. વારિવારિ. ૨
શરમાવો શા કારણે, આપો હાથ વચન;
ઉપર બોલ્યુ નવ ગણું, અંતર હોય વિઘન;

**( સત્યવાન. )** નારી તું મ્હારી જા કહું છું ઉચ્ચારી. વારિવારિ. ૩
અશ્વપતિની દિકરી સાવિત્રિ શરમાળ;
મળે નહિ જો માનુની આણુ મારો કાળ;

**( સાવિત્રિ. )** નારે ના વહાલા વિચારે ના લાવો. વારિવારિ. ૪
દેખો તમ દેદારની, જન્મ જન્મની દાસ;
સાત જન્મ સાથે રહું, નહિ અંતર કાંઇ આશ;
ઉદાસી ઉપાસી હું ચરણુની દાસી. વારિવારિ. ૫

**( સત્યવાન. )** **મરાઠી સાખી.**

શાન્તિ વ્યાપી વપુ સકળમાં, હરખાયુ મુજ મન;

સતિ સાવિત્રિ વચને પળજે, અવતારને ધન્ય ધન્ય,
જા દુઃખ જશે, સત્યવાન તુજ સ્વામિ થશે. જા દુઃખ.

પ્રધાનની પધરામણી થઇ, એટલે રાજા અશ્વપતિ પ્રસન્ન મનથી પુછવા લાગ્યો કે; હે પ્રધાનજી પુત્રિનો વિવાહ સંબંધ કયા રાજાને ત્યાં મેળવવા નિશ્ચય કર્યો ?

**પ્રધાન**—મહારાજ મારી વૃત્તિતો કોઇ ઠેકાણે સ્થિર થઇ નહીં.

**રાજા**—ત્યારે તમારાથી ઝાઝુ રટણ નહિ થયું હોય ? તમે કેટલાક શહેરો જોયાં તે જરા કહેશો ?

**પ્રધાન**—હાજી; સાંભળો. +

**રાજા**—આટલાં શહેરો ફરતાં પણ વિવાહ સબંધ ન મળે, તે મારા ભાગ્યનો વાંક, બેટા સાવિત્રિ ! તેં શો વિચાર કર્યો ?

**પ્રધાન.** **ગિતી.**

દેશ સકળમાં ફરિયો, રાજ કુંવર કાંઇ જોયા મેં જાતે;
સાવિત્રિ સમ નહિ કોઇ, મન મુઝાયું મહારૂ એ વાતે.

**સાવિત્રિ.** (શ્રયા છોરે પતિ તેજ પ્યારી તનના, એ રાગ.)

પતિ મહારા પરમાણુ કર્યા મેં, સત્યવાન સરદાર.
સત્યવાન સરદાર "પિતા", એ અંગ તણા આધાર. પતિ.
(રાજા.) સત્યવાન સરદાર એ કયાંનો, કોણ દેશનો ભૂપ,
(સાવિત્રિ) નહિ રાજ્યે, જોયા આજે, સર્યું કાજે,
ભમર ભોગી એ ફરે રાનમાં, રતિ તણો રમનાર. પતિ ૧
તનમન ધન સોંપ્યું સૌ એને, એ મહારો ભરથાર,
(પ્રધાન) નહિ લાયક, દુઃખ દાયક, સત્ય વાયક,
(રાજા) લાયકવર લેખામાં નહિ, એ બાળા કેમ બનનાર. પતિ. ૨

**સાવિત્રિ**—પિતાજી, કાષ્ટમાંથી જુદો પડનાર અંશ જે અગ્નિ તે એકજવાર પડે છે, કન્યાદાન એકજવાર અપાય છે. વરદાન પણ એકજવાર અપાય છે.

**રાજા**—પુત્રિ ખોટી હઠન કર ! એવા નિર્ભાગીને વરી શું સુખ દેખવાની !

**(પ્રધાન)** **મરાઠી સાખી.**

રાજભ્રષ્ટ એ રાવકુંવર છે. ભરે છે પત્રે પેટ;
પિતા ધુમસેન અંધ છે એનો, કરે કાષ્ટની વેઠ,
છે જંગલમાં, મનથી માને મંગલમાં. છે.

અચાનક નારદમુનિની પધરામણી થઇ. અર્ઘ્યપાદ્ય પૂજા કરી રાજાએ

+ પ્રબંધ પાનું ૧૨ મું જુવો.

દીનવચનથી પુછ્યું; હે મહામુની આ પુત્રિ અવંતીપુરીના પદભ્રષ્ટ થએલા રાજા ધ્રુમસેનના પુત્ર સત્યવાનને વરાવું તો કેમ ?

( નારદ ) ગિનિ.

પુત્રિને પરણાવો, સત્યવાનને સોંપો એ બાળ;
બાર માસની અવધે, સત્યવાનનો નિશ્ચે હોય કાળ.

રાજા અશ્વપતિ વગર ઢિલે સાવિત્રિ સત્યવાનનાં લગ્ન કર ! વળી ગણી રાખજે કે લગ્નના દિવસથી બારમાસે સત્યવાનનો કાળ થશે, પણ તારે એ વિચાર મનમાં લેવો નહિ. નારદ અંતરધ્યાન થયા પછી માતા માલ્વિ સાવિત્રિને શિખામણ દેછે.

( માલ્વિ ) ( કુંવરો કુંવર મારાં લાડકાં, એ રાગ. )

સત્યવાન સુંદિર ઘણો, રૂપ એનું રસાળ;
બાર માસે તે બાળનો, નિશ્ચે ખુટશે કાળ. સત્યવાન. ૧
પિતા અંધ છે એહનો, નહિ રાજ્યને પાટ;
ફરે રઝળતો રાનમાં, હરનિશ હોય ઉચાટ. સત્યવાય. ૧
શાણી સુખ નહિ પામશો, દેખો દુઃખનાં ઝાડ;
એની કહ્યું મહારૂ માનીને, મુખથી ના પાડય. સત્યવાન. ૩
કાળ થશે બાર માસમાં, દેશે ડંખ એ જન;
અલ્પ સુખ અતિ દુઃખ છે, માટે માનો મન. સત્યવાન. ૪

( સાવિત્રિ ) મરાઠી સાખી.

દુઃખ હશે પણ સુખ હું માનું, અલ્પ હશે તો અધીક;
સત્યવાન એ સ્વામિ મારો, બાપ તણી નહિ બીક,
હું વરવાની, નહિતો નક્કી મરવાની. હું.

સાવિત્રિની હઠ, નારદનાં વચન, અને સમયને અનુસરીને રાજા અશ્વપતિ પોતાના કેટલાક માણસો લઇ પ્રધાન સાથે, જ્યાં રાજા ધ્રુમસેન રહેતો હતો ત્યાં આવ્યો. ઓળખાણ પડતાં ધ્રુમસેને અશ્વપતિને ઘણું માન આપ્યું, અને આગમન કારણ પુછ્યું. અશ્વપતિયે જણાવ્યું કે ! હે સર્વ સદગુણસંપન્ન રાજા, મારી પુત્રિ સાવિત્રિને તમારા પુત્ર સત્યવાન સાથે વરાવવા મારી ઇચ્છા થઈ છે.

**ધ્રુમસેન**—હે રાજા, હું પદભ્રષ્ટછું, અંધછું, પુત્ર જંગલમાં રહી મુનિયોની તથા મારી સેવા કરે છે, એને જિન્દગી પરિયંત રાજ્ય મળે એમ ભાસતુ નથી, છતાં હું તારી પુત્રિ સાથે વરાવું તો સ્વાર્થિ, મૂર્ખ, ને ઇશ્વરનો ગુનેગાર ઠરૂં.

અશ્વપતિ—એ સર્વ વાતનો વિચાર મેં પ્રથમથી કરીને પગલું ભર્યું છે, માટે આપ આજ્ઞા કરો કે ઋષિ મંડળ મેળવી લગ્ન થાય.

( સાવિત્રિ સત્યવાનનાં લગ્ન થયાં. )

સાવિત્રિ વલ્કલ પહેરી પતિની સાથે રહી અને પોતાનાં સાસુ સ્વસુરની શુદ્ધ મનથી સેવા કરવા લાગી. મુનિ માત્ર પણ સાવિત્રિની પવિત્રતા જોઇ આનંદ પામ્યા.

સાવિત્રિ ( રાગ. અધિકારીરે આશ વિષયની ટાળો. )

અલબેલારે આજ્ઞા મેં ઉરમાં ધારી, હું આપતણી ઉપકારી.
શિરછત્ર છો, સ્વામિ મારારે, આ અંગતણા આધારારે,
હુંતો ચર્ણસેવુંજી તમારારે, દિસે દ્વારારે; ઉભી હું આજ્ઞાકારી. હું આપ. ૧
માતપિતા ગણું એતો મારાંરે, અંતરથી નથી એ અકારાંરે;
ભરથાર પામું ભવપારારે, દિનસારારે; આવ્યા આનંદકારી. હું આપ. ૨
કરી સાસુ સ્વસુરની સેવારે, તેને મળશે મિઠા મેવારે;
તેને ત્રુઠે ત્રિભોવન દેવારે; નહિ ગાંઠેરે; નર્કતણી અધિકારી હું આપ ૩
જેના હોય પુર્વનાં ભાગ્યરે, તેને મળે આ રૂડો લાગરે,
ધોઇપિજાઉં એમના પાગરે, પામું તાગરે;ભવસાગર આ ભારી. હું આપ ૫

( કવિ ) ત્રિતાલ ચોપાઇ.

વટસાવિત્રિ વ્રત આચરતી, સાસુ સ્વસુરની સેવા કરતી. ૧
પતિને જાણે પ્રભુ પ્રમાણ, તેને દુઃખે દુઃખી નિર્વાણ. ૨
મુનિ સર્વનાં માન્યાં મન, છે સાવિત્રિને ધન્ય ધન્ય. ૩
સેવા કરતાં થયા બારમાસ, ત્યારે સાવિત્રિ થઇ છે ઉદાસ. ૪
આવ્યો નારદે કહેલો દન, શોક પામી સાવિત્રિ મન. ૫
આવી અવધ વિઘ્ન કેમ ટળશે, પતિ મારાનો પ્રાણ નિકળશે. ૬

નારદે નિર્વાણ કરેલા દિવસને ત્રણ દિવસ રહ્યા ત્યાંથી સતિયે અન્ન જળ મુકયું અને પવિત્ર થઇ ઇષ્ટ પુજન કરવા લાગી. ત્રિજે દિવસે મુનીઓએ ઘણી સમજાવી પણ અન્ન લીધું નહિ, અને પોતાના પતિ સાથે જંગલમાં જવા તૈયાર થઇ.

( સાવિત્રિ ) ગિતિ.

આજ લગી અલબેલા, કઠણ કામ કર્યાં કોમળ આ હાથે;
લાવો લેઉં કુહાડી, કાષ્ટ કાપવા હુ આવું સાથે.

( સત્યવાન ) ગિતિ

માતપિતાની સેવા, તેમાં અર્પણ અંગ સંગ હાથ;
નાજુક નાગરવેલી, કઠણ કામમાં કયમ રાખુ સાથ.

**સાવિત્રિ.** **રાગ; માઢ બંસીવાલાની ઢબ.**

આજે મને સાથે તેડો સ્વામ, જપે જીભ તમારૂં નામ. મને.
સાથે તેડો સ્વામિ મારા, આજ ન રાખો ઘેર;
સત્ય માનજો સતિ વચન, થયું *વહાલા સાથે વહેર. મને. ૧
નયણાં નિરખે નાથને, તૃપ્તિ ન પામે મન;
માન શુકન મને આજે ભાસે, વાટે મળશે વિઘન. મને. ૨

**( સત્યવાન. )** **ગિતી.**

વિઘ્ન થશે જે વાટે, મૃત્યુ સાટે કબુલ કરૂં આજે;
ઓથે અબળા રાખું, ક્ષત્રિ પુત્રની જનુનિ જરૂર લાજે.

**( સાવિત્રિ. )** **મુજને ભિખ માગતી તેજ કરી, એ રાગ.**

આજે નવ જાશો નાથ તમે.
જો જાઓ તો જીવ હું આપું, ઘેર રહો ગુણવંત ગમે. આજે. ૧
અબળાનું અલબેલા માનો, શાણા સમજો શોક સમે. આજે. ૨
ભય ઘણો ભરથાર પામશો, દુષ્ટ આવી કોઇ દેહ દમે. આજે. ૩
જો જાઓ તો સાથે તેડો, ભયનો ભરેલો મારો જીવડો ભમે. આજે. ૪

સાવિત્રિયે ઘણી હઠ કરી ત્યારે માતપિતાની રજા લઇ સાથે આવવાને સત્યવાને હા કહી, સાવિત્રિયે વિનય વચનથી સાસુસ્વસુરની આજ્ઞા માગી અને તે મળી. સત્યવાન તથા સાવિત્રિ બંને વાતો કરતાં, અઘોર જંગલમાં આવ્યાં, ત્યાં એક વિશાળ વડનું ઝાડ જોઈ સ્ત્રિને નિચે બેસારી સત્યવાન ઝાડ ઉપર ચડયો, જેવો કુહાડીથી ઘા મારવા જાય છે તેવોજ માથામાં ઝાટકો વાગ્યો.

**( કવિ. )** **( માઢ. રાગ; વીરા વેસ્યાના યારી. )**

ચડયો વડલાની ડાળે, ઘેરીઓ કાળે, મૃત્યુએ મારી ચોટ.
સબળ યોદ્ધા એ શત્રુ આવ્યો, જનથી ન જીત્યો જાય;
કાલાવાલાને કાંઇ ગણે નહિ, લાંચથી નવ લોભાયરે;
કોઇ ટાણું ન ટાળે, પાછુ ન વાળે, પુરી ન પાડે ખોટ. ચડયો. ૧
કાળ બાણુ જે મોંતે માર્યું, આવી કર્યો શિર ઘાય,
સત્યવાનને સુજ પડી નહિ, પડીઓ પૃથ્વિમાંય;
આવ્યું મૃત્યુ અકાળે, કહો કોણુ ખાળે, મેલે ન મુકયે દોટ. ચડયો. ૨
ચક્ષુ એનાં ઉંચાં ચડીઆં, બંધ થયાં દશ દ્વાર,
સતિ સાવિત્રિયે ખોળામાં લીધો, આંખે આંસુધાર;
મુખ સામુ ભાળે, મનને બાળે, વળગી વહાલાની કોટ. ચડયો. ૩

* વહાલા=જમરાજ, ગર્ભવાસમાં જામિન થઇ છોડવનાર.

(સત્યવાન.) મરાઠી સાખી.

સતિ સાવિત્રિ સત્યે પળજે, મળજે પિતા મુજ માત,
સ્વલ્પ કાળમાં સુખ બહુ દીધુ, ધન્ય જનેતાની જાત;
છે છેલ્લી ઘડી, પ્રભુ નામની પાડો ઝડી. છે.

સત્યવાન હોઠ ફફડાવીને ઘણુા પ્રયાસે રામનામ ઉચ્ચાર કરે છે, સાવિત્રિ તેના સામુ જોઇ રામ, રામ રામ, રામ, રામ કર્યા કરે છે, એટલામાં ધર્મરાજા પંડયે આવી ખડા થયા, ધર્મને જોઇ સાવિત્રિયે કહ્યું હે જમરાજ આપનું આગમન શા કારણથી થયું !

**ધર્મ**—હે સતિ તારો પતિ હવે તારો નથી, હું તેનો પ્રાણુ હરણુ કરવા આવ્યો છું.

**સાવિત્રિ**—મહારાજ આપના દાસ આવે છે, અને આજે પંડયે કેમ ?

**ધર્મ**—સતિ ! તારા ખોળામાં સુતેલો છે તેથી મારા દુતોથી તેનો પ્રાણુ લેવાયો નહિ; અને સત્યવાન જેવા નિતિવાન પુરૂષને દુતો પાસે મંગાવી લેવો એ મને દુરસ્ત પણુ લાગ્યું નહિ. હવે તારા ખોળામાંથી એનું મુસ્તક નિચે મુકય !

સાવિત્રિ માંથુ ભોંય ન મુકતાં લાંબા હાથ કરી આડી પડી; ત્યારે ધર્મે કહ્યું.

(ધર્મ) (જનુની જીવો ગોપીચંદની; એ રાગ.)

પાલવ ખસેડો જરા પ્રેમદા.
શબ એ થયું સત્યવાનનું, કરવો ન ઘટે સ્પર્શજી;
સંયોગ રહ્યો તમ સ્વામિનો, પુરેપુરો એક વર્ષજી. પાલવ. ૧

(સાવિત્રિ) દયારે લાવા દીન ઉપરે.
આધાર એ મુજ અંગનો, આ શરીરનો સ્વામિજી,
ભમિ વળી ભર્તખંડમાં, દોહલે વર પામીજી. દયારે. ૨

(ધર્મ) પ્રિતમ પામ્યાં પ્રેમદા. પુરી ઇષ્ટ કપાયજી;
ભોગ વિલાસને ભોગવ્યા, વિલપો શાને વૃથાયજી. પાલવ. ૩

(સાવિત્રિ) વિલાપ કર વિધ્ન ઉપન્યુ, વહાલા જનનો વિયોગજી;
દગોરે દેવોતો જ્યારે દેવને, શાને સાંધ્યો સંયોગજી. દયારે. ૪

(ધર્મ) ડહાપણુ ન ચાલે દેવનું, પુર્વ કરણી પ્રમાણુજી;
સબંધ તુટયો તમ સ્વામિનો, મિથ્યા કરો તાણુા તાણુજી. પાલ. ૫

(સાવિત્રિ) કરણી જુવો હુ કયારે ચુકી, સત્યવાનની સેવાજી.
નહિરે મુકુ મુજનાથને, પાછા વળો ધર્મ દેવાજી. દયારે. ૬

(ધર્મ) સંગ તમારે અંગનો, તેનુ નથી મહારે કામજી;
આત્મા અમર એને લેઇશુ, જક મુકો તમામજી. પાલવ. ૭

( સાવિત્રિ ) પરણી પ્રભુ હુંતો પ્રાણુને, કાયા કાર્યને કાજજી;
પ્રાણુ વિના કાયા કેમ રહે. બેઉ સોંપો મહારાજજી. દયારે. ૮

( કર્તા ) **ચોપાઇ ઢાળની.**

આંખે આંખ જોડીને ખેંચ્યા પ્રાણુજો, સાવિત્રિને પડી નહિ જાણુજો;
નજર ચુકાવી જીવ લઇ જાયજો, શબ મુકી સતિ સંગ ધાયજો. ૧
શુક્ષ્મ શરીર સ્વામિનુ જોતીજો, પુંઠે પોકાર પાડીને રોતીજો;
(ધર્મ) કહે ધર્મ સતિ માગ્ય તુંયજો, આપુ સ્વામિના જીવવિના હુંયજો. ૨
(સાવિત્રિ) છે અંધ સ્વસુર તે દેખેજો, મારો મેખ કરમની રેખેજો;
(કર્તા) અસ્તુ કહીને આગળ ધાયજો, સાવિત્રિ તો સંગે જાયજો. ૩
(ધર્મ) બિજીવાર માગો એ બાળીજો, (સા) ગયું રાજ્ય આપો પાછુ વાળીજો;
(કર્તા) અસ્તુ કહીને આગળ પંથ ખેડેજો, સાવિત્રિ તો દીઠી કેડે કેડે જો. ૪
(ધર્મ) ત્રિજીવારનુ માગો મુખેજો, સત્યવાનના જીવ વિના સુખેજો;
(સાવિત્રિ) પ્રભુ સાચવવા ઘર સુત્રજો, મારા પિતાને આપો પુત્રજો. ૫
(કવિ) અસ્તુ કહીને ટુંકી કરે ધરતીજો, ચાલે વાંસે સતિ આંસુ ભરતીજો;
(ધર્મ) તને લોભ દીસે છે અતી જો, છેલ્લુવેલુ માગો હવે સતિજો. ૬
(સાવિત્રિ.) નથી જીવની મારે જરૂર જો, ઘણું પામીને હરખ્યુ ઉરજો;
ચરણે નામી માગુ ધર્મરાય જો, સત્યવાનથી સો પુત્ર થાય જો. ૭

**ધર્મ**—હે સતિ ! તથાસ્તુ. ધર્મ રાજા આગળ જાય છે અને સાવિત્રિ વિચાર શુન્ય ઉભી રહી. ધર્મ કહે હે સતિ હવે કેમ ઉભી છુ?

**સાવિત્રિ**—મહારાજ આપના બોલનો વિચાર કરી આગળ પળો !

(ધર્મ) **( રળિઆમણી ગુજરાત. )**

જા સત્ય સુતા પાળીયું પ્રતાપ પતિ સેવનો;
જા મળે માગ્યુ તુજને, ઉપાય નહિ દેવનો. ૧
જા વચન મ્હારૂ એજ, થાશે સુખ સરવે સાથને;
થયું વહાલ, કરૂ ન્યાલ. આપુ જીવ ત્હારા નાથને. ૨
જા ભોગવે તુ સુખ, જાએ દુઃખ આવે નહિ ફરી.
જા ચાર સૈકા જીવીને, સત્યવાન તે જાશે મરી. ૩

**સાવિત્રિ**—કૃપાનાથ, આપ મને શું કહો છો સત્યવાનને સજીવન કરી હિંકરીને દુઃખના દરિયામાંથી મુક્ત ક્યારે કરશો ?

**ગિતી.**

**ધર્મ**—પુત્ર તને સો થાશે; આશિષ મારી અંતર તું ધરજે;
ગુણિયલને ગુણ લેવા, સદાય નિતી આવી આચરજે.

ધર્મરાએ સત્યવાનને સજીવન કર્યો, ધુમ્રસેનને આંખો તથા રાજ આપ્યું, અશ્વપતિને સૌ પુત્ર આપ્યા, આવું પવિત્ર સતિ ચરિત્ર સાંભળી જે મનન અને નિદધ્યાસ કરશે તેને પરમાત્મા મનવાંચ્છિત ફળ આપશે.

( કવિ ) રાગ; અટક રહ્યો આ મૃગનયનીને.

સત્યવાન જીવાડયો ધર્મે, રાજ્ય ભોગવે સેકા ચાર;
લેશમાત્ર નારી નવ ચુકે, સેવા, પુન્ય, કુળાચાર. ૧
ઇશ્વરવૃતિ સ્વામિ ચર્ણે, મરણે બોલે નહિ અસત્ય;
સ્વર્ગ ગએલો સ્વામિ લાવી, એ જન જાણે એવી ગત્ય. ૨
સાવિત્રિ સમ સત્યને પામે, કોકાળે નહિ ગર્ભમાં વાસ;
શત્રુ મિત્ર સરખા થઇ બેસે, દેવ નમે જેમ નમતા દાસ. ૩
સતિ સાવિત્રિ ચરિત્ર અદભુત, પ્રેત, પિશાચ, ન વળગે ભૂત;
શ્રવણ કરે શ્રદ્ધા રાખીને, તેને નાવે જમના દુત. ૪
ભક્ત ભજન ભાવે નવ કરશે, ભુત, પ્રેત, સાધે વૈતાલ;
તે જન પામે દુઃખ અતિશે, કહે છે સેવક બાપાલાલ. ૫
ગુરૂ પ્રતાપ ગુણ ગાઇ શકુ છું, હર્ષ કરે હૈયામાં દોડ;
શ્રોતા વક્તા સરવે બોલો, જય જય જય જય **શ્રી રણછોડ.**

---

## નરસિંહમહેતાના બાપનું શ્રાદ્ધ.

( કવિ ) ગિતિ

આરાધુ [1]અજપુત્રિ, [2]શંકરતનને સદાએ શિર નામુ;
ભક્ત તણા ગુણ ગાવા, દિવ્ય ગતિ એ પ્રતાપથી પામુ.

મરાઠી સાખી.

દીન વચનથી દયાળ રીઝે, અરપે માગ્યુ સુખ;
આઠ પ્રહર આનંદે જાએ, સદાય સરજે સુખ;
ફળ ભક્તિ તણું, અલ્પ મતીએ આજ ભણું. ફળ.

ગિતી.

નાગર નરસૈ મહેતા, જુનાગઢમાં ભૂધરના ભક્ત;
ભણીઆ નહિ પણ ગણીઆ, નામ નિશાને જાણે છે જગ્ત.

જુનાગઢની નાગરની નાતમાં શ્રેષ્ટ નરસિંહ મહેતા પરમાત્માના પરમ ભક્ત હતા, તે ભણેલા નહિ પણ ગણેલા હતા.

---

૧. અજપુત્રિ-સરસ્વતિ. ૨. શંકરતન-ગણપતિ.

દોહરો.

પ્રભુતા ધરવી પંડની, પ્રપંચ ધરવી પહેલ;
ઇશ્વર પદને પામવુ, વો કરના મુશ્કેલ. સિયાવર.

પંડની પ્રભુતા એટલે હું ભલો, શાણો. શેઠ, ગોરો, કુળવાન. મારા જેવો કોઇ નહિ, અને પ્રપંચમાં પહેલ કાઢવી, છળ, કપટ, પ્રપંચનાં બિડાં ઝડપવાં એ સર્વ સહેલું છે; પણ ભક્તિ કરી પરમાત્માના પદને પામવું એ મુશ્કેલ છે.

મોટાભાઇ વણુશિધર એ પૈસાની આસ્તાવાળા સદગ્રહસ્થ, ઇજ્જતને આબરૂવાળા, પાંચ સેં માણુસમાં માગ મુકાવે તેવા હતા. પણ મહેતાજી એમના તેજમાં તણાઇ જાઇ દરકાર કરે તેવા ન હતા.

દોહરો.

ભિખારી ભગવાનનો, મન જગ તરણા તોલ;
મુખ ઉચ્ચારે માધવો, બીજો ગમે ન બોલ. સિયાવર.

મહેતાજીને પ્રભુના નામ શિવાય કાંઇ વહાલું ન હતું, અને વહેવાર પણ ઇશ્વર પરાયણ થતો હોય તેજ કરવો, એમ હતું. દુનિયાદારીનો સઘળો વ્યવહાર મોટાભાઇ કરતા, એક સમયે શ્રાદ્ધ પક્ષમાં વણુશિધરે વિચાર કર્યો કે, નરસૈઆને કોઈ પ્રકારની આબરૂ અડતીજ નથી; પણ મારે વટ સાચવવો જોઇએ, એમ વિચારી પોતાના સર્વ સગાંને નોતરી આગલે દિવસે સાયંકાળને સમયે ભાઇને નોતરૂ દેવા જાય છે.

(કવિ) ત્રિતાલ ચોપાઇ.

વણુશિધર જાય નરસે નોતરવા, માંડયા મન મનસુબા કરવા;
વાધ્યો અંતર લક્ષ્મિનો ગર્વ, હુથી હેઠા ન્યાતમાં સર્વ.
(વણુ) આજે ત્રિલોકપતિ મને ત્રુઠયો, નરસૈઓ તો અંગારો ઉઠયો.

વિચાર કરતાં વણુશિધર આવે છે. અરે નરસૈઓ નબળો નિકળ્યો, નામ બોળ્યુ, કુળમાં અંગારો ઉઠયો; ને મહેતાજીને મંદિરમાં પગમાં ઘુઘરા બાંધી હાથમાં કિડતાલ લઇ જયરાધા કૃષ્ણુરાધા કરતા જોયા.

મહેતાજી તો જપે જદુરાય, વણુશિધરનો ક્રોધ ન માય.

**વણુશિધર**—રાખ્ય ! રાખ્ય ? અંગારા છાનો રહે છાનો રહે ! હું સવારે આવું ત્યારે તું ઘુઘરા બાંધીને ઘુમતો ને ઘુમતો; સાંજે આવું તો પણ તું ઘુઘરા બાંધીને ઘુમતો ને ઘુમતો ! બપોરે આવું તોય તું ઘુઘરા બાંધીને ઘુમતો ને ઘુમતો ! અલ્યા દોઢ પૈયાના; અભાગીઆ સાંભળ કાલે પિતાશ્રીનું શ્રાધ છે માટે સવારના પહોરમાં વહેલો આવજે ! જોજે પાછો

ઘુઘરા બાંધી ઘુમવા રહેતો ! અક્કરમિ ! રાત્રિ દિવસની માલમ તો તને કોઇ દિવસ પડીજ નહિ.

નથી ઉંચો આવ્યો તારા પાપે, નથી થાંપણુ સોંપી મને બાપે;
તોય ખરચીશ એ કામ મહારૂ, ત્હારે કુટવું છે ભઠીઆરૂ.
તારી નારી તે ભરશે પાણી, ત્હારૂ માગેલું આપશે આણી;
મણુ ઘઉંનો દળી લાવે લોટ, દીઠું કામ કરે ચઢીચોટ.

**( કર્તા )** પુત્ર માતપિતાની, શિષ્ય ગુરૂની; અને સ્ત્રિ પતિની નિંદા સાંભળે અથવા પોતાની સમક્ષ કોઈ તિરસ્કાર કરે અને સામા ઘટતા ઉચ્ચાર ન કરે તો દોષિત થાય; એવાં સત્પુરૂષોનાં વચન ઉપર વિશ્વાસ આણી મહેતીજી ગરજી ઉઠયાં.

**( મહેતી )** રાગ; ક્ષત્રિકલંક.

હોઇ ગ્રહસ્થઈ તેતો તમને ગંધાય, મોટાનું માપ નહિ રહેવાનુંરે.
હાહા ! શ્રાદ્ધ દિવસ ચાલ્યા જાય. મોટાનું ૧
વેળા વાળે વહાણે વૈકુંઠનો નાથ. મોટાનું
પિંડ મુકાવીશ હું પતિ કેરે હાથ. મોટાનું ૨
છતે છાકીને છાકેલા બોલો બોલ; મોટાનુ
મારે બોલે થાશે તરણા સરખો તોલ. મોટાનું ૩

જરા મોટાઇના માપમાં રહી જાઓ તો સારૂ, તમે મને સો ટુંકારા કરશો પણ હું તમને એક ટુંકારો કરીશ તો તમારી સવાગજ ધરતી હેઠી જશે ! તમારે ઘેર તમારા બાપે કંકોત્રિ મોકલી હશે ! અને તમારા ભાઇને તો ખબર પણ નહિ હોય કેમ કે બાપ ક્યારે મુવા !

**( વણુશિધર )** ખટક રહી આ મૃગનયનીને.

રાંડજાત રાઢ્યોમાં શુરી. કદી નહિ સમજે કળમાં;
ચટકુ કરતાં ચટકો લાગ્યો, આભ શુ ઘાલે [1]ઉંડળમાં. ૧
એળે જાય અવતાર તમારો, દેઉ નોતરૂ દયા ધરી;
આટા ઉડતા હોય જો ઘરમાં, શ્રાદ્ધ સારજે કાલ કરી. ૨
જગ્ત ભક્તનો સાંધો ન મળે, અજ્ઞાનીમાં હાંશી થશે;
નરસૈ નાગો નહિ આવે તો, કહે શું ખાસડું ફાટી જશે. ૩

**( કર્તા )** જંબુરાની જાણુમાં બાજીગરની બધી રમત હોય છે, તેમ જગ કર્તાના નાટકનો તમાસો જોઇ મહેતા સ્તબ્ધ થઇ ગયા. નિરાભિમાની, સમદ્રષ્ટિસમાન, અને ધર્મ સમાન અજાતશત્રુપણુ જોઇને, મહેતીએ વિચાર

---

૧. ઉંડળ-બાથ.

કર્યો કે પરમેશ્વરરૂપ પતિની આજ્ઞાનું ઓલંગન કરવાવાળી સ્ત્રિ રવરવ નર્કની અધિકારી થાય છે, માટે રખે મહેતાજી મોટાભાઇને ત્યાં જમવા જવાનું કહે ને મારે ના પાડવી પડે; માટે હુંજ એમને આજીજી કરી મનગમતુ માગું:

**( મહેતી )　　ગોકુળીએ લઇ ચાલ વહાલા.**

તમે સાંભળો મારી વાણુ, સ્વામિ તમો સુંદિર ચતુર સુજાણુ. સ્વામિ.
તમો સમરો છો સારંગપાણુ, સ્વામિ. તમ ભાઇ કરે ભંગાણુ. સ્વામિ.
તેમાં એ શું પામશે લ્હાણુ, સ્વામિ. તેમાં અંતે થાએ હાણુ. સ્વામિ.
મ્હારૂ બોલ્યુ કરો પરમાણુ, સ્વામિ. તમને ઇષ્ટ દેવની આણુ. સ્વામિ.

ઝાંખા જમવા બેસવું, નિચું ધાલી નેટ;
એથી રૂડું જો ગણો, પથ્થર ધરવો પેટ. સ્વામિ. ૧
શાણાછો શ્રવણે ધરો. મુજ ગરીબની દાદ;
બળ્યુ જમવુ એ બોલનું, ઘેર કરોને શ્રાદ્ધ. સ્વામિ. ૨
પણ એ સાચુ કહી ગયા નથી એમનો વાંક;
અસ્ત ઉદયના કાળમાં રહેવાના તમો રાંક. સ્વામિ. ૩
થનાર હોય તે થાય પણ, આજ ન માનુ વચન;
જેઠને ઘેર જાવું નહિ, ભલે પડે આ તન. સ્વામિ. ૪

**મહેતા**—ઘેલી! એ મારા મોટાભાઇ, હું નાનોભાઇ, એ બે બોલ કહેવા લાયક, હું એ બોલ સાંભળવા લાયક, એમણે કહ્યા ને મેં સાંભળ્યા; હવે કદાચ આપણે જમવા જઇએ તો શું નિચા બાપના થઇ જઇએ!

**[મહેતી]　　મરાઠી સાખી.**

આદર વિના અન્નજ લેવું, એથી સારૂં મરવું;
અમૃત ભોજન અળગાં મુકી, પાષાણથી પેટ ભરવું;
અહીં ખાવાની, જેઠ ઘેર નહિ જાવાની. અહીં.

**મહેતા**—અરે પણ તમે મારા ભાઇના સામા ઉચ્ચાર કરી કહ્યું કે ઘેર શ્રાદ્ધ કરીશું! તે શું સમજીને; ઘરમાં શું દીઠું?

**મહેતી**—અરેરે સ્વામિ, આપણી આવી દુર્બળ અવસ્થા અને મોટાભાઇની સારી તે ભગવાનને ઘેર કેવો અન્યાય!

**મહેતા**—ઇશ્વરને ઘેર તો અન્યાય છેજ નહિ એને ત્યાં તો અદલ ઇનસાફ છે. હુંતો એમ માનુંછું કે મારા જેવો સુખીઓ સંસારમાં કોઇ નથી. તું દુઃખ દેખતી હોયતો તે તારી કરણીનાં ફળ છે.

**દોહરો.**

કર્યું કરારે આપવું, એના ઘરની રીત;
મતવાળાને માનુની, ન હોય દત્ત વિણ વિત્ત. સિયાવર રામચંદ્રકી જય.

**દ્રષ્ટાંત**—કોઇ એક શહેરમાં એક ધનાઢ્ય સદ્‌ગૃહસ્થ રહેતો હતો. જેને ઘેર રાજા સમાન સાહેબી હતી, પંદર વરસની ઉમ્મરનો તેને પુત્ર હતો. એક વખતે રાત્રિને સમયે આ છોકરાએ તાપ લાગવાથી ન્હાવાની ઇચ્છા જણાવી, ત્યારે ઉત્તમકુળની અબળા અગાસીમાં બાજઠ ઢાળી. ત્રાંબાકુંડીમાં જળ કાઢી, પતિને તેલ મરદન કરવા લાગી. આ વખતે બાઇના સ્વરૂપનો પાર ન હતો. ચંદ્ર સરખું વદન, અંગ ઉપર હજાર રૂપિયાનું *અમર, અને ચંદ્ર સહિત રાત્રિ; એ ત્રણે એકાકાર થઈ ગયાં હતાં; એવામાં વરસાદના છાંટા થયા. સ્ત્રિયે કહ્યું સ્વામિનાથ તમે ન્હાજો, હું તો જાઉંછું, મારૂં અમ્મર પલળે !

સ્વામિના અંગની સેવાના ફળ કરતાં પોતાના અંગની શોભાને સાચવનાર સ્ત્રિને જોઇ વણિક પુત્ર અજાયબી પામ્યો. તેજ વખત ઉઠી પોતાના પિતાની પાસે ગયો, અને યાત્રાને બહાને દુરદેશાન્તર જવાની રજા માગી. બાપે કહ્યું કે ભાઇ યાત્રા કરવા જવા મરજી હોય તો સાહેબી સાથે જાઓ ! પુત્રે હઠ કરી એકલા જવા મરજી જણાવી. આ સઘળી રકઝક હયો નામનો બ્રાહ્મણ સામે બારણે રહેતો હતો તે સાંભળતો હતો, તેણે વિચાર કર્યો કે જો હું નગરશેઠના છોકરા સાથે જઇશ તો બે ચાર મહિના ખાઇ પી આનંદ કરી પાંચ પચીસ રૂપિયા લઇ પાછો આવીશ.

આવી લાલચે હયો બ્રાહ્મણ આગ્રહ કરી સાથે જવા તૈયાર થયો. બંને જણ મુસાફરી કરતા ચાલ્યા. ઘણે દિવસે શેઠના પુત્રે હિમગિરિની વાટ ઝાલી. જ્યારે ઠંડો વાયુ આવવા માંડયો ત્યારે હયા મહારાજે શેઠને કહ્યું; હે ભાઇ આમ બરફથી ઢંકાએલા પહાડમાં જવાનુ શું પ્રયોજન છે !

**શેઠ**—અલ્યા હયા, મનવાંચ્છિત ફળની ઇચ્છા હોય તો મારી સાથે ચાલ ! હિમગિરિમાં હાડ ગાળી ઇશ્વર પાસે મન ગમતો વૈભોગ માગીએ.

**હયો**— શેઠજી ! એ શું બોલ્યા, તમારે કઇ વસ્તુની ખામી છે ! અને મારે પણ કઈ વસ્તુની ખામી છે !

**શેઠ**—મને હજી જોઇએ તેટલું સુખ મળ્યું નથી. માટે પરમાત્માના મુખની વાણી જે વેદનાં વચન તે ઉપર વિશ્વાસ રાખી હિમાલયમાં હાડકાં ગાળીશ.

**હયો**—તો ! ! ! મને તો રજાજ આપો.

**શેઠ**—મુરખા ! કાંઠે આવેલું વહાણ શામાટે બુડાડછ ! હવે થોડા દિવસમાં દેહ પડશે અને ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થશે.

**હયો**—શેઠજી ! મને અતી ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ છે; માટે જાઉંછું.

---

* અમ્મર-સ્ત્રિયોને પહેરવાનું, અમુલ્ય અને ભારે વસ્ત્ર.

શેઠ—તો ભલે તારી જેવી મરજી. પણ પછીથી પસ્તાઇશ !

હુંધો—મારેતો વિમાસણ કરવા જેવું છેજ નહિ. કહો ! ઘેર કાંઇ કહેવું છે?

શેઠ—હવે આ દેહ એ સબંધિયોનો સંગ છોડે છે, માટે કાંઇ કહેવા જેવું નથી. બન્ને છુટા પડ્યા અને હુંધો ઘેર આવી સમાચાર કહ્યા. શેઠ અતિશય કલ્પાંત કરવા લાગ્યા. નારીને નિશ્ચય થયો કે "તમે નહાજો હું જાઉંછું મારૂં અમ્મર પલળે" આ શબ્દો ઉપર જે થયું તે થયું. અરેરે મને શિ ખબર કે "રજનું ગજ થશે" આમ "છિંકતાં છિડાં પડતાં હશે" એવી પ્રકૃતિની મને ખબર નહિ.

આ તરફ શેઠનો છોકરો અતિશય તાઢથી કડકડવા લાગ્યો; અને જ્યારે તેને માલમ પડ્યું કે હવે ઘડી બે ઘડીમાં આ દેહ છુટશે ત્યારે તે બોલ્યો "હે પરમેશ્વર મારો અવતાર એજ માતાને પેટે ફરી થાય અને મને જે સ્ત્રિ મળે તે પોતાના અંગની શોભાને સાચવવા કરતાં મારા અંગની સેવાનું ફળ વિશેષ ગણે."

નગરશેઠાણીને ગર્ભ રહ્યો અને પુરે માસે પુત્ર થયો. દિન પ્રતિદિન પુત્ર મોટો થવા લાગ્યો નવ વરસની ઉમ્મરે શેઠે ધામધુમની સાથે તેનાં લગ્ન કર્યાં. સોળ વર્ષની ઉમરે જ્યારે સ્ત્રિ સહિત દિવસ ગુજારવા લાગ્યો ત્યારે પ્રથમનો પ્રસંગ વિચારી રૂતુને અનુસરી સ્નાન કરવા ઇચ્છા જણાવી. સ્ત્રિ પતિને બાજઠ ઉપર બેસારી પોતે સુગંધમય પદાર્થોનું મર્દન કરવા લાગી; થોડીવારે વૃષ્ટિ થવા લાગી, અને જ્યારે વિશેષ વરસાદ થયો ત્યારે શેઠે કહ્યું "તમે જાઓ તમારૂં અમ્મર પલળશે !"

સ્ત્રિ—સ્વામિ આપ એ શું બોલ્યા, અમ્મર પહેરવું એ તો ફક્ત તમારી ગ્રહસ્થાઇને માન આપવાને માટે, નહિતો તે પણ સાધારણ વસ્ત્રનુંજ કામ કરે છે, વળી સઘળી શોભા આપના અંગની પાછળજ છે, આપ અમ્મર પહેરાવો તેવા છો તો પહેરૂં છું, કદાચ આપની સ્થિતિ કંગાલ હોય તો મારે તે વખતને માન આપવું એ મારો ધર્મ છે. પતિને સુખે સુખી ને પતિને દુઃખે દુઃખી એજ સ્ત્રિ.

પ્રથમના અવતારની સ્ત્રિ તો ખેદ કરવા લાગી, અને પોતાનોજ પતિ ફેર અવતાર ધારણ કરીને આવ્યો છે, એમ તેને ભાસ થયો. (હવે મારે દેહ છોડી ફરી એજ પતિને વરવું )

બિજે દિવસે સહવારે શેઠનો બાળક પોતાની સ્ત્રિ સહિત સોનાની હિંચોળાખાટે હિંચે છે, હાસ્ય વિનોદની વાતો કરે છે; પાન સોપારી ખાય છે; અને સામેથી હુંધો બ્રાહ્મણ જોઇ રહ્યો છે. વણિક પુત્રે પિચકારી મારી તે સ્ત્રિ-

ના અમ્મર ઉપર પડી તે જોઇ હયાનું હૈયું કંઇ કંઇ વિકલ્પ કરવા લાગ્યું. એકદમ મોટે સાદે બોલી ઉઠયો ! રાંડ ! દોરડુ લાવ્ય ! દોરડુ લાવ્ય !

**બાહ્મણી**—દોરડુ શું કરશો ! ગળે ફાંસો ખાવો છે ?

**હયો**—*લાવ્ય ! લાવ્ય !* (દોરડુ લઇ ઘર વચ્ચે મોભારા ઉપર નાંખ્યું.) તેના ઉપર ખાટલો મુકયો; અને બાયડીને ઉચકીને બેસારી પોતે પાસે બેઠો; પછી છોકરાને કહ્યું લે બચ્ચા બે પૈસાના પાન, પૈસાનો કાથો, પઇનો ચુનો, ને પૈસાની સોપારી લઇ આવ્ય ! ઝટ આવ્ય ! ઝટ આવ્ય !

**બાહ્મણી**—અળ્યાં ! ! આમ શું કરતા હશો, આજ આ શું સુજ્યું છે ?

છોકરો લઇને આવ્યો કે તુરત દશ બાર પાનનું બિડુ કરી, બાઇડીનું ડાચુ ફાડીને મોમાં ખોસી ઘાલ્યું, અને કહ્યું જોજે ભોંય થુંકતી ! થુંકવુ હોય તો મારા ઉપર થુંકજે ! પોતે પણ આઠ દશ પાનનું બિડુ ચાવી હોઠ કરી બાઇડીના ઉપર કોગળો કર્યો.

આવું ગબડગંદુ આચર્ણ જોઇ સ્ત્રિને ઘણુજ રિસ ચઢી; ને તુરત લોટો ઉચકી કપાળમાં માર્યો. શંકરની જટામાંથી ગંગાજી નિકળ્યાં હતાં તેમ, હયાના કપાળમાંથી લોહીની ધારા ચાલી.

આ સઘળો વૈભવ શેઠીઆનો છોકરો સામેથી આડી નજરે જોયા કરતો હતો તે બોલી ઉઠયો.

હણ હણાટ માં કર હયા, છડ પ્યારા લાડ;
હરી અર્થે કાંઇ ન વાવર્યું, ન ગાળ્યાં હેમાળે હાડ !

અવળા સંસ્કારના હયાનેતો વચને અસર ન કરી, પણ પ્રથમના અવતારની સ્ત્રિયે ગાંઠ વાળી કે પુન્યથી. કે હિમાલયમાં હાડ ગાળવાથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે. બિજે દિવસેથી હમેશાં સવારમાં સવાશેર સોનું અને સવાસોમણ અન્નનું દાન કરી ભોજન કરવાનો નિયમ લિધો, અને કાળે કરી દેહ છોડી ફરી અવતાર ધરી, એજ પતિને વરી.

**મહેતા**—હે સ્ત્રિ કર્મ પ્રમાણે ભાગ્ય, અને ભાગ્ય પ્રમાણે ભોગવવાનું છે.

**મહેતી**—ભલે ગમે તેવી સ્થિતિ છે, પણ મારી પાસે પાંચ વાલની એક સોનાની વાળી છે તે લ્યો ! અને ઘેર શ્રાદ્ધ કરો !

**( મહેતા )** **દોહરો.**

કયાં વાળી છે કામની, લાવો મારે હાથ;
બિડ પડે જો ભક્તને, લાજે લક્ષ્મિનાથ. સિયાવર.

ભક્તની લાજ ગઇ તે ભગવાનની લાજ ગઇ, ઇશ્વર જરૂર આપણી લાજ રાખશે, માટે વાળી લાવો !

**મહેતી**—હવ રાખો તમારી બેડસાઇ! ભગવાનની લાજે ને લાજે હુંતો બળીને અડધી થઇ ગઇ, વાળી ના આપુ તો ખબર પડે, પણ શું કરૂં મારાં વઢાયાં છે તેથી આપવી પડે છે; લ્યો!

**કર્તા**—મહેતા વાળી વેચી સઘળી સામગ્રી લઇ ઘેર આવ્યા; ફક્ત ઘીના પૈસા ખુટયા; તે ઉધાર લાવવા વિચાર રાખ્યો.

( કવિ ) રાગ, વણઝારો.

લાવ્યા શ્રાદ્ધ સામગ્રિ તાજી, મહેતા મંન થયા ઘણું રાજી;
(મહેતી) શિધા સામી નજર જરા કરજો, કરી વિચાર ને નોતરજો;
રખે કાગજુ કરતા કાજી. મહેતા. ૧
હોય ખપ એ મુખ ઓચરજો, પછી બોલવું તે બંધ કરજો રે;
રખે બોલી બગાડતા બાજી મહેતા. ૨

**મહેતા**—આટલી સામગ્રીમાં કેટલાં માણસ જમશે, તેની મને સમજણ પાડો એટલે હું નોતરાં દઇ આવું.

**મહેતી**—હું ને તમે બે, ત્રિજો ગોર સરાવવા આવે તે, ચોથો દિક્ષીત, અને પાંચમો ગમે તે કોઇ બ્રાહ્મણ. પાંચના છ થયા તો આબરૂ રહેવાની નથી. મહેતીનો બોલ સાંભળી મહેતાજી ગોર તથા દિક્ષીતને નોતરવા જાય છે, એવામાં દિક્ષીત સામા મળ્યા.

**દિક્ષીત**—મહેતાજી "જય રાધા વલ્લભ!"

**મહેતા**—ભાઇ! "જય રાધા વલ્લભ."

**દિક્ષીત**—મહેતાજી આજ તો તમારા બાપનું શ્રાદ્ધ છેને?

**મહેતા**—હા ભાઈ! તમને કયાંથી ખબર?

**દિક્ષીત**—અમને ખબર ન હોય એવું હોય કે! અમે વણુશિધરને ઘેરથી નોતરાં પણ આવી ગયાં છે.

**મહેતા**—દિક્ષીત, જમવાનું આપણે ઘેર રાખજો. હુ પણ શ્રાધ કરૂંછું.

**દિક્ષીત**—કેટલુંક કરોછો મહેતાજી? (મનમાં) "પાંચ પૈસા આવ્યા હશે તો ચાર ટીલવાં ખવરાવ્યાં હશે પણ કોઈ દિવસ નાગર બચ્ચો એંઠો કર્યો નથી." આજ ઠીક લાગમાં આવ્યો છે.

**મહેતા**—અમે ઘરનાં બે, ગોર, તમે, અને ગમે તે એક બ્રાહ્મણ નોતરી આવુંછું.

**દિક્ષીત**—તમે કહો તેને હું કહી આવું મહેતાજી, મહેતાજી કહે ના હું જઇશ, દિક્ષીત કહે ના હું જાઉંછું, એમ બન્ને હાંહાંતુશ કરતા સટાક ચોરે આવ્યા, જ્યાં અચરતલાલ, ત્રંબકલાલ, ભાઇલાલ, હરસતરાય, પરસ-

તરાય, મોહનરાય, કલ્યાણરાય, અજીતરાય, વજીતરાય, સજીતરાય, માધવરાય, પ્રેમરાય, નારાયણરાય, એવા સાતસેં નાગરો વાંકી ટેડાં પાઘડીઓ કરી બેઠા છે.

(કવિ) દિક્ષત દોરી મહેતાને લાવ્યા, બંને સટાક ચોરે આવ્યા;
સાૈએ માંડી મશ્કરીઓ ઝાઝી. મહેતા. ૩

**કલ્યાણરાય**—મોહનરાય ભાઇ ! નરસૈંયો ટીલવો આવ્યો.

**દિક્ષીત**—ભાઇ આજે મહેતાના બાપનું શ્રાદ્ધ છે, ને એતો નોતરાં દેવા નિકળ્યા છે.

**માધવરાય**—મહેતાજી ધન્ય ઘડી ધન્ય દહાડો, તમારા ઘરનો તુળશી પત્ર ઉપર રહે એટલો પ્રસાદ જો અમારા પેટમાં જાય; તો અમારો મનુષ્યાદેહ અવતાર ધારણ કર્યો સફળ થાય મહેતાજી ! જો કે વણુસિધરનાં નોતરાં આવી ગયાં છે, પણ એતો અમારે વહેવાર ઠર્યો," સમજ્યા; એતો અમારે મન ખાધુ કહેવાય, સમજ્યા ? માટે તમારા નોતરાની આશા રાખીએ છીએ, સમજ્યા ! મહેતાએ જાણ્યું, અહો ! વણુશિધર આવો ગ્રહસ્થ તેનું નોતરૂ ના કબુલ કરી મારૂ ગરીબનું નોતરૂ કબુલ કરે છે ! દિક્ષીત ! દઇદે સાતસેં ઘેર સર્વજણને નોતરાં ! "**દ્વારીકાંધિશકીજય.**"

**પરમોદરાય**—હરમોહનરાયભાઇ સાંભળો ! છે કાંઇ વિચાર, મારો બેટો ચઢાવ્યો ચઢયો; હવાઈ છે હવાઈ !

**વજીતરાય**—વાયલ છે વાયલ ! *મૅટ છે. ઘરમાંતો હાંલ્લાં કુસ્તાઇ કરે છે ! કોણ જમવા જાય એવું છે, એનો બાપ !

**મહેતા**—જે આવી પહોચશે તે જમશે. મને પ્રાણ પ્રમાણે ગમશે;
ક્યાંથી આવે દેહ નહિ સાજી. મહેતા. ૪

**પરસતરાય**—મારો બેટો ઇતયડી વળગે એમ વળગ્યો ! કાઢો ગમે તેમ જવાબ દઇને.

**નારાયણરાય**—જો ભાઇ અમારે તો બંનેના નોતરાં કબુલ; પણ જેને ઘેર વહેલું થશે તેને ઘેર જઇશું.

ઉત્તર સાંભળી મહેતાજી ઉતાવળા ઘેર ગયા અને મહેતીને ખબર આપી કે ઉતાવળ કરો મેંતો સાતસેં ઘેર સર્વેજણને નોતરાં દીધાં.

( **મહેતી.** ) **ગિતી.**

પાંચજણાને જમતાં, પુરણ થાતાં ઘી પ્રથમ ખુટે;
નાત્ત નોતરી કેવી, સાત સાંધુને તેર કેમ તુટે.

**મહેતા**—ભુલ્યો ! મને ભાન ન રહ્યું; હવે દીધાં તે ન દીધાં થાય !

* વગર ભણેલા-મૅડ-ને બદલે-મૅટ કહે છે. મૅટ=ગાંડો.

( મહેતી. )　　　રાગ; રેશસિયાજી.

ભુલ્યા ભૂલ્યા તમે તો ભાન રે;　　　વહાલાજી.
કાંઇ નવ રહી શુદ્ધ કે સાન.　　　નાના કાલાજી. ૧
કાંસાં કુટતાં ક્યાંથી રહે છે શુદ્ધ રે;　　　વહાલાજી.
વહેવાર વાતમાં બગડેછે તમ બુદ્ધ　　　નાના કાલાજી. ૨
જો કિર્તનિયાના કરવા હોય કકળાટ રે;　　　વહાલાજી
પણ ઘરને માટે બગડે છે તમ ઘાટ.　　　નાના કાલાજી. ૩
વળી ખાવાપિવા કેરૂ ખાસ્સુ ભાનરે;　　　વહાલાજી.
સાંજ પડે ને જોઇએ અઢીશેર ધાન.　　　નાના કાલાજી. ૪
મેં પ્રથમ કહ્યું છે તેમાં ઘીની ટાંચ રે;　　　વહાલાજી.
ક્યાં ન્યાત જમાડો જમી રહે નહિ પાંચ.　　　નાના કાલાજી. ૫

**મહેતા**—હવે કલ્પાંત કર્યે શું સાર, વચનને વેગરવું, ને ઇશ્વરનું સ્મર્ણ કરવું.

નમ્ર વાણી સાંભળી મહેતીએ ખ્યાલ કર્યો કે, વાત મહેતા બનાવીને કહેતા હોય એમ લાગે છે, એમ કાંઇ છેક અજ્ઞાન કે અજાણ્યા નથી, પણ મેં એમના ભાઇના સામા ઉચ્ચાર કર્યા, તેથી મને દાઝે બાળવા કહે છે.

પોતાના મનનું સમાધાન કરી, મહેતાને કહ્યું લ્યો આ તપેલીમાં બે રૂપિયાનું ઘી લઇ આવો !

( કવિ. )　　　રાગ; અચકો મચકો કારેલી.

૧ મહેતાએ તપેલી લીધી જો;　　　ધરણિધરનું ધ્યાન ધરી.
ઘી વોહોરવા મરજી કીધીજો.　　　ધરણિધરનું.
૨ ધારી દક્ષિણ કર કિડતાલજો;　　　ધરણિધરનું.
ગાય ગોવિંદને ગોપાળજો.　　　ધરણિધરનું.
૩ " જયરાધા કૃષ્ન " ઉચ્ચારેજો;　　　ધરણિધરનું.
જાય ચાલ્યા ઉભે બજારેજો.　　　ધરણિધરનું.

ભજનમાં લિન થઈ ઉભે બજાર જતા જોઈ દુકાનદારે બુમ પાડી. મહેતાજી; " જય રાધાવલ્લભ ! "

**મહેતા**—ભાઇ જય રાધાવલ્લભ; જય રાધાવલ્લભ.

**દુકાનદાર**--પધારો બાપજી ! શું લેવા નિકળ્યા છો !

**મહેતા**—( ઘી જોઇને યાદ આવ્યું ) ઘી લેવા ભાઈ !

**વણિક**—લાવો તપેલી મહેતાજી ! ઘી એવું આપું કે તમે ખાઇને યાદ કરો; કેટલાનું આપું મહેતાજી ?

**મહેતા**—બે રૂપિઆનું.

**વણિક**—રૂપિઆ મહેતાજી ?

**મહેતા**—રૂપિઆ દશ દહાડા રહીને આપીશું.

**વાણીઓ**—( વોય મોંકાણુ ! ભગતડો રૂપિયા આપશે ને આપડો દહાડો વળશે. એના અંગનું ભાન રહેતું નથી તે રૂપિયાનું ભાન શી રીતે રાખશે ! ) ફિકર નહિ. મહેતાજી તમે કહોતો ઘી આપું, ને કહોતો ના આપું, પછી ફરી ઠપકો દેવા આવો એ સારૂં નહીં, ખરૂ પુછાવો તો ઘી તમારા લાયક નથી; મેં તો જાણ્યું બે કિર્તન બોલશો !

**મહેતા**—બહુ સારૂ, લાવો તપેલી ! ( લઇને ચાલ્યા કે તુરત સામી દુકાનવાળાએ સાદ કર્યો. )

**બિજો દુકાનદાર**—"જય રાધા વલ્લભ !" પધારો પધારો બાપજી ઘી એવું આપું કે તમે ઉમ્મરમાં ન ખાધું હોય. બોલો કેટલું આપું ? (તપેલીનો ઘડો કરીને માંહી થોડું ઘી નાંખીને. )

**મહેતા**—બે રૂપિયાનું, રૂપિયા પંદર દિવસ પછી આપીશ.

**વહેપારી**—( હાય ગજબ ! ત્યાંય આનીઆજ રામણુ થઇ હશે ! વેરાગીની પાસેથી શું લેવાનું ધૂળ ! ) મહેતાજી, ફિકર નહિ તમારા પંદર દિવસ ને મારો મહિનો અરે નહિ આવે તોય કોણુ પુછે છે. ઘી ઢળ્યું તો ખિચડીમાં છે ને છુટી પડયું તો ગંગામાં છે, પ...ણુ ઘીમાં બાપજી.

**મહેતા**--શું છે ઘીમાં !

**વહેપારી**—મુવેલી ગરોળી પડી હતી બાપજી.

**મહેતા**—અરરરર ! કાઢી નાંખ્ય ! કાઢી નાંખ્ય ! તપેલી ધોઇ નાંખ્ય !

આ પ્રમાણે અનેક બાનાં કાઢી કોઇ દુકાનદારે મહેતાને ઉધાર ઘી ન આપ્યું પણુ એક દુકાનદાર હરીજન હતો; તે મહેતાને જોઇ હર્ષનાં આંસુ લાવી ચર્ણુમાં પડયો.

( **કવિ** ) એક વૈશ્નવ જનનું હાટ જો; ધરણિધરનું ધ્યાન ધરી.
હરખ્યા દેખી મહેતાનો ઘાટજો. ધરણિધરનું. ૧
આજે દુકાન પાવન કીધીજો ધરણિધરનું.
આપો આપે તસ્તિ લીધીજો. ધરણિધરનું. ૨

( **મહેતા** ) **મરાઠી સાખી.**

શ્રાદ્ધ તિથી છે તાતજ કેરી, નિકળીઓ ઘ્રત માટ;
(**સો. વૈ.**) ઘી તણી શિ ખોટ બળી છે, શાને કરો ઉચાટ,
બે કિર્તન કહો; ઇચ્છા પુરણુ ઘી લઇ લ્યો ? બે કિર્તન.

( કવિ )   દોહરો.

જેને જેવું ગોઠતું, તેવું આદરમાન;
ગોવર્ધનધારિ તણું, મહેતે ધરીયું ધ્યાન.   સિયાવર.

( મહેતાજી )   ધુન

જય જય ગોપિજન વલ્લભ; જય જય ગોવરધનધારિ
કૃષ્ણ કનૈયા ઝુલે નંદલાલા, ભજો ગોવિંદ ગોવિંદ ગોપાળા.

ધુનપરધુન ને કિર્તન પર કિર્તન શરૂ થયાં, બજારમાં હજારો માણસોની ઠઠ્ઠ થઇ રહી, ઘેર મહેતી રાહ જોયા કરે છે, અને નાગરની નાત ચકએ ચઢી.

( કવિ. ) ( રાગ, ઓખાહરણનો; બાણાસુરની નગરીમાં. )

નરસઇઆની નગરીમાં, ખળભળી નાગરી નાતરે;
જમવા માટે ઝગડા લાગ્યા ચાલવારે.   ૧
ફરે નાગર ટોળે ટોળાં, કંઇ કાઢે ગાંઠના ગોળા;
લ્યા નરસઇઆને ઘેર, જમણ સારૂ હશે રે.   ૨
કોઇ કહે કરે પકવાન, કોઈ કહે ખાવા ન મળે ધાન;
આપે શંખ વગાડી, સુકુ તુળશી પાંદડુ રે.   ૩
શિ એની કરવી વાતો, કરીએ ગફલત ખઇએ લાતોરે;
પણ જમણ જોગવઇ જોઇને, જમવા બેસવું રે.   ૪

પાંચ પચિસ નાગર ટોળે મળી વણશિધરને ઘેર આવ્યા તો, દાળ થઈ ગઇ છે, ચોખા પલાળ્યા છે, શાક ચાર પાંચ જાતનાં તૈયાર થઇ ગયાં છે, ભજીઆં તળાય છે.

**ત્ર્યંબકલાલ**—સારજનરાયભાઇ! આપણેતો વહેલું થાય તોય અહિં ને મોડું થાય તોય અહિં, આ શાકને સાહિત્ય પ્રમાણે લાડુ તો કોણ જાણે કાંચના સાકરના ઠાર્યા હશે; નરસઇઓ બહુ કરશે, નરસઇયો જુલમ કરશે તો, *કંઠસ.

**રમણિકરાય**—ચાલો નરસઇઆને ત્યાં તપાસતો કરીએ! આમ "વડાં પહેલાં તેલ શું પીઓ છો!"

**સારંગધર**—નરસઇ! હે નરસઇ ભગત!

**મહેતો**—કોણ હશે?

**મણિધર મહેતા**—છે કે મહેતાજી?

**મહેતી**—ના? એતો બજારે ઘી લેવા ગયા છે.

**નવલરાય**—સાંભળો સારંગધર! ના ખવરાવાની દાનત હોય તો ઘી લેવા જાય ખરા કે!

---

* કંઠસ—ગોળની રસીમાં વાળેલા ઘી વગરના લાડુ.

**સારંગધર**—પણ પુછો તો ખરા, કેટલુંક લેવા ગયા છે?

**મહેતી**—ખપ જેટલું; બે રૂપિયાનું.

**સારંગધર**—જમો સાતસેં ઘેર સર્વેજણ નોતરાં ને બે રૂપિયાનું ઘી.

**ત્રંબકલાલ**—મેંતો પ્રથમથીજ જનમોતરી કરી મુકી છે. ચાલો! ચાલો પાછા! રાયજી ગયાકે તુરત આઠ દશ ગવરી એકઠી થઇ ઠઠ્ઠા મશ્કરી કરવા આવી.

**વિલાસગવરી**—શું કરવા માંડયું માણેકબાપ?

**ઉલાસગવરી**—વેત પ્રમાણે વેતરતાં તો હશેજ કની! કયાં ગયા છે ભક્તરાજ?

**મહેતી**—આવો પધારો! એતો ગયા છે ઘી લેવા: ને મેં રસોઇ કરવા માંડી છે.

**હિમાલયગવરી**—રસોઇ કયાં કરો છો?

**મહેતી**—આ ચુલે દાળ ઓરી છે અને હાલે ભાતનું આધણ મુકયું છે.

**કૈલાસગવરી**—આ તમે શું બોલો છો! મહેતાજીએ સાતસે ઘેર સર્વેજણ નોતરાં કર્યાં છે, ને તમે તો હાલો ચુલો બતાવો છો!

**મહેતી**—જાઓ જાઓ આમ મશ્કરીઓ શું કરવા કરો છો.

**સુલોચના**—મશ્કરી તમે કરો છો કે અમે કરીએ છીએ નોતરાં દઇ નહિ જમાડો તો, ન્યાત તમારે માટે વિચાર કરશે! ચાલો બેનો!

**મહેતો**—અરેરે શું થશે, હવે લાજ શી રીતે રહેશે! પણ શું કરૂં વાંક બધો મારોજ છે; મેં એમના ભાઇના સામા ઉચ્ચાર ન કર્યા હોત તો આ ફળ ન નિકળત, હે ભગવાન! સહાય કરજે.

**(મહેતી) રાગ; ગરૂડ ચઢી આવજો ગિરધારી.**

વેગે વહેલા આવજો જગસ્વામિ.
તમે ગોવિંદ ગરૂડાગામિ, વેગે વહેલા આવજો જગસ્વામિ;
છોજી બળવંતા બહુનામિ, વેગે વહેલા આવજો જગસ્વામિ.
મેંતો ઉચ્ચારીઅવળીરે વાણુ, તમ ભક્તના દુભવ્યા પ્રાણ;
તેતો તમને થયું હશે જાણ. વેગે વહેલા. ૧
મેંતો બોલી બગાડી છે બાજી, તમ ભક્ત રહે સદા રાજી;
મારે મરવું પડે હવે લાજી. વેગે વહેલા. ૨
આખી ન્યાત ચઢી ચગડોળે, તમ ભક્ત વધા ભાવે ભોળે;
મુને આવીને રંજાડે રોળે. વેગે વહેલા. ૩
એમાં મુળ વઢાયાં છે મારાં, તમ ભક્તનાં કર્મ છે સારાં;
સુણી શબ્દ પડયાં મને નારાં. વેગે વહેલા. ૪

આજે ભય થયો મુને ભારી, તમ ભક્તની ઓળખ ધારી;
આવ્યું કષ્ટ તે નાંખો નિવારી. વેગે વહેલા. ૫

(મહેતો) પોળમાં પેઠા રે. એ રાગ.

પ્રભુ પધારોરે પીડ પંડમાં પેઠી;
હવે હુંપદ હેઠી બેઠી પ્રભુ.
નાંત નાગરી ચઢી ચગડોળે, ભુધરજી ભય પામી;
વેળાસર આવો વાલમજી, સ્વામિ કેરા સ્વામિ. પ્રભુ. ૧
હું ભૂલી ચુકી ચત્રુભુજ, વેણે આવી વાજ;
કાંડે આવી કરો કૃપાળુ આપ ભક્તનું કાજ; પ્રભુ. ૨
બાળક બુદ્ધિ નવ રહી શુદ્ધિ, મતી સુજી મને ઉંધી;
કળકળતી મંડી કાંગડીઓ, પ્રાણુ નાંખીઆ રૂંધી પ્રભુ. ૩
હું અપરાધી વચને વાધી, વાળ્યો ન આડો આંકો;
શું જાણું જે શામળીઆજી, દિવસ આવશે વાંકો. પ્રભુ. ૪

(કવિ) ગિતિ.

નરસઇ નિતિ રીતિ. પ્રિતી જાણી પોતાની સાથે;
ગરૂડ ગરૂડ એમ કહીને, કર્યા સામટા સાત સાદ નાથે.

(લક્ષ્મિજી) રાગ માઢ.

શે ગરૂડ તણું લ્યો નામ, રે કયાં જાવું પુરણકામ.
( કવિ ) નરસઇયાના નામને, હરજી ઉભા થાય;
કમળા લાગ્યાં કંપવા, આવી પાલવ સહાય. રે કયાં. ૧
(કમળા) વત્રાસુર વધ કારણે, કે વૃંદા છળવા કાજ;
ધસમસીને ધાઓછો, સખો રાખો લાજ. રે કયાં. ૨
( કૃષ્ન ) મેં લીધુ ગરૂડનું નામ, રે જાઉં કરવા પુરણકામ
મુજને સંભારે સદા, હું તેને આધીન;
ભક્ત ગણાયો જગતમાં, કેમ થવા દેઉં દીન. રે જાઉં. ૩
નીચુ નરસૈંઓ જુવે, તો મારો અપરાધ;
એ ભજન કરે હું જાઉં છું; આપનું કરવા શ્રાદ્ધ. રે જાઉં. ૪

કમળા—તમે બાપે કેટલા કરશો, ને સરાદે કેટલાં કરશો !

બોલને નહિ ગણુગારીને પ્રભુએ ઉભા થઇ, ઓદ્ધવ અક્રુરને હુકમ કર્યો કે તમારે સર્વ સામગ્રી ભરી વણઝારા બની, પાંચસે જાદવને જોડે લઇ, જુનાગઢમાં નરસઇયાનું નામ પુછતા આવવું ! હું જાઉં છું.

( કવિ ) **રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી.**

ભક્તવત્સળ ભગવાન છે.
સેવક કારજ સારવા, આવ્યા ત્રિભોવન ભૂપ;
બાગોળ આવી ભૂધરે, ધરીયું નરસિંહ રૂપ. ભક્ત. ૧
તપેલી ઘીની હાથમાં, આવ્યા દેવાધીદેવ;
મહેતી માધવને કહે, બળી બળી તમ ટેવ. ભક્ત. ૨

પ્રભુ નરસિંહ રૂપે હાથમાં ઘીની તપેલી લઇ મહેતીને કહે છે લ્યો ઘી !

**મહેતી**—અત્યાર સુધી કયાં ટળ્યાતા ?

**મહેતા**—એક વાણીએ કહ્યું બે કિર્તન કહેતા જાઓ; તેથી વાર થઇ.

**મહેતી**—બળ્યાં તમારાં કિર્તન ને ફિર્તન. સદાય ભપં વગાડતાને વગાડતા રહ્યા! કામ ન જુવો, કાજ ન જુવો, ગયા ત્યાં ગુંદરની ગારે ચોટયા.

**મહેતા**—હજુ વહી શું ગયું છે ?

**મહેતી**—( મોં ફેરવીને ) હજી ગોર નથી ટળ્યો !

હુંકારા હુંકારા સાંભળી, પ્રભુ સમજ્યા પેરે;
ગોવિંદ ગરીબનિવાજ એ, ગયા ગોરને ઘેર. ભક્ત. ૩

ભગવાન ગોરને તેડવા ચાલ્યા જ્યારે પ્રભુ પોળના ઢાળે ચઢયા કે તુરત સામી બારીમાં બેઠેલા ગોરે જોયા.

**ગોર**—છોકરા કમાડ વાસ્ય ! કમાડ વાસ્ય ! માંહેલી સાંકળ વાસ્ય ! નરસઇઓ ટીલવો આવ્યો ! ગોરના અંતરની જાણી પ્રભુએ કહ્યું ગોર મહારાજ પધારો !

**ગોર**—કયાં ! કયાં નરસૈયા ! અલ્યા કયાં લ્યા ટીલવા ?

**મહેતા**—મહારાજ મારા બાપનું શ્રાદ્ધ છે, સરાવવા માટે ચાલો !

**ગોર**—તારો બાપ ને વણશિધરનો બાપ કાંઇ જુદો છે ?

**મહેતા**—ના મહારાજ એકજ.

**ગોર**—ત્યારે વણુશિધર શ્રાદ્ધ કરે છે તે કેવું; અને તું કરે છે તે કેવું ? એક બાપને સો દીકરા હોયતો સો ઠેકાણે ફરતો ફરૂ ! હુંતો વણુશિધરને ઘેર જઇશ, તું મન વાળજે.

**મહેતા**—મહારાજ, વણુશિધરને ઘેર તો તમે વરસો વરસ જાઓ છો ! પણ હુંતો ઓણુજ શ્રાદ્ધ કરૂં છું, માટે પધારો તો સારૂ !

**ગોર**—વણુશિધરને ઘેરથી તો બાર મહિને પાંચ પચીસની મતાં મળે છે, તેં કોઇ દહાડો રાતો પૈસો આપ્યો છે ? રૂપિયા પચીસ આપવાના હોય તો આવું !

**મહેતા**—પચીશ તો હું ગરીબ માણસ ક્યાંથી લાવું. પણ ફુલ નહિ ને ફુલની પાંખડી, મને જે મળશે તે આપીશ !

**ગોર**—તારી ફુલની પાંખડી ને સોપારીનો કડકો સખ્ય તારા ઘરમાં; આહિંતો "પઇસાવાળાનો છોકરો ઘુઘરે રમે છે ! "

**મહેતા**—ગોર મહારાજ ! સૌ સૌના ગજા પ્રમાણે સૌ આપે, પણ તમારે તો ગરીબ તવંગર સમાન ગણવા જોઇએ, ગરીબ યજમાન કાળે કરી તાલેવન થાય ને તાલેવન ગરીબ થાય; માટે કાંઇ વિચારો !

ગોર—જા જા ! મોટો **ભાગવતનો** ભણેલો, ને જાણુમાણુનું છાણુ ! અહીં ઉપદેશ કરવા આવ્યો છે; જા નથી આવતા !

**મહેતા**—ત્યારે મેં મોં બહાર વાત કાઢી, કે મારા બાપનું શ્રાદ્ધ કરવું, તેનું શું થાય ?

**ગોર**—તું રસ્તાના જનારને બોલાવીને સરાવી લે !

**મહેતા**—હું ગમે તેને બોલાવી સરાવું ને પછી તમે કહેશો કે, હું ગોર ! ને મેરા લગતા હે !

**ગોર**—જા લ્યા ટીલવા તું અત્યારથી મારો યજમાન નહિ; ને હું તારો ગોર નહિ.

**મહેતા**—મોંઢાનું બોલ્યું ન ચાલે. લખીને આપો !

**ગોર**—લાવ લ્યા છોકરા કાગળનો કડકો; કયારનો ટેંચ નથી મુકતો ! આ નરસઇઓ અત્યારથી મારો યજમાન નહિ ને હું એનો ગોર નહિ. બારીએથી ફેંકયો ને ભગવાને લીધો.

**ભગવાન**—જીવ શુદ્ધિમાં છે ?

**ગોર**—હા હા, શુદ્ધિમાં છે.

**ભગવાન**—લખ્યું છે તે બરાબર છે ?

**ગોર**—હા ! હા ! બરાબર છે; કાનખજુરાનો એક પગ ભાગ્યો તોય શું ને આખો તોય શું !

ભગવાન કાગળ લઇ ચાલ્યા, અને ગોરે તમાસો જોવા પોતાનાં છોકરાં વાંસે મોકલ્યાં કે, કીયો એના બાપનું શ્રાદ્ધ સરાવે છે ! પ્રભુ પોળનો ઢાળ ઉતરે છે ત્યાં એક હળખેડુ ખભા ઉપર હળ લઇ સામો આવ્યો અને હળ નાંખી દઇ ચરણુમાં પડયો. અરે આજે સવારમાં કોઇ સજ્જનનું મોં જોયું હશે કે જેથી હે પરમાત્માના ભક્ત મને તમારાં દર્શન થયાં.

**મહેતા**—ભાઈ તમે બ્રાહ્મણુ છો ?

**હળખેડુ**—( હાથ જોડીને ) હા મહારાજ; દાસને કાંઇ આજ્ઞા !

**મહેતા**—મારા બાપનું શ્રાદ્ધ છે; મારે શ્રેર સરાવા માટે ચાલો !

**હળખેડુ**—બાપજી, હું અક્ષરે ભણ્યો નથી.

**મહેતા**—તેની કાંઇ ફિકર નહીં.

હુકમની સાથે હળ નાંખી દઇ ચાલ્યો. પેલા ગોરનાં છોકરાં મનમાં વિચાર કરે છે કે આ હળખેડુ એના બાપનું શરાધ સરાવશે ને એનો દહાડો વળશે ! ભગવાને ઘેર આવી કહ્યું; ગોરને બેસવા પાટલો લાવો !

**મહેતી**—( માંથુ ખણીને ) પાટલા રડયાએ ક્યારે વસાવ્યા છે તે પાટલો માગે છે !

**મહેતા**—વિચારમાં શું પડયાં, ઉતાવળ કરો. પાટલો લાવો ! આજે ઝડપ રાખવી, કોઇ કામમાં ઢિલ ન કરવી ! ( મહેતી જુવે તો ચોક વચ્ચે સોનાનો પાટલો; લાવી બહાર મુક્યો )

ગોવિંદે ગોર પધરાવીઆ, ઢાળીને હેમ પાટ;

રાંયજી સરવ ટોળે મળ્યા, જોવા નરસિંહનો ઘાટ. ભક્ત.

નરસિંહને સરાવવા બેઠો જાણી ઉનમત્ત નાગરો હાંશી કરવા આવ્યા.

**ગિરજરાય**—" મહેતાજી જય રાધાવલ્લભ. " કેમ વિજયશંકરભાઇ! તમારી નજર પડી ?

**વિજયશંકર**—હા, મારા બેટાએ ગોરની ગાંડ તળે સોનાનો ઘાલ્યો છે!

**હરિપ્રસાદ**—હં હં ! ! ! ભગત છે ભાઇ ! હજાર ઠેકાણે માગ્યા, કોઇ શેઠીઆને ઘેર પહોચ્યો હશે.

**ભગવાન**—( એક છે તેથી માગી લાવેલો ઠર્યો. ) મહેતી ! બીજા પાટલા કાઢોને આ ન્યાતના ભાયડા ઉભા રહ્યા છે તે સારૂં દેખાય !

**મહેતી**—પાટલા !

**મહેતા**—હાહા ! પાટલા ! પાટલા પાટલા શું કરો છો, આજ ટાણે સર નહિ કાઢો ત્યારે ક્યારે કાઢશો !

મહેતી ઘરમાં જઇ જુવે. તો સોનાના પાટલાનો ઢગલો મારેલો. એકે એકે લાવી બહાર મુકવા માંડયા.

**વિજયશંકર**—મારો બેટો બહુ માગી લાવ્યો છે ! પાંચ પચાસ સો માગી લાવ્યો છે !

**મહેતા**—ગોર મહારાજ હવે આપણું શ્રાદ્ધનું કામ શરૂ કરો !

**ગોર**—બાપજી મેં પ્રથમથીજ કહ્યું છેને કે હું અક્ષરે ભણ્યો નથી !

**કિરચરાય**—નરસૈઆ ! આવું ઑહુ ક્યાંથી લાવ્યો છું ઑહુ ! કોઇ સાધુ ભણેલો નથી સાધુ ? સાધુ હોય તોય ચાલે, બ્રાહ્મણની ગાંડે કાંઇ છાપ મારી છે !

**નરસિંહ—ભ**-મહારાજ " રાધા કૃષ્ણ ગોવિંદ " કહો !

ગોરે " રાધાકૃષ્ણગોવિંદ " કહ્યું ને ભગવાને ટચલી આંગળી જીભને ટેરવે અડાડી કે સરસ્વતિ જીવ્હાપર બેઠી તેની સાથેજ ચારવેદ, ખટશાસ્ત્ર, અરાઢ પુરાણ ખડાં થયાં; ને બ્રાહ્મણે ઉચ્ચાર કરવા માંડયો. આ હળખેડુને બોલતો સાંભળી નાગર માત્ર વિસ્મય પામ્યા. ગોરે કહ્યું મહારાજ શ્રાદ્ધના સોળ પિંડ તેના ઉપર દક્ષણા મુકો ભગવાને દરેકના ઉપર એક એક, એમ સોળ મોહોરો મુકી.

**મનુભાઇ**—વનુભાઈ ! જો જો સાચી સમજતા, ગિલ્ટ ! ગિલ્ટ !
માગીતાગીને મેળવ્યું, કરીઓ તવંગરનો ડૉળ;
મોહોરો મુકેલી દેખાય છે, તેને ચઢાવેલો ઢોળ.　　ભક્ત

**વનુભાઇ**—મોહોરો ગિલ્ટ ને પાટલા માગી લાવેલા, સાચુ શું ?

**મનુભાઇ**—સાચુ કાંઇ નહિ ! સાતસેં ઘેર સર્વેજણને નોતરાં દીધાં છે તેનો ધુમાડો નિકળતો બતાવો તો સાચુ માનીએ !

( **કવિ** )　વણઝારા આવ્યા પોકારતા, લાવ્યા સામગ્રી સર્વ;
　　શ્રાદ્ધનું સાધન જોઇને, ઉતર્યો નાગરનો ગર્વ.　　ભક્ત

**વણઝારા**—ભાઇ નરસિંહ મહેતાનું કિયું ઘર ?

**નાગરો**—કિયા નરસિંહ મહેતા ! અહિંતો ઘણાય નરસિંહ મહેતા છે.

**વણઝારા**—ભગવાનના ભક્ત ! દામોદરના દાસ ! ને શ્રષ્ટિના શેઠ.

**ચંદ્રશંકર**—હાહા ખરા ! મહેતાજી " જયરાધાવલ્લભ " આ તમારે શિધાં આવ્યાં છે. મારો બેટો જાદુગર ! બડો જાદુગર !

**નરસિંહ-ભ**—બહુ સારૂ. વગર વિલંબે રસોઇ તૈયાર કરાવો !

પ્રભુનો હુકમ થતાંજ, પાંચસે ચુલા કરી, એકેકે ચુલે એકેકો જાદવ ઉભો રહ્યો અને તરેહતરેહનાં પકવાન, શાક, સામગ્રી તૈયાર થવા માંડી.

**સુર્યપ્રસાદ**—ભાઇ આપણે તો વહેલુ થાય તોય અહીં; શી...મોડુ થાય તોય અહિં. શી...શી.

( **નાગરો** )　અદભુત શક્તિ આપની, નહિ કો પ્રકારની તુન્ય;
( **મહેતા** )　માન ધરે નહિ મુજને, એના નામનું પુન્ય.　　ભક્ત.

ગોર કહે મહા દક્ષણા, તેજ વખતે ખરા મોતીનો અમૂલ્ય હાર ગોરના ગળામાં પહેરાવ્યો અને પેલા જુના ગોરના છોકરાંને એક એક મહોર દક્ષણામાં આપી.

**છોકરાં**—ડોસલાને ઘેર જઇને એવો ટીચીએ કે ફરી કોઇને લખી આપે નહિ કે " હું તારો ગોર નહિ ને તું મારો યજમાન નહિ. "

( કવિ. ) વિદ્વતા જોઇને વિપ્રની. હરજી હરખ્યા અપાર;
અંતરજામિયે આરોપીઓ, નવલખ મોતીનો હાર. ભક્ત.
ઓધારી ઇકોતેર પેઢીઓ, દેઇ એકેકનાં નામ;
પિંડ સુધી પ્રભુ ઉઠીઆ, કરી પુરણુ કામ. ભક્ત.

**નરસિંહ-ભ**—ભાઇઓ હવે પંગ્તિની તૈયારી કરો ! શણીઆં લાવ્યા હો તે બદલો, ને ન લાવ્યા હો તે અહિંથી લ્યો !

**નાગરો**—( નહિ લાવેલા ) અમો ઘેરથી લઇને આવીએ છીએ !

**મહેતા-ભ**—નાના અહિંથી લ્યો !

**નાગરો**—( લાવેલા ) તમે લેવા જશો તો વિલંબ થશે; ત્યારે મહેતાજી આપે છે તે લ્યોને !

**નાગરો**—ઇસ ભોજનપર દ્વાદશ તિલક; પકવાન જમવાનાં ને સાધુના કામળા પહેરવાના ! પહેરો તમે ! અમે તો આ લઇને આવ્યા !

**નરસિંહ**—લાવો લ્યા અબોટીઆંના ગાંસડા !

બોલ સાંભળી નાગરોએ પાછું વાળી જોયું, અને ગાંઠ છોડતાં કસબની કિનારીઓ નજરે પડી; ને દોડતા આવ્યા.

**નાગરો**—( હાથ ઉંચા કરીને ) લાવો મહેતાજી ? લાવો મહેતાજી ?

મહેતાજી ફેંકતા જાય છે, ને નાગરો ઝપાઝપ કરી લુંટતા જાય છે.

જેની પાસે હતાં તેણે પણ પોતાનાં સંતાડી નવાં લીધાં. કસબી અબોટીઆં પહેરી તૈયાર થઈ સર્વે બોલ્યા, મહેતાજી આ ભાદરવા મહિનાનો દહાડો ને પાછલું પખવાડીયુ વખતે એકાદુ ઝાપટુ આવ્યું તો તહાડ વહાશે, માટે ઓઢવાનાંય કાઢો મહેતાજી ? ભગવાને દરેકને અકેકી શાલ આપી.

**નાગરો**—હવે મહેતાજી......કસબી પિતામ્બર ને કસબી શાલ શોભતાં નથી. અકેકી......કંઠી હોય...તો......સારૂ.

મહેતાજીએ ઘરાણાના દાબડા કાઢી સર્વને મન ગમતી અકેક જણસ આપવા માંડી, તે વખતે **માણેકબાઇ**નું મોઢું ચઢી રાવણ રૂપ થયું, અને ભગવાને સામું જોયું.

**મહેતી**—આટલું બધુ ઘરમાં છે, પણ મને કોઇ દહાડો કહ્યું કે વાલની વિંટી પહેર !

**મહેતા**—લ્યો તમે પણ સોળ શણુગાર સજો !

પુરૂષોતો સઘળા હાજર થઇ ગયા હતા, પણ સ્ત્રિયોને હકારૂ કરવા દિક્ષિત દોડયો. "ચાલજો નરસૈ મહેતાને ઘેર જમવાની વખત થઇ છે ! તેની વાંસેજ નાગરોએ પોતાનાં છોકરાં દોડાવ્યાં "તારી માને કહેજે અ-

ઓટીયુ ના લાવે !" તારી માને કહેજે સાલ્લો પહેરીને આવે! " નાગ- રણો માત્ર સુતરાઉ વસ્ત્ર પહેરી હાજર થઇ મહેતીને પુછવા લાગી; કેમ તૈયારી થઇ છે કે ?

**મહેતી**—તૈયારી તો થઇ છે ને તમે તો સાલ્લા પહેરીને આવ્યાં છો !

મહેતાજી સ્ત્રિયોને પહેરવાનાંય કાઢો ! ( ભગવાને કસબની ભરેલી રેશમની સાડીઓ કાઢીને આપી. ) માથાદીઠ અકેકો સોનાનો પાટલો બે- સવાનો, અકેક આગળ મુકવાનો; તેના ઉપર સોનાની થાળી સોનાના વાડકા, ને સોનાના પાણીવાસણ તૈયાર કરી નાગરી ન્યાત જમવા બેસારીને જાદવ માત્ર પીરસવા રહ્યા.

ભગવાનના ગયા પછી લક્ષ્મિજીને ગોઠયું નહિ, તે ગયાં બ્રહ્માને ત્યાં જ્યાં **સાવિત્રિ ગાયત્રિ** બેઠાં છે; બેન મને તો ગોઠતું નથી.

**સાવિત્રિ**—ક્યાં ગયા છે વૈકુંઠનાથ ?

**લક્ષ્મિ**—એમના બાપનું શ્રાદ્ધ સરાવવા નરસૈઆને ઘેર.

**ગાયત્રિ**—ચાલો આપણે જઇએ. ( બ્રહ્માની રજા લેવા ગયાં ત્યારે બ્રહ્માએ કહ્યું હું પણ આવું છું. )

રસ્તામાં સામા **શંકર પાર્વતિ** મળ્યા, તે પણ નરસૈનું નામ સાંભળી સાથે થયાં. ત્રિલોકપત્તિ પ્રથમ, પછીથી બ્રહ્મા ને શંકર " કેવું નરસિંહનું ભાગ્ય. "

**નરસિંહ ભગવાન**—ઉભા રહો હાલમાં પિરસણુ ન કાઢશો. જ્યાં સુધી મારા મોટા ભાઇ વણુશિધર આવ્યા નથી, ત્યાં સુધી મહારૂ સઘળુ કર્તવ્ય વ્યર્થ છે; માટે હું એમને બોલાવી લાવું છું. ( જઇને )

ગરીબનું ઘર પાવન કરવા, પગલાં આગળ માંડો,
અનુંજ બંધુ હું અપરાધી, રોષ હૃદયનો છાંડો;
સૌ ખોટી થાય, ચાલો તમને લાગુ પાય.　　સૌ.

**( વણુશિધર )　　રાગ. બાનાની પત રાખ.**

અતિષે કર્યો અપરાધ, નરસૈઆ તારો અતિ કર્યો અપરાધ.
જાણી અજાણુ બની ધુરકીને બોલ્યો!, અતિષે જણાવ્યો મેં નાદ. નરસૈઆ. ૧
ગર્થના ગર્વથી ઘણું ગયો છાકી, રાખી નહિ મર્યાદ.　નરસૈઆ. ૨
દુર્બુદ્ધિ હું દુર્ગુણ ભરીઓ, ડહાપણુ ત્હારૂ અગાધ　નરસૈઆ. ૩
હરીનો ભક્ત તું હરીને સ્વરૂપે. પુજીએ તારા પાદ.　નરસૈઆ. ૪
પુરો પસ્તાવો હવે મને થાય છે, અતી આવે છે મને યાદ. નરસૈઆ ૫

( ન-ભ ) ગિતી.

મોટાઇ વિચારો મોટા, ઉઠો ચાલો જમવાને કાજે;
હું જો જમુ તમ પાંખે, જરૂર આપણી જાતુની તો લાજે.

( કવિ ) મરાઠી સાખી.

શામળીઆનો સહી હાથ ને, વણુશિધર આવે છે;
બેઉ બંધવની જોડી દેખી, બોલે જેમ ફાવે છે;
બોલ્યાં માણેકબાઇ, ભલે પધાર્યા મોટા ભાઈ. બોલ્યાં. ૧

( મહેતો ) લિલા સઘળી લક્ષ્મિવરની, સકળ સુખ અહિં થોભ્યું,
નાત જાતને સગાં સહોદર, તમ આવ્યે સૌ શોભ્યું;
હું માગુ ક્ષમા, મારે તમારી છેજી તમા. હું. ૨

( કર્તા ) પ્રબંધની ઢબ.

રૂડા રાયજીએ પંગત કીધી, જાદવે સામગ્રી લિધી.

લઇ સામગ્રી બહાર આવીઆ, તરે તરેહના લાડુ લાવીઆ; ખુબિદાર ખાખરીઓ લાડુ, ભભકદાર ભાખરીઓ લાડુ, સારો સોજી કેરો લાડુ, ઘઉં ચણા ઘી ભરપુર લાડુ. વગર વાળેલો છુટો લાડુ, રવા, મગસના રૂડા લાડુ, મગદળ, મોતીચુરના લાડુ, કણસઇ લાકડસઇ લ્યો લાડુ; માંહિ મશાલા મહેકે લાડુ, શકરપારાનો સુંદર લાડુ, જરૂર જમો સૌ લાડુ લાડુ !

લાલ લોક લઇ આવ્યા લાવશી, ફુલ સરીખી ફાડા લાવશી, આધણીઆં ઘી ઉપર લાવશી, મસમસી રહી મેવા લાવશી, લાંબા હાથ કરે લેવા લાવશી. સંપ કરી સૌ લાવ્યા શિરો, સારૂ ઘી સોજીનો શિરો, રાયજી લે રવાનો શિરો, સુખ માગે મેંદાનો શિરો, ખાંડ ગૉળ સાકરનો શિરો. લાયક દીસે લોચા પુરી, મોળીને મેંદાની પુરી, ખુબ મોયણની ખારી પૂરી; ફુલ ભાર છે ફુલકા રોટલી, બપડી ઘીમાં બોળી રોટલી, મજ સવા એ ગોળ રોટલી, ઝાંખી જોવા જેવી રોટલી.

પુરણપોળી સેવો મોળી; ખાજાં ફુંજાં, ઘેબર, ધારી, સુતરફેણી દિસે સારી, બરફી પેંડા હૉર ગલેફાં, મોહનઠાર મેસુર મનગમતા, અમ્રતપાક, આનંદે જમતા, ગુલાબ જાંબુ અને જલેબી, જોઇએ જેને, મરકી મુકે માગે તેને; ગુલાબપાકને ગગનગાંઠીઆ, ગુંદવડાં લઇ ફરે લાંઠીઆ, કલાકન કોપરા પાક લ્યો. માવપુડાને દુધપાક લ્યો, શ્રિખ ડ સુખડી, દૂધ કઢેલું. બરફી ચુરમુ ઘીએ ચઢેલું, બિરંજને બાસુદી લેજો, આંબા રસ જોઇએ તો કહેજો.

શાક પિરસતા શોખીન છોરૂ, રસાદાર કાંઇ દિસે કોરૂ, કારેલાં લ્યો કંકોડાં લ્યો ! કોળુ તુરીઆં, પરવર, પંટોળાં, ને આરીઆ, સુરણ સરગવો

અને શકરીઆં. રિંગણું રવૈઆં. ટિનસાં રતાળુ; થયો અઢક શું નજરે ભાળુ, ભિંડા ગિલોડાં, ગુવારફળીઓ. દુધી ચણાની દાળે મળીઓ. મુળા મોગરી અળવી મોઘરા; વાડ કારેલાં વાલોળ પાપડી, ગલકાં બટાકા અને કાકડી, ચોળાફળી વંતાક માંહી પણ ઉપડે ઝાઝી, ભાત ભાતની માગો ભાજી.

મેથી તાંદળજાની ભાજી. સવા પોઇ પાલકની ભાજી, ચિલ કડા કુંભિની ભાજી, પુંવાડીઆં ગલજીભી ડોડી, લુણી મોર બેઉ સાથે જોડી; સ્વાદ ઘણોને કિમ્મત થોડી. પાપડ પકોડા પતરવેલીઆં, વડાં ઇદડાં ખુબ મેલીઆં, ફુલવડી ફફડ ગરગોલા, કઠોર વઘારી પિરસ્યા બોહોળા, ચણા વટાણા તીખા મોળા, તુવર, વાલને મગ મઠ ચોળા, પિરસતાં તો પગ રહે પહોળા, કમ્મર દુઃખે પણ જમનારા જમજો સુખે.

ભાવ હોય તો ખુબ લ્યો ભજીઆં, કેળાં, કોળુ, અને રતાળુ, બટાકા. રિંગણનાં ભજીઆં, ગલકાંને તુરીઆનાં ભજીઆં, અજમાના પાનાનાં ભજીઆં, પોઇ પાનના કરીઆં ભજીઆં, આદુને મરચાનાં ભજીઆં, તરેહ તરેહનાં તળીઆં તાજાં, નાગર માગે મુકી માઝા કાંઇ રાઇજી તો રઇતાં માગે, શબ્દ શુણીને જાદવ જાગે, કાકડીઓ કેળાંનુ રાયતુ, દ્રાક્ષ. રાણ દાડમનું રાયતુ, આદુને મરચાનુ રાયતુ, ખમણી કોપરૂ કર્યું રાયતુ. દહિવડાંને મુકે મઠ્ઠા, મારી સબડકા કરતા ઠઠ્ઠા, જાત જાતનો નિકળ્યો મેવો, મુખથી બોલો જેને લેવો, કાજુને કમરખ છે લેજો, અખોડ ને અંજીર છે લેજો, લિલી દ્રાક્ષને બદામ લેજો, મસ્કતનાં દાડમ મનગમતાં રખે રાયજી થાકો જમતાં। આદાચિરી, લિંબુચિરી, ચતુર નરો લઇ આવ્યા ચટણી, તમતમિને તિખી ચટણી, માંહિ નિચોવ્યાં લિંબુ પટણી, ચિત્તભ્રમ મટશે ચાખો ચટણી.

તુવરદાળમાં ગરમ મશાલો, રાઇ મેથીના વઘાર કરીઆ, મુરબ્બામાં મેવા ઠરીઆ, રૂડુ ટાણું, નજરે નાણુ. જાત જાતનું જૂવો અથાણું, કેરી કેરો કરીઓ છુંદો, અને ખારીઆં, રઇતી, મેથીઆં, બિલિ ડોડી, બોળ કેરીને ગળ્યાં ગોળચાં, ગરમાળો, ગરમર વડગુંદાં, લિંબુ મરચાં, આદા કેરૂ કર્યું અથાણું, જીભ એક શું મુખ વખાણુ.

ખુબ ઉકાળી. પાણી બાળી. દુધ ઝમાવી. મિઠ્ઠા દહિની કઢી કરી છે, કોકમની પણ કઢી કરી છે, પીઓ પચાડે વાત ખરી છે, જમીઆ ઝાઝુ, જાણી તાજુ કહેતાં લાજુ, ભાત કમોદી ત્રણ પાંખડી, નજરે જોતાં ઠરે આંખડી. કર્યો કેશરી વળી વઘારી, ગગાજળની ફરતી ઝારી, પાન કપુરી કેળ સોપારી. લવિંગ ઇલાઇચી. બરાસ સાથે. હરજી સૌને આપે હાથે, નાક રાખ્યું બાપુના નાથે.

કાંઇ હશે પુર્વનું લેણું, મહેતાનું ભાગ્યું મહેણું;
ધન્ય નરસૈંએ હદ વાળી, જેણે વશ કીધા **વનમાળી.**

**કનકરાય**—અકળશંકરભાઇ ! મારે એટે કાઢ્યું કયાંથી ?

**અકળશંકર**—તમને કયાં ખબર છે ! ઇકોતેર પેઢીનું ગાંડતળે ધાલ્યું છે, ઇકોતેર પેઢીનું !

**વિકળરાય**—પણ મન મોકળુ મેલ્યું તે કહોને !

**અકળશંકર**—શેનું મોકળુ, આપણને ન ખવરાવે તો કિયો એનો બાપ બીજો ખાનારો છે.

જમ્યા પછી નાગરો કહે મહેતાજી હવે તમારા થાળીઓ વાડકા ગણી લ્યો !

**મહેતા**—એકઠા કરી ઉપાડી ઉકરડામાં ફેંકી ધો !

**વ્રજરાય**—એ શું બોલ્યા મહેતાજી ! એ કયાં પતરાળાં દડીઆ છે, સોનાના થાળી વાડકા ઉકરડામાં ફેંકી દેવાય !

**મહેતા**—ત્યારે તમારા ખાધેલા અમારા મંદિરના કામમાંય લેવાય !

**ખંજવલાલ**—તમારી રજા હોય તો ઘેર લઇ જઇએ મહેતાજી ?

**મહેતા**—ભલે લઈ જાઓ !

( એઠાંને એઠાં બગલમાં મારવા માંડયા, રખે ભગતડો ફરી જાય. )

**મહેતા**—થાળીઓ વાડકાએ લઇ જાઓ, પાટલાએ લઇ જાઓ, પાણી વાસણ પણ લઇ જાઓ, પહેરેલાં અબોટીઆં, ઓઢેલી સાલો ને ઘરેણાંએ લઇ જાઓ ને જાઓ ! લ્યો ઉપર દક્ષણા ! મુઠીએ મુઠીએ મોહોરો આપી. )

**નાગરો**—વાહ ધન્ય છે મહેતાજી વાહ ! ધન્ય છે મહેતાજી.

સણગાર સજીને, **માણુક** મહેતી નિકળતાં;
જાણે શિખે ચાલવા, ધિમે પગલે પળતાં. ૧
પછી હશીને બોલ્યાં, દિવસ ઉગ્યો છે સારો;
( **માણેક.** )—આવતી કાલે છે, વણશિધરનો વારો. ૨
( **કવિ.** ) સૌ નમન કરીને, વળતા વળીઆ ઘેર;
ગોવિંદે ગોઠવી, અગિયારાની* પેર.

**ભગવાન**—મહેતી મને જરા શ્રમ થયો છે માટે તળાવે સ્નાન કરી આવું છું. ( કહી વિદાય થયા. )

ગોરનાં છોકરાં ઘેર જઇ કહેવા લાગ્યાં. ડોસલા તારૂ કાળુ થાય, નરસૈંએ કાંઇ રૂપિયા ઉડાવ્યા ! અને તને લખી આપવાની કયાં કમતડી ઘઇ ?

**ડોસો**—હેં ! હજી કાંઈ ઉપાય ?

**છોકરો**—એ ભગવાનનો ભક્ત છે, માટે દયા લાવી બોલ રાખશે.

---

* અગિઆરા ગણવા=નાશી જવું.

ડોસો દોડતો આવ્યો ને ભગવાન સામા મળ્યા. મહેતાજી પેલુ કાગળીયું ફાડી નાંખો મહેતાજી ! ભગવાને કાગળીયુ કાઢી ફાડી નાંખ્યું.

**ગોર**—દક્ષણા મહેતાજી ! હું તમારો ગોર કહેવાઉં !

**મહેતા**—લખી આપ્યું હતું ત્યાં સુધી તમે ગોર નહોતા ને હું યજમાન નહોતો તે વખતમાં શ્રાદ્ધ થઇ ગયું. હવે કાગળીયુ રદ કર્યા પછી તમે ગોર થયા, માટે પહોર જીવતો રહું ને શ્રાદ્ધ કરૂ તો આવજો.

**ગોર**—એમ થાય ભગતજી ! અમેતો તમારી ગાયો કહેવાઇએ ! ( ભગવાને વિચાર્યું, નરસૈઆને આટલા કાલાવાલા કરશે તો મને અધવચથી પાછો બોલાવશે. સોનાની એક ક્રોડ મોહોર ગોરને આપી. )

પણ કળાનિધીની કળમાં ખામી નાવે;
મહેતા નરસૈને શ્રાદ્ધની શુદ્ધિ લાવે. ૪
સૌ પ્રસન થયાને ઉભા નમન કરીને;
ઘી આપ્યું ભક્તને પુરી તપેલી ભરીને. ૫
ધસમસીને ધાયા, જાણ્યું કાજ બગડશે;
હું અવસર ચુક્યો, રાંડ એ બોલી રગડશે. ૬
જોયા જમીને જાતાં, ચાલ્યા નિચું ભાળી;
સૌ નાગર કહે છે, નરસૈએ હદ વાળી. ૭
શુણી બોલ મર્મના મહેતા અંતર દાઝે;
દીધાં ખોટાં નોતરાં, માટે મનથી લાજે. ૮
જોઇ ઘીની તપેલી, મહેતી ગરજી ઉઠી;
શા ઢોંગ મચાવો કહી, મહેતા ઉપર રૂઠી. ૯

**મહેતી**—હમણાતો કહી ગયા કે ન્હાવા જાઉછું ને ઘીલઇ કયાથી આવ્યા ?

**મહેતા**—હું શ્રાદ્ધ માટે લેવા ગયો હતો તે લઇને આવ્યો.

**મહેતી**—ત્યારે શ્રાદ્ધ સરાવ્યું તે કેવું ! ન્યાત જમાડી તે કેવી !

**મહેતા**—બધું થઇ ગયું ?

**મહેતી**—મારા મોં કને કરો છો ને પાછા અજાણ્યા થાઓ છો !

( **મહેતા** ) ગયો કાર્યે કરીને, પંડે ત્રિલોકી નાથ;
( **કવિ** ) —કર્યાં છણુકા છાકોટા, મહેતીએ ઘશીઆ હાથ. ૧૦

**મહેતા**—ક્યાં ગયા પ્રભુ ?

"જયરાધા કૃષ્ણરાધા" "જયરાધા કૃષ્ણરાધા."

**ભગવાન**—બ્રહ્મા, ચાલો નરસિંહ પાછા બોલાવે છે.

**બ્રહ્મા**—ચાલો, ઉતાવળ કરો દોડો, ઝટ કરો !

**ભગવાન**—કેમ એમ ?

**બ્રહ્મા**—બાપનું શ્રાદ્ધ કર્યું, ને વખતે વડુવાનું આજને આજ હોય !

ભગવાને આવી ધ્યાનમાં આરૂઢ થએલા નરસૈઆને બુમ પાડી. નરસંઇઆ ! હે નરસઇઆ !

**નરસિંહ**—( આંખ ઉઘાડીને ) મહારાજ પધાર્યા. શ્રાદ્ધ તમે સાર્યું ?

**ભગવાન**—હા !

**નરસિંહ**—મારા બાપનું નામ બામ દેતાં શરમાયા હતા ?

**ભગવાન**—ના !

**નરસિંહ**—ન્યાતને તમે જમાડી ?

**ભગવાન**—હા.

**નરસિંહ**—તમે જમ્યા ?

**ભગવાન**—ના.

**મહેતા**—તમે નથી જમ્યા ત્યાં સુધી મારો બાપ શું પામવાનો છે; માટે બેસો !

ભગવાન્, બ્રહ્મા, શંકર, તેની સાથે નરસિંહ મહેતા, સરસ્વતિ, સાવિત્રિ, ગાયત્રિ, લક્ષ્મિજી, પાર્વતિ, તેની સાથે માણેકબાઇ, દેવની પંક્તિમાં બેસી જમ્યા પછી માણેક કાલાવાલા કરી કરગરવા લાગી.

( **મહેતા** ) માયાની ઘુંચવણીમાં, ભોળી હું ભુલી ભાન;
અપરાધ ક્ષમા કરો, ઓળખ્યા નહિ ભગવાન. ૧૧

( **કવિ.** ) નરસિંહ જાણે જાય, જન્મ મરણનું સાલ;
કહે **કેશવ** કૃપાએ, દાસ એ બાપાલાલ. ૧૨
હરી તારે નહિતો, કહો એ હારૂ હોડ;
સજ્જન સૌ બોલો, જય જય શ્રી **રણછોડ**. ૧૩



## ચંદ્રહાસ આખ્યાન.

( કવિ ) **પદ રાગ; સુંદિર વેણું વાગે.**

ભજો ભાવ ધરીને નરનારીરે, નટવર ગિરધારી ગિરધારી.
કંઇ મોહ મમતાને મારીરે, ભજ મન ગિરધારી ગિરધારી.
ભજ મન ગિરધારી ગિરધારી, નટવર ગિરધારી ગિરધારી.
જેણે ભૂધર ભજીઆ ભાવે, તેને ત્રિકમ શાને તાવે;
તેને જમનુ તેડુ નાવે ભજ મન. ૧
જેની પરમેશ્વરમાં પ્રિતી, જેની રગમાં રૂડી રીતી;
તેણે જગની બાજી જીતી. ભજ મન. ૨

સિતાપત પ્રિતી સાચી, જ્યારે કદી પડે નહિ કાચી;
આવે નટવર નાચી નાચી. ભજ મન ૩
નથી ભાવથી ભક્તિ કરતા, નથી દામોદરથી ડરતા;
તે તો ઠામ કદી નવ ઠરતા. ભજ મન ૪
જન ભાવે ભજનમાં બળીઆ, વળગણથી પાછા ન વળીઆ;
તેને સ્હાય કરે શામળીઆ. ભજ મન ૫
ગણિકાને ઉલટ આવી, કર કિરીટને બનીયુ ભાવી;
નારાયણ ડોક નમાવી. ભજ મન. ૬
જેણે અંતજની મતી મારી, ચંદ્રહાસને લીધો ઉગારી;
વિષ બદલે વિષયા નારી. ભજ મન. ૭
જેને બળીના પતનું બાનુ, તેનું ફાટે જમનું પાનું;
બાપુ એને સંકટ શાનું. ભજ મન. ૮

( કવિ ) મરાઠી સાખી.

વિનય વચનથી ભક્તિ કરતાં, વનમાળી વશ થાએ;
શત્રુ સાથ રહે સદા બળેલો, આખર પડશે પાએ;
કો નહિ સમોવડી, હરીને સમરે ઘડી ઘડી. કો નહિ. ૧
ભૂમંડળમાં ભૂજ બતાવા, પારથ પંથે પળીઓ;
મકરધ્વજ પદ્માક્ષ રમે છે, અશ્વ આવીને મળીઓ;
ચંદ્રહાસના તન, ચતુર લઇને ચાલ્યા ભોવન. ચંદ્રહાસ. ૨

નિલધ્વજ, હંસધ્વજને હરાવી, સુરથ સુધન્વાને મારી, મયુરધ્વજ બભ્રુવાહનને ઓળખાણ આપી, પાંડુ રાજાનો પુત્ર અર્જુન અશ્વ સહિત આગળ વધ્યો. માર્ગમાં એક મોટી નદી આવી તેની પાર ઉતર્યા કે તર્ત બન્ને અશ્વને પદ્માક્ષ અને મકરધ્વજ નામે રાજકુમારો લઇ ગયા. ઘણું ખોળતાં અશ્વ ન મળ્યા; અર્જુન ઉદાસ થયો, એવામાં અંત્રિક્ષેથી નારદ મુનિ ઉતર્યા. નારદને જોઇ અર્જુને પ્રણામ કરી અશ્વની ભાળ પુછી, ત્યારે નારદે કહ્યું હે પારથ તારા અશ્વો, ગાંધર્વ, કિન્નર, દેવ, દહિત, સર્વે ટોળે થઇ હજાર વર્ષ યુદ્ધ કરે તોપણ જીતી ન શકે એવો ચંદ્રહાસ, તેના પુત્ર લઇ ગયા છે.

**અર્જુન**—મહારાજ! એવો ચંદ્રહાસ બળીઓ કહ્યો, તો તેનો મહિમા યથાર્થ રીતે સંભળાવો.

**નારદ**—હે સવ્યસાચી, પરમવૈષ્ણવ ચંદ્રહાસને ભગવાને ક્યારે ક્યારે સહાયતા કરી તે હું તને સંભળાવું.

( કવિ ) **રાગ; ત્રિતાલ ચોપાઇ.**

એક અંગદ નામે દેશ, **સુધાર્મિક** નામે નરેશ.
જેને નહિ તનયા કે તન, કરે **શંકર** કેરૂ ભજન.
થયા પ્રસન કૈલાસનિવાશી, રાજા ટાળુ ત્હારી ઉદાશી.

**( શંકર. )**—કાંઇ માગ્ય માગ્ય વરદાન;
**( રાજા. )**—સ્વામિ માગુ એક સંતાન.
**( શંકર. )**—કદી પુત્ર તને રાય થાય, ત્હારો કાળ દિવસ દેખાય.
**( કવિ. )**—**ગાભિ રાણી**એ પ્રસવ્યો બાળ, વામ્યો સકળ દુઃખ ભૂપાળ.

**ગિતિ.**

દહિતે દેશને લીધો, સુધાર્મિકને માર્યો છે કૂટી;
છ મહિનાનો **બાળક**, દાસી લઇને તવ નાશી છુટી.

શંકર વચનથી સુધાર્મિકને પુત્ર થયો પણ દહિતોએ તેના નગ્રને લુંટી તેનો કાળ કર્યો. જે દાસી બાળકને ધવરાવતી તે તેને લઇને નાશી ગઇ, અને રાતો રાત **કૌંતલપુર** સુધી પહોંચી. કૌંતલપુરમાં દાસી પુત્ર સહિત રહી, અને લોકોનું દળવું, ખાંડવું, વાસીદુ, અઍાટ, પાણી વિગેરે કરીને નિભાવ કરવા લાગી. દિવસે દિવસે પુત્ર મોટો થતો ગયો, પણ કમનસિબે રાત્રિને સમયે દાસીને સાપ કરડયો. પુત્ર પરોઢમાં ઉઠી માતાને બોલાવા લાગ્યો, અને જ્યારે ન બોલી ત્યારે રોવા લાગ્યો.

( કવિ. ) **ગિતી.**

નારી ડંખી નાગે, પલક પાંચમાં પ્રાણ હરી લીધો;
નિર્ભાગી બાળકને, નારાયણે નમાયો કીધો.

બાળકનો પોકાર સાંભળી શેરીના લોકો દોડતા આવ્યા, અને દાસીને પોકારવા લાગ્યા. અતીષે ધાંટા કાઢતાં જવાબ ન મળ્યો, ત્યારે બારણાં ઉઘાડી અંદર દાખલ થયા; ત્યાં તો દાસી દેવલોક પામી છે.

( કવિ. ) **રાગ. અલબેલીરે અંબેમાત જોવાને જઈએ.**

પાડે આંસુ પુરના જંન, દશા કેવી બાળ તણી;
તમને આ શું ગમ્યું ગોવિંદ, ચૌદ ભોવન ધણી.
એક કહે અલી જોને જોને, શશિ સમુ એનું મુખરે;
કાલુ ઘેલુ બોલે કેવું, હાય શું પડીયુ દુઃખ. દશા. ૧
દુઃખ પડયું પણ મુખ મલકાવે, લેશ મળે નહિ સુખરે;
વદન દેખીને થાય વહાલ અતિષે, ધન્ય જનેતાની કુખ. દશા. ૨
કોઈ નવરાવે, કોઈ ધવરાવે, કોઇ આપે ખાવાનું રે;
કોઇએ બાળ રીઝાવા માટે, શરૂ કર્યુ ગાવાનું. દશા. ૩

કોઇ દુધ કોઇ પૌંઆ આપે, કોઇ મમરા કોઇ શેવોરે;
ફળ ફળાદિ લાવે લલના, કોઇક મીઠો મેવો. દશા. ૪
વરસ ત્રણ વિત્યાં જ્યાં સુખનાં, રમતાં ફરતાં ખાતાંરે;
દિન દુઃખના ગયો વિસરી, વળી વિસરી માતા. દશા. ૫

બાળક ઉપર દયા લાવી એક બ્રાહ્મણી પોતાને ઘેર લઇ ગઇ, અને જમવાને માટે દરેક ઘેર વારો નાંખ્યો, દાસીનો બાળક મહોલ્લાનાં છોકરાં ભેગો રમી દિવસ ગુજારતો, એમ કરતાં શિવરાત્રિનું પર્વ આવ્યું અને સર્વની સાથે તે ગંગાજી સ્નાન કરવા ગયો.

## મરાઠી સાખી.

ગલકિ ગંગા સરવે ચાલ્યાં, શિવરાત્રિને દહાડે;
બ્રાહ્મણ બાળક દાસી સુતને, ઉંડા જળમાં પાડે;
ડુબ્યો બાળક જ્યાં, મુખમાં પ્રવેશ્યા હરજી ત્યાં. ડુબ્યો.

શ્રી વિષ્નુ ભગવાન, શાલિગ્રામે, બાળકના મુખમાં પ્રવેશ કર્યો, અને પોતે તારીને પાણી ઉપર લાવ્યા, અનેક બ્રાહ્મણોએ પડી તેને બહાર કાઢયો. દાસીપુત્ર વારંવાર શાલિગ્રામ બહાર કાઢે અને જોઇ જોઇ પ્રસન્ન થાય.

છોકરાઓમાં રમવા જાય ત્યાં ખપ પડયે *સખાનો ઉપયોગ કરીલે, સખો કાઢયો કે પોતાની જીત. એક દિવસે એક અનાડી છોકરાએ, પોતાને ઘેર વારો જાણી, તેનો સખો લઇ લેવાની પોતાના માબાપ પાસે હઠ કરી. જમીને જતાં રોકી રાખી સખો ખુંચાવા માંડયો, અને અનેક રીતે ધમકાવ્યો ત્યારે બાળકે કહ્યું " મારી નાંખશો તોય હું સખો નહિ આપું." એમ ઘણા પોકાર કર્યા, તે સાંભળી મોહોલ્લાના લોકો દોડતા આવ્યા, બારણું ઉઘડાવ્યું, પુત્રને છોડાવ્યો અને ઘરધણીને ઠપકો આપ્યો. કેટલેક દિવસે રાજાનો પ્રધાન ધૃષ્ટબુદ્ધિ કે જે મહા અહંકારી, અભિમાની, ક્રોધી, અને નિર્દય હતો તેણે બ્રાહ્મણ જમાડયા, તેમાં દાસી પુત્ર ગાલવમુનિ સાથે જમવા આવ્યો.

( કવિ )　　　રાગ; ગાડી આવી ગુજરાત.

તેડયોરે બ્રાહ્મણનો સાથ, રૂષિ તેડયા રાય પ્રધાને;
ધૃષ્ટબુદ્ધિને મન અહંકાર, ખુશી કરૂ ખુબ ખાનપાને.
બ્રાહ્મણ ભાણાં માંડીઆં, હર્ષ ઉપન્યો મન,
ગાલવમુનિ પધારીઆ, જેની સાથે સુધાર્મિક તન. રૂષિ. ૧
હારે આસન ગોઠવ્યાં, બેઠા ગોળાકાર;
પ્રિતીભાવે પાટલે, વચ્ચે બેસાર્યો રાજકુમાર. રૂષિ. ૨

* સખો=શાલિગ્રામ રૂપે ભગવાન

પ્રધાન આવ્યો પુજવા, સામગ્રિ લઈ સર્વ;
ઉપર ડોળ દેખાડવા, જેને અંતર ઝાઝો ગર્વ. રૂષિ. ૩
બ્રાહ્મણ કેરા બાળકો, સલક્ષણા નહિ કોઇ;
અંતર હસવું આવતું, પ્રધાનને જોઇ જોઇ. રૂષિ. ૪
કોઇ કોઇ મૂછો તાણતા, કોઇ માથાના વાળ;
દાળમાં હાથ ડુબાવીને, ટીલાં તાણે કપાળ. રૂષિ. ૫
ટપલા તાણી મારતા, રિસાઇ રંચ ન ખાય;
સુત સુધાર્મિકનો જોઇને, ધૃષ્ટબુદ્ધિ ઘણું હરખાય. રૂષિ ૬

સુધાર્મિકના બાળક સામુ ઝાઝીવાર સુધી જોઇ પુછ્યું; ગાલવમુનિ મહારાજ! મારે આ બાળકનું પુજન કરવું કે ન કરવું? બાળક કોનો છે? દુર કેમ બેસાર્યો છે! મારે પૂજન પાત્ર છે કે કેમ?

( ગાલવ )—ક્રોધથી: ગિતી.

પૂજન એનું કરજે, પૂજન મૂર્તિ કારજ તુજ સરશે;
જમાઇ તારો થાશે, તારી પુત્રિ વિષયાને વરશે.

( પ્રધાન ) રાગ; જબસે કલંદર બનબન ફિરકે.

બ્રાહ્મણભટ્ટા લાડુ ચટ્ટા, માન્યા મોઢે આવ્યા સમે;
ભાવે એટલું ખાઓ ખરેખર, ફાવે એટલું બોલો તમે.
તારા બોલથી બળે છે, મારી કંટક પેરે કાય;
ભિખારણનો પુત્ર પરણશે, જાણી લાગી લહાય!
પ્રધાન પુત્રિ વિષયા જેની દેવ કરે ઇચ્છાય;
પેટ ફોડુ હું પગને પ્રહારે, લંપટ લાડુ ઝાઝા જમે. બ્રાહ્મણ. ૧
જુવો ભિખારી બ્રાહ્મણે, કેવો કાઢયો કડવો બોલ;
ચિપટીના માગનારે, તોડયો મારો તોલ;
હરામનું એ ખાઇ ખાઇને, થયો ઢમઢોલ;
ગાલવિયાની ગળચી ઝાલી, જીભડી ખેંચી નાખુ ખમે. બ્રાહ્મણ. ૨

( કવિ ) મરાઠી સાખી.

પાત્ર પછાડયાં કંઇ બ્રાહ્મણનાં, કંઇને મારીઆ ધોલે;
ધક્કા મારી કાઢે સર્વને, કોઇ મુખથી નવ બોલે;
ચાલ્યા સર્વ ખમી, ગાલવિયાની મતિ ભમી. ચાલ્યા.

**બ્રાહ્મણો**—હે મહામુનિ ગાલવ! તમારી વિદ્વતા સાચી, પણ સમય સુચકતા કાચી, થતું ભવિષ્ય આધિન છે, પણ હાલતો પિરસેલાં પત્રાળાં ખેંચી લેવરાવ્યાં એ બ્રાહ્મણોની આંતરડી દુખાશે. અરે દક્ષણા પણ ન મળી!

( ગાલવ )　　　　મામાએ ક્રોધજ કીધો. એ રાગ;

[1]ધરાઅમર ધર્મ કેમ ચુકો, કેમ ટેક તમારો મુકો. જમવા માટે જઇ ઝુકો,
જુવો આપ, રહે માપ, જુવો કોણ તમારી જાત, બને કેમ વાત, શ્વાન થઇ ઢુકો.

કોણ તમારા પુર્વજો, તે લ્યો મંન વિચાર,
રાજા રિદ્ધિ આપતા, ત્યારે દેતા દ્વાર,
દે દ્વાર કરે તિરસ્કાર, કેટલી વાર.　　　　　જુવો; ધરા. ૧
[2]તરણિ તોડે દિશને અવની ઝબકે વીજ,
સેવા સોંપિ શુદ્રની કરે ન બ્રાહ્મણ બિજ;
નહિ બિજ હોય જે હિજ કરે પતીજ　　　　　જુવો; ધરા. ૨
બળ પ્રાક્રમ ક્યાં બાળીયું ક્યાં વિદ્યા ક્યાં જ્ઞાન,
પિતુ તમારા આપતા ક્ષત્રિ લેતા દાન;
દે દાન ગયું ક્યાં ભાન, બન્યા હેવાન.　　　　　જુવો; ધરા. ૩

**બ્રાહ્મણ**—અરે ગાલવજી મહારાજ! કોઇ બ્રાહ્મણ નહિ જમાડે બ્રાહ્મણ!

( ગાલવ )　　　　　　ગિતી.

વિષ્ટા માટી સારી, કહે ભિખારી તરછોડી નાંખે;
બોલ ખમે એ બાપો. શુદ્ધ [3]શુક્રનો કદી નહિ સાંખે.

( **કર્તા** )—બ્રાહ્મણોને પોતાને ઘેર ભોજન, દક્ષણા આપી ગાલવે સંતોષ્યા, ધૃષ્ટબુદ્ધિની રાત પરાણે પડી, રાત્રિ પડી પણ તેને નિંદ્રા ન આવી; મોડી રાત સુધી ગાલવના બોલના વિચાર અંતરમાં ઉઠવા માંડયા; "ભિખારણનો પુત્ર તારો જમાઇ થશે" એ બોલે મારૂં અંતઃકરણ ચિરી નાંખ્યું. હાય! હું ધૃષ્ટબુદ્ધિ પ્રધાન રાજાઓનો પણ રાજા, મારી દેવ કુમારી સમ કન્યાનાં ભિખારી સાથે લગ્ન; " નહિજ બને! એ બાળકનો ચંડાળની પાસે નાશ કરાવું ત્યારે મહારી દાઝ હોલાય એવા વિચારમાં પ્રધાન રાત્રિમાં ઉઠી ચંડાળને ઘેર ગયો અને ચાર ચંડાળને બોલાવી કહ્યું; કાલે તમે હથિયાર સહિત હાજર થજો! અને જે છોકરો હું બતાવું તેને ગમે તેમ સમજાવી, વગડામાં લઇ જઇ જમરાજાની હાજરીમાં મોકલી દેજો! મારૂં કહેલું કામ બરાબર થશે તો તમથી ઉપડે એટલું દ્રવ્ય હું તમને આપીશ. બિજે દિવસે ચંડાળ હાજર થયા અને પ્રધાને રમતા બાળકને વેગળેથી બતાવ્યો.

**ચંડાળ**—હે બાઇ! અમારી સાથે ચાલ! તને સુંદિર ભમરડા, પથરીઓ અને બિજાં ઉત્તમ પ્રકારનાં રમકડાં આપીએ

૧. ધરાઅમર=ભૂદેવ, બ્રાહ્મણ. ૨ તરણિ–સુર્ય. ૩ શુક્ર–બિર્ય.

**બાળક**—મારે એમાંનું કાંઇ જોઇતુ નથી !

**બિજો ચંડાળ**—તને સારાં ઘરેણાં આપીશું !

**બાળક**—મારે ઘરેણાં નથી પહેરવાં, ખોવાય તો રોવું પડે !

**ત્રિજો ચંડાળ**—તને સારાં સારાં વસ્ત્ર પહેરાવીશું !

**બાળક**—મને ગરીબને ઘટે તેવાં લુગડાં મારા અંગ ઉપર છે, માટે મારે હાલ કાંઇ ઇચ્છા નથી.

**ચોથો ચંડાળ**—ભાઇ તને ઘોડે બેસારીશું.

**બાળક**—હા, ચાલો હું આવુંછું ! ક્યાં છે ઘોડો ?

બાળકને સાથે લઇ ચંડાળ અઘોર જંગલમાં આવ્યા. ઝાડ બિડથી બિહામણું જંગલ જોઇ બાળકને ડર લાગ્યો. અરે નથી ઘોડો પણ છે સંઘોડો.

**( બાળક ) મરાઠી સાખી.**

કંટક વનમાં ક્યાં લઇ ચાલ્યા, કાયા કંપે મારી;
વાઘ વરૂની થાય ગર્જના, ભય લાગે મુને ભારી,
હે મોરારી, સહાય થાજો મને ગિરધારી. હે.

**રાગ. ગિરધારીની લાવણી.**

બલિહારીરે, ચક્ર ચત્રુભૂજ ધારી, સદા સમરૂ દેવ મોરારી;
પ્રભુ પામ્યોરે, સેવક સંકટ ભારી. સદા.
લિધા અવતાર અમરિષ કાજેરે; વિભિષણને બેસાડયો રાજેરે;
રાવણને કરીઓ પ્રાજેરે, દિલ દાઝેરે. માતાને કોઇએ મારી. સદા. ૧
તમે ચાંપ્યો બળિને પાતાળરે, કર્યો કંસ દહિતનો કાળરે;
ચંડાળે ઘેર્યો તમ બાળરે, આવે આળરે; વિઠ્ઠલ ચઢજો વારી. સદા. ૨
સમરણ કરતાં ઉગરી હરણીરે, તમે ક્યારે જુવો છો કરણીરે;
વાતો વેદવેદાંતે વરણીરે, ધ્રુજે ધરણિરે, દિસે અમંગળકારી. સદા. ૩

**( ચંડાળ ) હરિગિત છંદ.**

રે બાળ કરશું કાળ, મળશુ સુખ માગ્યા દામને;
જે લખ્યું ત્હારે બાળ થાશે, મુખ બોલો રામને.
એ આવ્યું ત્હારૂ મોત, ઉભો બ્હોત છોડી હામને;
અમો ચાર તો ચંડાળ, બટ્ટો કેમ લાગે નામને.

**( બાળક. ) રાગ; જા હવે રાખ્ય મુખ નવ ભાખ્ય.**

રે ચંડાળ સામુ ભાળ્ય, મારે બાળ, લાગી ઝાળ;
આજ ખરેખર ખુટયો કાળ;
રે ભગવાન, આ અવશાન, ભુલ્યો ભાન, જાએ જાન;

સખા સંગનો પ્રેમ, કહો હું છોડું કેમ;
રહ્યા ટાંપી, રે પાપી. લે કાપી, મુસ્તક તું. રે ચંડાળ.

( ચંડાળ ) **દોહરો.**

બકવા મુકી બાળકા, સમરો શ્રિ ગોપાળ;
પ્રધાન પ્રેર્યા આવીઆ, કરવાને તુજ કાળ. સિયાવર.

**( બાળક ) ઇશ્વર સ્તુતિ. રાગ. સ્તવન મંજરીનો.**

બાળકના બેલી થાજોરે, રઘુપતિ;
આ અવસર આવી જાજોરે. રઘુપતિ.
મચ્છા રૂપ ધરી મોહનજી, વેદ લિઆવ્યા વાળી;
કચ્છારૂપે સાગર મથીઓ, અમર વેદના ટાળી;
વરાહ રૂપે ધરણિધરજી, ધરા મુકાવી ભાળીરે. રઘુપતિ. ૧
નરસિંહ રૂપ ધરી નારાયણ, હિરણ્યાકસ્યપુ હણીઓ;
પ્રલ્હાદ પિડા પળમાં ટાળી, ગુણિયલ એને ગણીઓ;
પાપી હાથે પીડા પામુ, પેલા ભવનો રણીઓરે. રઘુપતિ. ૨
વામન રૂપે જઇને ઉભા, બળી છળીને દ્વારે;
માતાજીનું મુસ્તક છેદ્યું. ફરશુરામ અવતારે;
પિતુ વચન પાળીને પળમાં, તમો વિના કોણ મારેરે. રઘુપતિ. ૩
રામ સ્વરૂપે રાવણ રોળ્યો. વાનર કરીઆ મિત્ર;
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ઘણાં કર્યા ચરિત્ર;
પાંડવ કેરૂ પાલન કીધું, ભક્ત ભલા પવિત્રરે. રઘુપતિ. ૪
અનંત દુઃખ નિવારણ સ્વામિ, ધ્રુવને પદવી આપી;
આપ બિના ઓ અંતરજામિ, કષ્ટ શકે કોણ કાપી;
મહાદુઃખ મુજને એ લાગે છે, સખો હરીલે પાપીરે. રઘુપતિ. ૫

તમે મને મારી નાંખશો તોય હું સખો નહિ આપું !

**એક ચંડાળ**—સખો શું છે ? અમને બતાવ !

**બાળક**—હું બતાવું ખરો પણ તમે મને મારી નાંખશો તોય હું તમને સખો નહિ આપું !

**બિજો ચંડાળ**—બતાવ તો ખરો ?

ચારે ચંડાળ ચાર તરફ ઉભા રહ્યા અને બાળકે સખો કાઢી દર્શન કરાવ્યાં જે ચંડાળ સન્મુખ હતો તેની દ્રષ્ટિ ચોકસ પડી. તેજ વખત તેની બુદ્ધિ નિર્મળ થઇ. અને પાપ બુદ્ધિનો નાશ થયો; ત્યારે તેણે કહ્યું ભાઇ આપણાથી આ બાળકને મરાય નહિ.

**ત્રણ ચંડાળ**—તારી મતિ ફરી તો ભલે પણ અમે તો મારીશું, અને અખુટ દ્રવ્ય લઇશું.

**પહેલો ચંડાળ**—તમને તો અખુટ દ્રવ્ય મળતાં મળશે પણ મને તો મળ્યું, અરે મહામોટા તપસ્વિયોને સ્વપ્ને પણ દર્શન ન થાય એવા પ્રભુનાં મારા સરખા ચંડાળને દર્શન !

**ત્રણ**—ત્યારે અમને પણ થવાં જોઇએ.

**બાળક**—દુર ઉભા રહો ! ( મોંમાંથી સખો કાઢી બતાવ્યો. )

( ચંડાળ ) **મરાઠી સાખી.**

**પદ્મનાભ** સમ પુત્રને હણુતાં, પાપી પુરો રીઝે;
**ભગવાન** કેરો ભક્ત એ સાચો, માટે જાવા દિજે;
માગો સૌ માફી, છઠ્ઠી આંગળી લ્યો કાપી. માગો.

( કવિ ) **ગિતી.**

છઠ્ઠી આંગળી કાપી, લોહિ નિકળ્યું જેમ વહે વારી;
બાળક મુર્છા પડીઓ, રાજ્ય તણો તે થયો અધિકારી.

વગડામાં હરણનો વધ કરી તેની આંખો કાઢી, આંખો અને આંગળી પ્રધાન પાસે રજુ કર્યા. બાળકના મુવાની નિશાનીઓ જોઇ દુષ્ટબુદ્ધિ ઘણો હર્ષ પામ્યો. ! " શત્રુ મરાયો અને **ગાલવિયાના** મોમાં ધુળ પડી. " આહિં **કુલિંદ** નામે રાજા શિકારે નિકળેલો તેણે રામકૃષ્ણ ગોવિંદ એવો વારંવાર ઉચ્ચાર સાંભળ્યો, તેથી શબ્દ જ્યોતિગે બાળકને શોધિ કાઢયો અને તેની પાસે આવી પૂછવા લાગ્યો.

( **કુલિંદ** ) **રાગ; બોલાવે છે બાળા તું કોને.**

બોલ્ય ખરૂં એ બાળક સાચુ, આવ્યો ક્યાંથી આ સ્થળમાં !
જાણું હું, કહે તું;
( **બાળક** ) કહું શું, મુખ હું, કૃષ્ન પ્રભુ કેરી કળમાં.
( **કુલિંદ.** ) માત તાત તમ કોણ દેશછે, ઓળખ આપો એહ તણી;
સમે આપ, પરિતાપ;
( **બાળક** ) માબાપ, પ્રભુ આપ, રહ્યો હું જેનું નામ ભણી. ૨
અવિનાશી એ જગ્ત નિવાસી; અજર અમર એ આનંદ રૂપ;
ધારશે, સહારશે;
( **કુલિંદ** ) આશે, વાંસે, ક્યારનો ઉભો કુલિંદ ભૂપ. ૨

રાજા બાળકને લઇ ઘેર આવ્યો; પોતાને પુત્ર નહિ હોવાથી પાંચ વર્ષનો બાળક જોઇ રાણી હર્ષ પામી, અને વળી સ્વરૂપ જોઇને તો વિશેષ. નગ્રમાં

ઘણા માણસોએ રાજાને પુત્ર પ્રાપ્તિ જાણી આનંદ માન્યો, અને કંસાર કરી ભોજન કીધું, મહા વિદ્વાન પંડિતોને બોલાવી બાળકનું નામ પડાવ્યું.

( પંડિત. )　　　**ગિતી.**

સોળ કળા સંપૂર્ણ, સર્વ ભૂપને કરશે એ દાસ;
ચંદ્ર વદન છે હસતું, માટે રાખો નામ **ચંદ્રહાસ**.

દિવસે દિવસે પુત્ર મોટો થતો ગયો, સાત વર્ષની ઉમ્મરે રાજા કુલિંદે તેને નિશાળે મુકયો. ચંદ્રહાસ **રામકૃષ્ણ**નું નામ ભણ્યો. બાર વર્ષની ઉમ્મરે અસ્ત્ર સહસ્ત્ર વિદ્યામાં પ્રવિણ થયો, અને લશ્કર લઇ દિગવિજય કરવા નિકળ્યો. પોતાના બાહુબળથી સર્વ રાજ્ય નમાવ્યાં, અને સઘળે કુલિંદની આણ વર્તાવી. " તુળસીની માળા ને **શાલિંગ્રામ**નું પૂજન " નગ્રમાં દેખાવા લાગ્યું, હજારો લોકો વૈસ્નવ સંપ્રદાયમાં ભળ્યા, પાપીએ પાપ કર્મને તજી ભક્તિ ગ્રહણ કરી, દુર્બુદ્ધિવાન પુરૂષો સદબુદ્ધિવાન થયા, ચંદ્રહાસે યજ્ઞ કરી, ભાટ ચારણને શાલ દુશાલાનાં દાન આપ્યાં, તે લઇ યાચકો યશ બોલતા ગયા.

( કવિ )　　　**રાગ: લાવણી પંડિતકે બચન.**

ધૃષ્ટબુદ્ધિ પ્રધાને, વિચાર મનમાં લીધો;
પછી રાજા કુલિંદને મળવા મનસુબો કીધો.　　૧
( પ્રધાન ) લેઉ રાજ્ય પાટને, નાંખુ કેદ મોજાર;
જો નમે નહિતો, મારૂ એને ઠાર.　　૨
અગિયાર વર્ષની ખંડણી એણે રોકી;
જાઉ લશ્કર લઇને, લાવું મારી ઠોકી.　　૩
( કવિ ) પછી પંથે પળતાં, ઘડયા કરે મન ઘાટ;
જય જય જય ભણતા, મળીઆ બ્રાહ્મણ ભાટ.　　૪
શુણી પરની કિર્તિ, ક્રોધ કુબુદ્ધિ કરતો;
( પ્રધાન ) તમે સત્ય કહો, મુજરાજ થકી કોણ તરતો.　　૫
( યાચક ) ભાઇ કુલિંદ કુંવર એ, **ચંદ્રહાસ** છે નામ;
બળ વિદ્યા પુરણ, કાન્તિયે લાજે કામ.　　૬
( કવિ. ) એ બોલ સાંભળી, હુંપદ હેઠી બેઠી;
પછી ધૃષ્ટબુદ્ધિને, ફિકર અંતરે પેઠી.　　૭

ધૃષ્ટબુદ્ધિને આવતો જાણી કુલિંદની કાન્તિ કરમાવા લાગી, પણ શાન્તિ રાખી, પુત્રને લઇ સામો આવ્યો. ધૃષ્ટબુદ્ધિને દેખી સાષ્ટાંગ કર્યા.

**ધૃષ્ટબુદ્ધિ**—કુલિંદ રાજા તને પુત્ર પ્રાપ્તિ જાણી મને ઘણો હર્ષ થયો છે, પણ તેં ખબર પણ ન મોકલી ! પુત્ર કયારે થયો ?

**કુલિંદ**—મહારાજ આજે અગિયાર વરસ થયાં મને આનંદનો સુર્ય ઉદય થયો, જંગલમાંથી પુત્ર મળ્યો,તેને કોઈ છઠ્ઠી આંગળી કાપી નાંખી ગયું હતું.

**ધૃષ્ટબુદ્ધિ**—(મનમાં) દાસી પુત્ર તો નહિ હોય! હા હા! કાન્તિ તો તેવીજ; શું ચાંડાળોએ જીવતો રાખ્યો હશે! અરે શું! ગાલવિયાનાં વચન સાચાં થશે! કદિ ન થાય! એ ચાર ચંડાળોએ જીવતો મુકયો; પણ હું ચંડાળનો ચંડાળ તેને કેમ જીવતો રાખું.

**કુલિંદ**—મહારાજ આપ શું વિચારમાં પડયા છો?

**ધૃષ્ટબુદ્ધિ**—હું તમને મળવા માટે આવ્યો છું મારે તમારી સાથે છુપી વાતની ગોષ્ટિ કરવી છે, પણ ફિકર એ પડી છે કે, મારો છાનો કાગળ **મદનકુમારે** પાસે કાલે સાંજ સુધીમાં કોઇ પોચાડનાર નથી.

**કુલિંદ**—લાવો પત્ર માણુસ મોકલું!

**ધૃષ્ટબુદ્ધિ**—પત્ર લઇ જનાર કોઇ સાધુ પુરૂષ જોઇએ કે જે માર્ગમાં વાંચે નહિ.

**કુલિંદ**—મારો પુત્ર ચંદ્રહાસ જાય તો કેમ?

**ધૃષ્ટબુદ્ધિ**—તો ઘણું સારૂં, લ્યો લખીને આપું. ( લખી આપ્યો, ચંદ્રહાસ કાગળ અંગરખાની કુસે બાંધી ઘોડેસ્વાર થઇ માતાની રજા માગી વિદાય થયો. )

**માતા**—બાઇ સુકુમાર કન્યાથી લગ્ન કરી વહેલા આવજો!

( કવિ ) ગિતિ.

હંસલો અશ્વ પલાણી; ચાલી આવ્યો કૌન્તલને બાગ;
સુકુ લિલું બનીયું, પ્રેમિ ભક્તનો પડતામાં પાગ.

**અર્જુન**—હે મહામુનિ! ચંદ્રહાસને પગલે સુકી વાડી લિલી થઇ, તેનું શું કારણ!

**નારદ**—હે કુન્તિનંદન! દુર્વાસાને શ્રાપે સઘળું થયું છે તે હું તને સંભળાવું છું.

( કવિ ) રાગ; ઢાળ.

અત્રિનંદન આવ્યા એકવાર, કર્યો તપ તણો ત્યાં વિચાર.
બેઠા શાન્તિમાં આસન વાળી, જોયું બાગ તણો જે માળી. ૧
જાણ્યું રક્ષકે આવ્યો ચોર, ઝાલી જટાને જણુવ્યું જોર;
મુષ્ટિ પ્રહાર કર્યા તે કાળ, લાગી **દુર્વાસાને** ઝાળ.
(દુ.) હવે સુખે ભોગવજે વાડી, ઠરી બેસજે મુજને કાઢી.
(ક.) કિધી ક્રોધે કરડી [1]ચષ્મ, બધી વાડી બળી થઇ ભષ્મ. ૩

---

૧ ચશ્મ-આંખ-નજર.

પડયો ઝાંખો જાણ્યા દુર્વાસા, કંપ્યો પ્રાણ તણી છોડી આશા.
કર સંપુટ કરી લાગ્યો પાય, અનુગ્રહ કરો રૂષિરાય. ૪

( દુર્વાસા ) ગિતી.

વાડી લિલી બનશે, વચન ફરે નહિ રહે ન કાંઇ ખામી;
જ્યારે અહિંઆં આવે, પ્રધાન પુત્રિ વિષયાનો સ્વામિ.

**અર્જુન**—મહારાજ મારી શંકા દુર થઇ, હવે આગળ વિસ્તારો ! પ્રધાને વિષ લખ્યું હતું ને મદને વિષયા કેમ પરણાવી ?

**નારદ**—હે જનાર્દન ભગવાનના પરમ મિત્ર ! ચંદ્રહાસ આવી બાગમાં સુતો અને પ્રધાનપુત્રિ વિષયા તથા રાજકુમારી ચંપકમાલિની કેટલીક સખીઓ સહિત બાગમાં ફુલ વિણવા તથા રમવા હાજર થઇ.

( વિષયા ) ગરબો, રાગ. નટવર વસંત.

જુવો બેની બગિચો, ખુબ ખિલી રહ્યો;
ખિલી રહ્યો આ તન પીલી રહ્યો. જુવો.
તન વાડી આ તાપથી, સુકઇ સુકઇ જાય;
શિતળ જળ આવી મળે, તો નવ પલ્લવ થાય;
રક્ષણહાર વિના રંગ નથી દિપતો;
જોરે ઝોકાર કરી ઝિલિ રહ્યો. જુવો ૧
અધિકારી આ અંગનો હજુ ન મળીઓ કોય;
નહિ ઘરના નહિ ઘાટના મારગ ભુલ્યા દોય;
દુર્લભ દેહ ધરી દુષ્ટે ન જાણીઓ;
રામ કૃપાએ રંગ રેલી રહ્યો. જુવો. ૨

**ચંપકમાલિની**—સર્વે સખીઓને લઇ વિષયાથી છુટી પડી, પણ વિષયાને વિધાત્રિયે ચંદ્રહાસ તરફ મોકલી. કેવી ચંદ્રહાસની શોભા !

( કવિ ) મરાઠી સાખી.

નિશાપતિ નક્ષત્રો સાથે, શોભાવે આકાશ;
મણિમાળા સહિત મુખડુ શોભે, પ્રભુ તણો એ દાસ;
એતું રૂપ જોઇ, વિષયા નારી રહી મોહી. એનું. ૧

**વિષયા**—અહાહાહા ! શિ ચંદ્ર સમાન કાન્તિ, જાણે બિજા કામદેવ ! આ પુરૂષ કોણ હશે ! અને જે સ્ત્રિ આવા પુરૂષને પરણી હશે તે કેવી ભાગ્યશાળિ ગણાય ! પાસે જતાં ઝાંઝર ખખડવા લાગ્યાં.

( કવિ ) મરાઠી સાખી.

જેરન ઝાંઝર અણવટ પગનાં, ડગલું ભરતાં વાગે;

પ્રિતે પહેરીને લાવી પણ, શત્રુ સમ એ લાગે;
એને હાથ ગ્રહી, ચંદ્રહાસ પાસે બેઠી જઈ. એને.
નિંદ્રા લઇને ચંદ્રહાસ જ્યાં, સુખ શાન્તિમાં સુતો;
વિષયા જોઇને વિસ્મય પામી, પાસ ન દિસે દુતો;
જોઉં પત્ર કસે, વાંચું એમાં શુંય હશે. જોઉં. ૧

( પત્ર હાથમાં લઇ વાંચે છે. )

**રાગ; ખટક રહિ આ મૃગનયનીને.**

મદનકુંવર મહાબુદ્ધિશાળી, ઘણું લખ્યાનો નથી આ ઘાટ;
**ચંદ્રહાસ** કાગળ લઇ આવ્યો, ઘડી તણી નવ જોશો વાટ. ૧
પત્ર વાંચી પાવરધા થઇને, મૌરત નવ જોશો બાળા;
ઢિલ કર્યાનું કામ કુંવર નહિ, સર્વે મળ્યા એના ટાળા. ૨
હાથ આવ્યું જો જો ઓળવતા, સૌ વાતે સાવધ રહેજો;
આગત સ્વાગત કરી અતિશે, વગર વિલંબે વિષ દેજો. ૩

**વિષયા**—અરે ! પત્ર તો પિતાના હાથનોજ લખેલો; પણ કેવી મોટી ભૂલ "વિષ દેજો !" જરૂર યા અક્ષરની ભુલ. લાવ્ય સુધારૂ. અરે આવું રત્ન માર્યું જાત ! ( આંખમાંથી હર્ષનાં આંસુ પડયાં. )

**નારદ**—હે *ગાંડિવપાણી ! પ્રધાનના લખેલા વિષ શબ્દની સાથે **વિષયા**એ, લિંબડાની સળી લઇ, પડતાં આંસુમાં પલાળી, આંખનું અંજન લઇ **યા** અક્ષર વધાર્યો.

**અર્જુન**—અહાહાહા ! કેવી **કેશવભગવાન**ની અકળકળા ! મુનિરાજ કેવી આ ભક્તની ભક્તિ અને એને માટે કરૂણાસાગરની કાળજી ! વિષયાને સ્વાસ ભરી આવતી જોઈ, રાજકુમારીએ પૂછયું. કેમ ગાભરી છું ? વિષયા કહે મને કંઇ વસ્તુ જડી. રાજકુમારી કહે તને જે જડયું હોય તેમાં મારો બરોબર ભાગ ! વિષયાનારી ચંપકમાલિનીને લઇ ઘેર ગઇ, ત્યાર પછી ચંદ્રહાસે નિદ્રામાંથી જાગ્રત થઇ કસે બાંધેલો પત્ર તપાસી અનુચરોને લઇ પોતાનાં બાળપણુની રમત ગમ્મતના ઠેકાણું બતાવી, પ્રધાનને ઘેર આવી **મદનકુમાર**ના હાથમાં કાગળ આપ્યો. (મદને વાંચ્યો.) પિતાનો લખેલો પત્ર જોઇ મદનકુમારને અતી આનંદ થયો, જ્યાં લગ્ન મૌરતના વિચાર મનમાં ગોઠવાતા જાય છે. એવામાં **ગાલવ**મુનિની પધરામણી થઇ. ગાલવ ચંદ્રહાસને જોઈ હરખાયા, અને પોતાનું કહેલું વચન પ્રભુ સત્ય કરી દેખાડશે, એમ ધારી ઈશ્વરનું આરાધન કરવા લાગ્યા.

---

* ગાંડિવપાણી ( ગાંડિવ-નામનું ધનુષ, પાણી—હાથ ) અર્જુન.

**મદનકુમાર**—મહારાજ! આ મારા પિતાનો પત્ર આવ્યો છે તેમાં ચંદ્રહાસને વિષયા દેવી; તો શુભ મૂહુર્ત બતાવો.

**ગાલવ**—મૂહુર્ત આજે મધ્યાન સમય સારૂ છે, માટે તૈયારી કરો ગાલવના કહેવા પ્રમાણે **મદને** મૂહુર્ત સાચવી, પુષ્કળ પૈસા ખરચી, ભારે ધામધુમની સાથે બેન **વિષયાના** લગ્ન **ચંદ્રહાસની** સાથે કર્યા, તેમાં મુખ્ય આચાર્યનો ભાગ ગાલવે હર્ષથી લીધો.

ગુણિજન, બંદિજન, ભાટ, બ્રાહ્મણ, ચારણોને મોં માગ્યાં દાન આપ્યાં તે લઇ જશ બોલતા ગયા. ચંદ્રહાસ ગયો એટલે સઘળો ભય ગયોજ, જે જોરથી બિહીવાનું કારણ હતું તે ચંદ્રહાસનુંજ હતું, તે ચંદ્રહાસ તો પોતાના પુત્ર મદનના હાથથી મરાયોજ હશે, એમ જાણી કુલિંદને અવળે હાથ બાંધ્યો; રાણી મેધાવીને પણ જંજીર જડી, રાજ્યપાટ કબ્જે કરી પોતાના નગ્ર ભણી રવાના થયો. ( કુલીંદરાજ અને રાણી કુંવરને સંભારી કલ્પાન્ત કરે છે. )

**નારદ**—હે અર્જુન ધૃષ્ટબુદ્ધિને માર્ગમાં આવતાં ભાટ બ્રાહ્મણોનાં ટોળે ટોળાં મળ્યાં. જેમના મુખમાંથી "જય થાઓ મદન કુમારની જય થાઓ ધૃષ્ટબુદ્ધિની" એવા શબ્દો નિકળ્યા; તેજ વખતે જેમ ઘી હોમવાથી અગ્નિ ભડકારૂપ થાય તેમ પાપી ભડકારૂપ થયો, અને તેમના સન્મુખ ધસ્યો.

**રાગ; ઓખાહરણનો કન્યાએ ક્રોધ જણાવીઓ.**

( કવિ )　　　　કંટકે ક્રોધ જણાવીઓ.

મળ્યા બ્રાહ્મણ ભાટ એ વાટમાં, કર્યો જય જયનો પોકાર;
પાપી પિસી દંતને બોલીઓ, બોલો શું બોલ્યા બીજીવાર.　કંટકે. ૧
ત્યારે ભિક્ષુક કહે ભુપ સાંભળો, શ્રવણ સમ મદનભાઇ;
એણે બોલ તમારો પાળીઓ, કીધો ચંદ્રહાસ જમાઇ.　કંટકે. ૨
ત્યારે કુળહિણ લાગ્યો કંપવા, શુણ્યા શ્રવણે સમાચાર;
ભયે ભડકાવ્યા બ્રાહ્મણ બાળને, જુઠા પડશો તો ખાશો માર. કંટકે. ૩
એવે ગાલવમુનિ આવીઆ, દિધો રાયને આશિર્વાદ;
ધન્ય વિષયા વરી ચંદ્રહાસને, કાઢયો ક્ષુધવાટે ગરજીને નાદ. કંટકે. ૪
એવા બોલ એ બળના સાંભળી, ધરા ધ્રુજાવી પડીઓ ઘણું;
પછે રીસ કરીને ઉઠીઓ, આણું ચંદ્ર મદનનું મર્ણ.　કંટકે. ૫
એવે ગાંધ્રવ ગાતા આવીઆ, આવી દીધી છે આશિશ;
રહો અખંડ સૌહાગ બેન વિષયા, ત્યારે ચઢી રાયને રીસ.　કંટકે. ૬
ઉઠી ભેર નફેરી ભાગીઆં, વાજીંત્રોના તોડયા તાર;
તોડયાં તોડયાં તંબુરાનાં તુમડાં, કર્યા કાંશીના કટકા અપાર. કંટકે. ૭

પછી પાટુ મારી પખાજીને, કરી મૃદંગને ચકચુર;
ભુંડે ભાટની ઝાલી ડાઢીઓ, કંપે બ્રાહ્મણુ ઉભા દુર. કંટકે. ૮
જઇ બ્રાહ્મણુને ભૂત બાઝીઓ, ખેંચ્યાં પુસ્તકને પંચપાત્ર;
વળી ધોલો ધક્કા મારીઆ, પછી અગ્નિ મુકયો કુપાત્ર કંટકે. ૯
સૌને રૂષિ કહે રીસ કાં કરો, આતો દુષ્ટ થયો તુષ્ટમાન;
એની કન્યા વરી ખુબ રીઝીઓ, મુખ માગ્યાં દેછે દાન. કંટકે. ૧૦
ચંદ્રહાસ વર્યો એ બાળકી, માટે મન થયો છે મગ્ન;
એણે ખબર અત્યારે સાંભળી, બાધાનો કરે છે જગ્ન. કંટકે. ૧૧
એને હરખ ચમક થયો આ ધડી, માટે કરે છે લાતમ લાત;
એને ઘાલવાં જોઇએ બેડીઓ, નહિતો હરખે કરે આપઘાત. કંટકે. ૧૨
પાપી પુર વિષે ચાલી આવીઓ, બિજો બકરાક્ષસ બળવાન;
નગ્ર લોકને હર્ષ માતો નથી, દેછે "ધન્ય" શબ્દનાં દાન. કંટકે. ૧૩

( કવિ ) મરાઠી સાખી.

સગાં સંબંધી સામુ ન જોયું, વહેમ લોકને પડીઓ;
ખરચ્ચે ખામી રાખી મદને, માટે ક્રોધે ચઢીઓ;
એણે ભૂલ કરી, ટાણું ન આવે ફરી ફરી. એણે.

રાગ. ઓખાહરણુનો બાણાસુરની નગરીમાં.

પછી મહેલ્લ પ્રવેશ્યો પાપી, એને રીસ ઘણેરી વ્યાપી;
ત્યારે મદન કુંવર પુજાપો લઇને આવીઓરે. ૧
જોયું વિષયા મિંઢળ હાથ, ત્યારે હરખ્યો સઘળો સાથ;
જ્યારે પુત્રિ પિતાને આવી પડી પાગમાંરે. ૨
થયો આનંદ સૌને મન, રે પાપીને હુતાશન;
પછી કોપ કરીને. કુંવર મદનપર ગરજીયોરે. ૩
ધિક ધિક જનેતાની જાત, કહીને મારી છાતીમાં લાત;
ત્યારે વિષયા દોડી, ઘરમાં જઇ સંતાઇ રહીરે. ૪
સૌ હડુડુડુ વેરાઇ જાયરે, નહિ મદનથી ઉઠાયરે;
પછી મુર્છા વળીને ધિરે રહી, બેઠો થયોરે.

મદન—અરે પિતાજી, નિર્પરાધિને માર !

( પ્રધાન ) ઝુલણા છંદ.

સકળ શિરોમણિ, રાયની બાળકી; હાય શું પરણીઓ રંક બાળો. ૧
સધ્ય એ સુંદરી. શત્રુને આપી તેં; કેર આ કારમો થાય કાળો. ૨
મૂઢ મુરખ મતિમંદ હે પાપીઆ; અંધ તું નિવડયો, આજ આંખે. ૩
બાળ વિધવા કરૂં. નામ મ્હારૂ ખરૂ; શત્રુ જામાત્ર મન, કેમ સાંખે. ૪

**મદન**—વડિલ વિવાહમાં વર્શિ શા માટે કરો છો, એકવાર પત્ર તો વાંચો પછી ભૂલ હશે તેની આગળ આવશે.

(**પ્રધાન**) **રાગ; તાતનો ભરૂસો નથી.**

આજે આવી બન્યુંરે, અધર્મિ તારૂ આજે આવી બન્યુંરે.
આવ્યો માફી માગવા, લંપટ જોઇને લાગ;
માંથુ વાઢ્યું મૂરખા, કાં બંધાવે પાઘ. આજે. ૧
સાગર જળ ભરપૂરમાં, તુમડુ ડુબાઈ જાય;
દ્રષ્ટબુદ્ધિના હાથથી, કદી ભુલ્ય નવ થાય. આજે. ૨
કાગળ ક્યાં છે લાવને, કાળા મોના બાળ;
અંગારા આ યોગથી, અંગે ઉઠી ઝાળ. આજે. ૩

(**મદન**) **મરાઠી સાખી.**

પ્રેમ ભાવનો પત્ર તમારો, વાંચી કરો વિચાર;
ફરી ફરીને જુવો તપાસી, ફાવે ઘો ફિટકાર;
ભૂલ્યો ભૂલ્યો બાળ, પિતા ઘટે નહિ કરવો કાળ. ભૂલ્યો.

(**પ્રધાન**) **રાગ; પોળમાં પેઠીરે.**

કરીયું કાળુરે, મૂખ બતાવે શાને;
જમી ઝેરને જમપુર જાને. કરીયું. ૧
સકળ રાયમાં શિરોમણી હું, સિંહ સર્વનો જાણુ;
શિયાળ સાથે સંબંધ કીધો, શિ માંડી મોકાણુ. કરીયું. ૨
વિષયા વરવા સ્વર્ગ દેવતા, હરનિશ જપતા માળા;
એજ સુતા શત્રુને આપી, ધસ્યા કપાળે લ્હાળા. કરીયું. ૩
છતી આંખ અંધાપો આવ્યો, હવે શું ઘાલે હેઠુ;
ચંદ્રહાસને ચિરી નાંખુ, દિકરી વિધવા વેઠુ. કરીયું. ૪

(**મદન**) **મરાઠી સાખી.**

કરૂણા સાગર કાગળ દેખી, કરવું ઘટે તે કરજો;
લખ્યુ આપનું અવલોકીને, આગળ પગલું ભરજો;
અહા ભૂતાપતિ, દાસ તણી એ છે વિનતી. અહા.

પત્ર હાથમાં આવતાં અને વિષયા શબ્દ ઉપર દ્રષ્ટિ પડતાં હાથ પછાડી દાંત પિસી ગર્જના કરી બોલ્યો.

(**પ્રધાન**) **ગિતી.**

હાથ વઢાયા મારા, લખ્યો ખરો પણ ફરી નહિ વાંચ્યો;
કાળુ મુખ થયું મ્હારૂ, ગાલવિયાનો બોલ થયો સાચો.

ધાર્યું ધુળ મળ્યું ને હથિયાર હેઠાં પડયાં, પણ ફિકર નહિ હજી મારી દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી ચંદ્રહાસને જીવતો નહિ રાખું! પરણ્યો એતો વિધાત્રિની ભૂલ! પણ શું રાજકુમારીને ભિખારી ભોગવે! નારદ કહે હે અર્જુન, ચંદ્રહાસ બચ્યો જાણી દુષ્ટબુદ્ધિયે રાજા કુલિંદ તથા રાણી મેધાવીને છુટાં કરી, પોતાના ગુનાની માફ માગી, રાજ્ય પાછું આપ્યું અને બનેલી બિના ચંદ્રહાસને જાહેર ન થાય એવી આજીજી કરી.

**રાગ; આવો કુમકુમને પગલે.**

(પ્રધાન) ક્યાં છે એ પુજનિક મ્હારા ?

(મદન) પહેલાં કેમ લાગ્યા અકારા ?

(પ્રધાન) હવે બોલ ન બોલો ઠગારા, મને નિકળે આરંપારા;

મને લાગે અંગારા, મે કર્યાં વિચાર નઠારા.

બેટા જઇ તેડી આવો! મુજ જમાઇને અહિં લાવો!

ફરી મળે સગો ક્યાં આવો!

હશે આપણા સિદ્ધ સતારા, જો જમાઈ મળીઆ સારા;

અતે કયમ લાગે ખારા, આજે ઉઘડયાં ભાગ્ય હમારાં.

આવી રીતે પિતાએ નમ્ર વચનથી જમાઇ જોવાની આકાંક્ષા જણાવી ત્યારે મદન દોડતો ચંદ્રહાસની પાસ આવ્યો.

(મદન) **મરાઠા સાખી.**

પુજનિક પાત્ર સુપાત્ર છો જાણે, સ્વર્ગમાં હોય [1]સવિતા;

તમ દર્શન વિન પિતા હમારા, પાણી પણ નથી પીતા;

કેમ વાર કરો! શ્વસુર સમિપે પાય ધરો. કેમ.

દુષ્ટબુદ્ધિયે ચંદ્રહાસની મુલાકાત હસતે મોઢે લીધી; પછી પોતાની પાસે બેસાડી વાર્તાની ગોષ્ટિ શરૂ કરી, પોતે જાણીતો છતાં, પોતાની બાળકી કોઈ બિજાજ માણસને વરી છે અને ગાલવ જુઠ્ઠા પડયા છે, એવો ડોળ બતાવ્યો.

**પ્રધાન**—અહો પુજ્ય ચંદ્રહાસજી! બ્રાહ્મણની વિદ્વતાનો તો બિલકુલ લોપજ થયો; હવે બ્રાહ્મણો સાચા પડતા નથી!

**ચંદ્રહાસ**—વડિલ; બ્રાહ્મણ કદી ખોટા પડેજ નહિ. તમારી સમજમાં ફેર હશે! કાંઇ દ્રષ્ટાંત ?

**પ્રધાન**—અરે દ્રષ્ટાંત શું પ્રત્તક્ષ પ્રમાણ! આજથી અગિયાર વર્ષ ઉપર એક વિદ્વાન બ્રાહ્મણે મારી સમક્ષ એક જણને કહેલું કે તારી પુત્રિને ભિખારી વરશે; એ વારતા ખોટી પડી અને દિકરીનાં લગ્ન કોઇ રાજકુમારથી થયાં.

**પ્રધાન**—અરે વિદ્વાનનો ડોળ પણ વિદ્વતા નહિ.

---

૧ સવિતા—સુર્યનારાયણ.

### રાગ. ધુમસગાઠી ચલાય લિયોજાય રામ.

ભૂદેવ ભૂલ્યો, ખરેખરી ખાય રામ.
કોણુ ભણે છે, કોણુ ગણે છે, ઉપરથી ડાક ડમાળો દેખાય રામ. ભૂદેવ. ૧
પ્રષ્ન પ્રમાણે કદી ન થાએ, વાગ્યું તો તિર નહિતો તક્કો કહેવાય રામ. ભૂદેવ. ૨
પોતે પોતાનું, પોત ગુમાવે, ખરની રિતીએ પછી ખત્તા એ ખાય રામ. ભૂદેવ. ૩
જુઠા પડે એ જોને તે વાતે, ચંદ્રહાસ કહો પછી કોણુ તેને ચ્હાય રામ. ભૂદેવ. ૪
લંપટને લેશ લાજ ન આવે, કંઇકવાર મોઢે કોયલા ચોળાય રામ. ભૂદેવ. ૫

( ગાલવ ) રાગ. ક્ષત્રિકલંક.

ચુપ ! ભુદેવ એ, ભગવાન રૂપ; ત્હારે મોઢે તું મેંશ ચોળેરે.
એથી મોટો નથી, ત્રિલોકનો ભૂપ. ત્હારે મોંઢે ૧
જેણે મારો કૃષ્ન કમ્મરમાં લાત; ત્હારે મોંઢે.
તેની કરવા બેઠો કુબુદ્ધિ તું વાત. ત્હારે મોંઢે. ૨
પાછુ ફરે કદી રામ કેરૂં બાણુ; ત્હારે મોંઢે.
પણુ ફરે નહિ બ્રાહ્મણુની વાણુ. ત્હારે મોંઢે. ૩
તારા ટુટે છુટે રવિ ચંદ્ર શેષ; ત્હારે મોંઢે.
વાણી વિપ્રની ખોટી ન થાય લેશ. ત્હારે મોંઢે ૪
કદી દિવા વિષે અંધારૂ દેખાય; ત્હારે મોંઢે.
પણુ બ્રહ્મ વાકય મિથ્યા નહિ થાય. ત્હારે મોંઢે. ૫
ન હોય કસ્તુરીમાં કદી દુરગંધ; ત્હારે મોંઢે.
વિપ્ર દેવરૂપ જુવે નહિ અંધ. ત્હારે મોંઢે. ૬
શાની સાકર જો લેશ કડવાશ; ત્હારે મોંઢે.
દાનવ, માનવ, દેવ, બ્રાહ્મણુના દાસ. ત્હારે મોંઢે. ૭

મૂઢ ! મદાન્ધ ! તારા અંતર ચક્ષુ ઉઘાડી પાસે બેઠેલા પુરૂષને જો, તું કોની સાથે વાત કરછ ! એજ દાસી પુત્રથી ઓળખાતો બાળક, એજ ચંદ્રહાસ, એજ ત્હારો જમાઇ ! ( વિદાય થયા. )

**પ્રધાન**—હા ! હા ! હા ! હા ! હા ! પોતાનાં વાકય ફ્હરાણે સાચાં કરવા કેટલું કરાંઝી કરાંઝીને બોલે છે !

**ચંદ્રહાસ**—વડિલ ! બ્રાહ્મણુ તો ક્રોધી હોય છે ! વિચારો ભૃગુ, દુર્વાસા, વિશ્વામિત્ર.

**પ્રધાન**—સત્ય કહોછો ! બ્રાહ્મણુનાં વાકય ઉપર મને કાંઇ રીસ નથી. ચંદ્રહાસ ! અમારા કુળના રીવાજ પ્રમાણે દેવીનું પૂજન કરવા જાઓ !

### મરાઠી સાખી.

મંમાયાનું પુજન કરવા, સામગ્રિ લઈ જાઓ;
કાળી કુળની દેવી એ છે, આશિષ માગી આવો;
એ વાત ખરી, મારા કુળ માંહે ઉતરી. એ.

**ચંદ્રહાસ**—જેવી વડિલની આજ્ઞા ! લાવો સર્વ સામગ્રિ. (ચંદ્રહાસ તૈયારી કરે છે અને પ્રધાન ચંડાળોને ત્યાં ગયો.)

## (ચંદ્રહાસ) ઇશ્વર સ્તુતિ.

**( રાગ માઢ, શિદ કલપાવે જલાવે; એ–ઢબ. )**

શાને, ભુલાવો, ડુલાવો, દિનાનથ, હાથ ઝાલીને ખેંચો ખચિત માયા જાળમાં.
માયામાં કાયાનું કાંઇ ન ચાલે, કાયામાં માયાનું જોર;
માયા ગએ કાયા થાય નકામી, ઉતરે તેનો તોર. શાને. ૧
માયા અકળ જેને સમજે સકળ, પણ કોઇ ન પામે પાર;
શિવ. બ્રહ્મા, શેષ, લેશ ન જાણે, વિતે જો વર્ષ હજાર. શાને. ૨
ડાહ્યા ગાંડા કર્યા, ગમાર ગુણી ઠર્યા, દેખતને કર્યા અંધ;
રંક રાણા, રાય રંક બનાવ્યા, માયાએ મચાવ્યો ધંધ. શાને. ૩

---

૧. માયામાં કાયાનું કાંઇ ન ચાલે=કાયા વડે કરીને, માયાને માટે જે જે યત્ન કરીએ તે ફોગટ ફાંફાંજ જાણવાં. હું ધન મેળવું, હું સ્ત્રિ મેળવું, પુત્રાદી મેળવું, હું સુખી થાઉ, પણ એમાંથી કાંઈ બની શકતું નથી, અને થનારૂં તેજ થયા કરે છે.

૨. કાયામાં માયાનું જોર=વળગેલી માયા દેહની સ્થિતિ પલકે પલકે પલટાવે. કેટલીકવાર સ્ત્રિનાં વચન, કેટલીકવાર પુત્રનાં વચન; દુખદાયક થઇ પડે, બેચેની થાય, અનેક પદાર્થો મેળવવાની તૃષ્ના થાય તે ન મળે કે ઉદ્વેગ થાય, એમ માયા અનેક પ્રકારથી કાયાને કનડે.

૩. માયા ગયે કાયા થાય નકામી=વિષય ભોગથી નિવૃત થયેલો પુરૂષ સ્ત્રિને મન તુચ્છ, ધન મેળવવાથી અશક્ત પિતા પુત્રને મન તુચ્છ, હોદ્દેથી ઉતરેલો અમલદાર ગુનેગારને મન તુચ્છ; અને સંસારથી વિરક્ત થએલો નર જગતને મન તુચ્છ.

૪. ડાહ્યા ગાંડા કર્યા, ગમાર ગુણી ઠર્યા, દેખતને કર્યા અંધ=અનેક ડાહ્યા અને વિદ્વાન પુરૂષો સ્ત્રિના ફંદમાં લક્ષ્મિના લોભમાં, ગાંડા થાય છે; અનેક મુર્ખજનો સ્ત્રિ અને લક્ષ્મિના સંગે કરી સારા ગણાય છે, મુર્ખ છતાં સારી સ્વરૂપવાન સ્ત્રિ અને ધન પ્રાપ્ત થયું હોય તો અનેક મનુષ્યો સંગત કરે; લક્ષ્મિ અને સ્ત્રિના લોભમાં ખરાબ પણ થાય છે.

સુરા પુરા તેને સમજ પડે નહિ, ભેદુ ન જાણે ભેદ;
પંડિતજી તેનો પાર ન પામે, વિસ્તારી શકે ન વેદ. શાને. ૪
કરૂણા કરો, કરૂણાનિધિ કેશવ, જાણી તમારો દાસ;
માયા તમારીથી મન ડરે મહારૂ, માટે ન આવે પાસ. શાને. ૫

**પ્રધાન**—ક્યાં ગયા ચંડાળો !

**ચારે ચંડાળ**—( ધ્રુજતા ) હુકમ માબાપ !

**પ્રધાન**—દુષ્ટો ! તમે મને દગો કર્યો, મારાશત્રુનો પ્રાણ તમે બચાવ્યો માટે એની પાસેથી પણ તમે દ્રવ્ય મેળવ્યું હશે. મારી પાસેથી પણ દ્રવ્ય લીધું અને એની પાસેથી પણ લીધું. " તમે ચંડાળ તે ચંડાળજ છો !

**એક ચંડાળ**—( હિમ્મત ધારીને ) અમે તો ઉઘાડા ચંડાળ છીએ, તોપણ દયા રાખીએ છીએ. અમને એ બાળક તરફથી પૈસા મળ્યા હશે કે નહિ મળ્યા હોય તે અમારૂં મન જાણે. પણ એને દયા રાખીને જીવતો મુકયો. જેવા અમે ચંડાળ તેવા તમે ચંડાળજ છો ! ઉજળા ફાંશીઆ છો, તમે પણ ફરીઆદી અને ગુનેગાર બન્નેની લાંચ લ્યોછો, અને ઘર ભરો છો. તમે એ બાળકને માર્યો નહિ, પણ મારનારને સોંપ્યો એ માર્યા બરોબર છે. અમારા શસ્ત્રથી માણુસ તર્ત પરલોકને પામે છે; પણ તમારી કલમથી અને કુહાડા રૂપી જીભથી માણુસ રિબાઇ રિબાઇને ઘણે કાળે મૃત્યુને પામે છે, માટે અમારા કરતાં તમે ચંડાળ ખોટા ?

**પ્રધાન**—ઠીક ! આજે તો મારા કાર્યમાં વિલંબ થાય છે માટે જાઉં છું પણ પછીથી તારી ખબર લઇશ ! યાદ રાખજે તારાં બોલેલા બોલ ! હવે હું ચડાળજ છું ! તે તને ખાતરી કરી આપીશ

**ચંડાળ**—અમને તો ઘણા વરસથી ખાતરી થઈ છે; પણ તારા ઘોર કર્મનાં ફળ તને ભગવાન થોડા વખતમાં આપશે

**પ્રધાન**—અરે કોણ થાય છે ભગવાન ! પાપીઆઓ કાલે તમારી વાત ! પ્રધાને બિજા મારા તૈયાર કરી દેવી ડેરે મોકલ્યા. ( કે જે, ચંદ્રહાસ પુજા કરવા બેસે કે તુરત શિરછેદ કરે ! )

**કર્તા**—પ્રધાન આવી ખટપટમાં પડયો છે; ચંદ્રહાસ નિકળવાની તૈયારી કરે છે; તે વખત મદનકુવર નગ્રના રાજા કૌંતલરાયની સાથે વાત ચિત્તમાં ગુંથાયો છે

**કૌંતલરાય**—મદનકુમાર ! મારે હવે સંસારથી વિરક્ત થઈ, ઇશ્વર પારાયણ થવા વિચાર છે. ( ગાલવની પધરામણી થઇ. )

**ગાલવ**—આયુષ્યમાન રાજા ! શુ વિચારમાં છો ?

**કોંતલરાય**—મુનિરાજ ! પુત્રિને લાયક વર મળે તો કન્યાદાન દઇ, જમાઇને રાજ્ય આપી વિરક્ત થવા માગુ છુ !

**ગાલવ**—હાહાહા ! ઘણોજ ઉત્તમ વિચાર; પુત્રિ વરાવવાનો વિચાર હોય તો ચંદ્રહાસનેજ દ્યો, હાલ એની બરોબર કોઇ રાજા નથી !

**રાજા**—હું આપનાં વચન માથે ચઢાવું છું. મદનકુમાર ! બોલાવી લાવો તમારા બનેવીને !

પુજન કરવા જતાં ચંદ્રહાસને મદનકુમારે રોકયો અને સઘળી બિના જાહેર કરી.

**ચંદ્રહાસ**—મદનરાજ, તમારા પિતાનાં વચન છે કે અત્યારે મારે દેવી દેહેરે પુજન કરવા જવું !

**મદન**—પુજનિક ! પુજન કરવા પછીથી જજો, હાલ રાજા પાસે આવી જાઓ, લગ્ન સમય વિતી જાય છે, અને ગાલવ મુનિ ત્યાં બિરાજેલા છે.

**ચંદ્રહાસ**—પુજન સામગ્રિ લઇને નિકળ્યો માટે પુજા કરીને આવીશ.

**મદન**—લાવો થાળ મારી પાસે હું પુજન કરીને આવુછું. તમે પધારો !

મદનકુમાર પુજા કરવા ગયો અને ચંદ્રહાસ રાજા પાસે ગયો. ચંદ્રહાસને જોઇ ગાલવ, કોંતલરાય, અને ચંપકમાલિની ત્રણે હર્ષ પામ્યાં. સમય વિચારી ગાલવ આચાર્ય થયા. રાજાએ કન્યાદાન દીધું; અને વળી ચંદ્રહાસને રાજ્યાભિષેકનું તિલક પણ કર્યું

**ચંદ્રહાસ**—હાલ જઇ પ્રધાન ધૃષ્ટબુદ્ધિને મારી પાસે બોલાવી લાવો ! મારે રાજ્ય સબંધિ હિસાબ પુછવો છે ! વચન સાંભળી ગાલવ મુનિ દોડયા.

### મરાઠી સાખી.

( ગાલવ ) કોંતલરાયની વર્યો બાળકી, ચંદ્રહાસ થયો રાજા;
હિસાબ દેવા હમણાં ચાલો, નહિતો નહિ રહે માઝા;
( કવિ ) ધણું ગભરાયો, વિમાસતો વાંસે આવ્યો. ધણું.

### રાગ; ગુજરી.

( પ્રધાન ) પાત્ર પુજાનું કયાં મુકી આવ્યા, અહિંઆં કયાંથી આવ્યારે ?
( ચંદ્રહાસ ) કોંતલરાય જે ભૂપ તમારા, એમણે અહિં બોલાવ્યારે.
( પ્રધાન ) અર્ધ રાત્રિયે તમને તેડી, કરી કયા કાર્યની વિધિરે ?
( ચંદ્રહાસ ) ચંપકમાલિની ચતુર ચપળા, મુજને અર્પણ કીધીરે.
( પ્રધાન ) દેવિ દેહરે પુજા ચુકયા, કાર્ય કેઈ પેર સરવાંરે ?
( ચંદ્રહાસ ) પાત્ર પ્હરાણે ખુંચી લઇને, મદન ગયા છે કરવારે.

( પ્રધાન ) હાં......ય ! પુત્રનું મ્હોત થયું શું !
( કવિ ) પ્રોહિત પડીઓ ધર્ણરે.
( પ્રધાન ) દૈવિયે ડાટ જો વાળ્યો હોય તો સાથે મ્હારૂ મર્ણરે.
( કવિ ) હડીએ દોટે આવી પહોચ્યો, બનીઓ જોઇને મ્હોતરે.
કલ્પાન્ત કરીને કેટલી વારે, કર્યું પોતાનું મ્હોત રે.

મદન કુમારને મરેલો જોઇ પ્રધાને બળાત્કારે પોતાનો કાળ કર્યો, વિલંબ થયો કે તરત ગાલવરૂષિને લઇ ચંદ્રહાસ આવી પહોચ્યો; અને વિપરિત જોઈ વિમાસણ કરવા લાગ્યો, પોતાનેજ માટે બન્નેનાં ખુન થયાં છે એવો નિશ્ચય કરી, ઇશ્વર સ્તુતિ કરતો, પોતાનું દરેક અંગ છેદી દેવીની પાસે હોમ કરવા લાગ્યો.

( ચંદ્રહાસ ) રાગ; ઓધવજી સંદેશો.

અવિનાશી અળગા રે તનથી તમે થયા,
સેવક સાટે ખરાં થયાં, એ ખુનજો;
મારે પગલે પ્રોહિત કેરા પ્રાણ ગયા,
હવે જીવું તો લાજે, મારી જનુંન જો. અવિનાશી. ૧

( કવિ. ) હોમ કર્યો દેવીને, અંગે અંગનો,
મુસ્તક છેધે, મોહન હાથે ઝાલ્યોજો;
જુગદિશ જાણી, દેવી આવ્યાં દોડતાં,
સજીવન કરવા, અમૃત કુંપો આલ્યોજો. અવિનાશી. ૨

**નારદ**—હે પાંન્ડુનંદન, મે તને ચદ્રહાસનો મહિમા સંભળાવ્યો. વિષયાનો પુત્ર **પદમાક્ષ** અને **ચંપકમાલિનીનો** પુત્ર **મકરધ્વજ** એ બન્ને તારા ઘોડાને લઇ ગયા છે, તેને તું જીતી શકવાનો નથી.

અર્જુન ભક્તિપ્રતાપનો અને ભગવત કૃપાનો વિચાર કરે છે એટલામાં **ચંદ્રહાસ** બન્ને પુત્ર સહિત અશ્વને લઇ ભગવાનના ચર્ણમાં પડ્યો અને અર્જુનને મળી ઘોડો સોંપ્યો.

પાવન થાવા મહિમા સાલિગ્રામનો,
પુજે સેવે તેના પહોચે કોડજો;
અલ્પ મતિનો ભક્તજ બાપાલાલ કહે.
હરીજન બોલો જય જય શ્રીરણછોડજો.

(૦)

## વિદુર ભાજી.

જેણે જનુની પેટે જનમી, જાણ્યા જીવણજી જીવણજી;
તેને ગણે નહિ શિવ ગણજી. જાણ્યા.

જેને વદની સાચી વાણી, જગમાં જીવણુજી જાણી;
પરમેશ્વર પકડે પાણી. જાણ્યા. ૧
જેણે મોહનથી મત માણી, તેહે નારાયણ નાણી;
તેને ત્રિકમ લેશે તાણી. જાણ્યા ૨
સમરે શામળીઓ સુખમાં, માધવને રાખે મૂખમાં;
દામોદર દોડે દુઃખમાં. જાણ્યા. ૩
જેણે ગોવિંદ ગાયા ગાણે, કરૂણાનિધિ કરૂણા આણે;
જેમ ચુબક લોહને તાણે. જાણ્યા. ૫
પરથમથી પર ઉપકારી, જેણે સદા દયા દિલધારી;
તેને સંકટ નાવે ભારી જાણ્યા. ૫
શ્રિદામાનું દળદર કાપ્યું, ધ્રુને રાજ્ય અવિચળ આપ્યું;
અમરિષ પર હેતજ વ્યાપ્યું. જાણ્યા. ૬
ખદબદતી ખિચડી મૂકી, કરમાબાઇ ચતુરા ચુકી;
તેતો જમીઆ ફુંકી ફુંકી. જાણ્યા. ૭
તજી સકળ સામગ્રિ તાજી, ગયા વિદુર ભગત ઘર ગાજી;
જમ્યા તાંદળજાની ભાજી. જાણ્યાં. ૮
જેણે પ્રેમે પ્રભુ પદ પુજ્યા, તેને સઘળા રસ્તા સુજ્યા;
બાપુ જમના કિંકર ધ્રુજ્યા જાણ્યા. ૯

### ગિતિ.

**વિશ્રિસુતાને** વંદુ, **હિમ સુતાસુત** ચરણે શિર નામું;
અખંડ ઇષની સેવા, ભક્તિ પ્રતાપને કહેવા હુ પામું.

### દોહરો.

ગુરૂ ચરણુચિત્ત ધારીને, ભક્તિ કરૂં હરનિશ;
તન માલિક ત્રિભોવન ધણી હરીજન ચરણે શિશ. સિયાવર.

**દુર્યોધન**—દરબારમાં, ગુરૂ દ્રોણ, દાદા ભિષ્મ પિતા ધૃતરાષ્ટ, હરિભક્ત કાકા વિદુર, સર્વે મળી દુર્યોધનને શિખામણ દેવા લાગ્યા. ભિષ્મ કહે હે કુરૂનંદન! હે **દુર્યોધન**! પ્રતાપિ પાન્ડુ રાજાના પુત્ર ધર્મ સાથે સંપ કર! એમનું લીધેલું રાજ્ય પાછું આપ્ય! ખરી રીતે જોતાં રાજ્યના માલિક પાન્ડવો છે, માટે ભાઇ જાણી સલાહ કરી રાજ્ય આપીશ તો હાલ જે બળનું અભિમાન તું ધરાવે છે, તેથી વિશેષ બળવાન થઇશ.

**દ્રોણ**—હે શિષ્ય! હે સમર્થ, વડિલ દાદાના વચનને અનુસરીને ચાલવું એજ ઉત્તમ છે સંપ ત્યાં જંપ છે, તમો સઘળા ભાઇઓ છો,

હસ્તિનાપુરની ગાદી ઉપર તમારો સર્વનો હક સરખો છે; પણ ખરી રીતે જોતાં રાજ્યનો અધિકાર તો યુધિષ્ટિરનોજ છે. કારણકે જે રાજા રાજ્ય કરતો હોય તેની પછી તેનોજ પુત્ર ગાદીએ બેસે, એ રાજ્યનિતિનાં વચન છે, માટે મ્હારૂ કહેવું યથાર્થ ગણી પાન્ડવો સાથે સંપ કર, અને અર્દ્ધ રાજ્ય યુધિષ્ટિરને આપ !

વિદુર—હે ભાઈ ! સજ્જન પુરૂષે સગાં સબંધીમાં વહેર ન કરવું; કોઇને ખોટું લાગે એવાં વચન કદી ન કહેવાં; દુઃખને સહન કરી નિતિને રસ્તે ચાલવું, કાયા ક્ષણભંગુર છે, લક્ષ્મિ વિજળી વેગે ચાલી જશે, રાજ્ય-મદથી અંધ થઇ ભાઇઓમાં વહેર બાંધ્યું છે, તે તારને તોડી નાંખ્ય ! મહાનપુરૂષોનાં વચન છે કે પલક પછી શું થશે તેની ખબર નથી, માટે મહાપ્રતાપિ પાન્ડવોમાં શ્રેષ્ટ, સત્યવાદી, અજાતશત્રુ યુધિષ્ટિરની સાથે સંપ કર ! અને બનેલા ગુનાની માફી માગ્ય !

ધૃતરાષ્ટ્ર—હે દુર્યોધન ! અવળી મતિના દુઃશાસન અને શકુનિની જીવ્હાપર નાચનાર દુર્યોધન, કર્ણના બળની આશા રાખી બળીઆથી બાથ ભિડનાર દુર્યોધન, તું પાંડુ પુત્રને જીતવા સમર્થ નહિ થાય; જરૂર તારો નાશ થશે ! અર્જુનના ગાંડિવ ધનુષનો અને બાહુબળી ભિમસેનની ગદાનો માર તું સહન નહિ કરી શકે ! જેની સહાયતામાં જનાર્દન ભગવાન છે, એવા ધર્મ રાજને તું કદી જીતવાનો નથી, માટે મારાં વૃદ્ધનાં વચન માની યુધિષ્ટિર સાથે કલહ ન કરતાં સંપ કર !

દુર્યોધન— કેવો અવિચાર ! કેવી અલ્પ બુદ્ધિ ! શું મારે પાંડવોનું લીધેલું રાજ્ય પાછુ આપવુ ! શું હું પાંડવોને જીતવા સમર્થ નથી ! મારે પાંડવો સાથે ઠેઠ સુધી રાડ મચાવવી છે, તલપુર જગા આપવા વિચાર નથી તોપણ તમારાં સર્વનાં વચન મસ્તકે ચઢાવીને એકવાર, યુધિષ્ટિરની મુલાકાત લેવા જાઉ છું: જો મને દેખીને નમ્રતા બતાવશે તો વગર વિલંબે તેમનું અર્ધ રાજ્ય તે ભોગવશે, નહિતો હું તેમને સુંઠનો સ્વાદ ચખાડીશ !

( દુર્યોધન ધર્મને મળવા ચાલ્યો; સર્વેઓ સૌ ઘેર ગયા. )

પારસ્વિ—હે, સ્વામિ ! મારા મનની ઇચ્છા પૂર્ણ કરો !

વિદુર—વામા ! તમારા મનમાં શિ ઇચ્છા છે તે કહો !

પારસ્વિ—પતિ મેં જનાર્દન ભગવાનનાં દર્શન દુરથી તો ઘણીવાર કર્યાં છે, પણ પ્રભુ આપણા મંદિરમાં પધારે અને હું પુજી અર્ચી, પગે લાગુ.

વિદુર— અરે ગાંડી ! ત્રિભોવનનાથ આપણા ગરીબના ઘર સુધી આવે એમ મને બાસતુ નથી, છતાં હું પ્રાર્થના કરી, તારી શુભ ઇચ્છા પુર્ણ કરવા યત્ન કરીશ.

દુર્યોધનને આવતો જાણી યુધિષ્ટિર હર્ષ પામ્યા. પણ ભિમને ચિંતા થઇ કે બન્નેને સંપ થાય, સંપ થાય તો મારા બોલેલા બોલ મારા મોમાંજ રહે. હજુ દુઃશાસનનું રુધિરપાન કરવું છે, દુર્યોધનનો દેહાન્ત કરવો છે, શકુનિને સ્વધામ પહોચાડવો છે, અને દ્રૌપદીને માટે વહેલા વહેરને જ્વાળા રૂપે કરી કૌરવ માત્રને દહન કરવા છે !

( દુર્યોધનના આવતાં પહેલાં ધર્મને મુલાકાત લેવા બેસવાની જગા આગળ ઉંડો ખાડ કરી ઉપર બિછાનું બિછાવી ભિમ ફરવા લાગ્યો. )

ધર્મ—ભાઇ ભિમ, આજે આ જાજમની આસપાસ ફર્યા કરે છે, તેનું શું કારણ છે ?

**ભિમ**—મોટાભાઇ ! વડિલ મળવા આવનાર છે, તે છત્રપતિ રાજા છે, માટે જેમ બને તેમ સ્વચ્છતા રાખવી અને કચરો ન પડવા દેવો તેને માટે મારી જાળવણી છે.

દુર્યોધનને આવતો દેખી ભિમે વિચાર કર્યો કે, છત્રપતિ કેવળ અભિમાનની મુર્તિ છે, છતાં તે નિચે ઉતરી ચાલીને જશે તો ઇજા ન થાય એવો રસ્તો બતાવીશું, અને અભિમાને કરી હાથી સહિત ધર્મભાઇ પાસે જવા ઇચ્છા કરશે, તો મેં જે ગોઠવણ કરી રાખી છે તે યોગ્ય છે.

**દુર્યોધન**—અહા ! હા ! કેવી ધર્મની મોટાઇ, પોતાની પાસે પચાસ હાથ લાંબી તો જાજમ બિછાવી મુકી છે કે, મળવા આવનારને પચાસ ડગલાં તો ચાલવાંજ પડે ! પણ હું છત્રપતિ દુર્યોધન હાથી સુદ્ધાં જવાનો ! ( એક, બે, ને ત્રિજે ડગલે હાથીનો પગ ખાડામાં પડયો, હાથી ઉંધો થયો ને દુર્યોધન અંબાડીમાંથી ઉછળ્યો, તે ધર્મના ખોળામાં આવી પડયો. )

**ભિમ**—હાં હાં હાં ! બસ કરો બસ કરો પગે લાગવાની કાંઇ જરૂર નથી, તમારા બધા ગુના માફ !

**દુર્યોધન**—પાપી પાંડવો ! અરે અવિચારી ભિમ ! યાદ રાખ્ય તારા અવિચારનાં ફળ થોડા વખતમાં મળશે. ધર્મ, અરે ધર્મ નહિ પણ અધર્મની મુરતિ મને દગો દઇ પગે પાડયો તો વહેલો રાજ્ય કરીશ ! હવે તલપુર જગા આપવાનો નથી; ફરી રાનો રાન રઝળાવું ત્યારે મારૂ નામ દુર્યોધન !

**ધર્મ**—ભાઇ ભિમ, તારે આમ કેમ કરવું પડયુ હાથ આવ્યો કોળીઓ શા માટે ખોયો ?

**ભિમ**—મોટાભાઇ; મેં કાંઇ ખાડ કરી મુકયો નથી, તમને યાદ હશે કે મેં આ જગા ઉપર અનેક મલ્લને પછાડી પ્રાણ લીધા હતા તેનો ખાડ તો પહેલોજ હતો, તે પુરાયો હતો પણ હાથીના ભારે ભુવો પડયો, તેમાં મારો શો દોષ ?

યુધિષ્ટિર—દોષ દૈવનો ! પણ ક્યાં છે જનાર્દન ભગવાન ?

( ભગવાનને વિષ્ટિ માટે ધર્મ દુર્યોધન પાસે મોકલે છે. )

( કવિ. )　　　　　　ગિર્તા.

હોય અધર્મિ અવળો, સવળો સુધર્મિ બેને ચંદ્ર બાર;
સુધું કરતાં સવળો, અવળો ઉંધું કરતાં કરે ન વાર.

( યુધિષ્ટિર. ) રાગ, ઓધવજી સંદેશો કહેજો.

કેશવ કરૂણાસાગર, ભક્તની ભિડમાં;
કૃપા કરી કરો શાન્તિ, ને સમાધાનજો;
વહાલાં વચને, વિષ્ટિ કરવા સંચરો;
દાસને દેવા અચળ, સુખનું દાનજો.　　　　કેશવ. ૧
મોટાભાઇને સમજાવા, સદ્બોધથી;
વિષ્ટિ કરતાં વિઠ્ઠલ તમને ફાવે જો;
કૃપાનિધી કરગરજો, કહું મારી વતી;
ભાવી બને તો, અમને આળ ન આવેજો.　　　　કેશવ. ૨
રાજ્ય કરે તો રીઝું, એ મોટા મુજથી,
લઢતાં વઢતાં બંધવ મારી બેલ્ય જો;
પાંચ ભુવન રહેવાને માટે માગજો,
સમજી લેજો ખરો ન કથલે ખેલજો.　　　　કેશવ. ૩

કૃપાનાથ પધારો, જ્યાં સુધી દુર્યોધન રાજ્ય કરે ત્યાં સુધી હું ખુશી છું, અમને રાજ્યની જરૂર નથી, પાંચભાઇને રહેવાને વિશ્રામ માગજો ! ટુંકામાં તમારૂં કહેવું સઘળી રીતે બરબાદ જાય, તો ઇચ્છાપૂર્વક યુદ્ધનું આમંત્રણ દઇ વહેલા વળજો ! ( ભગવાન દુર્યોધનના દરબારમાં આવ્યા. )

દુર્યોધન—આવો કૃષ્ન પધારો, જોયાં તમારા ભક્તનાં લક્ષણ. હવે એ ઠરીને બેસવા નહિ પામે ! આપ જે કારણે પધાર્યા હો તે કહો !

( ભગવાન. )　　　　　　મરાઠી સાખી.

અર્જુન સંગે યુદ્ધ આરંભી, મ્હોત તણાં ફળ ચાખે;
મનુષ્ય દેહ આ ઉત્તમ મળીઓ, નર્કમાં શાને નાંખે;
કર સજ્જન સંગ, જન્મ મરણનો થાએ ભંગ.　　　　કર.

( દુર્યોધન. ) નર્કદ્વાર નિરમ્યું જે કર્મે, ધર્મ થકી નહિ છુટે;
સ્વર્ગ નર્ક મારે સરખું છે, ફોગટ માથાં કુટે;
છું ક્ષત્રિ તન, પાન્ડવ પાછા કાઢું વન.　　　　છું.

ભગવાન—હે દુર્યોધન ! ચોરાશી હજાર દેશનો તું અધિપતિ તે-

માનો એક કોટનો કાંગરો પણ તારા બાપનો જીતેલો નથી, એ બધા પાંડુ રાજાના એટલે પાંડવના બાપના જીતેલા છે; માટે બેતાળીશ હજાર પાંડવને આપ્ય !

દુર્યોધન—અરે બેતાળી ગાંમડાં તો કહો બેતાળી ગાંમડાં !

ભગવાન—બેતાળીસ હજાર ન આપે, તો એકવીશ હજાર આપ્ય !

દુર્યોધન—એકવીશ હજારે નહિ ને એક હજારે નહિ.

ભગવાન—પાંચસો આપ !

દુર્યોધન—પાંચસોએ નહિ ને પાંચે નહિ.

ભગવાન—પાંચ આપ ! અને પાંચ દેશ ન આપે તો પાંચ ગામ આપ !

શકુનિ—હા કહે, સમુદ્રમાંથી ઘડો ભર્યે કાંઇ ખુટી પડતું નથી.

દુર્યોધન—પાંચ આપવા હું ખુશી છું, તમે માગો તે આપુ !

( ભગવાન લખાવે છે અને કર્ણ લખે છે. )

ભગવાન—પ્રથમ, હસ્તિનાપુર, અયોધ્યા, અલ્લાહાબાદ, અમૃતસર, અને ઉજ્જન. ( અવિસ્થળ; વૃકસ્થળ, મકંદી; વારણાવૃત, અને સિંધુ ) એ પાંચ૦ કર સહી અને લાવ્ય મારી પાસે !

કર્ણ—અરે દુર્યોધન ! આમાં કાંઇ નહિ, પણ કેવળ પ્રપંચ; ફક્ત ત્હારૂ રાજ્ય લેવાનીજ આ યુક્તિ; પુરેપુરૂં કપટ. હવે તારે ઉભા રહેવાની પણ જગા નથી, એટલી પૃથ્વિનો સમાવેશ આ પાંચ ગામમાં થાય છે.

દુર્યોધન—નિરંતર કપટનો કરવાવાળો કાળો કૃષ્ણ ! ચાલ જા ! કાળિ ! કપટી ! કાંઇ નહિ મળે, અરે હમણાં તારા પ્રાણુની હાની કરૂ એમ થાય છે; પણ શું કરૂં યુધિષ્ટિરને ખબર કહેવા જીવતો જવા દઉં છું.

( ભગવાન. ) ગિતિ.

મલિન મનોરથ તારા, તારી સંગે ત્હારા જન મરશે;
કરૂક્ષેત્ર રણુ માંહે, પાંડુનંદન કેર ઘણો કરશે.

હું જાઉંછું. સંભાળ રાખજે, પરવારજે !

દુર્યોધન—કેવી ચતુરાઇ સાથે કપટ, અરે હું કૃષ્ણના બાપને પણ પુરો પડુ એવો છું.

( દ્રોણ. ) ( રાગ-લાવણી; પંડિત કે બચન સુરખકુ. )

રે ! રેરે ! મુરખ, છેક બન્યો કેમ ભ્હોત;
તુજ મર્ણુ થવાનું, સઘાં સહોદર સોત. ૧
તુને લેશ લાજ નહિ. લંપટ શાનો લાજે;
પૃથ્વિ પાલક અપમાન, કર્યું તેં આજે. ૨
ઉત્તમ દેહ પામી, ભજ્યા નહિ ભગવંત;

તેં જન્મ ગુમાવ્યો, જેવા વૃષાના જંત. ૩
માવિત્ર લજાવ્યાં, લાજ્યા ગુરૂ એ પ્રમાદિ;
આચર્ણથી લાજી, હસ્તિનાપુરની ગાદી. ૪
સદગુરૂ શિષ્ય જે, સમજ્યો નહિ સતસાર;
ધિક્કાર જનુની, જીવતરને ધિક્કાર ૫

( વિદુર. )  મરાઠી સાખી.

કોઇજન સુખીઆ, કોઇજન દુખીઆ, કોઇજન ઢાળે આંસુ;
પર્મ કૃપાળ દયાળ ભજ્યા નહિ, જન્મ ધર્યો તેં ફાંસુ.
નર અજ્ઞાની, સમજ સમજ જાય જુવાનિ. નર.

દુર્યોધન—અરે તમે એ સમજ ! શું બોલતા હશો, કપટથી રાજ્ય પડાવનારને મારે કાંઇ ન કહેવું કેમ ?

( ધૃતરાષ્ટ્ર )  રાગ—ખટક રહી આ મૃગનયનિને.

પૂર્વે શત્રુ આવ્યો એ પેટે, કાળાં કર્મનો કરનારો;
માત તાતને ગતિ શું આપે, નહિ ઠારે નહિ ઠરનારો. ૧
રાહુ સમ અવળો એ ચાલે, પાપે પેટનો ભરનારો;
મુંઢ મતિ ફરતી છે એની, લખચોરાશી ફરનારો. ૨
કુળ અંગારો ક્યાંથી જનમ્યો, ગંગા તનનું બોળ્યું નામ;
ફુનો કરીને દેવો જોઇએ, ગાંધારિની કુખે ડામ. ૩
ધર્મરાજ ધારણ કેમ કરશે. નાંખે નરકની ખાણીમાં;
હરિ ભક્તશું પ્રિતિ ન મળે, વર્ષ ગયાં સૌ પાણીમાં. ૪
જીભડી જડથી કાપી નાંખુ, ફેર પડે મુજ વાણીમાં;
પુત્ર વિના જો અન્ય હોય તો, ઘાલુ અવળી ઘાણીમાં. ૫

દુર્યોધન—કેવો મિથ્યા બકવાદ; બિલકુલ લગામજ નહિ; અમારાં વર્ષ પાણીમાં કેમ ?

( ભિષ્મ. )  ઝુલણા છંદ.

ભુપ ચંડાળ તું બાળ એ બાપનો, કાળ તુજ આવીઓ આજ પાસે;
બુદ્ધિ તારી ફરી જાણુ ચિત્તે કરી, દેહ તુજ છોડીને પ્રાણ જાશે. ૧
પાપીઆ પૂર્વનું પુન્ય પરવારીયું, સર્વે દેછે તને શિખ સવળી;
કાગડા કાળજું કોરીયું કૂતરે, અંધ સુજી તને બુદ્ધિ અવળી. ૨
શેષ, મહેશ, વળી સ્વર્ગના રાણીઆ, ઇંદ્ર આદે કરે સેવ જેની;
મોહથી અંધ, મદ રાજનો આવીઓ, તેથી ઓળખ કેમ હોય તેની. ૩
ચૌદ બ્રહ્માંડ એ નામ આધાર છે, નામ પ્રતાપ પાષાણ તરીઆ;
તેહ શ્રીકૃષ્ણને મુર્ખ તેં મારીઆ, નર્કમાં નાંખીઆ પિત્રિ ધરીઆ. ૪

**દુઃશાસન**—હે દુર્યોધન ! કરવું મન ધાર્યું, પણ વૃદ્ધનાં વચનને માન આપવું એ નિતિનાં વાક્ય છે.

**દુર્યોધન**—તું વળી નિતિ ક્યારે ભણ્યો ? આપણે અનિતિના બાળકને નિતિ ભણવીજ ન જોઇએ; ઓરમાયુ થઇ જાય ! ઓરમાયુ.

**દુઃશાસન**—અજાણતાં કાને પડી ગયાં છે અને યાદ રહી ગયાં છે; અર્થનાં હોય તો ઉપયોગમાં લ્યો !

**દુર્યોધન**—લ્યો ત્યારે એનો ઉપયોગ તો કરૂં છું, પણ સારાં ફળ નહિ નિવડે.

**લાવણી ધન્ય ધન્ય ભદ્રકાળી. એ ઢબ.**

છોડો છોડો દાદા ક્રોધ, હવે લાગ્યો મને બોધ;
કેમ કરૂ વિરોધ, મારા ભાઇઓ સાથે. હાંહાંરે. ૧

( **શકુનિ.** ) દાદાની ખુવો રીસ, જઇને ચરણે નામો શિશ;
ગયા કૃષ્ન જુગદીશ, ઝાલી લાવો હાથે. હાંહાંરે. ૨

( **દ્રોણ.** ) જો લાવો સુંદિરસ્યામ, તોતો થાય તમારૂં કામ;
શોક સમે તમામ, કરજો વિવેકે વાત. હાંહાંરે. ૩

( **દુર્યોધન.** ) છું છત્રપતિ હું રાય, ધારૂ પ્રભુ સામા પાય;
લાવું ભોવનની માંય, ક્રોધ સમાવે તાત. હાંહાંરે. ૪

( **વિદુર.** ) **ગિતિ.**

જો સુખ ઇચ્છે ત્હારૂ, માની મ્હારૂ પ્રભુ પ્રસન કરજે;
નિયમ નિતિના પાળી, ધ્યાન હરીનું શુદ્ધ ચિત્ત ધરજે.

દુર્યોધન દોડતો "હે કૃષ્ન ઉભા રહો, હે કૃષ્ન ઉભા રહો" એમ કહેતો ભગવાનની પુંઠળ આવ્યો. પાછું વાળી જોતાં દુર્યોધનને દેખી પ્રભુએ રથ ઉભો રાખ્યો.

**દુર્યોધન**—મહારાજ પાછા પધારો; મારો ગુનો માફ કરો, હું મારા મામાનો ચઢાવ્યો ચઢયો, અને આપનું અપમાન કર્યું.

**ભગવાન**—જા હું તારૂં કહેલું કાંઇ મનમાં નહિ રાખુ, પણ હવે પાછા ન અવાય !

( **દુર્યોધન** ) **રાગ—હરમાન ધરમાં હુડીઓ કરે.**

દયા ધરો પગ પાછા ભરો, પ્રભુ ગુનો ગરીબનો માફ કરો.
શ્યામ આવ્યા મને નવ રહી શુદ્ધિ, મુંઢ મતિ ચાલ્યો મામાની બુદ્ધિ;
ભાઇઓમાં વહેર એ છે મતિ ઉંધી; પુર્વ પાપે દશે દિશાઓ રૂંધી. દયા. ૧
કૃષ્ન તમે ક્યાંથી આવવા દારે, વહાણ ડુબ્યું મારૂ આવીયુ આરે;
આપ ભ્રમી ચઢયો અવળે વિચારે; વહાલા વિના કોણ વૈતર્ણિ તારે દયા. ૨

સર્વે સામગ્રિને છપ્પન ભોગ, તમને જમાડીને જાળવું જોગ;
શાન્તિ પામે મુજ મનનો શોગ; ઝેર રૂપી જાય જડમાંથી રોગ. દયા. ૩

**ભગવાન**—ઠીક ઠીક દુર્યોધન! ખાતર ઉપર દિવેલ કરવા આવ્યો કેમ! અપશુકન કરાવવા આવ્યો કેમ!

**દુર્યોધન**—કેમ મહારાજ ખાતર ઉપર દિવેલ! અને શાના અપશુકન!

**ભગવાન**—એક તો તારા દરબારમાં મારો અનાદર; અને વળી "જમતા જાઓ" એ વચનરૂપ અપશુકન. હવે મારાથી તારા નગ્રની બહાર જમ્યા વિના જવાય નહિ, અને તારે ઘેર જમાય નહિ.

**દુર્યોધન**—ઘણા હર્ષની વાત કે "જમ્યાવિના ન જવાય!" ભલે મારે ઘેરજ જમીને જાઓ!

**ભગવાન**—તને યુદ્ધનું આમંત્રણ દીધું, માટે તારે ઘેર અન્ન લેવાય નહિ, પણ તારા નગ્રમાં જમીને જઇશ.

**દુર્યોધન**—મારે ઘેર નહિ અને મારા નગ્રમાં!!!

**ભગવાન**—હા! હા! તારા નગ્રમાં જમીને જઇશ; અને તું જોઇ રહીશ!

**( દુર્યોધન )** **રાગ, ક્ષત્રિકલંક.**

અસ્યા આહીર તણી તું તો જાત; હયા કાળા કાળુ કર્મ ત્હારૂ રે.
ક્યાંથી જાણે રાજા રાણા કેરી વાત. હયા કાળા. ૧
કર્યો કપટે મોશાળ કુળ નાશ; હયા કાળા.
બુદ્ધિ નિચી, પીધી ભરવાડાની છાશ. હયા કાળા. ૨
જેવું અન્ન તેવો હોય ઓટકાર; હયા કાળા.
મિથ્યા માતાએ વેંઢાર્યો તારો ભાર. હયા કાળા. ૩
બૈરાં બુદ્ધિ તારી, નટવા પાડે નાચ; હયા કાળા.
ચોર, જુઠ્ઠો, દગાખોર, ને અસાચ. હયા કાળા. ૪
તુજ સંગથી આવે છે મને લાજ; હયા કાળા.
ઠીક કોણ જમાડે જોઉં આજ. હયા કાળા. ૫

( દુર્યોધન દરબારમાં આવ્યો અને કૃષ્ણ પ્રભુ આગળ વધ્યા. )

**ભિષ્મ**—દુર્યોધન, શું કરીને આવ્યો? તારા મુખની કાન્તિ કહી આપે છે કે જનાર્દન ભગવાનનું સન્માન તારાથી થયું નથી; મને પ્રથમથી ખબર હતી કે તારાથી અમૃતનો પ્યાલો પિવાયજ નહિ, અને પિયે તોપણ નકામું છે; સાપને જેટલું દુધ પાઇએ એટલું ઝેર થાય છે.

**દુર્યોધન**—સન્માન! કોનું સન્માન! ભૂપને ભરવાડનું સન્માન ન ઘટે!

**ભિષ્મ**—સુખની ઇચ્છા રાખે તો અભિમાન તજી સન્માન કર!

( દુર્યોધન ) રાગ; કરીશુ કાળુરે, મુખ બતાવે;
રે જાઓ જાણ્યુંરે ડહાપણુ મુકો ડોસા;
ખસો ખપ વગરના ખોદ્યા. રે જાઓ ટેક.
ડહાપણુ મુકો બોલતાં ચુકો, બળને બુદ્ધિ નાહી;
ગમ વગરના ગતિ કરોને, વાટ જુવે છે કાઠી. રે જાઓ. ૧
મુંઢ મનાવા મને મોકલ્યો, વાત થઈ વિપરીત;
કહો ભરવાડો ક્યાંથી સમજે, રાજવળાની રીત. રે જાઓ. ૨
અગમ બુદ્ધિયે હુ નવ ચાલ્યો, વાદ વધો વાણીમાં;
જાણી જોઈ મેં જઇને બોળી, કનકજાગ પાણીમાં. રે જાઓ. ૩
ધોળા માંહે ધુળ પડીને, ગુરૂની ગમ ગઇ બુડી;
રણસંગ્રામે શઠ્ય મચાવું, નથી પહેરી મેં ચુડી. રે જાઓ. ૪
કાલાવાલા ઘણા કર્યા મેં, મનથી દીધું માન;
છાશ પિનારો પામે ક્યાંથી, શાક, પાક, પકવાન. રે જાઓ. ૫
કપટીએ કાને નવ ધરાયું, મુખે ના ને નાય;
નગ્ર સકળનો રાજા હું, જોઉં ક્યાં જમીને જાય. રે જાઓ. ૬

જગ્ત નિયંતાની નિંદા સતીઆથી સાંભળી ન ગઇ, તેથી સર્વ ઉઠી ચાલ્યા ગયા. સર્વ અંતરમાં વિચાર કરવા લાગ્યા કે રખેને ભગવાન આ. પણે ઘેર ગયા હોય !

ભગવાને રથ હાકી વિદુર દ્વારે આવી રથમાંથી ઉતરી બારણાં ઠોકયાં. ઉઘાડજો ! ઉઘાડજો ! એ ઉઘાડજો ! તે વખતે પારસ્વિ વસ્ત્ર કોરાણે મુકી સ્નાન કરવા બેઠાં હતાં તેથી એકદમ ચમક્યાં અને કહ્યું; કોણ હશે !

( ભગવાન. ) મરાઠી સાખી.
દોડી આવી દ્વાર ઉઘાડો, પછીથી પુછો પ્રશ્ન;
કાન્તા કામ છે તમો કંથનું, કારણ આવ્યો કૃષ્ન;
( કવિ. ) નવ લાગી વાર, ઉભી ખુલ્લાં મુકી દ્વાર. નવ.

( ભગવાને નિચું જોયું અને પારસ્વિ સ્તુતિ કરે છે. )

( પારસ્વિ. ) રાગ. અચકો મચકો કારેલી.
આજે ઉગ્યો કનકનો ભાનુરે, શ્યામ પધાર્યા સદન ભણી.
મારૂ ફાટયું જમનું પાનુંરે, શ્યામ પધાર્યા સદન ભણી. ૧
મારાં પાપ પૂર્વનાં પળીઆંરે, સ્યામ. મારાં જન્મ મરણુ ભય ટળીઆંરે. સ્યામ૦ ૨
દામોદર દર્શન દીધાંરે. સ્યામ. મારાં સર્વ કારજ સીધ્યાંરે. સ્યામ૦ ૩
કરૂ ચરણામૃતનું પાનરે, સ્યામ. કરૂં પુજા થાળ સાવધાનરે. સ્યામ૦ ૪
પુજી અરચી પાવનથાવુંરે, સ્યામ. હું દાસી ચરણની કહાવુંરે. સ્યામ૦ ૫

( ભગવાન )　　　　મરાઠી સાખી.

વિદુર ભક્તનાં પવિત્ર પત્નિ, પારસ્વિ ધન્ય વાણી;
નમ્ર સ્વરૂપે સનમુખ ઉભાં, પીવું ન ઘટે પાણી;
હું શરમાઉં, માટે ચાલ્યો જાઉં.　　　　　　હું.

( કવિ. )　　ગોકુળીએ લઇ ચાલ વહાલા. એ રાગ.

ઉભા ઉભા વિદુરને દ્વાર, પ્રભુજી. જેવા બળીને દ્વારે છડીદાર.　પ્રભુજી.
એતો અખંડને અવિનાશ, પ્રભુજી. થયા પાંડવ કેરા દાસ.　પ્રભુજી.
એતો ભક્તવત્સળ ભગવાન, પ્રભુજી જેને ન્હોય માનઅપમાન.　પ્રભુજી.
એતો અંતર આનંદ રૂપ, પ્રભુજી. જાણો જાદવ કુળના ભૂપ. પ્રભુજી.
મહિલા દોડી મહેલમાં, વસ્ત્ર શોધવા કાજ;
ધન્ય વિદુરની નારને, ઉભા ઉમરે ત્રિભોવન રાજ.　　　પ્રભુજી.
પારસ્વિ પ્રેમે બની, ગાંડા સરખી નાર;
અવળુ અમ્બર ઓઢીને, આવી જ્યાં જુગદાધાર.　　　પ્રભુજી.
એજે ઝાલ્યો બાવરી, વિશ્વપતિનો હાથ;
અંગ વસ્ત્રને પાથરો, પધરાવ્યા વૈકુંઠનાથ.　　　પ્રભુજી.
નારી ઉભી જોડી હાથ.　　　　　　　　　　પ્રભુજી.

પ્રભુ આજે મને કૃતાર્થ કરી, મારો મનુષ્યાદેહ અવતાર ધારણ કરેલો સફળ થયો. આજે ગરીબનું આંગણું પાવન કર્યું; પ્રભુ એવે સમયે આવ્યા કે મારાથી તર્ત સત્કાર ન થયો, આપને ઉભા રહેવું પડ્યું તેથી અંતરમાં માઠુ તો લાગ્યું હશે. પણ દાસીના દોષ મનમાં ન લાવશો.

( ભગવાન. )　　　　મરાઠી સાખી.

સામા કેરો સમય જુવે નહિ, ગર્જવાન જન જેહ;
માંદા હોય તો મરવા કાઢે, સ્વાર્થ ન ચૂકે તેહ,
મારે ગર્જ પડી, ભક્ત ભોવનમાં આવ્યો ચઢી.　　મારે.

**પારસ્વિ**—અરે ત્રિલોકનાપતિ, ચૌદ ભોવનનાનાથ, નોધારાના આધારને ગરીબની ગરજ પડે એ અજાયબી; મારા સમજવામાં કાંઇ આવતું નથી.

**ભગવાન**—હે સતિ !

રાગ—પાટણના નૃપ નથી તુજ મહેલે.

દુર્યોધન દરબાર વાર થઇ, લાગી ભગની ભૂખ;
ગયો હું ધર્મ વચન પર આજ, માગવા પાંડવ કાજે રાજ,
ત્યારે દુર્યોધન વાળી દાઝ, મને દેવાને ધાર્યું દુઃખ.　　દુર્યોધન. ૧
આજ ઉજ્જડ હસ્તિનાપુર, "ખર્યા નખ આંગળીએથી દૂર;"
ઘણું જીવો મુજ ભક્ત વિદુર, એહ વિણ સરજે ક્યાંથી સુખ. દુર્યોધન. ૨

જીવડો આકુળ વ્યાકુળ થાય, પેટમાં દુઃખે પગ ચુંથાય;
આંખમાં આગ, કાળજે લ્હાય, જરા મને જુવો દબાવી કૂખ. દુર્યોધન. ૩
હશે જો ટાઢુ શિળુ અન્ન, તોય મુજ પ્રાણુ થશે પરસન્ન;
જેવું નિર્ધનને સોંપ્યું ધન, બોલતાં બંધ પડે મુજ મુખ. દુર્યોધન. ૪

**પારસ્ત્રિ**—ક્ષમા! અવિનાશિ ક્ષમા! હમણાં ભક્તરાજ આવશે, અને *શિધુ લાવશે એટલે હું રસોઇ કરી જમાડીશ.

**ભગવાન**—આવે ને શિધુ લાવે ત્યાં સુધી મારાથી નહિ રહેવાય. તાઢુ શિળુ, સુકુપાકુ જે હોય તે આપો હું પાણીનો આધાર કરૂં.

**પારસ્ત્રિ**—અરે! કેવું શરમ ભરેલું ને પસ્તાવા જેવું, કે ભગવાન સરખા ખાવા માગે ને કાંઇ હાજર નહિ, હાય દૈવ શું થશે!

થોડી વારે વિદુરનાં લાવી મુકેલાં કેળાં યાદ આવ્યાં, તે સાતે કેળાં ભગવાનની પાસે રજુ કર્યા ને કહ્યું લ્યો મહારાજ જમો! વળી વિચાર આવ્યો કે ભગવાન હાથે છોલશે ને જમશે તો હું અપરાધમાં પડીશ. અરે સાજી ખાલે મારાથી પ્રભુની સેવા ન બની એમ મને પાછળથી પણુ પસ્તાવો રહેશે, માટે છોલીને આપું. એક કેળું જમણા હાથમાં લઇ ડીટથી ઉભુ પકડયું, તેની છાલ ચારે તરફ હાથ ઉપર ઉતારી વચ્ચેનો ગલ ડાબે હાથે ફેંકી દીધો. કેટલી બધી પ્રેમની ભૂલવણી, કેટલી બધી ભગવાનમાં પ્રિતિ, કે બીજી વસ્તુનું ભાનજ નહિ. એવીજ રીતે ૭ છોતરાં ખવરાવ્યાં અને સાતમું આપ્યું. વળી વિચારમાં નિચું જોયું કે હવે માગશે તો હું શું આપીશ. તેજ વખતે પેલા પડેલા ગલ નજરે પડયા ને પશ્ચાતાપ થયો. અરે ભગવાન મને ગાંડીને તો ગમ ન રહી, અને આપ પણુ વગર વિચારે છોતરાં ચાવીજ ગયા!

**ભગવાન**—તમે જે નાંખી દીધું તેજ નાંખી દેવાનું, અને ખાવા આપ્યું એજ ખાવાનું છે.

**પારસ્ત્રિ**—અરે મને ગાંડીને ગમાર શા સારૂ બનાવો છો, સ્વાદથી જે ભરેલી વસ્તુ તે તો મેં ફેંકી દીધી છે.

**ભગવાન**—એમ નહિ! તમારા સમજવામાં ફેર છે, લ્યો ચાખો! કહીને ભગવાને છોતરાનો કડકો આપ્યો; તેમાં વિશ્વપતિએ ગળપણુ મૂકયું. વિદુરપત્નિને ચાખતાં સ્વાદિષ્ટ લાગ્યું, એટલે પોતાનું મન વાળ્યું. ભગવાનનું મુકેલું ગળપણુ સદાકાળ રહ્યું હાલ પણુ કેળાનાં છોતરાં ગમે તે શાકના ભેગાં ભળે છે. વાતનો અંત નથી એટલામાં વિદુરની પધરામણી થઇ. વૈકુંઠનાથને દેખી ભક્તે ઉભા રહી બે હાથ જોડી સ્તુતિ કરી.

---

* રજવાડી રીત પ્રમાણે વિદુરને નિત્ય તાજુ શિધુ કોઠારેથી મળતું.

( વિદુર ) સ્તુતિ, રાગ સ્તવન મંજરી.

કરૂણાળુ કરૂણા કીધીરે. કૃપાનિધાન;
ખરે દાસની ખબરો લીધીરે, કૃપાનિધાન.

અલબેલા અંતરની જાણો, ઘડી ઘડી પળપળમાં;
અગાધ બુદ્ધિ ડહાપણુ મોટુ, સ્યાણા સમજો વળમાં;
ભુલા પડયા કાંઇ ભેદ જડ્યા નહિ. કેશવ ત્હારી કળામાંરે. કૃપાનિધાન. ૧
તુજ કૃપાએ કાળ જાય છે, આધિન સર્વે તારે;
વિશ્વ સકળનો રાજા તું છે, અવતારે અવતારે;
કરડી આંખની કોર કરો, જન પહોંચે જમને દ્વારેરે. કૃપાનિધાન. ૨
ઝાડ પહાડ જીવ જંતુ સરવે, ગતિ કરે ગોવિંદા;
ઉદધિ, અવનિ, આકાશ મંડળ, તારા, સુરજ ચંદા;
કૃતિ કરી કોઇ આપ વખાણે; ફોગટ એના ફંદારે. કૃપાનિધાન. ૩
જળ, અગ્નિ, વાયુના કરતા, કરતા સારી જગના;
ધર્મિ અધર્મિ, ગાંડા ડાહ્યા, ચોર જુગારી ઠગના;
ખાંતે ખેંચી સ્વર્ગે લ્યોછો, હોય તમારી વગનારે. કૃપાનિધાન. ૪
મારૂ તારૂ તમો ઘેર છે, કોઇ નાના કોઇ મોટા;
કોઇ સ્વર્ગે કોઇ નર્કે લ્યોછો, કોઇ સારા કોઇ ખોટા;
ભૂધર તમારો ભેદ જડે નહિ, વાળ્યા ગડબડ ગોટારે. કૃપાનિધાન. ૫

ભગવાન—વિદુરજી સ્તુતિયો પછી કરજો, મારા ભુખે પ્રાણ જાય છે, માટે જમવાનો બંદોબસ્ત કરો।

વિદુર—હે વનિતા, તમે અગ્નિ પ્રગટ કરી આધણ મુકો। હું કોઠારેથી ભિક્ષુ લઈ આ આવ્યો। દુર્યોધન વિચારે છે કે સતવાદિ દાદા ભિષ્મ, ગુરૂદ્રોણ, ભક્ત વિદુર, સર્વ ગયા, પિતા અંધ છે, હવે કોઇની બિક નથી. અરે હમણાં જઇ કોઇ ખબર લાવો કે કૃષ્નનો રથ ક્યાં ઉભો છે। વિદુરને ઘેર કૃષ્નને જાણી દુર્યોધન ઘોડેસ્વાર થઇ કોઠારે ગયો અને કોઠારીને કહ્યું. ખબડદાર। આજે એક દાળનો દાણો, એક ચોખાનો દાણો, કે એક પાઇભાર લોટ વિદુરજીને આપીશ તો અવળી ઘાણી ઘાલીને પિલી નાખીશ, અને એમનો અતિ આગ્રહ થાય તો કહેવું કે તમારે તમારા મેંમાન સહીત સર્વેને જમવાનું દુર્યોધનને ઘેર છે. વળી મોદી માત્રને કહું છું કે.

( દુર્યોધન. ) મરાઠી સાખી.

છત્રપતિ હું રાય નગ્રનો. હુકમ કરૂ લ્યો જાણી;
અધોળ અન્ન જે આપે વિદુરને, ઘાલુ અવળી ઘાણી;
હું મુખ ભણું, ભોજન ભિંતમાં ઉભો ચણું. હું.

અરે નગ્રમાં પણ ઢુંડી પિટાવું છું કે જે કોઇ વાડકી છીની આપશે લેશે, અગર મેમાન પરોણાનો સત્કાર કરશે તેને દેહાન્ત દંડની સજા કરીશ.

દુર્યોધનના ગયા પછી થોડી વારે વિદુરજીએ કોઠારે આવી સામગ્રિની માગણી કરી.

**કોઠારી**—આજે તમને શિધુ નહિ મળે ।

**વિદુર**—કેમ ન મળે ?

**કોઠારી**—રાજા દુર્યોધનનો હુકમ છે કે વિદુરને અન્ન આપશે તેને જમપુરીમાં જવું પડશે.

**વિદુર**—ત્યારે શું અમારે આજે લાંઘણ કરવી । એવું તે હોય ।

**કોઠારી**—એ હોય ન હોય રાજાને પુછો; અને ત્યાંથી રજા લાવો । લાંઘણ નહિ પણ મેમાન પરોણા સાથે જમવાનું રાજાને ત્યાં છે.

**વિદુર**—કેટલી બધી દુષ્ટતા, અરે પાપી દુર્યોધન હવે પાપનો ઘડો પુરો ભરાયો છે, થોડા વખતમાં ફુટશે, ભાઇ કોઠારી । કાલે મળશે ?

**કોઠારી**—કાલે મળશે; સુખેથી લઇ જજો.

**વિદુર**—કાલે હું અપવાસ કરીશ, કાલને બદલે મને આજે આપ. અરે કાલે શું પાંચ દિવસ અપવાસ કરીશ પણ મને આજ આપ.

**કોઠારી**—ભલે છ મહિના સુધી અપવાસ કરો, એ તમારી મરજી; પણ તમને આજે નહિ મળે ।

- કોઠારી અને મોદી કોઇએ શિધુ ન આપ્યું ત્યારે વિદુરજી ઘેર પાછા આવ્યા; બારણામાં પેસતાંજ ભગવાને પુછ્યું શું લાવ્યા ?

**વિદુર**—ઉતાવળ ન કરશો મહારાજ । હવે થોડી વાર છે.

એમ કહી, ભગવાનને નિવેદ ધરાવવાનો ઠાકોર સેવામાં સોનાનો થાળ હતો તે થાળને સંતાડી લઇ જઇ કોઠારીને કહ્યું. ભાઈ આ થાળ રાખ્ય અને શિધુ આપ ।

**કોઠારી**—આ થાળ તો શું પણ દુર્યોધનનું ચક્રવૃદ્ધિ રાજ્ય મળતું હોય તોપણ મારા મુવા પછી શા કામનું ?

થાળથી પણ ઠેકાણુ ન પડયું; વિદુરજી નિરાશ થયા, કલ્પાન્ત કરવા લાગ્યા. અરે ત્રિલોકપતિ. બધા વિશ્વનું ભરણ પોષણ કરનાર પ્રભુ માનસિક લિલા કરી મારા ગરિબની પાસે ખાવા માગે છે ત્યારે મારી પાસે કાંઇ નથી. અરે ધિક્કાર મારા અવતારને. જીવવું કેવળ નિરર્થક છે. હવેતો આપઘાત કરવો જોઇએ, અરે દુર્યોધન પાપીએ કેવી ક્રુરતા બતાવી.

( ઝંડિયા કુવા ઉપર ચઢી તેમાં પડવાની તૈયારી કરે છે. )

(વિદુર)　　રાગ, ડરમાં તું દિલસાથ છોકરા.

જણુવ્યું ઝાઝુ ઝેર, પાપીએ જણુવ્યું ઝાઝુ ઝેર
શત્રુ એ જાગ્યો, વાંસે લાગ્યો;
બંધ કર્યાં અન્ન પાણીનાં બારાં, જીવતર સફળ જેને હોય સગાં સારાં;
નર્ક પડી કાંઈ કાળે નિકળશો, સાત જનમ કદી સામા ન મળશો;
ધિક્કાર, દુર્યોધન ધિક્કાર, વાળ્યુ કિયા જનમનું વહેર.　　પાપીએ. ૧
હાય શું થાશે, જીવ મારો જાશે;
દારૂણ દુઃખ આજે દિઠુ વિદુરે, અંન વિના અવિનાશી ઝુરે;
લાજ ગઇ લક્ષ્મિવર પાસે, માગ્યુ મોહન નવ દિધુ આ દાસે;
અરે હરિને આપવા કાંઇ હાજરનથી, સાંધુ સાત ને તુટે તેર. પાપીએ. ૨
દેહ હું પાડુ, પ્રાણુને કાડુ;
પાશ બાંધી બળે ખાઉ ગળે ફાંસો, હરિવિમુખ થયો કેમ કરૂં સાંસો;
ડંખ દિધો દુર્યોધન સાપે, ઝેર તજે નહિ અમૃત આપ્યે;
ચાલ! અંતકાળે હરિનાં દર્શન કરૂં, તો થાય લિલા લહેર. પાપીએ. ૩

પણુ પ્રભુ પુછશે શું લાવ્યા ત્યારે શો ઉત્તર દઇશ! એટલામાં કુવાની આસપાસ ભિનાશમાં તાંદળજાની ભાજી ઉગેલી નજરે પડી, તેને મુળ સુદ્ધાં ખિંચી ખિંચી થાળીમાં ઢગલો કર્યો, પછી સંતાડી સદનમાં આવ્યા. લાવેલી ભાજી કોઇને નથીજ ખાવી એમ ધારી વગર સુધાર્યે વગર ધોયે ઉકળતા આધણુમાં નાંખી વિદુરજી મેડા ઉપર ચઢયા, પારસ્વિ પાછળ પાછળ ગયાં.

**પારસ્વિ—કેમ ઉદાસ છો? કેમ આંખમાંથી આંસુ જાય છે શું લાવ્યા!**

પારસ્વિ)　　　　રાગ; આઢ.

શું લાવ્યા મારા નાથ, રે શું લાવ્યા મારા નાથ;
કેમ દિસો ખાલી હાથ, રે શું લાવ્યા મારા નાથ.
પ્રભુ પરોણા આપણુ ધામે, ઉદય પુર્વનુ પુન્ય;
ખાન પાનથી ખુશ કરોને, નાથ ન રાખો ન્યુન્ય. રે શું લાવ્યા. ૧
કણુ જાએ કમળાવર મુખે, આનંદ ઉરમાં થાય;
કહો શું લાવ્યા કંથજી મારા, પુછું લાગી પાય. રે શું લાવ્યા. ૨

(વિદુર) લાવ્યો મહિલા મ્હોંત; રે હું લાવ્યો માહિલા મ્હોત.
કેમ બની શુણીને બ્હોત. રે હું લાવ્યો મહિલા મ્હોત.
અબળા આવી આડો પડીઓ રાહુ દુર્યોધન;
નગ્ર સકળમાં ઢુંડો પીટી, બંધ કર્યું છે અન્ન. રે હું લાવ્યો. ૧
લલના લજ્જા લેશ ન રહેશે, ભૂખ્યા કમળાકાન્ત;
શ્યામ વદન શું જીવવું જગમાં, ઝેરે જીવડો શાન્ત. રે હું લાવ્યો. ૨

પારસિવ—સ્વામિ જરૂર ઝેર પિવાનોજ સમય છે; પણ લાવવું ક્યાંથી ?

વિદુર—આપણા ઘરમાં ઠાકોર સેવામાં દિવા કરવાનું ઘી છે, તેમાંથી અદશેર લાવો, તેને સો બસેંવાર ધુવો એટલે ઝેરરૂપ થશે.

એ પ્રમાણે ઘી ધોઇ ખાવાની તેયારી કરે છે ને અંતરજામિને ફિકર થઈ; સપાટે ઉપર જઇ ઝડપથી બંને વાડકીઓ પાડી નાંખી. અરે હું ભૂખ્યો ભૂખ્યો બુમ પાડુ છુ ને તમે......

વિદુર—મહારાજ હું તો ઝેર ખાતો હતો.

ભગવાન—ભક્તરાજ શા માટે ઝેર ખાતા હતા !

વિદુર—આપ પધાર્યાછો ને આપને જમાડવાને માટે એકે ઉપાય નથી, ઘરમાં કાંઇ નથી.

ભગવાન—એવું હતું ત્યારે શા માટે કંકોત્રિ લખી !

વિદુર—કંકોત્રિ શાની !

તેજ વખતે ભગવાને પોતાની પાસેથી કાગળ કાઢી વિદુરને વંચાવ્યો. તો પોતાનાજ અક્ષર, પોતાનીજ કરેલી સહી; અને એવું લખેલું કે—

સ્વસ્તશ્રી દ્વારીકાં બંદરે, મહાશુભસ્થાને પુજારાધે, અનેક સર્વે શુભોપમાને લાયક ગુણના સાગર, વૈકુંઠાધિપતિ, કોટિબ્રહ્માન્ડના નાથ. અધમ ઓધારણ, પતિતપાવન કૃષ્ણની ચર્ણાનજીવી યુગે યુગ અવિચળ રહો; એતા શ્રી હસ્તિનાપુરથી લી. આપના ચરણની રજ, સેવક વિદુરના દંડવત પ્રણામ વારંવાર અંગિકાર કરશો; લખવાનું કે હાલ મારે વ્રતનું ઉધ્યાપન કરવું છે માટે યાદવ સહઃવર્તમાન વહેલા પધારશો એજ. મિતી અમુક.

લી. દાસાનુંદાસ; વિદુર.

વિદુર—( હબકીને ) અરે ! ! ! આ શો ગજબ; તમારે એકને માટે આટલી પીડા પડે છે ને યાદવ માત્ર !

ભગવાન--વિદુરજી ! મને શા સારૂ સમજાવો છો, તમારા ઘરમાં જે જોઇએ તે છે.

વિદુર—હા મહારાજ ! પણ " અન્ન પાણી ને આબરૂ વિના. "

ભગવાન હશી, હાથ પકડી નિચે લાવ્યા અને નિચેનો ઓરડો ઉઘાડયો ત્યારે વિદુરે પકવાન ભરેલાં જોયાં.

ભગવાન—આટલું બધુ છે, અને ના આપવાનાજ ઢૂંઢ કે નહિ !

વિદુર—( અરે હાય હું કેવો અજ્ઞાન, નારાયણ પધારે ત્યાં શાની ન્યુન્ય.) મહારાજ આ બધુ તમે જાણતા હતા ત્યારે કેમ હાથે લઇને જમ્યા નહિ.

ભગવાન—પારકા ઘરમાં હાથે લેવાય !

વિદુર—આટલો બધો હક ધરાવો છો ને હવે પારકુએ કહેવાય ? લ્યો હું પિરસુ !

ભગવાન—તમે મારી સાથે જમવા બેસો !

વિદુર—ઉભા રહો હું દુર્યોધનને ના કહી આવું !

વિદુર અને વિશ્વપતિ વાત કરે છે એટલામાં રથનાં પૈડાં ખડખડવા માંડયાં ઘોડાના મુખના ખોંખારા અને પગના ધમકારા થવા લાગ્યા; ત્યારે દુર્યોધને મામાને પુછ્યું. આ ખખડાટ શાનો થાય છે ?

શકુનિ—તમારા કાકા વિદુરે દ્વારીકાં તેડાવ્યું છે, પણ તમારે ત્યાં નોતરૂં નથી. એવામાં વિદુરજી આવ્યા અને દુર્યોધનને લાંબો હાથ કરી કહ્યું કે તારે ઘેર જમવા નહિ આવું. તેજ વખતે દુર્યોધને હાથ પકડયો; ત્યારે વિદુરે આડી દ્રષ્ટિ કરી.

દુર્યોધન—કાકા આજે તમારે ત્યાં ટાણું છે, ને હું નહિ !

વિદુર—તું આવજે !

દુર્યોધન—મારા નવાણું ભાઇ, પ્રધાન, મામા, સ્ત્રિયો વિગેરે ?

વિદુર—એમને લાવજે !

દુર્યોધન—સભાસદો, અને લસ્કરના અધિકારીઓ ?

વિદુર—એમને પણ લાવજે, અને જેને લાવવા હોય તેને લાવજે; પણ મને જવાદે !

( કવિ ) મરાઠી સાખી.

દોર વિષે જેવી નટની દ્રષ્ટિ, જુવતિ જારમાં જોડે;
ભક્ત નજર રહે સદા ઠરેલી, કૃષ્ન ચરણમાં કોડે;
નહિ દેહિનું ભાન, ગોવિંદ ગાણે રહે ગુલતાન. નહિ.

વિદુરના ગયા પછી દુર્યોધન કહે મામા કેમ કરીશું જમવા જવું કે નહિ ?

શકુનિ—જરૂર જવું, ખુબ ખાવું, ખાતાં ન ખુટે તો. હાથી, ઉંટ, અને ઘોડાના મોં આગળ ઢગલા કરવા, અને ખૂટાડી, હે ! ! ! બોલાવી પાછા આવવું. ( સોએ ભાઇ મામા શકુનિ સહિત સંપ કરી આવ્યા. )

દુર્યોધન—બલિહારી મામા બુદ્ધિને !

વિદુર ધસ્યા મસ્યા આવ્યા, ત્યારે ભગવાને પુછ્યું શું કરી આવ્યા ?

વિદુર—( નિસાસો નાંખીને ) મહારાજ નિમાજ પડતાં મસીદ કોટે વળગી " કહેવા ગયો ના અને થઇ ગઇ હા, એકને નહિ પણ અનેકને.

ભગવાન—અરે આટલું, તેમ તેટલું શોચ શાનો કરો છો, જાદવ જમશે તેમાં કૌરવનો શો હિસાબ.

**વિદુર**—અરે એ શું બોલ્યા, મારી લાજ નહિ રહે !

ભગવાને વિદુરજીને શાન્ત કરવા પછિતની બારી ઉઘાડી સર્વ લિલા બતાવી હજારો યાદવોને અનેક પ્રકારની સામગ્રિ તૈયાર કરતા જોયા; એટલામાં દુર્યોધન આવ્યો.

**દુર્યોધન**—કેમ કૃષ્ન તમે અહિંજ છો કે ?

**ભગવાન**—હા હું જતો હતો પણ અવસર જાણી તમારા કાકાએ મને રોકયો, દુર્યોધન ! કાકાને ઘેર ટાણું તે તમારેજ ઘેર સમજજો. કાકાને ઘેર જસ તે તમારેજ ઘેર સમજજો; રસોઇ કરનાર રસોઇ ગમે તેવી કરે પણ જસ પીરસનારાના હાથમાં છે, માટે તમે કૌરવ માત્રને પીરસવા રાખો ભંડારની કુંચી તમારી પાસે રાખજો !

દુર્યોધને મામા સામુ જોયું; ત્યારે મામાએ સાન કરી. હા કહે ! હા કહે ! આપણું ધાર્યું થશે અને ફેંકવું હશે એમ ફેંકાશે.

દુર્યોધનના હાથે પદ્મ અને કેશવ ભગવાનની કૃપા એટલે ખુટે તો શાનુંજ. સર્વ જમીને ગયા ત્યારે વિદુરજીએ વિઠ્ઠલની થાળી પિરસી !

**ભગવાન**—તમે મારી સાથે બેસો !

**વિદુર**—જેવી આજ્ઞા !

**પારસિવ**—તમે બે ને હું એકલીજ ! તેજ વખતે પ્રભુ પ્રેરણાથી લક્ષ્મિજી આવ્યાં, તે બંને સાથે બેઠાં.

**વિદુર**—મહારાજ તમે પ્રથમ ગ્રાસ મુખમાં ઘાલો, એટલે અમે બેસીએ.

ભગવાન કોળીઓ લઇ મુખ સુધી લાવી ઉંડા વિચારમાં પડયા હોય એમ સ્તબ્ધ થઇ ગયા.

**વિદુર**—કેમ મહારાજ આમ ?

**ભગવાન**—મારા ભાણામાં જે પિરસેલું છે; તેનાથી પણ કાંઈ સારી સુગંધ આવે છે !

**વિદુર**—બીજું તો કાંઇ નથી, જેછે તે એજ છે.

**ભગવાન**—જેની સુગંધી આવતી હશે એ પદાર્થ હું ખોળી કાઢીશ, માટે મને જોવાઘો અને એ વસ્તુ જમવા ઘો.

**વિદુર**—ઉઠો મહારાજ ત્યારે શોધી કાઢો !

ભગવાને તેજ તપેલી લીધી કે જેમાં ભાજી બફાઇને તૈયાર થઇ છે. પણ નહિ કાંઇ મશાલો કે મિઠુ, નહિ ધોએલી કે સુધારેલી; વિદુરજી કહે મહારાજ એતો તાવનો ઉકાળો છે. ભગવાન કહે મને જરા તાવ જેવું છે, માટે હુંએ ઉકાળો પીશ.

વિદુર—મહારાજ એતો તાંદળજાની ભાજી છે અને તે તમારે ખાવા લાયક નથી.

**ભગવાન**—નથી શું ! મારે એજ ખાવી છે.

**લક્ષ્મિ**—હવે ભાજીમાં શું મોહ્યા ! તમેય "ચિત્ત લગ્યા શંખનિસે તો પદ્મની કયા ચિજ હે;" પકવાન મુકી તાંદળજામાં તણાયા !

**ભગવાન**—પકવાન ગમે તેટલાં પણ આ ભાજીના સ્વાદને નહિ પહોંચે.

**( લક્ષ્મિ. )      રાગ. ગુજરાતની માલણ આવીરે.**

લાજો લાજો તમે ભગવાનરે, નથી સાર અસારનું ભાનરે.
ખરે ખોળ તેને ગણો ગોળરે, તમ હૈએ ફરી વળ્યું હોળરે
મુકી સર્વ સામગ્રિ તાજીરે, ચિત્ત ચોટયું તાંદળજાની ભાજીરે.
રૂડા ગૌરી ઘૃત મિષ્ટ મેવારે, જેને ઇચ્છે દેવાધિ દેવારે.
જાણો દુર્લભ રત્નને મોલેરે, તે શું ન્હોય તાંદળજાની તોલેરે.

**ભગવાન**—નહિ ! નહિ ! એકવાર શું હજાર વાર નહિ !

**લક્ષ્મિ**—હો હો હો ! ! ! શું ! ભાજીનાં વખાણ ! લાવો મને ચખાડો !

**ભગવાન**—તમને ચખાડુ તો વિદુર માગે, વળી પારસ્વિ માગે, ત્યારે મારે ભાગ્ય શું રહે !

**( કવિ )              રાગ, ગુજરી.**

તાંદળજાની ભાજી તાજી, નજર નિર્મળી કીધીરે;
નજર ચુકાવી નંદકુંવરજી, ઝડપ તપેલી લીધીરે. ૧

થાળી માંહે ઠાલવી લીધી, ઉંચા કરીઆ હાથરે;
અદ્ધરથી આરોગે હરજી, વૈકુંઠ કેરો નાથરે. ૨

રસકસ રૂડો વનસ્પતિનો, મોહન માંહિ મુકેરે;
ચાખંતાં ચિત્ત ચળે મનુષ્યનું, ચતુર જરા કેમ ચુકેરે. ૩

પત્નિ, ભક્ત, પારસ્વિ ત્રણે, પાછળ પાછળ દોડેરે;
ધણું ઢળેલું હસ્ત ગ્રહિને, મુખમાં મેલે કોડેરે. ૪

ભગવાન આ ખુણેથી પેલે ખુણે દોડતા જાય, ને અદ્ધરથી કોળીઆ મોમાં નાંખતા જાય; અડધુ મોમાં પડે ને અડધું નિચે પડે. નિચે પડેલું ત્રણે જણ પાછળ પાછળ દોડતા વિણી ખાતા જાય. જ્યારથી વિદુર, પારસ્વિયે પડેલો પ્રસાદ વિણી ખાધો, ત્યારથી અધાપિ પરિયંત ભગવાનના મુખમાંથી પૃથ્વિ પડેલો પ્રસાદ નકામો ન જાય. થાળી સાફ થઈ કે ભગવાને નિચે મુકી હાથ ધોયા, અને વિદુર ભક્તની રજા માગી; રથમાં બેઠા.

વિદુર—મહારાજ, શિ ખાવાની ખુબી, તમે તો સંભારણું કરીને જાઓ છો ! પધારો પ્રભુજી, સેવકને ફરી સંભારજો.

**પારસિવ**—પ્રભુ પધારજો! મારાથી આપની કાંઇ સેવા ન થઇ.

( કવિ. ) **રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી.**

**ભક્ત આધિન સદા ભુધરો.**

ભાજી જમ્યા ભલા ભાવથી, ત્યાગ્યા દુષ્ટના મેવા;
રથ જોડાવીને રીઝથી, ચાલ્યા ત્રિભોવન દેવા. ભક્તઆધિન. ૧
દુર્યોધન દરબારમાં, કર્યો મુખે ખોંખાર;
જમીને જાઉં તુજ નગ્રમાં, થાજે લઢવા તૈયાર. ભક્તઆધિન. ૨
આમંત્રણ દેઇ આવીઆ, જ્યાં છે રાજા ધર્મ;
સંક્ષેપમાં સમજાવીઆં, કર્મહિણાનાં કર્મ. ભક્તઆધિન. ૩
યુદ્ધ આરંભો ઉમંગથી, સદા રહુ તમ પાસ;
રક્ષણ કરૂ રૂડી રીતથી, કરૂ દુષ્ટનો નાશ. ભક્તઆધિન. ૪
એવા હરિ હરનિશ ભજો, આણી અંતર વહાલ;
જન્મ મરણ દુઃખ ટાળશે, કહે છે, " બાપાલાલ. " ભક્તઆધિન. ૫
રાખે સદા સુખ ચેનમાં, પુરે મનના કોડ;
હરિજન સૌ કહો ઉમંગથી; જયજય **શ્રી રણછોડ.** ભક્તઆધિન ૬



## હરિશ્ચંદ્ર આખ્યાન.

( કવિ ) **મરાઠી સાખી.**

સુખ ને દુઃખ બેઉ સરખાં જાણી, સંકટને સુખ લહેછે;
વિપત્ત પડે પણ વાંકુ ન બોલે, હરી આશ્રિન થઇ રહેછે;
પાળે સત્ય સહી, દુઃખનો દિવસ તે દેખે નહિ. પાળે.

**ગિતિ.**

સ્વર્ગ તણા સંગાથી, શ્રૃષ્ટિ સકળમાં જશ આપે જાણી;
દેહને દિવ્ય દિપાવે, દાન દયાને મુખે સત્ય વાણી.

**અલબેલીરે અંબેમાત; એ રાહ.**

દિપે દેવ તણો મહારાજ, ઇંદ્રાસન ધણી;
શોભે મંડપ ભવ્ય વિશાળ, સભા રૂડી રાય તણી.
ઇંદ્રાસનનો સ્વામિ ઇંદ્ર એ, બેઠા ભરીને સભાયરે;
તેત્રિસ કોટી દેવ બિરાજે, વળી બેઠા રૂષિરાય. સભારૂડી. ૧
આગળ અપ્સરા નાચ કરંતી, પાડે તાન પર માનરે;
સકળ સભાને રંજન કરવા, ગાંધ્રવ કરતા ગાન સભારૂડી. ૨
જાદુગર જાદુ બતલાવે, નાટક નાટકકારરે;

રાજ્ય રમકડાં કંઇ કંઇ આવી, કરતા નવિન પ્રકાર. સભારૂડી. ૩
હર્ષે પામતા સૌ અવલોકી, ઇંદ્રને મન ઉચ્ચાટરે;
મહામુનિનાં મારે દર્શન કરવાં, જુવે વશિષ્ટની વાટ. સભારૂડી. ૪

તેત્રિસ ક્રોડ દેવ અને અઠયાશી હજાર રૂષિ સમક્ષ રત્ન જડિત્ર કનકના સિંહાસન ઉપર બિરાજમાન થએલો સ્વર્ગનો રાજા **ઇંદ્ર** વશિષ્ટ-મુનિને વારંવાર યાદ કરવા લાગ્યો. મહામુનિ વશિષ્ટ હજી કેમ નહિ આવ્યા હોય, એ ક્યાં રોકાયા હશે ! અરે વશિષ્ટ વિનાતો મારો દરબાર મુર્તિ વગરના મંદિર સમાન શોભે છે. આવાં ઇંદ્રનાં વચન સાંભળી ખાખ વગરનો દેવતા ધિખિ ઉઠે તેમ ગાધિરાજાના પુત્ર **વિશ્વામિત્ર** રૂષિયે અંગારા જેવી આંખ કરી મસ્તક ધુણાવ્યું. અરે શું વશિષ્ટ વિના અંધારૂજ ? શું એ સુર્યવંશી રાજાઓનો પ્રોહિત માટે ! જોઉછું વશિષ્ટ માન્ય ક્યાં સુધી પામે છે, હવે આજથી વશિષ્ઠની વદેલી વાણી પસાર થવા દેવી નહિ; જે તે વાતે જુઠો પાડી તેને દેવતાઓની સમક્ષ માન ભ્રષ્ટ કરવો.

વિશ્વામિત્ર જાતી સ્વભાવે કરી, અંતરમાં ધિખી ઉઠયા છે; એવામાં વશિષ્ઠમુનિની પધરામણી થઈ, અને રાજા ઇંદ્રે અતી માન આપ્યું. જેમ જેમ વશિષ્ઠને ઇંદ્ર નમતો જાય છે, આવકાર દેતો જાય છે; તેમ તેમ વિશ્વામિત્રનો ક્રોધ વધતો જાય છે.

( કવિ )　　　**મરાઠી સાખી.**

આચાર્ય આવ્યા ઇંદ્ર સભામાં **વાસવ** જોતો વાટ;
પ્રણામ કરીને પાએ લાગ્યો, ટાળ્યો મુજ ઉચ્ચાટ;
નમે વારંવાર, ભલે પધાર્યા બ્રહ્મકુમાર.　　　નમે. ૧
**(વશિષ્ટ)** નમ્રપણું ને નિર્મળ બુદ્ધિ, ધન્ય તુજ વિવેક;
રાજ્યલક્ષ્મિના મદે કરીને, નથી છકયો તું છેક;
આપે આદરમાન, પ્રસન્ન તુને હો ભગવાન.　　　આપે. ૨

ઇંદ્રને વશિષ્ટનો સત્કાર કરવો, વશિષ્ટે ઇંદ્રને આશિર્વાદ દેવો, તે જોઇ વિશ્વામિત્રની અમુઝણમાં બાકી રહી નહિ; હા ! હા હા ! કેવી ઇંદ્રની અજ્ઞાનતા, શું વશિષ્ટ તે સ્વર્ગમાંથી ઉતર્યો છે; શું વશિષ્ટ સર્વગુણ સંપન્ન છે ! બસ ક્યારે પ્રસંગ આવે ને હું વશિષ્ટને ખબર પાડું.

આવા વિચારમાં ક્રોધી વિશ્વામિત્ર અમુઝાય છે, તેવામાં ઇંદ્રે મહાજ્ઞાની વશિષ્ટને પ્રશ્ન કર્યો.

**(ઇંદ્ર)**　　　**ત્રિતાલ ચોપાઇ.**

નામુ મુસ્તક નાથજી મારા, હુંતો ચરણ પુજુંરે તમારા;

કર બેઉ જોડી લાગુ પાય, એક પૃષ્ન કરૂં ઋષિરાય. ૧
મુને શંકા થઈ એક મન, તેતો નિવારો સ્વામિન;
સત્ય જગમાં બોળાયુ છેક, કે કાંઇ બાકી રહ્યું અવષેક. ૨
(વશિષ્ટ) વિશ્વાસે ચાલે છે વહાણુ, વિશ્વાસે અરપાય પ્રાણુ;
વિશ્વાસ વપુનો હમેશ, જ્યાં સુધી હોય સત્યનો લેશ. ૩
(ઇંદ્ર) તમે દેશ ફર્યા હશો ઝાઝા, પૃથ્વિમાં એવો કોઇ રાજા;
જેને પડે ઝાઝી વિપત્ય, તોય ચુકે ન પોતાનું સત્ય ૪

**વિશ્વામિત્ર**—(મનમાં) જગતમાં સત્યવાદી રાજા તો હરિશ્ચંદ્ર વિના બીજો નથી, પણ જો વશિષ્ઠ હરિશ્ચંદ્રનુંજ નામ દે, તો તો મારે હરિશ્ચંદ્રનું પણ સત્ય ચુકાવવું, અને વશિષ્ઠને દેવ સભામાં ઝાંખો પાડવો.

(વશિષ્ટ) મરાઠી સાખી.

પ્રષ્ન કરીને પ્રતાપિ કીધી, ઇંદ્રાસનની ગાદી;
અવધપતિ મેં એકજ દીઠો, હરીશ્ચંદ્ર સત્યવાદી;
ચાલે સર્વ નમી, સુર્યવંશી સૂર પરાક્રમી. ચાલે.

હે રાજા ઇંદ્ર ! અવધપુરીનો રાજા, ત્રિશંકુનો પુત્ર હરિશ્ચંદ્ર, જ્યાં સુધી સુર્યચંદ્ર તપે ત્યાં સુધી સત્યવાદી છે !

(વિશ્વામિત્ર) રાગ; ખટક રહિ આ.

વશિષ્ટ વદજે વિચાર કરીને, ઇંદ્ર સભા માંહી પેઠા;
બહાર ગમે તેમ ગપ્પાં મારે, જાણુ પુરૂષો અહિં બેઠા. ૧
(વશિષ્ટ) જાણુ હોય ત્યાં વાણુ ઉચરીએ, સોંપે સાખ્ય કે કહું ખામી;
હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી, જગત રહ્યું જેને નામી ૨
(વિશ્વામિત્ર) હરિશ્ચંદ્ર યજમાન એ તારો, બોલ બોલે તું મન ગમતા;
જુઠા અધર્મિ એના જેવા, ભુતળ માંહે બહુ ભમતા ૩
(વશિષ્ટ) બોલી વધારે બોલ, શાને ઘટાડે તોલ, મન થકી શું મકલાએ;
[1]ઉલુક [2]અર્કનું અવળુ બોલે, સુર્ય કદી ઝાંખો થાએ ૪
(વિશ્વામિત્ર) સુર્ય સમાન એ રાય છે તારો, ઉલુક કહ્યો મુને અભાગી;
આજ થકી એની કેડ ન મેલું, માંથે દુઃખ લીધુ માગી ૫
(વશિષ્ટ) શહસ્ત્ર રૂષિ તુજ સરખા જાએ, સત્ય મુકાવાને માટે;
સત્યવાદી એ સત્ય જો ચુકે, હું જમુ કુતરા ચાટે. ૬

તું એક તો શું પણ તારા જેવા હજાર વિશ્વામિત્ર જાય, અને જો હરિશ્ચંદ્ર સત્ય ચુકે તો હું કુતરાના માથાની ખોપરીમાં ભોજન કરૂં !

---

૧ ઉલુક=ઘુવડ. ૨ અર્ક=સુર્ય.

( વિશ્વામિત્ર )　　રાગ; ક્ષત્રિકલંક.

હવે મુકય અન્યા અહકારી અહંકાર; સત્ય હું એનું તોડી નાંખુરે.
આ ચાલ્યો હવે પળની ન વાર.　　સત્ય હું. ૧
આજે પુર જઇને અયોધ્યામાં વાસ;　　સત્ય હું.
એના રાજ્યનું તો વાળુ સત્યાનાશ.　　સત્ય હું. ૨
કરૂ રઝળતો એને રાનો રાન;　　સત્ય હું.
કદી થાય નહિ સત્ય કેરૂ ભાન.　　સત્ય હું ૩
દુઃખ દેખી અસત્યનો કરે સંગ;　　સત્ય હું.
ત્રાહે ત્રાહે પમાડુ એને અંગ　　સત્ય હું. ૪
અક્કલ ઓજારથી ઘડવા માંડુ ઘાટ;　　સત્ય હું.
હોડ હારૂ જમુ કુતરાની ચાટ.　　સત્ય હું. ૫

( ઇંદ્ર. )　　રાગ; જા...શો શું'રે પ્યારા પ્રિતમ.

રા...ખો શુંરે આવાં વેણુ ઉચ્ચારો છો.
સાંખો નહિરે મિથ્યા મેણુા મારો છો.
આભ તણા આધાર બેઉ છો, ચારે વર્ણના દેવ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ ભોવનમાં, થાય તમારી સેવ;
ડા...હ્યા થઇ શું, કેવળ ગાંડાં કાઢો છો　　રાખો. ૧
જાણુ પુરૂષ જો ઝઘડો કરશે " અજ્ઞ " નો શો અપરાધ;
એક એકથી અધિકા દીસો, બેઉ મુકો બકવાદ;
ફાં...ફાં ફોકટ, કો કોને ફિટકારોછો　　રાખો. ૨
રાજ્ય કચેરી રૂડુ પામે, તમ આવેથી માન;
આપ આપનું આપ વિચારી, ભિતર લાવો ભાન;
વ...હા...લા થઇને, વહેરીની ગત સારો છો.　　રાખો ૩
નરમ ગરમ કયમ થાઓ ન એકે, ક્રોધ નિવારો ક્રુર;
કરડી દ્રષ્ટિ કરો કૃપાળુ, ચૌદ ભોવન હોય ચુર;
બ...ન્ને બળીઆ, અરસ પરસ કયાં હારો છો.　　રાખો. ૪
કરજોડીને કરૂં વિનતી, છો વિદ્યા બળપૂર;
પાડા લઢતાં ઝાડાં ઉખડે, શાન્તિ પકડો સુર;
અ...ધિ...કુ બોલી, આ શું કરવા ધારોછો.　　રાખો. ૫

( વિશ્વામિત્ર. )　　મરાઠી સાખી.

વિશ્વામિત્ર કહે [1]વાસવ છાનો, હવેરે વંઠી વાત;

---

[1] વાસવ=ઇંદ્ર.

ગોળો છુટયો ગોફણમાંથી, સહેવું સઘળું જાત;
આજે હું જાઉં, હરિશ્ચંદ્રને રીબાવું. આજે.

હવે જાઉંછું. અયોધ્યાને ઉજાડ કરૂં, હરિશ્ચંદ્રને હાલ બેહાલ કરૂં, રાનોરાન ભટકાવું, અન્ન અને દાંતને વહેર કરાવું, ચિંથરે હાલ કરૂં, નિચનો દાસ કરૂં, પણ મ્હારૂં બોલ્યું પ્રમાણ કરૂં !

( વશિષ્ટ. ) મરાઠી સાખો.

રીબાય રાણો છે ઘણો શાણો, પણ નહિ મુકે ટેક;
સ્વર્ગ મૃત્યુ પાતાળ ભોવનમાં, હરિશ્ચંદ્ર છે એક;
ત્હારૂં પણ જાશે, વિમાસવું વાંસે થાશે. ત્હારૂં.

( કવિ ) **ન સુવે ચાકર ન સુવે ચોર; એ રાગ.**

વિશ્વામિત્રે ભમાવ્યું શિશ, ઉઠી ચાલ્યા કરીને રીસ;
ગાધિપુત્ર પરવરીઆ ક્રોધે, સત્ય મુકાવા મારગ શોધે.

**(વિશ્વા)**હરિશ્ચંદ્ર એ સત્ય ન ચુકે, રૂપિઆ જાણીને રમીઓ કુકે;
હવે હું શું દેખાડીશ મોઢું, ગયો લંકાને લાવ્યો લોઢું.
પડે બોલ્યું અબોલ્યુ જે કરવું, ઇંદ્ર પાસે ગએ પડે મરવું;
યા નસિબ હવે જે થાય, હૈએ લાવું હરિશ્ચંદ્ર રાય.

( **વિશ્વામિત્ર** ) અરે મને કયાં કુબુદ્ધિ સુઝી; અરે જ્ઞાનના ભંડાર ને વેદનો અવતાર જે વશિષ્ટ તેમની સાથે કાંઇ જ્ઞાન સંબંધી વાત નહિ, કાયાના કલ્યાણનો રસ્તો નહિ, ઇશ્વર પારાયણનો પંથ નહિ, અને ઝગડોજ ઉભો કર્યો. મેં સાચી વસ્તુને ખોટી અને ખોટીને સાચી કરી માની હવે શું કરવું. અરે શું કરવું શું. હું તે કોણ! મુળ ક્ષત્રિ, મારો બોલેલો બોલ પાછો મોમાં પેસે, તો ઝેર ખાઇ મરવું પડે !

(ભૂંડ થઇ બાગને ઉજ્જડ કર્યો, માળીએ રાજાને ખબર કરી.)

( માળી ) રાગ; સિયાનો કિનરો.

રાય રંકને દોષ ન દેશો, યથાર્થ કહેવું ઘટે તે કહેશો. રાય. ૧
આજ અનોપમ બાગ વરાયો, વારાહ આવી માંહિ ભરાયો રાય ૨
વારાહ કરણી વરણી ન જાએ, કાળને દેખી કંપે કાએ. રાય. ૩
જોદ્ધા ન કોઇએ પકડેકે મારે, ચાલે મલપતો બાગ મોઝારે. રાય. ૪
આપ પધારો ભૂંડને મારો, વંન સમાન એ બાગ તમારો. રાય. ૫

( હરિશ્ચંદ્ર ) મરાઠી સાખી.

સામંત મારા સજ્જ થઇ ચાલો, લ્યોને બાગને ઘેરી;
વંન બનાવી વારાહ નાસે, મરદ ન સમજુ *મેરી;

---

* મેરી=સ્ત્રિ.

છો બળીઆ બહુ, હથિયાર ખુલ્લાં રાખો સૌ.　　　　　છો.

વરાહ રૂપે વિશ્વામિત્ર જે ખાડમાં બેઠા છે, તે ખાડ પોતાના પાંચસો પટાવતો સહિત રાજા હરિશ્ચંદ્રે ઘેર્યો, અને કહ્યું કે સામંતો સંભાળ રાખજો; જેના ઘોડાની પાસે થઇ જાનવર જશે તેનેજ માંથે તેને જીવતું પકડી લાવવાનો યા મારી નાંખવાનો જુમ્મો છે; અને જો તેમ નહિ કરી શકે તો ઘટતી સજાને પાત્ર થશે. આમ હરિશ્ચંદ્ર વિચારે છે, વળી વિશ્વામિત્ર પણ વિચારે છે, કે મારે તો હરીશ્ચંદ્રનુંજ કામ છે; અને વિધાત્રિયે તો વિચારીજ મુક્યું છે. (વિશ્વામિત્ર હરીશ્ચંદ્રના ઘોડા નિચેથી નિકળી નાઠા.) આગળ વિશ્વામિત્ર ભુંડરૂપે અને પાછળ હરિશ્ચંદ્ર, પવન વેગે દોડતા ગંગાના મેદાનમાં આવ્યા, ત્યાં વિશ્વામિત્ર આગળ આવી; ડાભની સળીના, બ્રાહ્મણનો બાળક અને બાળકી બનાવી વરાવવા બેઠા; અને હરિશ્ચંદ્રે આવી પુછ્યું. મહારાજ અહિંથી મારો શિકાર કઇ દિશામાં ગયો ?

**વિશ્વામિત્ર.**—અરે સત્યવાદી, પ્રજા પાળક, ધર્મિષ્ટ, અને એક વચની રાજા હરિશ્ચંદ્રના રાજ્યમાં કોણછું તું શિકારની શોધવાળો ?

**હરિશ્ચંદ્ર**—મહારાજ હુંજ હરિશ્ચંદ્ર.

**વિશ્વામિત્ર**—હોય નહિ હરિશ્ચંદ્ર ! હરિશ્ચંદ્ર અસત્ય ભાષણ કદી કરેજ નહિ, અને હિંસા પણ કરે નહિ.

**હરિશ્ચંદ્ર**—મહારાજ હું સત્યજ કહુંછું કે અયોધ્યાનો રાજા છું, અને હિંસા નહિ પણ મારો બગિચો ઉજ્જડ કરનારને શિક્ષા કરવા નિકળ્યોછું.

**વિશ્વામિત્ર**—અરે અપસોસ ! હું ધારતો હતો એટલી ઉદારતા તારામાં નથી, નિર્પરાધી પ્રાણીને શિક્ષા ! જો તારામાં શિક્ષા કરવાનું સામર્થ્ય હોય તો પ્રથમ તારો કાયારૂપી બગિચો નાશ કરનાર કાળને શિક્ષા કર ! અરે અવિચારી હરિશ્ચંદ્ર તારો બગડેલો બગિચો થોડે દિવસે અસલ સ્થિતિમાં આવશે; પણ ક્રોધે કરી જે પ્રાણીનો નાશ કરીશ, તે ફરીને સજીવન નહિ થાય ! વિચાર ! વિચાર !

**હરિશ્ચંદ્ર**—મહારાજ મને ઘોર પાપ કરતો આપે બચાવ્યો ! અને હે મહાન તપસ્વિ રૂષિ વિશ્વામિત્ર આપનાં દર્શન કરી હું પાપી પાવન થયો.

**વિશ્વામિત્ર**—તને તારા ભાગ્યે અહિં મોકલ્યો છે; અને બ્રાહ્મણ પુત્રિનું કન્યાદાન દેવાય એવો સમય છે, માટે પુન્યમાં ભાગ લઇ કૃતાર્થ થા !

**( વિશ્વામિત્ર ) ભલેપધાર્યા રાજકુંવરજી; એ રાગ.**

આવો પધારો અવધપતિ તમો, સારા સમાનો કીધો સંગ;
આવો ઘોને કન્યાદાન, પામો ભૂતળમાં માન;
જેથી મહારાજા ટળે વિઘ્ન.　　　　　૧

(હરિ) વિઘ્ન ટળ્યાં મુજ તમ દર્શનથી, કર્યો કૃતારથ કૃપાનિધાન;
આવું અઘોર વેરાન, ક્યાંથી આવ્યા ઋષિમહાન;
કાંઇ કાર્ય વિધિ કહો મુજ સમાન. ૨
(વિશ્વા)વિધિ સિદ્ધિ, કાંઇ નવ જોઇએ, રિદ્ધિ રાખે સઘળે લાજ;
કન્યા દાનમાં મહારાજ, પડે કંચનનું કાજ;
કાંઇ યથા શક્તિયે ફરશે આજ. ૩
(હરી) સોનુ સવામણુ મારે દેવું, ઇશ્વર અરપે એકને સુખ;
જ્યારે માગો આવી મુખ મન લગાડુ ન દુ:ખ;
કેમ વગોવું માની કુખ.

**વિશ્વામિત્ર**—હે રાજા હરિશ્ચંદ્ર આજનું બોલેલું કાલ ભૂલી જઇશ! માટે વિચાર કરી જો; સવામણુ સોનું જેવી તેવી વાત નથી; જ્યારે તારાથી નહિ અપાય ત્યારે મહા અનર્થ થશે; અને આવા અરણ્યમાં સાક્ષિ પણ કોને રાખુ.

**હરિશ્ચંદ્ર**—મહારાજ આપ ખોટા વિચાર ન કરો! "સાકરના હીરા ગળ્યા તે ગળ્યા" "સત્યવાદીને માટે સાક્ષિની જરૂર નથી."

**વિશ્વામિત્ર**—( કરત્રિમ બ્રાહ્મણના છોકરા સામુ જોઇને ) કેમ! હવે તું મને દક્ષણામાં શું આપછ ? આ રાજા હરિશ્ચંદ્ર તો સવામણુ સોનાનો સંકલ્પ કરવા તૈયાર થયો છે.

**બાળક**—મહારાજ; રાજા હરિશ્ચંદ્ર સવામણુ સોનું આપવા કબુલ કરે છે તે સઘળુ તમનેજ આપે, એજ દક્ષણા. હરિશ્ચંદ્ર કહે બહુસારૂ વિશ્વામિત્ર હું તમારો સવામણુ સોનાનો દેવાદાર થયો. મંગળ ફેરા ફેરવ્યા. મંગળે મંગળે બ્રાહ્મણ બાળકે રાજા હરિશ્ચંદ્ર પાસે માગણી કરી. ( પહેલા મંગળમાં ૨૦૦૦૦ વીસ હજાર ઘોડા સોનાની માંજર વાળા. બીજા મંગળમાં ૧૦૦૦૦ દશ હજાર હાથી સોનાની અંબાડીવાળા, ૧૦૦૦૦ દશ હજાર રથ સુવર્ણના ભરેલા, અને ૧૦૦૦૦૦૦ એક ક્રોડ ગાય સોનાના શિંગડાંવાળી. ત્રિજા મંગળમાં ગોફણનો ગોળો જેટલો ઉંચો જાય એટલો ઉંચો હીરા માણેક, રત્નનો ઢગલો; અને ચોથા મંગળમાં કન્યા. ) તેજ પ્રમાણે હરિશ્ચંદ્રે કબુલ કર્યું. એટલું આપવાથી સમુદ્રમાંથી ઘડો ભરીને આપે એટલું ઓછું થયું.

થોડા દિવસ પછી વિશ્વામિત્ર બ્રાહ્મણના પુત્રને આંગળીએ વળગાડી **રોહિત** પાસે ગયા; અને કહ્યું ભાઈ રોહીત! આ પુત્રને જનોઇ દેવી છે અને એણે આડો કર્યો છે કે, મને રોહિતનાં વસ્ત્ર ઘરાણાં પહેરાવો તોજ જનોઈ દેવા દેઉ; નહિતો નહિ દેવા દેઉ. તેજ વખતે પોતાના વસ્ત્ર ઘરાણાં ઉતારી કહ્યું લ્યો મહારાજ લઇ જાઓ.

**વિશ્વામિત્ર**—( લઇને ) કાશે આપી જઇશ.

**રોહિત**—મહારાજ પાછાં ન જોઇએ, મારે કાંઇ ખોટ નથી; અને બ્રાહ્મણને આપેલુ પાછું લેઉ તો નર્કનો અધિકારી થાઉં.

**વિશ્વામિત્ર**—તારો જય થાઓ !

પછી ડોશીનું સ્વરૂપ ધારણ કરી એક છોડી આંગળીએ વળગાડી **તારામતિ** પાસે ગયા, હે તારામતિ માતા; આ બ્રાહ્મણ પુત્રિને કન્યાદાન દેવું છે, એણે આડો કર્યો છે કે મને તારામતિનાં ઘરાણાં પહેરાવો તોજ હું પરણું. બોલ સાંભળી તારાએ ઘરાણું ઉતારી આપ્યાં.

આવી રીતે બન્નેની પાસેથી ઘરાણાં લઇ લઇ; જ્યાં રાજા હરિશ્ચંદ્ર સેવા કરે છે ત્યાં આવ્યા. વિશ્વામિત્રને જોઇ હરિશ્ચંદ્ર ચર્ણમાં પડયો.

**વિશ્વામિત્ર**—ધન્ય રાજા ધન્ય ! રાજા હરિશ્ચંદ્ર જગતમાં રાજા તો ઘણા જોયા પણ તારા સમાન કોઇ નહિ; તારા જેવા સત્યવાદી અને ધર્મિષ્ટ, આ પૃથ્વિના પડ ઉપર થાય એ અસંભવિત છે.

**હરિશ્ચંદ્ર**—મહારાજ ! મને આગીઆ કીડાને અર્કની ઉપમા શા માટે આપોછો ! હું તો પામર પ્રાણી છું, હુંતે કોણ માત્ર !

**વિશ્વામિત્ર**—નહિ ! રાજા; મહાન પુરૂષો પોતાના વખાણ પોતાના મુખથી કદી કરતા નથી; રાજા હરિશ્ચંદ્ર ! જે દાન માગે તે તું આપે ?

**હરિશ્ચંદ્ર**—હા મહારાજ; આપના ચર્ણના પ્રતાપથી પાછો ન પડું; જો લેનાર સુપાત્ર હોય તો !

**વિશ્વામિત્ર**—રાજા, કોઇ તારૂ રાજ્ય માગે ?

**હરિશ્ચંદ્ર**—મહારાજ, સુપાત્ર હોય તો તે પણ આપું.

**વિશ્વામિત્ર**—હુંજ તારા રાજ્યની ઇચ્છા કરૂછું.

**હરિશ્ચંદ્ર**—અહાહા ! ! ! કેવું મ્હારૂ ધન્ય ભાગ્ય; જો આપ રાજ્યની ઇચ્છા કરતા હો તો ઘણુંજ સારૂં. આજે ઘણા દિવસે મારે માંથેથી ભારની ગાંસડી ઉતરી, જેવા બળી પાસે વામન તેવા આપ આ દાસની આગળ દિપશો.

**વિશ્વામિત્ર**—મુખથી બોલછ પણ તારાથી ન અપાય !

( હરિશ્ચંદ્રે સેવામાંથી, ઝારી લઇ વિશ્વામિત્રના હાથમાં જળ મુકયું. )

**વિશ્વામિત્ર**—શાહાબાશ રાજા હરિશ્ચંદ્ર ! હવે તારા રાજ્યનો માલિક હું થયો કેમ ?

**રાજા**—હા મહારાજ, હાથી, ઘોડા, રથ, પાલખી, મેના, સુખપાલ મહેલ, બગિચા, નોકર, ચાકર, અસ્ત્ર, શસ્ત્ર, અને છત્ર ચામ્મર એ સર્વ આપના અધિકારમાં થયાં.

**વિશ્વામિત્ર**—રાજા હરિશ્ચંદ્ર; ધન્ય છે તારી જનેતાને; પુન્ય કરવામાં તારા સમાન રાજા આ મહિતળ ઉપર થોડા થશે.

**હરિશ્ચંદ્ર**- મહારાજ મેં શું કર્યું છે, અને હું શું કરી શકવાનો હતો. એ અવિનાશિની આપેલી ઇંદ્રિયો છે, અને તે જેમ હલાવે છે તેમ હાલેછે.

**વિશ્વામિત્ર**—જેવો પુન્યશાળી તેવોજ જ્ઞાની; અને વળી સત્યવાદી. રાજા હરિશ્ચંદ્ર ! પેલું સવામણ સોનું લાવો !

**હરિશ્ચંદ્ર**—( ચમકીને ) મહારાજ આ સકળ રાજ્યમાં સવામણ સોનાનો સમાવેશ થએલોજ છે

**વિશ્વામિત્ર**—ભલે એમ તારી મરજી હોય તોપણ હું પ્રસન્ન છું; પણ તેં રાજ્યનો સંકલ્પ કર્યો છે, સોનાનો નથી કર્યો, અને કબુલ કરેલું સોનું તો તારે આપવુંજ પડશે !

**હરિશ્ચંદ્ર**—અરે કોઇ રોહિતને બોલાવો ! કોઇ તારાને બોલાવો !

એવું સમજીને કે સ્ત્રિ અને પુત્રના અંગ ઉપરના દાગીનાના માલિક કાંઇ વિશ્વામિત્ર થયા નથી, અને એકેકના અંગ ઉપર સવા સવા સોમણ સોનાથી પણ વધારે કિમ્મતના દાગીના છે. રોહિત તથા તારામતિ આવી ઉભાં રહ્યાં અને જ્યારે એક પણ ઘરાણું ન જોયું ત્યારે શંકાયુક્ત થઇ હરિશ્ચંદ્રે પુછ્યું, ક્યાં ગયા તમારા બન્નેના અંગ ઉપરના દાગીના !

**રોહિત**—પિતાજી બ્રાહ્મણ બાળકને જનોઇ દેવામાં આપ્યા.

**તારા**—બ્રાહ્મણ પુત્રિને કન્યાદાન દેવામાં અર્પણ કર્યા.

શબ્દ સાંભળી હરિશ્ચંદ્ર મુર્છાગત થયો, ત્યારે તારાએ આસના વાસના કરવા માંડી, અને ૠષિને કારણ પુછ્યું.

**વિશ્વામિત્ર**—અરે શું પુછેછે ! બ્રાહ્મણના પૈસા ડુબાવવાને ઢોંગ કરેછે. એના મનમાં કે હું રોઇશ રતળીશ એટલે રાજ્ય પાછું આપશે; પણ એમાં કાંઈ વળવાનું નથી; અને વળી સવામણ સોનું લેવાનું છે.

**તારા**—શું મારા પતિયે રાજ્ય અર્પણ કર્યું છે ?

**વિશ્વામિત્ર**—હા મને રાજ્ય આપ્યું છે; અને હવે કલ્પાન્ત કર્યે શું વળવાનું. વળી એ મારા સવામણ સોનાનો દેવાદાર છે.

**તારા**—( હરિશ્ચંદ્રને જાગ્રત કરતાં ) પતિ જાગ્રત થાઓ, મારી પાસે ત્રણ રત્ન છે; તે વેચો ! વટાવો અને બ્રાહ્મણનું દેવું આપો !

**હરિશ્ચંદ્ર**—( જાગ્રત થઇને ) વહાલી તારા ! ક્યાં છે ત્રણ રત્ન !

**તારા**—એક હું, બિજો મારો રોહિત, અને ત્રિજા તમો ! આપણે ત્રણે કાશી ક્ષેત્રમાં વેચાઇએ અને બ્રાહ્મણનું દેવું આપીએ.

**હરિશ્ચંદ્ર**—શાબાશ રાણી! તારા! સ્ત્રિ હો તો તારા સમાન હજો.

**વિશ્વામિત્ર**—મને શું કહે છે; મારે કયાં સુધી ઢિલ ખમવી ?

**હરિશ્ચંદ્ર**—કૃપાનાથ ચાલો મારી સાથે. જ્યારે હું તમારા દેવામાંથી મુક્ત થઇશ ત્યારે અન્ન જળ લઇશ!

**વિશ્વામિત્ર**—રાજા હરિશ્ચંદ્ર હુંતો તારી દ્રઢતા જોતો હતો. લે તારૂ રાજ્ય પાછું; હું બ્રાહ્મણ રાજ્યને શું કરૂ! અને વળી સોનું પણ ન જોઇએ.

**હરિશ્ચંદ્ર**—દયાળુ, વળી મને ઉપાધમાં ન નાંખો; હવે મારે રાજ્ય પાટ ન જોઇએ, હુંતો બોલ્યો એજ પળવાનો, અને અવિનાશીને મળવાનો!

**વિશ્વામિત્ર**—રાજા દુઃખી થઇશ.

**હરિશ્ચંદ્ર**—જે થશે તે સહન કરીશ, પણ રાજ્ય આપ્યું અને સોનું આપીશ.

રાજા હરિશ્ચંદ્ર, રાણી તારા, રાજકુમાર રોહિત ત્રણે તૈયાર થયાં અને "**નળ** વાંસે **કળિયુગ**" વિશ્વામિત્ર પાછળ ચાલ્યા. નગ્ર લોકે ઘણું કલ્પાંત કર્યું.

**હરિશ્ચંદ્ર**—પુરવાશીઓ કલ્પાંત કરશો નહિ. "ભાવિ પદાર્થ બળવાન છે."

**દ્રષ્ટાંત**—ભગવાને પ્રસંગોપાત ઉચ્ચાર કર્યો કે ભાવિ બળવાન છે, ત્યારે ગરૂડે કહ્યું મહારાજ ભાવિ એટલે શું અને તે તમારા કરતાં પણ બળવાન? ગરૂડની શંકા નિવારણ કરવાને શ્રીહરીએ કહ્યું બાઇ, ભાવિ એટલે થવા કાળ મિથ્યા થાય નહિ અને બ્રહ્માદિક પણ મટાડવાને સમર્થ નહિ! જે કાળે, જે પળે, જે વસ્તુ બનવાની છે, તેમાં મિનમેષ થાયજ નહિ. વચન સાંભળી ગરૂડે કહ્યું. મહારાજ મારા માન્યામાં નથી આવતું. ન મનાતુ હોય તો નૈમિષારણ્યને વિષે, પવિત્ર ગંગાના ઘાટ ઉપર મહાત્મા વેદ કથન કરે છે, ત્યાં જાઓ! ભગવાનના કહેવા પ્રમાણે ગરૂડજી તેજ મહાન પુરૂષની કથા શ્રવણ કરવા આવ્યા. તે વખતે આસપાસના ગામોમાંથી કેટલાક માણસો ત્યાં આવેલા હતા, કથાની સમાપ્તિયે કહ્યું. ભાઇઓ! આજ સુધી મેં તમોને જે કથા સંભળાવી તેનું મનન અને નિદ્ધ્યાસ કરી આત્માનું કલ્યાણ કરજો, અને આવતી કાલથી કથા શ્રવણ કરવા કોઇ આવશો નહિ, કારણ કે કાલ બરાબર મધ્યાન સમએ મારી દેહ પડશે, અને આત્મા સ્વર્ગની નિસરણી ચઢશે. આવો બોલ સાંભળી ગરૂડે કહ્યું. મહારાજ કાલે તમારૂં મોત ન થાય તો? મહારાજ કહે ન કેમ થાય; થાયજ! ભાવિ પદાર્થ બળવાન છે. "ગરૂડે મનમાં વિચાર્યું કે ભાવિ તો સઘળે જાહેર જણાય છે; પણ હુંજ ખરો કે ભાવિને ભૂલાવું. ત્યાંથી પાછા આવ્યા ત્યારે ભગવાન પોઢેલા હતા, ક્યારે વહાણુ વાય અને પ્રભુને અરજ કરી મહંતને મરતો બચાવું. પહોર દિવસ ચઢગો ત્યારે ઠાકોર દ્વાર ઉઘડયાં, તેજ વખતે

ગભરાએલો ગરૂડ, પ્રભુના ચરણમાં પડયો અને મહંતનું મોત ન થાય એવી આજીજી કરી. ભગવાન કહે એ વસ્તુ મારા હાથમાં નથી, હું તો સૃષ્ટિનો પાલન કર્તા છું, ઉત્પન્ન કર્તા બ્રહ્મા છે, તેમની પાસે જાઓ બ્રહ્મા વેદ ધુન કરી રહ્યા છે, ધ્યાનમાં બેઠા છે, ઘણું ખોટી થયો ત્યારે ગરૂડ વાત કરવા પામ્યો. બ્રહ્મા કહે ભાઇ હું નિપજાવું છું અને શંકર સંહાર કરે છે, માટે શંકર પાસે જાઓ ! ગરૂડ ઉઠી જ્યાં શંકર તપ કરે છે ત્યાં આવ્યા, અને કહ્યું મહારાજ ! મહંતનું મ્હોત આજે મધ્યાને છે તે ન થાય એવું માગુ છું. શંકર કહે ગરૂડજી મારા માણસોને સામટો સૈકાનો હિસાબ સોંપી હું તપ કરવા બેઠો છું, માટે મારો ઇલાજ નથી; છતાં તમારે અગત્ય હોય તો વિશ્નુ ભગવાન અને બ્રહ્માને બોલાવી લાવો ! આપણે ચારે મળી ધર્મ રાજાને ત્યાં જઇએ કે જેને ત્યાં રોજનો અને ઘડી ઘડીનો હિસાબ રહે છે. ગરૂડ કહેવા પ્રમાણે ભગવાન અને બ્રહ્માને બોલાવી, શંકર સહ્વર્તમાન ધર્મની પાસે ગયા, ત્યાં બારના ટકોરાની તૈયારી થઇ. ધર્મરાજાએ ઉઠી સર્વેનો સત્કાર કર્યો. અહો ! બ્રહ્મા, વિશ્નુ, અને મહેશ્વર ! શું કાર્યને અર્થે પધારવું થયું ? શંકર કહે અમને તો ગરૂડજી તેડી લાવ્યા છે, અને કાર્ય પણ તેજ કહેશે. ગરૂડ કહે મહારાજ અમુક જગામાં અમુક મહાત્મા કથા કરે છે તેમનું આજે મધ્યાને મૃત્યુ છે તે ન થાય એવું આપની પાસે માગું છું. ધર્મ કહે અરે આ દેવો કરતાં હું મોટો નથી પણ સમય થવા આવ્યો છે માટે ઉતાવળે જોઈ લેઉં કે મ્હોતનું નિમિત્ત શું છે ! નિમિત્ત જોતાં એવું નિકળ્યું કે, ત્રણે દેવને લઇ ગરૂડજી ધર્મરાજાને તેના મ્હોત સંબંધી વાત કરે તોજ તે મરે. ( વિમાન બેશી મહંત પધાર્યા. ) ધર્મ કહે ગરૂડજી તમે આહિં આવ્યા ન હોત તેમ મને વાત પણ ન કરી હોત તો મરત નહિ. પ્રત્યક્ષ જોઇ પક્ષિપતિયે હાથ ઘસ્યા; અને દાંત પિસ્યા; શું કરૂં "ભાવિપદાર્થ" ને મારા કબજામાં સોંપ્યો હોત તો તેનું ધાર્યું ન થવા દેત.

**ભગવાન**—ગરૂડજી; તમારાજ અખ્તિયારની વાત છે કેઃ—

અમુક ગામના અમુક બ્રાહ્મણની પુત્રિનો વિવાહ બે મુરતિયા સાથે થશે, તે બન્ને રઝળતા રહેશે, અને એ કન્યા તમે જાતે એક રગત કોડીલાને આપશો; જાઓ ચલાવો ડહાપણ ! ભગવાનના બતાવ્યા પ્રમાણે ઠામ ઠેકાણું પુછી ગરૂડજી ગયા અને તેજ બ્રાહ્મણની પડોશમાં જઇને રહ્યા. થોડા દિવસના સહવાસમાં ગરૂડજીએ અતિશે માયા કરી દીધી અને ઘર જેવો વ્યવહાર ચલાવા માંડયો. લગ્ન પ્રસંગ નજીક આવ્યો ત્યારે કન્યાના બાપે પોતાના સાળાને એટલે કન્યાના મામાને શ્રિફળ આપી વિવાહ કરવા

મોકલ્યો. મામો ગામ ગયો એણે સારો મુરતિયો જોઇ વિવાહ કર્યો, અહિં પણ કુળવાનનો બાળક પરદેશથી વિદ્યા ભણી ઘેર આવ્યો તેજ વખતે કન્યાના બાપે જઇને શ્રીફળ આપ્યું. ગરૂડે જાણ્યું બે ઠેકાણે વિવાહ તો થયોજ, હવે રગતકોડીલાને કન્યા ન આપવી એટલું આપણે જાળવવાનું છે. વિચારે છે એટલામાં એક પરદેશી બ્રાહ્મણનો બાળક રગતકોડથી લોહિપાચના વ્હેવાથી, અને જીવજંતુથી પિડાતો નજરે પડયો, ત્યારે ગરૂડજી તેની વાંસે ફર્યા અને રાત્રિ પડી ત્યારે પોતાનું સ્વરૂપ ધારણ કરી, ચાંચમાં ઘાલી સમુદ્ર વચ્ચે બેટમાં જઇ મુકી આવ્યા. મુકતાં બ્રાહ્મણ બાળકે કહ્યું મહારાજ મારા ભૂખે પ્રાણ જતા રહેશે. ગરૂડજી કહે હું તને ખાવાનું આપી જઇશ. ગરૂડજી આ કારભારમાં ગુંથાયા છે એવામાં કન્યાનો મામો વિવાહ કરીને ઘેર આવ્યો અને સમાચાર કહ્યા. કન્યાના બાપે મામાની કરેલી વાત નાબુદ કરી, ત્યારે કન્યાનો મામો ઝેર ખાવા ઉભો થયો. શું મારો બોલેલો બોલ જાય ! ત્યારે કન્યાના બાપે કહ્યું જાય કે ન જાય દિકરી મારી છે કાંઇ તમારી નથી ! મામો કહે તમે સાર નહિ કાઢો અને સુખે લ્હાવો નહિ લ્યો આવી વાતથી ભય પામી કન્યાને એની માએ રાત્રિયે મિઠાઇના કંડીઆમાં ઘાલી અને પોતાના ભાઇને કહ્યું; તું રાત્રિમાં લઇને ચાલતો થજે ! આ સઘળી સંતલસની ગરૂડજીને બિલકુલ ખબર નથી; પણ રગતકોડીઆને ખાવાનું આપવા જવા પાછલી રાતે ઉઠી તૈયાર થયા, અને ચાંચમાં પકડી પકડી સઘળા કંડીઆ ઉચકી જોયા; જે ભારે લાગ્યો તે ઉપાડયો. કંડીઓ લાવી રક્તકોડીઆને આપ્યો, તે લેતાંજ તેને આનંદ થયો. કંડીઓ ઉઘાડયો કે કન્યા નિકળી ! ગરૂડજી વિસ્મય પામ્યા, અરે આતો બાવિ થયું. મારૂ ડહાપણ ન ચાલ્યું. મેં રક્તકોડીઆને કન્યા આપી ' ભાવી પદાર્થ બળવાન છે તેજ સિદ્ધ."

કન્યા કહે ગરૂડજી મને મુકીને જાઓ તો તમને મારા સમ ! કોડીલે જાણ્યું આ અવતારમાં મને કન્યા મળવાની નથી, અરે ગરૂડજી, બ્રાહ્મણને આપેલું દાન પાછું લેવાય ! અને લઈ જાઓ તો તમને બ્રહ્મહત્યા. ગરૂડજી ગભરાયા અને ભગવાનની પાસે ગયા. મહારાજ ! મને બ્રહ્મહત્યા અને સ્ત્રિહત્યા ચોટે છે. ભગવાન કહે તમારી ચતુરાઇ હોય એટલી ચલાવો, અને ભાવી પદાર્થના સામી ટક્કર લ્યો. ગરૂડ કહે મહારાજ જ્યાં સુધી ટકોરા નહોતા વાગ્યા ત્યાં સુધી ટક્કર લેવાતી હતી, હવે તો હદ થઇ, બાવિ પદાર્થ બળવાન છે એ સિદ્ધ. ભગવાન કહે તમારી [1]હગાર રક્તકોડ મટાડશે અને કન્યા પરણવાની હા કહેશે. ભગવાનના કહેવા પ્રમાણે રક્તકોડ મટાડી બન્નેને

૧ હગાર=પક્ષિની વિષ્ટા.

ઉપાડી બિજાજ નગ્રમાં મુકી દીધાં, ત્યાં તે સુખી થયાં, તેમજ હે પ્રધાનજી બનવાનું છે તે બન્યાજ કરે છે, ભગવાનની માયામાં બ્રહ્મા પણ ભૂલ્યા છે તો હું કોણ ! કાલે શું થશે તેની કોને ખબર છે.

પ્રધાન વિગેરે સરવસ્વને ધિરજ આપી, અને તે રીતે ઉપદેશ કરી. સત્ય ઉપર પગલું માંડયું, **હરિશ્ચંદ્ર રોહિત** અને **તારા** ત્રણે ત્રણ ત્રણ ખેતરવાને છેટે ચાલતાં હતાં; આગળ જતાં વિશ્વામિત્ર, બ્રાહ્મણનો ડોળ કરી પાણીની પરબ માંડી બેઠા. હરિશ્ચંદ્ર આવ્યો ત્યારે કહ્યું મહારાજ થાકયા હશો, પાણી પીતા જાઓ !

**હરિશ્ચંદ્ર**—વિશ્વામિત્રનું દેવું આપ્યા વિના મારાથી પાણીનો સ્પર્શ પણ ન થાય !

**બ્રાહ્મણ**—મહારાજ તમને તરશ લાગી હશે ! દુઃખી થશો, વળી વિશ્વામિત્ર કયાં જોવા બેશી રહ્યા છે !

**હરિશ્ચંદ્ર**—અરે એ શું બોલ્યા મહારાજ ! વિશ્વામિત્ર ન જુવે; પણ અંતરસાક્ષિ પરમાત્મા સદા સર્વદા જોયાજ કરે છે

**બ્રાહ્મણ**—પૃથ્વિપતિ તમારી દ્રઢતાને ધન્ય, પણ પ્રભુ મારા પગ બળે છે, આટલા જોડા ન આપો ! હરિશ્ચંદ્રે પગરખાં કાઢી આપ્યાં અને એજ રીતે ત્રણેનાં કઢાવ્યાં.) વિશ્વામિત્રે સુર્ય સામી દ્રષ્ટિ કરી. સુર્ય કહે હુકમ !

**વિશ્વામિત્ર**—તાપ એટલો પડે કે પૃથ્વિ ઉપર પગ મુકતાં લ્હાય લ્હાય ઉઠે. વિશ્વામિત્રના હુકમ પ્રમાણે સુર્ય તપ્યો અને ત્રણે બળવા લાગ્યાં; રાજા રાણી સહન કરી શકયાં પણ રોહિત પોકારી ઉઠયો.

**( રોહિત. ) પેલો ધોળી ધજાવાળો કોણ ? એ રાગ.**

હાય હાય અરે વિપરીત થશે; મારી માતારે.
તારો રોહિત રણમાં રોળાઇ જશે સુખ દાતારે. ૧
પડે ચર્ણ ધર્ણમાં લ્હાય ઉડે; મારી માતારે
મુજ રંક ઉપર રવી કેમ રૂઠે. સુખ દાતારે. ૨
આજે તાપ અમાપ અસહન પડે; મારી માતારે.
કાંતો પુર્વે કરેલાં કર્મ નડે સુખ દાતારે. ૩
**( તારા )** છાનો છાનો **રોહિત** વિરા શાને રડે; મારા વહાલારે.
દુઃખ સહન કરો આવી અંગે અડે. નાના કાલારે ૪
દુઃખ દેહીના ભોંગવે દેહ ખરે; મારા વહાલારે.
નહિ શિવ બ્રહ્માદિક શાન્તિ કરે. નાના કાલારે. ૫
હોય ભાર તો હમણાં ઉપાડ કરૂ; મારા વહાલારે.
મારી શક્તિ વિના શી રીતે હરૂ. નાના કાલારે. ૬

( હરિશ્ચંદ્ર ) રજ રોશો નહિ રવી તાપ થકી;　　　　મારા બેટારે,
સુર સ્વામિતણા સ્વામિ સમરો નકી.　　　　નહિ છેટારે. ૭
જેના તેજ આગળ કોણ જાય ટકી;　　　　મારા બેટારે.
દુઃખ કાપે આપે સુખ એવી વકી.　　　　નહિ છેટારે. ૮
માત તાતને ઉલટુ આળ છે;　　　　મારા બેટારે.
સદા સાહાક શ્રી ગોપાળ છે.　　　　નહિ છેટારે ૯
સુખ દાતા વૈકુંઠરાય ખરો;　　　　મારા બેટારે.
માટે "રામ" કહી પછી પાય ધરો.　　　　નહિ છેટારે. ૧૦

**રોહિત**—બળુછું ! બળુછું ! માતાપિતા દોડો ! બળુછુ !

**વિશ્વામિત્ર**—હરિશ્ચંદ્ર: શા માટે પુત્રને હેરાન કરછ ! એકવાર કહે કે મેં સોનું આપવાનું કહ્યુંજ નથી; લે તારૂ રાજ્ય પાછું આપું !

**હરિશ્ચંદ્ર**—મહારાજ મને વારંવાર કાંઇ કહેશો નહિ. મારે રાજ્ય જોઇતુંએ નથી અને અસત્ય ભાષણ કરવુંએ નથી.

રોહિતે "રામનામ" ઉચ્ચારણ કરી ડગલાં દેવા માંડયાં. પ્રભુ નામના પ્રતાપથી જ્યાં ડગલું દે ત્યાં તાઢુ હેમ જ્યાં ડગલું દે ત્યાં તાઢુ હેમ. સુર્યે બરાબર તપ્યો નથી એમ જાણી વિશ્વામિત્રે કરડી નજર કરી.

**ભાનુ**—શી આજ્ઞા છે ?

**વિશ્વામિત્ર**—હજી તારા તપવામાં ખામી છે !

**ભાનુ**—મહાનરુષિ વિશ્વામિત્ર ! ખામી પુરી પાડતાં પૃથ્વિ પ્રલયકાર થશે ! તમારે તો માત્ર જીભ હલાવવી છે, પણ તેનું દુઃખ આખી સૃષ્ટિને સહન કરવું પડશે. તમારે મન હરિશ્ચંદ્ર શત્રુ થઇ પડયો છે, પણ મારા કિર્ણમાંથી નિકળનાર તાપ અને તેજ સર્વ જગાએ સરખાંજ પડશે; કારણ કે મારી સર્વના ઉપર સમાન દ્રષ્ટિ છે. તમારે હરિશ્ચંદ્રને આથી વિશેશ દુઃખ દેવા મરજી હોય તો બીજી રીતે યોજના કરો. સુર્યના આવા શબ્દ સાંભળી વિશ્વામિત્રે અગ્નિનું આરાધન કર્યું અગ્નિ પ્રગટ થયો. વિશ્વામિત્ર કહે હે અગ્નિદેવ દાવાનળ રૂપે પ્રગટ થા ! વિશ્વામિત્રના વચને અગ્નિ સળગતો સળગતો હરિશ્ચંદ્ર ઉપર ધસ્યો; પણ સત્યના પ્રતાપે હરિશ્ચંદ્રને કાંઈ ઇજા થઇ નહિ, રામનામના પ્રતાપ વડે કરીને રોહિત પણ અગ્નિની પેલી પારને પામ્યો, પણ જ્યારે તારામતિના સામો આવ્યો ત્યારે અબળાએ બુમ પાડી, હાય ! હવે શુ થશે.

( તારા. )　　　　ગિતિ.

દાવાનળ આ દિસે, રીસે આવે રક્ત ધરી રૂપ;
રોહિત રીખી મરશે, હાય શુ થાશે અવધપુરી ભૂપ.

( યોગિ વેશ લઇને વિશ્વામિત્ર હાજર થયા. )

**વિશ્વામિત્ર**—અરે કોણ બુમો પાડે છે? હે બાઈ! રખે આગળ વધતી! હમણા એક પુરૂષ અને બાળક દાવાનળથી બળીને મરી ગયાં.

( તારા બેશુદ્ધ થઇ, અને વળી સાવધ થઈ સતિ થવા તૈયાર થઇ. )

( વિશ્વામિત્ર ) ગિતિ.

ઉઠો આશ્રમ મારા, સતિ ન થાશો સાંજ પડી શ્યામા;
વળજો વહાણું વહાતાં, તારા તારા અસ્ત થયા રામા.

યોગી રૂપે વિશ્વામિત્રની રોકી ન રહેતાં તારા બળતા દવમાં ધસી; પણ જેમ જેમ તે ધસે તેમ તેમ દવ ખસે આગળ જતાં ત્રણે સંગ થયાં. રાજા હરિશ્ચંદ્રને સતાવીશ દિવસના નિર્જળા ઉપવાસ અને એટલીજ રાત્રિના ઉજાગરા થયા. અતી તાપ સહન કરતા જાય છે; એવામાં એક લિલુ અને ઘટાબંધ વૃક્ષ આવ્યું, તેની નિચે આરામ લેવા બેઠા. રાજા હરિશ્ચંદ્ર જરા આડો થયો, અને દૈવયોગે નિદ્રાવશ થયો, તારા અને રોહિત પણ નિદ્રાવશ થયાં. સતાવીશ દિવસે સ્વલ્પ સુખનો અનુભવ લેછે એટલામાં વિશ્વામિત્ર આવ્યા. અરે હરિશ્ચંદ્ર સુખશાન્તિમાં સુતો છે! "ચલ! જલકે ભસ્મ હો જાઓ!" તેજ વખતે ઝાડ બળી ગયું અને ત્રણે જાગી ઉઠયાં.

**વિશ્વામિત્ર**--વાહ! રાજા હરિશ્ચંદ્ર, બ્રાહ્મણનું દેવું આપ્યા વિના નિદ્રા તો સારી આવે છે.

**હરિશ્ચંદ્ર**--અપરાધ ક્ષમા! મહારાજ નિંદ્રામાં સ્વપ્ન અને સ્વપ્ન પણ તમારૂ દેવું આપવા સંબંધિનુંજ.

પંથ કાપતાં અને જાપ જાપતાં **કાશી** નગ્રમાં આવ્યાં ત્યાં **વિશ્વનાથનાં** દર્શન કરી આગળ વધ્યા; તે વખતના રીવાજ પ્રમાણે ત્રણ ઘાસની પુળીઓ લઇ એક એક માથા ઉપર મૂકી બજારમાં ઉભાં રહ્યાં. વેચવાનાં માણસ દેખી હજારો માણસો ત્યાં આવી ઉભા, તે વખતે હરિશ્ચંદ્રે પોકાર કર્યો.

( હરિશ્ચંદ્ર ) રાગ: માઢ; મૃગનયનિના ઢોલા.

રે તમે હળવે હાલો, ચાલો, ચાલો, કાશીપુરીના જન;
હું વેચુછું. વેચુછું, વેચુછું, વહાલી, **તારા** ને **રોહિત** તન. રે તમે.
સત્યને માટે સતિ વેચુછું, વેચુછું રોહિત બાળ;
રાજ્ય રૂષિનું રૂણ ચુકાવા, હરિશ્ચંદ્ર ભૂપાળ. રે તમે. ૧
આજ્ઞાકારી અંગ એ મારાં, પ્રિય છે પ્રાણ સમાન;
દાંત રહ્યા દિન કેમ ગુજરશે, જીભનું દિધું દાન. રે તમે. ૨

કાશી વાશી જાય ઉહાશી, રોહિત રમકડા રૂપ;
ભાગ્યશાળી જે હોય ભૂતળમાં, પામે પૂત્ર અનુપ. રે તમે. ૩

**વિશ્વામિત્ર**—હરિશ્ચંદ્ર ! કોઇ ગ્રાહક થનાર નથી, અને તારે વેચવાની જરૂર પણ નથી; એકવાર કહે કે મારે તમારે લેણદેણનો સબંધજ નથી; એટલે બસ ! રાજ્ય મળ્યું સમજ !

**હરિશ્ચંદ્ર**—રૂષિવર ! રાજ્યાસન ભોગવ્યા કરતાં, ઋણરૂણથી મુક્ત થઈ, નારાયણના નામમાં આરૂઢ રહેવું એ હું વિશેષ સુખરૂપ માનુછું. ( ગુણિકા ઘોડાગાડીમાં આવી )

**ગણિકા**—અરે આ સ્ત્રિની શિ કિમ્મત છે ?

**વિશ્વામિત્ર**—એક હજાર સોના મોહોર.

ગુણિકાએ વિચાર્યું સ્વરૂપના પ્રમાણમાં કિમ્મત જુજ છે. એક હજાર મોહોરો તો એક પલકમાં પેંદા કરશે, એનું સ્વરૂપ એવું છે કે, પુરૂષમાં કોઈ એવો પેંદા નહિ થયો હોય કે જે તેને આલિંગન આપવા મરજી નહિ કરે. ( ૧૦૦૦ સોના મોહોરો મંગાવી આપી અને તારાને ગાડીમાં બેસારી ઘેર લઇ ગઇ. ) ઘેર ગયા પછી તારાએ કહ્યું હે બેન, મારે કામ શું કરવું તે કહો ? ગુણિકા કહે આ મારી પાસેથી કુંચીઓ લઇ આપણા ભંડાર ઉઘાડો, અને તેમાંથી મન ગમતાં વસ્ત્ર ઘરાણાં પહેરો. પલકે પલકે બદલો, મોજ માણો, અને રસ્તે જતા પુરૂષોને મોહ પાસમાં બાંધી ઘરમાં આણો ! કાંઇ છાણ વાશીદાં કરવાનાં નથી. કાંઇ ઇંદવાડ પુંજા કરવાના નથી.

( ગણિકા. ) **મરાઠા સાખી.**

તારા દિસો તારા જેવાં, અસ્ત થયો દુઃખ દહાડો;
બનિ ઠનિને બેસો છજામાં, પુરૂષને મોહ પમાડો;
મહારૂં ભાગ્ય ભળ્યું, રત્ન આવી આજે મુજને મળ્યું. મહારૂ.

## રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી.

( તારા ) અધમ કરમ હું એ નહિ કરૂં.
દાસી ઠરી દીન આજથી, થઇ ગઈ તમારી વેચાણ;
હુકમ કરો હું આધિન છું, આવી ઉચરો ન વાણ. અધમ ૧

( ગણિ ) સમય ભણો હવે સાધવી.
પુંજી આપી પાંચ પેઢીની, વહોરી રત્નની ખાણ;
પેંદાશ કરીને પુરી કરો, મહોરો હજાર પ્રમાણ. સમય. ૨

( તારા ) અરર સમય આવ્યો કયાં થકી, ક્યાંથી કરમે આ નાર;
ક્યાંરે અવધ ક્યાં કાશીપુરી, હરિશ્ચંદ્ર ભરથાર. અધમ. ૩

(ગણિ) ભરથાર ભૂલ્યો ભામની, દામની પ્રિત જાણી;
સગપણ સર્વે વિસારી દો, રંગે રમો રાય રાણી. સમય. ૪
(તારા) રંગ ન જોઇએ આ અંગને, ભંગ થયા સઘળા ભોગ;
રંગ દીપે હવે રામનો, ઇશ્વર આપે એવો યોગ. અધમ. ૫
(ગણિ) રંગ લાગ્યો જેને રામનો, કામનો ન ગણાય;
ખલકમાં ખોટો* રૂપિયો, મુખે ભગત ભણાય. સમય. ૬
(તારા) ભગત કહેવાયો ભવ તારવા, મારવા શત્રુનો સાથ;
કળથી જીત્યો કામ ક્રોધને, ઇશ્વર ઝાલે એનો હાથ. અધમ. ૭
(ગણિ) હમણાં હાથે ઝાલશે, આલશે પુષ્પવિમાન;
ઘેલાં મૂકી દો ગોરી જીભનાં, કહ્યું તેહ ધરો ધ્યાન. સમય. ૮
(તારા) બાળ કરમ બાળ બુદ્ધિને, બાળ બાળ અવતાર;
નિચ નજર આવી કેમ ઠરી, થાય નરકે ન ઠાર. અધમ. ૯
(ગણિ) કોના કાગળ ઉતર્યા, પાછું આવી ગયું કોણ?
મંન ગમે તેમ મહાલવું, આ જગ્તમાં જાણ. સમય. ૧૦
(તારા) નિતિ અનિતિ આ જગ્તમાં, સુખ દુઃખનાં મૂળ;
રીતી ન જાણી નિતિની, તેનું જીવતર ધુળ. અધમ. ૧૧
(ગણિ) નયન ઠરે તે ન નંદવું, વંદવું સત્ય વાણ;
સુખ પડે તેમ સંચવું, નિતિ પુન્ય પ્રમાણ. સમય. ૧૨
(તારા) બુદ્ધિ થોડી બળ કાં કરે, સમજે સત્ય ન અસત્ય;
ખાખરની ખિશકોલીને, ન્હોય સાકરની ગત્ય. અધમ. ૧૩
(ગણિ) સાકર મુકીને શાને આવીલી, ખિશકોલી કહેનાર;
જીભડી કપાવું જડ મુળથી, ફરી કરે ન ઉચ્ચાર.
માન્ય કહ્યું માપ નહિ રહે. ૧૪
(તારા) કાયા ન સુંઘે કુતરાં, ચંચુ ચાંપે ન કાગ;
કુડાં કરમ જેણે આચર્યાં, ઉઠી જીવતરમાં આગ્ય. અધમ. ૧૫
(ગણિ) આગ લાગે તારા અંગમાં, વેશ્યા વધતું શું બોલે;
સતિરે શાણી મેં જોઇ તુને, કોઇ નહિ તુજ તોલે. માન્ય. ૧૬

---

* ખોટા રૂપિઆ=ભક્ત. (દિન પ્રતિદિન-અજ્ઞાન માણસો ભક્ત એ શબ્દનો અર્થ ખોટો રૂપિયો એ મશ્કરી રૂપ માને છે પણ એ અર્થ આગળ કોઇ વિદ્વાનોએ ગોઠવેલો હોય એમ લાગેછે. જેમ ખોટો રૂપિયો ચાલી શકતો નથી એટલે સર્વેની દુકાનેથી પાછોજ પડે છે તેવીજ રીતે ખરો ભક્ત દુનિયાદારીના પ્રપંચના કામમાં ભાગ લેતો નથી માટે એ જગ્તને મન ખોટા રૂપિયા સમાનછે.)

તારા—ગણિકા ! જે ઇચ્છાએ તુ મને અહિં લાવી છું તે ઇચ્છા કોટી પ્રયત્ને પાર પડવાની નથી ! એ નક્કિ સમજ !

ગણિકા—હમણાં ત્હારા યાર આવછે એટલે પાંશરી કરાવું છું! હજી સમજ ! જો, તું હવે રાણી તારા નથી પણ ગણિકાના ઘરની ગુલામ છું ! માટે મારા કહ્યામાં રહેવુંજ પડશે.

( ગુણિકાના ક્રોધ વચન સાંભળી તારાએ ઇશ્વર સ્મર્ણ કર્યું. )

( તારા ) કટાવ " તારા બચાવ. "

દિન દુઃખ તણા હરનારા, સંકટ કેમ સહેશે તારા.

તારા ત્હારા ચર્ણે નમીને, કરે વિનતી, દુઃખ હરજો, સુખ કરજો સ્વામિ, હે બહુનામિ, ગરૂડાગામિ; પ્રભુ પડી શી દાસી ખામી, ગણી નકામી, વામી વેદના, સુખ કયાં મળશે, શાન્તિ વળશે, પૂર્વે જન્મનાં પાપ પ્રજળશે, ત્રિવિધિ તાપ આ કયારે ટળશે.

ગણિકા કહે નકામી શાને સોર કરે છે, મુર્ખ ઠરે છે, મગરૂરીમાં શીદ મરે છે, સમજ સમજ તુજ કાજ સરે છે, વામા વિષ્નુતણી વરે છે, પાછાં પગલાં કેમ ભરે છે ?

તારા કહે એ ઇશ્વર મરજી, ગમાર ગણિકા મરશે કુટી આભામંડળ પડશે ટૂટી; નહિ ડગવાની ! નહિ ફગવાની, જરૂર જાણજે જુદી ખુટી.

ગણિકા કહેછે હરજી, મરજી સરજી જાણો, પગ ઉપર શિદ પટકે પહાણો, આવે અમિર ક્રોધ રાજો રાણો, નજરે નાણો, ઉરમાં આણો, મોજ બહેરી એથી માણો, રીસ કરી તવ રામા બોલી અધમ કરમ તે આપ વખાણો, ગર્વે ગણિકા ગાજી ઉઠી, વેસ્યા વહુ મત ઓછો તાણો !

તારા કહે તું બોલ્ય વિચારી, ચોર ઠગારી, નીચ કરમની તું કરનારી વિત્ત હરનારી, બુદ્ધિ તારી ઠરી નઠારી, સંકટ ભારી, ખમશો નારી અન્ન વસ્ત્ર નાહ મળશે વારી.

વાણુ સુણીને વેસ્યા બોલી, ચૂપ રહે રંડા પડશે ડંડા !

તવ તારા થરથરવા લાગી, તારા તનમાં હામ લાવવા હરિવાંદરે મેલ્યું પડતું. હુક કરીને હરજી ધિમે ધિમે આવે, દિવ્યરૂપ દાદો દર્શાવે, કરી ગરજના ગુણિકા ઝાલી, ક્રોધ કરી નખ ઘાત કરીને, કર્ણ નાશિકા બેઉ હરીને હરજી ત્યાંથી નિકળ્યા ચાલી.

લોહી લુહાણુ કરીને એની કાય, મહેલમાં લગાડી લ્હાય.

વિષ્નુ ભગવાને વાંદરરૂપે ગુણિકાના કાન નાક છેદન કર્યાં. લોહીચુતી ગણિકાએ ચિર ફાડી, ચિંદરડી કાઢી પાટા બાંધ્યો, અને ગાડી જોડાવી તારાને લઇ વિશ્વામિત્ર પાસે આવી.

( ર્ગાણુકા. ) ગિતિ.

લ્યો આ લુડી પાછી, છપરપગી એ છતને છંડાવે;
રંડા રોશન વાળે, મંગળ ટાણે મોકણુ મંડાવે.

( મોહોરો પાછી આપી, તારાને લીધી. )

**વિશ્વામિત્ર**—જો રાજા હરિશ્ચંદ્ર મેં તને શુ કહ્યું હતું, કોઇ ગ્રાહક થાય નહિ!

**હરિશ્ચંદ્ર**—મહારાજ સબુર કરો ! હું આપનું દેવું ગમે તે રીતે આપીશ !

**વિશ્વામિત્ર** —અરે સબુર સબુર તે કયાં સુધી; દેવાળીઆના જવાબ "આપીશ આપીશ ને કાંઇ નહિ."

રાય રૂષિની રગઝગમાં **અગ્નિસેન** નામનો બ્રાહ્મણ આવ્યો અને તેણે ૧૦૦૦ મહોરો આપીને તારાને આગળ કરી.

**વિશ્વામિત્ર**—તારા ! જોયો નિર્માલ્ય ધણીનો પ્રતાપ ! આ બેવાર તો તને વેચી. જો ફરી સંગમાં આવીશ તો વળી વેચશે!

**તારા**—પ્રતાપિ રૂષિવર વિશ્વામિત્ર ! આપ તો ત્રિલોક ધ્રુજાવવાને સમર્થ છો; આપના પ્રતાપની સમિપમાં મારા પતિનો પ્રતાપ શું તેજ આપે, આપ તો સુર્ય રૂપ છો ! અને મારો પતિ તો એક તણુખો છે, પણ યાદ રાખજો વિશ્વામિત્ર ! જે વખતે એ સત્યનો તણુખો અસત્ય રૂપી વનને બાળવા માંડશે, તે વખતે એક તો શું પણ તમારા જેવા ક્રોડ સુર્યને ઝાંખા પાડશે. સુર્યદેવની પાસે ખોળો પાથરીને માગુ છું કે જનમો જનમ હરિશ્ચંદ્ર પતિ મળો ! મને વારંવાર વેચો ! અને સત્યનો દિગવિજય કરી, અમર વાવટો સ્વર્ગના શિખ્ખર ઉપર ફરકાવો ! ( અગ્નિસેનની પાછળ ચાલી. )

**અગ્નિસેન**—જો તારા ! મારે સ્ત્રિ નથી; તેમ મારા ઘરમાં સ્ત્રિનો સહવાસ પણ નથી, માટે હું તને ચાહીને લાવ્યો છું.

**તારા**—(થરથર કંપતી) હાજી પણ લાવ્યાનું પ્રયોજન શું છે તે કહો !

**અગ્નિસેન**—તારા કંપતી ના! તું મારી દિકરી ને હું તારો બાપ, તું મારી બેન ને હું તારો ભાઇ ! તારા નિશ્ચિંત રહે ! બેધડક રહે !

**તારા**—મહારાજ! મારા મનને શાન્તિ વળી; ભય ટળ્યો; હવે મને જે કામ બતાવશો તે ઉમંગથી કરીશ ! અને ગમે તેવું કઠણુ કામ હશે તોપણુ પાછી નહિ હઠુ.

**અગ્નિસેન**—તારા! તારા તું હરિશ્ચંદ્રની રાણી; તે કયારે કામ કર્યું હોય કે તને ટેવ પડી હોય; જેથી સહેલ થઇ પડે ! માટે હું "ભિંત જોઇને ભાર મુકીશ !"

**તારા**—આપ નિતિવાન અને વળી દયાળુ છો, જેથી મને અતી આનંદ થયો છે; હવે કામનું ફરમાન કરો !

**અગ્નિસેન**—જો તારા. તારે સવારમાં ઉઠી સુર્યોદય પહેલાં દશ શેર દળવું, આખા ઘરમાંથી પુંજો કહાડવો ! વાસણ ઉટકવાં ! દેવસેવાનાં વાસણ માંજવાં, પાણી ભરી લાવવું. માળીને ઘેરથી ફુલ લઇ આવવાં, ઠાકોર થાળની સામગ્રિ તૈયાર કરવી, મારો રસોઇઓ રસોઇ કરે તેને શિધુ કાઢી આપવું, અને જોઇતી સાહિત્ય પુરી પાડવી. જો ખાવામાં જીવ જંત કે કાંકરી આવી તો શરીર ઉપર ચામડી નહિ રહેવા દેઉ તારા ! તારા મારા અને સર્વના જમ્યા પછી એંઠવાડ કહાડવો ! વધ્યું ઘટ્યું ખાઇને સંતોષ માનવો, અને ન હોય તો અપવાસ ખેંચી લેવો; ગંગાજીએ જઈ વસ્ત્ર ધોઇ લાવવાં, બિજા દિવસની રસોઇને માટે શિધુ તૈયાર કરવું; ઘરમાં ભરેલા દાણા સંભાળવા અને તેને તડકે નાંખવા, જેથી સળવાનો કે ઉબા વળી જીવડાં પડવાનો ભય ન રહે. રાત્રિયે એક ચટાઇ પાથરી બારણા પાસે સુઈ રહેવું અને મને પોકારતું કોઇ આવે તેને ઘટતા જવાબ તારે દેવા ! રાત્રિયે જાગ્રત રહેવું અને ઘરની સંભાળ રાખવી. મારી રજા વિના અને ઘરના અગત્યના કામવિના ઉમરો ઓળંગવો નહિ ! જો મારા કહેવામાં ફેર પડશે તો ઝેર દઈ પ્રાણ કાઢી નાંખીશ !

તારાના વેચાયા પછી થોડીવારે અજસેન નામનો માળી આવ્યો; તે ૮૦૦ મોહોરો આપી રોહિતને લઇ ગયો; અને ઘેર જઇ કામનું ફરમાન કર્યું. રોહિત ! ગંગાના કિનારા ઉપર રાજાનો બગિચો છે, તેનો રક્ષપાળ હુંછું. મારી અવસ્થાને લીધે હું સઘળું કામ ઉપાડી શકતો નથી માટે તને વેચાણ લાવ્યો છું, તારે એ બગિચામાં રાત્રિ દિવસ રહેવું; સાંજ પડયે સઘળાં ઝાડને તપાસવાં, સુકુ અને સડેલુ ફળ કે પાંદડુ ઝાડ ઉપર રહેવા દેવુ નહિ; જમિનપર પડેલાં પાંદડાં ફુલ વિણી નાંખવાં, સવારના પહોરમાં નાહી ધોઇ ખિલેલાં ફુલ વિણી રાખવાં અને રાજાનો નોકર આવે તેને આપવાં, બાકી રહેલાં બ્રાહ્મણોને લેવા દેવાં. દરેક ઝાડ પાણી પી શકે એવી રીતે ક્યારા કરવા અને વહેતા પાણીએ નિક વાળવી, વધી ગએલી ઘાસને કાપી નાંખવી, રાત્રિયે જાગ્રત રહી બાગની ચોકી કરવી. મને યાદ રહેશે તો ખાવાનું કરી આપી જઇશ, નહિતો ભૂખ્યા રહેવું. ખબડદાર ! કોઈ વખત ફળફળાદી ખાધાં, તો ચામડી કાઢી નાંખીશ !

રોહિતના વેચાયા પછી ઘણીવારે કાળસેન નામનો ડોમ બજારમાં આવ્યો, અને લોકની ભીડ દેખી પુછ્યું. અરે શું છે ? શું વેચાય છે ? તે સાંભળી જોવા ઉભેલા લોકો આઘા પાછા થયા અને કહ્યું; અરે કાળસેન ! અયોદ્ધાનો રાજા હરિશ્ચંદ્ર વેચાય છે.

**કાળસેન**—અરે શું ! હરસન વેચાયસે હરસન? મ:રમ મેલો મ:બાપ, મને જવાદ્યો !

**વિશ્વામિત્ર**—અરેરે કોઇ ગ્રાહક નહિ પણ ચાન્ડાળ ! કેમ અલ્યા *ડોમ તારે આ મનુષ્ય વેચાણુ લેવા મરજી છે ?

**કાળસેન**—હોવે માબાપ મારાં એવાં ભાગ્ય ચાંથી કે, મારે ઘેર હરસન નોકર ! એના પૈહા કહો માબાપ ?

**વિશ્વામિત્ર**—એની બારસેં સોના મહોર લેવાની છે ! ( કાળસેન બારસેં મોહોરો લઇ રજુ થયો; અને હરિશ્ચંદ્રને લઇ વિદાય થાય છે. )

**હરિશ્ચંદ્ર**—મહારાજ ! હવે હું આપના રૂણમાંથી મુક્ત થયો ?

**વિશ્વામિત્ર**—હા હવે દેવામાંથી મુક્ત તો થયો; પણ રાજા હરિશ્ચંદ્ર !

**હરિશ્ચંદ્ર**—મને રાજા ન કહેશો હવે હું ડોમનો દાસ થયો !

**વિશ્વામિત્ર**—અરે હરિશ્ચંદ્ર દેવું તો પત્યું પણ દિલગિરી એટલીજ કે તું ભંગીઆને ઘેર ગુલામ થઇને જાય છે.

**હરિશ્ચંદ્ર**—કૃપાસિંધુ વિધિયે નિર્માણ કરેલા અંકનો ટંક ફેરવવા કોઇ સમર્થ નથી.

**વિશ્વામિત્ર**—હરિશ્ચંદ્ર ! પુત્ર પત્નિને પાછાં મેળવ ! રાજ્ય પાછું મેળવ! સદા સર્વદા સુખ ભોગવ, એકવાર કહે કે તમે મારી પાસેથી અધર્મનું સોનું લ્યોછો !

**હરિશ્ચંદ્ર**—મહાનરૂષિ વિશ્વામિત્ર હવે મારો કેડો મૂકો ! આપના નિરંતર દર્શનનો લાભ ખોઉછું તેથી વિમાસણ થાય છે, પણ આપ મારી પાસે અસત્ય બોલાવા માગો છો તેથી મને રાહુ સમ લાગોછો. આપના બોલવા ઉપરથી મને સ્પષ્ટ જણાય છે કે આપ મારા મુખથી અસત્ય બોલાવા માગોછો, પણ જ્યાં સુધી અંગારાના રજકણમાં અગ્નિ છે ત્યાં સુધી હરીશ્ચંદ્રના રૂંવે રૂંવે સત્ય છે, તે તમથી કોઇ પણ પ્રયત્ને ફરે તેમ નથી ! આથી વિશેષ દુ:ખ પડશે તેને પણ હું સત્યને માટે સુખ માનીશ !

**કાળસેન**—હરીઆ ! અત્યારથી ત્હારૂ નામ **એમરો** મશાણી. તારે મારા ઘરનું પાણી ભરવું; રાત્રિ દિવસ મશાણમાં રહેવું, આપણો કર લીધા વિના એક પણ મડદુ મશાણમાં બાળવા દેવું નહિ! "એક પૈસો, સવા ગજ કપડુ અને અદશેર ખિચડી લીધા વિના મડદાને અગ્નિસંસ્કાર થવા દેવો નહિ." પૈસો અને કપડુ મને પહોચાડવાં અને મડદાની આગળ લાવેલી દોણી ભાગી તેની ઠિબમાં ખિચડી તારે ઓરી ખાવી ! ખિચડીમાં

* ડોમ=ભંગીઓ.

મિઠું સાથે આવેલું હોય તો નાંખવું, નહિતો મોળી ખાવી, જે દિવસે એક પણ મડદુ નહિ આવે તે દિવસે તારે અપવાસ કરવો પડશે; મારા કહેવામાં ફેરફાર પડશે અને સ્મશાનમાં આવેલા માણસોને કરગરી કાંઇ માગીશ તો હું જીવતો સળગાવી મુકીશ! જા મશાણમાં ઝાડ નિચે ઝુંપડી બાંધી પડી રહે! રાત્રિયે જાગ્રત રહેજે! કર આપ્યા સિવાય કોઇ મડદુ બાળે નહિ, તેની બરાબર સાવચેતી રાખજે!

**( મધ્ય રાત્રિયે સ્મશાનમાં ફરતો હરિશ્ચંદ્ર વિચાર કરે છે. )**

**( હરિશ્ચંદ્ર ) રાગ; પંહિત કે બચન.**

ક્યાં અવધપુરી, ક્યાં કાશી નગરનો સંગ;
ક્યાં વિલાસભોવન ક્યાં, સ્મશાન ભોમીનો રંગ. ૧
ગયાં ખાનપાન સૌ, ગયાં પુત્રને તારા;
હાથી ઘોડા વળી, ધણી ખમા કહેનારા. ૨
ક્યાં સગાં સહોદર, ક્યાં આ વનનાં ઝાડ;
સુખ સજ્યા છોડી, વસવું પથ્થર પહાડ. ૩
ક્યાં ઇશ શિશ ક્યાં, ડોમ દયા નહિ લેશ;
ક્યાં રાજ્ય ઠાઠ ક્યાં, ધરવો *અંતજ વેશ. ૪
અધિકાર અવધનો, મશાણની રખવારી;
પળમાં કળ મરડે, અકળકળા હરી તારી. ૫

વાહ સર્વેશ્વર તારી કૃતિ! ત્યાં પણ અધિકારને અહિં પણ અધિકાર! કેટલો બધો અધિકાર કે મારી પરવાનગી સિવાય કોઇ શબને અગ્નિદાહ ન કરી શકે. ફક્ત વિમાસવાનું કારણ એજ કે ત્યાં મારા મસ્તકે આપજ હતા, અને અહિં નિચ જાતી ડોમ છે.

આવી રીતે ત્રણે જણે શાન્તિ વાળી; અને સત્યને માટે અસહ્ય દુઃખ સહન કર્યું. મહાનરૂષિ વિશ્વામિત્ર ફિકરમાં પડયા. અરે અમરની સભામાં લાજ જવા વખત આવ્યો, હવે હું વશિષ્ટની પાસે જઇ ઉભો રહીશ તો કેવો શોભીશ; નહિ નહિ! વળુ પાછો, અને હજી પણ હરિશ્ચંદ્રના મુખે અસત્ય ભાષણ કરાવવા પ્રયત્ન કરૂં.

( શંકરનું આરાધન કર્યું, એટલે શંકર પ્રગટ થયા. )

**વિશ્વામિત્ર—હે ભોળાનાથ!** આપને દંડવત્ત પ્રણામ કરૂં છું.

**શંભુ—**વિશ્વામિત્ર, "કોઠી ધોઇને કાદવ કહાડવાનો છે" હવે સત્યવાદી હરિશ્ચંદ્રનો કેડો મૂકો! મને નિશ્ચય છે કે તમારી ઉમેદ કોઇપણ રીતે પાર નહિ પડે. વશિષ્ટનાં વચન યાદ કરો.

---

* અંતજ=ચંડાળ.

**વિશ્વામિત્ર**—કૃપાનાથ હવે આપ કૃપા કરો તો હું મનની ઉમેદ પાર પાડી ઉજળુ મુખ લઇ ઇંદ્રસભામાં જાઉ.

**શંકર**—અરે મહાત્મા વિશ્વામિત્ર; હરિશ્ચંદ્ર કદી સત્ય ચુકે નહિ ! અને બળાત્કારે તમે અસત્ય બોલાવો તેથી ઉજળુ મુખ ન થાય પણ... ખેર હું કાંઇ ઇંદ્રનો તાબેદાર નથી, કે જે ઇંદ્ર સર્વ દેવને તમારે આધિન રાખવા વચનથી બંધાએલો છે; પણ હું આપને આધિન છું. ફરમાવો !

**વિશ્વામિત્ર**—તાવને ફરમાન કરો કે કાળસેન ડોમને લાગુ થાય !

શંકરની પ્રેરણાથી કાળસેનને તાવ આવ્યો; અને વિશ્વામિત્ર ઢેડવાડામાં ગરોડાનો વેષ લઇને ગયા ! ગરોડાને જોઇ કાળસેને કહ્યું. મહારાજ, આજ મને અતી તાવ છે તે શું નુકશાન કરશે ? વિશ્વામિત્ર અંગુઠા વડે આંગળીઓના વેઢા ગણીને, વિદ્વાન જોશીનો ડોળ કરીને બોલ્યા.

( ગરો ) **મરાઠી સાખી.**

ગભરાશો નહિ ગ્રહ પિડા છે, ક્લેશ લેશ નવ લાવો;
સવાસો ગાગર જળ ગંગાનું, હુનું કરાવીને ન્હાવો;
તવ રોગ જશે, તન મન બેઉની શાન્તિ થશે. તવ૦

*કાળસેને બુમ મારી; હરીઆ !* હુકમ અન્નદાતા સલામત દાસ હાજર ! હરિશ્ચંદ્ર આવી ઉભો ! કાળસેન કહે હરીઆ ! સવાસો ગાગરો ગંગાનું પાણી લાવી ઉકાળી મને સ્નાન કરાવ ! યોજના પ્રમાણે હરિશ્ચંદ્રે ચુલ ખોદી અગ્નિ સળગાવી તાવડો ચઢાવ્યો, અને પાણી લાવી લાવી રેડવા માંડયું. વિશ્વામિત્રે અગ્નિને બોલાવી કહ્યું કે તારી ઝાળવડે કરી પાણી બળી જાય, અને તાવડો ભરાવા પામે નહિ. વિશ્વામિત્રના વચને જ્વાળાનું જોર વધ્યું અને પાણી માત્ર બળી જવા માંડયું. હરિશ્ચંદ્ર અગણિત ગાગરો લાવ્યો પણ તાવડામાં પાણી રહેતુ નથી, આખર થાક્યો અને પાસેના બગિચામાં ઝાડ ઉપર રોહિત બેઠો હતો, તેને કહ્યું હે ભાઇ મને આટલી ગાગરો તો ચઢાવ ! રોહિત કહે હે પિતાજી તમારો ને મારો સંબંધ બન્નેનાં મન જાણે છે, પણ જો હું તમને સ્પર્શ કરૂ તો મારે સ્નાન કરવું પડે; કારણ કે તમે ઢેડ અને હું માળી. વળી મને મારો સ્વામિ ઠપકો આપે; માટે એ કાર્ય મારાથી નહિ બને. મને લોક લજ્જા અડે છે, તોપણ દયાને લઇને યુક્તિ બતાવું છું કે છાતી સમા પાણીમાં જઇ ગાગર ભરી ડુપકી મારો એટલે જોર નહિ આવે અને કામ ઝટ થશે. રોહિતના બતાવ્યા પ્રમાણે કામ ત્વરાથી થવા માંડ્યું, ત્યારે ક્રોધી વિશ્વામિત્રને અતિ ક્રોધ થયો; અને નાગનું રૂપ ધારણ કરી બાળકને ડંખ માર્યો. ડંખ વાગતાં રોહિત તરફડી

નિચે પડયો, ઝિણે સ્વરે રૂદન કરવા લાગ્યો. એવામાં ફુલ વિણવા આવેલા બ્રાહ્મણ બાળકો દોડતા આવ્યા; અને સમાચાર પુછયા. રોહિતે જતો નાગ બતાવીને કહ્યું ભાઇ મને પેલો કાળો નાગ કરડયો. હવે મારા શરીરમાં કેવાં ચિંન થાય છે તેનું વર્ણન જીભથી થાય તેમ નથી. હે મિત્રો હું અયોદ્ધાના રાજા હરિશ્ચંદ્રનો પુત્ર છું; મારો બાપ કાળસેન ડોમને ઘેર વેચાયો છે, અને મશાણની રખવાળી કરે છે. મારી મા અગ્નિસેન બ્રાહ્મણનું દાસત્વપણ કરે છે. તે મારી માતાને મારા આ માઠા સમાચાર કહેજો, અને મારા મૃત્યુના સમાચાર સાંભળી મારી મરતી માતાને બચાવજો! જગદિશ્વર લેજે ખોળે ! રામ રામ.

( રોહિત. ) રાગ; ધુમસ ગાડી ચલાયલિયો. "રામ રામ"

નાગ આ કરડયો, જીવ મારો જાય રામ.
નયન બળે છે શરિર કળે છે;
અગ્નિ સમી લાગી અંગમાં લ્હાય, રામ. નાગ૦ ૧
અંત સમય હોય માતાજી પાસે;
જન્મ સફળ થવા પડુ તેને પાય, રામ. નાગ૦ ૨
માતા પિતાનો વિયોગ સમય આ;
શ્રવણ પડયે રહેશે સંકટ સદાય, રામ. નાગ૦ ૩
ફરી જનમ લેઉ તારાને પેટે;
નિતિ ભક્તિથી કરૂ સેવા સદાય, રામ. નાગ૦ ૪
ગુરૂ મળોતો વિશ્વામિત્રજ મળજો;
તેમના ચરણ માંહિ ચિત્ત મારૂ ચહાય. રામ. નાગ૦ ૫

રોહિતનો વિલાપ જોઇ બ્રાહ્મણ બાળકો રોયા; અને પ્રથમ બાગના માળીને ખબર આપી કે તમે વેચાણ લિધેલો બાળક મરણ પામ્યો. સમાચાર સાંભળી માળી બાગમાં આવ્યો અને જોયું તો રોહિતના અંગમાં પ્રાણ નથી. હાય હાય! જો જરા જરા જીવ હોત તો બેચાર લાતો મારીને પણ મ્હારૂ વહેર વાળત.

( માળી ) ગિતિ.

હાય હાય રૂપિયા મારા, દુષ્ટ ડુબાવી ગયો ઘડી એમાં;
વહેર શી રીતે વાળુ, હાયરે એનો પ્રાણ નથી દેહમાં.

( કવિ ) મરાઠી સાખી.

પગ પકડીને ઘસડી નાંખ્યો, ઉંડા ખાડની માંય;
સુકાં સડેલાં ઝાડ પાનને, ધુળે ઢાંકી કાય;
પછી ઘેર ગયો, લેશ કલેશ નહિ અંતર થયો. પછી.

બ્રાહ્મણ બાળકોએ અગ્નિસેનને ઘેર જઇ તારાના સમાચાર પુછ્યા. અગ્નિસેને તારાને બોલાવી. અલી તારા ! આ બ્રાહ્મણ બાળક શું કહે છે સાંભળ ! તારા આવી અગ્નિસેનના સામી હાથ જોડી ઉભી રહી. છોકરા કહે માતાજી રાજના માળીને ત્યાં વેચાએલો રોહિત બાળક તમારો શું સગો થાય ?

તારા—ભાઇઓ, એજ મારો બાળક; મારી કુખનું રત્ન.

બાળકો—અરે તેને કાળો નાગ કરડયો અને સ્વર્ગવાસ થયો.

( કવિ ) ગિતિ.

તારા તન તવ તુટયું, કુટયું માંથુ પથ્થરની સાથે;
( તારા ) ફુટયું નસિબ હવે મ્હારૂ, હાય શું કીધું અરે દિનનાથે.

અગ્નિસેન—અરે ચૂપ ! શા ઢોંગ ! કેવું ફિતુર !

તારા—મહારાજ ! મને એ બાળકને અગ્નિદાહ કરવા જવાને રજા આપો !

અગ્નિસેન—અરે નિર્ભાગી તારા શું બોલી ! હવે પછી ઉચ્ચાર કરીશ તો જીભ કાપવી પડશે !

તારા—પ્રભુ, મને શા માટે ક્રોધ વચન કહોછો, હું એ બાળકની માતા છું, અને મારૂ દિલ ન દુભાય ?

અગ્નિસેન—પણ હવે તારે ને એને છે શું જ્યારે હશો ત્યારે હશો, જા કામે બાઝ નહિતો જોયું છે આ ચૌદમુ રત્ન !

તારા—અરે કંઇ તો દયા લાવો; મને મુવેલા બાળકનું મોં તો જોવા દો.

અગ્નિસેન—અલી તારા, તારે હઠ મુકવી નથી કેમ, મારી પાસેથી ખસછ કે નહિ, કામે લાગછ કે નહિ !

તારા—( થરથર કંપતી ) હું કામમાં ભૂલ નહિ પડવા દેઉ, રાત્રિ વેઠીને કરીશ, પણ મને જવા રજા આપો તો સારૂ.

અગ્નિસેન—જા; વહેલી પાછી વળજે ? જો જે બાળકના ભેગી બળી; મારા પૈસા ડુબાવતી.

અંધારી રાતે તારા બગિચામાં ફરવા લાગી, અને રોહિતના શબની તપાસ કરવા લાગી. આખો બગિચો ફરતાં ન જડવાથી નિરાશ થઇ આખર કચરો નાંખવાના ખાડમાં ગઇ ત્યાં રોહિત પગે અથડાયો અને નક્ષત્રને અજવાળે તેને ઓળખ્યો. મુસ્તક ખોળામાં લઇ ધાડા સ્વરે રૂદન કરવા લાગી.

(તારા) રાગ; કેરબો. ઢબ; યારકી કોઇ;

કુંવરજી કાલા; મેલી ક્યાં જાયરે,
બોલો બાળા; લાગી લહાયરે. કુંવરજી૦
લાગી લાહ્યો હોલવો, મુખ મલકાવો બાળ;

કર્મે કાળા નાગથી ડસ્યો ભાઇ તુજકાળ;
ભોકાયા ભાલા; હૈયા માંયરે. કુંવરજી૦ ૧
દુ:ખીઆરી માતા તણી, દયા લાવને મંન;
આળસ મરડી અંગની, ઉઠો મારા તન;
ઉઠી છે જ્વાળા; શાન્તિ શે થાયરે. કુંવરજી૦ ૨

લાશ ઉપાડી સ્મશાનમાં ગઇ, ત્યાં સુકાં લાકડાં વિણી લાવી ચિતા ખડકી, અને અગ્નિ સળગાવી બાળકને સુવારતાં પોકાર કરી રડવા લાગી.

(તારા) રાગ પરજ, ઉજ્જયની રંડાપો; ઢબ;

વોય હાય કેમ સહેવાશે બાળા બળાપો.
રખે દાઝો રોહિત પ્રાણ પ્યારા, અડે અંગારા અંગને તમારા;
તંન દેખીને ત્રાસ પામી તારા. રે વોય, હાય૦ ૧
રાજ રોહિત મુકીને તમે જાશો, અવધપતિ જોવાની હતી આશો;
જોઇ લાલા તમારી લાશો. રે વોય, હાય૦ ૨
આક થોર અને અંધેડી સોઇએ, બાવળ બોરડી દેખીને ઘણું રોઇએ;
અગરચંદનની ચિતાઓ જોઇએ. રે વોય, હાય૦ ૩
તુજ પિતાને ખબરો ન જાય, તારા મુખનો મેળાવો ન થાય;
અંત આવ્યો લાગી મુને લ્હાય. રે વોય, હાય૦ ૪

લાવ્ય લાવ્ય, કુંવરની ચિતાના સંગમાં મારે માટે પણ ખડકું ! અરે હું બળી મરૂં ! હવે મારે શા સુખને માટે જીવવું રહ્યું. અરે હાય અફસોસ હું તો બ્રાહ્મણની દાસી છું, મારાથી એને દગો કેમ દેવાય. દેહ તજી પૈસા કેમ ડુબાવાય. જ્યાં સુધી આ દેહનો અંત આવે ત્યાં સુધી તેનું દાસત્વ પણું કરવા વેચાએલી છું. હવે મારાથી ચિતામાં બળાય નહિ. પણ મારૂં મન રોહિતની ચિતામાં બળવાનું કહે છે, હવે કેમ કરૂં. રોહિત વિના રહેવાતું નથી, અને સ્વધર્મ તજાતો નથી.

( કવિ ) ગિતિ.

ચિત્ત દોડે ચિતામાં, ધર્મ ફેરવે બ્રાહ્મણને ઘેર;
આવા ગમન અથડાતાં, તારા તનમાં ચઢી આવ્યા ફેર.

તારાનો પોકાર સાંભળી હરિશ્ચંદ્ર જાગી ઉઠયો, અને સ્મશાન ભોમીમાં મુડદુ બળતુ જોયું. તેજ વખતે માથાપુર ડાંગ લઇ દોડયો; અને ચિતાને લાત મારી.

( હરિશ્ચંદ્ર ) મરાઠી સાખી.

ઉપાડ રંડા અહિં ક્યાં આવી, લાવી ભુંડી લાશ;

કાળસેનનો કર દે આપી. ખપ કરીને ખાસ;
તવ કાર્ય થશે, લાચ્યલી પૈસા પાસે હશે. તવ.

( તારાં ) ગિતિ.

ખરે બ્રાહ્મણુની હુંડી, હરિશ્ચંદ્રની નારી હું તારા;
રોહિત નાગે કરડયો, ગ્રહ સર્વે કુઠામ પડયા મારા.

રોહિતનું મૃત્યુ સાંભળી હરિશ્ચંદ્ર મુર્છાગત થયો. તારાએ વિચાર્યું અરે મારા પતિનું નામ સાંભળી આ ડોમને પણ દયા આવી. અરે શ્મશાન રક્ષક સાવધ થાઓ સાવધ થાઓ ! ભડકાને અજવાળે જોતાં હરિશ્ચંદ્રના મસ્તકમાં લલાટે રહેલો મહામણી ચળકયો કે જે છત્રપતિનું ચિન્હ છે; તે જોઇ તારાને ઓળખાણ પડી. અરે શું સ્વામિ ચંડાળના દાસ !

અરે રાજનેપાટ જતાં, જંગલે જંગલ ભટકતાં, અન્નને દાંતને વહેર થતાં, પુત્રનું મૃત્યુ સાંભળતાં, અને પુત્રને અગ્નિદાહ કરતાં જેટલું ખોટું નથી લાગ્યું, એટલું આજ માઠું લાગ્યું; અરે સ્વામિ નિચના ગુલામ થયા છો ! હરિશ્ચંદ્ર કહે તારા જે કાળે જે પળે ત્રિલોકીનાથ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવું અને પ્રભુનું ભજન કરવું એજ આપણો ધર્મ છે.

( હરિશ્ચંદ્ર ) રાગ; ડરમાં તું દિલસાથ.

તું ધિરજ ધરને નાર, મુખથી સમરો સરજનહાર.
( તારા ) મુને લાગે અંગ અંગાર, પુત્રના છોડાએ કયમ પ્યાર.
પ્યાર ન છુટે, નિર ન ખુટે;
બાળ કાળ બળ લઇ ગયો સારૂ, ધુળ થયું આજે જીવતર મારૂં;
નવ રહ્યું કાંઇ નજરે જોવાનું, શ્રૃષ્ટિ સકળ દેખી દેખી રોવાનું;
રોહિત રણુમાં મુકી કયાં ગયો, કાંઇ ઠરવાનો નહિ ઠાર. પુત્રનો. ૧
( હરિ. ) રે રે રાણી, ભરશો ન પાણી;
પુત્ર પ્રગટ જાણો દેહિના ડામ, અંત સુધી કોઇ આવે ન કામ;
હાય કરી કશું હૈયે ન ધરવું, સાચા ધણી કેરૂ સમરણુ કરવું;
ભવ સાગર તરવો સહજ નથી, સ્યાણી સમજો સાર. મુખથી. ૨
( તારા. ) ધિરજ ધોછો, સાચું તે કહો છો;
ઘાટ ઘડયો કેવો ગોવિંદે ગમતો, બાગ બગિચામાં બાળક રમતો;
નિર્દોષિ બાળને ડંખીઓ નાગે, કહો રાજા મને કેમ ન લાગે;
રે રોહિત હવે હું તને કયાં દેખીશ ! જોઉં નજરે વારંવાર. પુત્રનો. ૩
( હરિ. ) સાંભળ તારા, બોલ તું મારા;
જગતપતિ બધા જગને સંભાળે, ખોટું કરે નહિ કોઇનું કો કાળે;

સદા સતિ કહો છત કોની છાજી, મિથ્યા જગત સુખ સ્વપ્નાની બાજી;
રોહિત મુકી રામને સમરો, તો પામો ભવપાર. મુખથી. ૪

( તારા. )—પ્રભુ! અરે હાય શું થયું, રોહિતનું મૃત્યું હાય...હાય.

**હરિશ્ચંદ્ર**—તારા; જેટલી પિડા અંગ ઉપરના ગુમડાની છે તેટલીજ પુત્ર પુત્રાદિકની છે, અને દેહ છે તે ગુમડારૂપજ છે. જો ગુમડુ વધે છે, દેહ પણ વધે છે, ગુમડુ દુઃખે છે તો દેહ પણ અનેક દુઃખોથી ભરેલી છે, ગુમડાને પોટીસ જોઇએ તો દેહને પણ પોટીસ જોઇએ. ( ઘઉં, બાજરી, ચોખા, દાળ, શાક ભાજી વિગેરે. ) ગુમડાને પાટા જોઇએ, તો દેહને પણ ઉઘાડી રખાતી નથી. ગુમડુ અચિંત્યું ફાટે છે તો દેહ પણ અચિંતી પડે છે; ગુમડામાંથીજ જે પદાર્થો નિકળે છે, તેજ પદાર્થો દેહમાંથી પણ નિકળે છે; માટે હે સ્ત્રિ, પુત્રનો શોક મુકી જગત નિયંતાની ભક્તિ કરી ઉદ્ધાર માગ્ય. અરે પણ આ શું! મડદુ તો બળી ચાલ્યું. લાવ્ય મારા સ્વામિનો કર!

**તારા**—પતિ મારી પાસેથી પણ કર!

**રાજા**—હે સ્ત્રિ, એક પૈસો અને સવાગજ કપડુ મારા ધણીનું તે મારાથી મુકી ન દેવાય; જા મને મળવાની ખિચડી તે મારે ન જોઇએ.

**તારા**—તેની સાથે વસ્ત્ર પણ પતિ...

**હરિશ્ચંદ્ર**—વાહ ક્રતિ! તારી કેવી અલ્પમતિ! અરે જે સત્યતાને માટે રાજ્ય છોડયું, જે ધર્મને માટે વન વેઠયું, જે ધર્મને માટે પુત્ર વેચ્યો, પત્નિ વેચી, અરે જે ધર્મને માટે નિચનો દાસ થયો; તે ધર્મ જો અડધા ગજ કપડા માટે જાય! તો તો પૃથ્વિ પ્રલયકાર થાય, સુર્યમાં અંધકાર થાય; અરે તારા, બ્રહ્માના મુખે ઉચ્ચાર થતા વેદની વાણી ઉપર પાણી ફરી વળે.

**તારા**—પણ હું વસ્ત્ર કયાંથી લાવું?

**હરિશ્ચંદ્ર**—ન હોય તો ઉપાડ મુડદુ! ગંગાજીમાં ઉભી રહી ખોબે ખોબે પાણી છાંટી ચિતા હોલવ!

**તારા**—અરે હાય! પતિ લ્યો આ વસ્ત્ર. ( પહેરેલી સાડી અડધેથી ચિરી નાંખી હરિશ્ચંદ્ર ઉપર ફેંકી, સાડી ચિરાઇ તેની સાથે શ્રી કૃષ્ણચંદ્રનું હ્રદય પણ ચિરાયું. )

**વિશ્વામિત્ર**—હરિશ્ચંદ્ર; અરે નિર્દય હરિશ્ચંદ્ર! સમજ; વિચાર કર; ઘુવડની માફક આંખ શું મિચછ! જાગ્ય, જાગ્ય! જો તારી કેવી બુરી હાલત છે! તે આ તારી ખોટી હઠને લીધેજ છે.

**હરિશ્ચંદ્ર**—કૃપાનાથ રાજા હરિશ્ચંદ્ર તો જુદીજ મુર્તિ છે. ચંદ્ર તો એકજ છે. અરે હું અસત્ય ભાષણ કરૂં તો મારા નામમાં રહેલા હરિ લાજે, અરે હાય! મારી જનુાન લાજે.

( વિશ્વામિત્રે ઇંદ્રને વૃષ્ટિ કરવા હુકમ કર્યો. )

( કવિ. ) ગિતિ.

ઇંદ્ર તણા હુકમથી, બારે મેઘ તવ પડીઆ છે તુટી;
અર્ધ બળેલો રોહિત, તારા લઇને તવ નાશી છુટી.

ચિતા છંટાઇ ગઇ, હરિશ્ચંદ્ર નાશી ઝુંપડીમાં ભરાયો, તારા શંકરના તુટેલા ડેરામાં પેઠી, અને બળેલા પુત્રને ખોળામાં લઇ બેઠી.

વિશ્વામિત્રે રાત્રે કાશી રાજાનો પુત્ર લઈ જઇ ઝાડીમાં સંતાડયો, અને સવારે જોશી થઇ દરબારમાં ગયા. જોશીને જોઇ કાશી રાજાએ કહ્યું મહારાજ મારો પુત્ર ક્યાં હશે ?

( વિશ્વામિત્ર. ) મરાઠી સાખી.

સુત તારાને શેકી નાંખી, ડાકણ ભક્ષ કરે છે;
ગંગા તિરે શંકર ડેરે, પૂત્ર ધણીના હરે છે;
તેં પૃશ્ન કર્યું, ઇશ્વર કરશે તો પડશે ખરૂં. તેં પૃ૦

તેજ વખત રાજા અનેક માણસો સહિત સ્મશાન ભોમિમાં આવ્યો, ત્યાં તારાને બેઠેલી દીઠી. જેની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે, અંગ ઉપર અડધુ વસ્ત્ર છે, બળેલો પુત્ર ખોળામાં સુવાડયો છે; આવું દેખી રાજાએ પોતાના માણુસોને હુકમ કર્યો.

( રાજા ) મરાઠી સાખી.

મારો કાપો ડાકણ પેલી, છુટા પથરા નાંખો;
સુત મારાને શેકી ખાએ, શે સામન્ત ઉભા સાંખો;
લાવો ચંડાળ સહી, પ્રાણ તજાવો પલક માંહિ. લાવો.

અવાજ થતાં અબળા ઉપર લોકો તરફથી પથ્થરનો વરસાદ વરસ્યો. અંગમાંથી લોહીની અનેક ધારાઓ નિકળી. કાળસેન ડોમ આવ્યો તેને રાજાએ કહ્યું પેલી ડાકણનું મુસ્તક ધડથી જુદુ કરો !

ડોમ—પૃથ્વિનાથ એ ડાકણ હોય એમ મને ભાસતું નથી, રહો હું પરિક્ષા કરૂં. ( પોતાના બન્ને કુતરા છોડી મુક્યા તે તારાની પ્રદક્ષણા કરી પગે પડી પાછા વળ્યા. ) મારાથી નહિ મરાય !

રાજા—મારા હુકમનું માન્ય કર ! નહિતો વિપરીત થશે, કુતરાનો સ્વભાવ છે કે ઘડીમાં ગેલ કરે ને ઘડીમાં ભસે.

ડોમ—રાજાધિરાજ, હું તો નહિ મારૂં, પણ મારો નોકર ખેમરો મશાણી મારશે. હરિયા ! હે હરિયા !

હરિશ્ચંદ્ર—હુકમ અન્નદાતા સલામત, દાસ હાજર !

**કાળસેન**—હરિયા, રાજાધિરાજનો હુકમ છે; આ સ્ત્રિનું માથુ કાપી નાંખ્ય!

**હરિશ્ચંદ્ર**—જેવો અન્નદાતાનો હુકમ! તૈયાર છે તલવાર.

**તારા**—અહાહા! કેવી કેશવ કરૂણાળુની કૃતિ!

**દોહરો.**

અગાધ બુદ્ધિ ઇશની, વિફલ ધન્ય વિવેક;
આખર કીધાં એકઠાં, તેં સખ્યો તુજ ટેક.

**( તારા )     રાગ, વણઝારો.**

મારો મારો *અસિ પતિ મારા, આજે થાય કૃતારથ તારા.
ધન્ય ભાગ્ય આ શું ઓચરવું. રૂડી રતિ પતિ હાથે મરવું;
જેથી પામુ ભવજળ પારા.     આજે. ૧
મારા કંથ ન કરવો ક્લેશ, પડયું દુઃખ ન ગણશો લેશ;
સ્વામિ દીસે સદા દિન સારા.     આજે. ૨
જગમાંહી સત્યતા ઝામો, પાળી સત્ય સદા સુખ પામો;
સુખે સમરો સરજનહારા.     આજે. ૩

**( વિશ્વામિત્રની પધરામણી થઇ. )**

**તારા**—(ચર્ણેપડીને) પ્રભુ અંતકાળે આપનાં દર્શન. કેવું ધનભાગ્ય!

**વિશ્વામિત્ર**—હરિશ્ચંદ્ર? સમજ સમજ, હજી તારી ખોટી હઠ છોડતો નથી, પુત્ર ખોયો, પત્નિ ખોઇશ અને આખર બેહાલ થઇને રોઇશ. એક-વાર કહે કે મારાં પુત્ર પત્નિ વેચાવી તમે સુવર્ણ લીધું તે કેવળ અનર્થ છે, જો અયોદ્ધાનું રાજ્ય મળે છે કે નહિ! નિચની ગુલામગિરી છૂટે છે કે નહિ!

**હરિશ્ચંદ્ર**—વાહ! વિશ્વામિત્ર! તમે મને અસત્ય બોલાવવાને જે પ્રયત્ન કરો છો તે સર્વ ખોટા છે! પત્નિનો નાશ થાય તોપણ શું; એ-કથી હજાર પુત્રનો નાશ થાય તો પણ શું; રાજ્યથી કાંઇ વિશેશ જાય તો પણ શું! અજાદિક પશુને માટે ૫, ગૌ ને માટે ૧૦, ઘોડાને માટે ૧૦૦, પુરૂશને માટે ૧૦૦૦, અને સુવર્ણને માટે અસત્ય બોલનારની ૧૦૦૦૦ દશ હજાર પેઢી નર્કમાં જાય છે, માટે હે વિશ્વામિત્ર જ્યાં સુધી સુર્ય ચંદ્ર તપે છે ત્યાં સુધી હરિશ્ચંદ્ર અસત્ય ભાષણ નહિ કરે. વિદાય થાઓ કેડો મુકો, નહિ તો વિપરીત થશે!

**વિશ્વામિત્ર**—જા તારાં લાગ્યાં ભોગવ! હું જાઉછું.

**હરિશ્ચંદ્ર**—**તારા**! સાવધ થા, ઇષ્ટને યાદ કર! પ્રભુને દાદ કર, સ્વર્ગમાં વાસ કર! કુમતિનો નાશ કર, આ ફના દુનિયાને છોડી ઇંદ્રભો-

* અસિ—તલવાર

વનનું અચળ સુખ લે. સાવધ રહેજે ઘા થાય છે, હબકીશ નહિ, ઝબકીશ નહિ, હવે દુઃખ દરિયા રૂપી સંસારનો અંત આવે છે. (જય જય વૈકુંઠપતિ.)

( કવિ. ) **મરાઠી સાખી.**

શમશેર લઇને સામો ઉભો, ખેમરો એજ મશાણી;
સત્ય પાળવા સતિને મારે, પ્રભુએ પકડયો *પાણી;
ઉભા સધુર કહી, બ્રહ્મા શંકર સાથ લઇ. ઉભા.

પ્રભુએ હરિશ્ચંદ્રનો પાછળથી હાથ પકડયો. તલવાર હાથમાંથી છુટી ગઈ તે ફુલનો હાર થઇ તારાની ડોકમાં પડી. ત્રણુ દેવ ઉભા છે, એવે **ઇંદ્ર, અગ્નિ, યમરાજ;** તથા વશિષ્ટ મુનિ વિમાનમાં બેશી અંત્રિક્ષથી આવ્યા. રોહિત સજીવન થયો, અને સર્વે પ્રભુના ચર્ણમાં પડયા.

( કવિ. ) **મરાઠી સાખી.**

ચક્ર ચઢાવ્યું **ચતુર્ભૂજે**, વિશ્વામિત્રને માટે;
**થરથર** ધ્રુજે કાંઇ નવ સુજે, ફુંકે પૃથ્વિ ફાટે;
**(વિશ્વા.)** આવી છેલ્લી ઘડી, પ્રથમ ખબર મુને કાંઇ ન પડી.

**વિશ્વામિત્ર**—અરે અવદશા આવી, મારા ક્રોધી સ્વભાવે કરી, હાથે દુઃખ હોર્યું, અરે ઉકળતી ઝૅળ અંગ ઉપર લીધી. દેવની સભામાં ઇજ્જત ગઇ. ચક્ર દેખી ભય પામ્યા. વારાફરતી સર્વે દેવનું શરણું માગ્યું, પણ કોઇ શરણુ રાખી શકયા નહિ, આખર હરિશ્ચંદ્રના ચર્ણમાં મુસ્તક મુકયું.

**રાગ, બેરકાં લગી મેરાબના.**

પાપી પુરો રામા રામા પાપી પુરો, રે રે રે રામ.
પાપી હું પુરો, નહિ અધુરો, કહેવાયો બુરો, જગમાંહે રામ. ૧
મુસ્તકનામું, રાજા તારે પાએ નામુ, રે રે રે રામ;
પાએ નામું, કૃપા હું પામુ, ઘણો કર્યો અપરાધ રાજા. ૨
માફ કરીએ, મહારાજાજી માફ કરીએ; રે રે રે રામ;
માફ કરીએ, ચિત્ત ન ધરીએ, ઉચરીએ સત્ય વાણુ રાજા. ૩

આવતા ચક્રના સામો હરિશ્ચંદ્રે આડો હાથ ધર્યો. ચક્ર અટકયું અને ભગવાન ક્રોધાયમાન થયા. અરે હરિશ્ચંદ્ર! એ બ્રાહ્મણનો નાશ કરવાદે!

**હરિશ્ચંદ્ર**—પ્રભુ એમનો અપરાધ શું?

**ભગવાન**—હરિશ્ચંદ્ર! તારો કેડો લઇ અસહ્ય દુઃખ દેનાર, તારે માટે ઇંદ્રના દરબારમાં ઝગડાનો કરનાર, કપટથી ત્હારૂ રાજ્ય પડાવનાર, તહારા પુત્રને નાગ થઇ ડસનાર, તારી સતિ સ્ત્રિને ડાકણુ ઠેરવનાર અને સઘળી દુર્દશા કરનાર આ વિશ્વામિત્ર છે.

* પાણી-હાથ.

**હરિશ્ચંદ્ર**—એમાંથી એકે વાતનું દુઃખ હું માનતો નથી. વિશ્વામિત્રને મરાય તો બ્રહ્મહત્યા થાય, પિત્રિ નરકે જાય, મારા કપાળમાં મેંશનો ચાંલો થાય. આપને કરગરીને કહેવાનું એજ કે, એ વિશ્વામિત્ર હોય નહિ અને મને આપનાં દર્શન થાય નહિ!

**ભગવાન**—તને દર્શન એ તારા સત્યનો પ્રતાપ છે!

**હરિશ્ચંદ્ર**—સત્યતો સદા હતું; પણ મને કસોટી ઉપર ચઢાવનાર વિશ્વામિત્ર છે. પોતે આ સંસારમાં કૃપાવશ આવેલા છે. મારા જેવા અસંખ્ય પુરૂષો એમના ચરણની રજ છે; માટે હે ભગવાન એમને મારવા પહેલાં આ દાસને મારવા વિચાર કરજો!

**ભગવાન**—તારા; તું કાંઇ માગ્ય!

**તારા**—વિશ્વપતિ, માગુ એજ, રાજા હરિશ્ચંદ્ર સરખો પતિ, રોહિત સરખો બાળક અને વિશ્વામિત્ર સરખા ગુરૂ જનમો જનમ મળે.

**ભગવાન**—અરે આને તો માગતાં ન આવડયું, પણ બાળક વિશ્વામિત્રનું મૃત્યું માગશે. ભાઇ રોહિત તું માગ્ય!

**રોહિત**—સરવેશ્વર! હરિશ્ચંદ્ર સરીખો પિતા, તારા સરીખી માતા, અને વિશ્વામિત્ર સરીખા ગુરૂ સદા સર્વદા મળે!

જ્યારે એકે તરફથી ઉપાય ન ચાલ્યો ત્યારે ચત્રુભૂજે ચક્ર પાછું ખેંચી લીધું અને કહ્યું; અરે હરિશ્ચંદ્ર **અયોદ્ધા**ની ગાદી સંભાળ!

**હરિશ્ચંદ્ર**—કૃપાનાથ હું બ્રાહ્મણને આપેલું દાન પાછું નહિ લઉ! કદાચ દાસ તરીકે સેવા બજાવું! પણ હું નિચના સંગથી ભ્રષ્ટ થયો છું.

વચન સાંભળી **યમરાજ** કહે હે હરિશ્ચંદ્ર જેને ઘેર તું વેચાયો તે ઢેડ નહિ પણ હું પોતે. **તારા** વેચાઈ તે બ્રાહ્મણ નહિ પણ આ ઉભા તેજ **અગ્નિદેવ**; અને રોહિત વેચાયો તે માળી નહિ પણ **બ્રહ્મા**. તારા સત્યની કસોટી થવાની છે એમ જાણી અમો પ્રથમથી ત્હારા ધર્મનો બચાવ કરવા આ નગ્રમાં આવી રહ્યા હતા. વિશ્વામિત્રે રાજ્ય ભોગવવાને ઇરાદે લીધું નથી; ફક્ત તને અસત્ય ભાષણ કરાવવાનેજ માટે! જા, અવધપુરી સુની પડી છે.

વિશ્વામિત્ર તો જાણે "તેલમાં માંખ બુડી." અને "ન રહ્યા દેવમાં કે ન રહ્યા દાનવમાં." સર્ત હાર્યા. હવે કુતરાના માથાની ખોપરીમાં ભોજન નહિ કરીએ, તોય ન્યાતી બહાર રહેવું પડશે, અને કરીશું તોય રહેવું પડશે; માટે અહંકાર નમાવી વશિષ્ટને શરણે જવું તોજ મારો રસ્તો નિકળશે. હે વશિષ્ટમુનિ હું કેવળ અજ્ઞાન અને અવિચારી છું, માટે મારો અપરાધ ક્ષમા કરો!

**વશિષ્ઠ**—હે વિશ્વામિત્ર! કુતરાના માથાની ખોપરી જમિનમાં ડટાવી

તેમાંથી સાતવાર તામસી શ્રુષ્ટિ ઉત્પન્ન કરી, પછી એમાં બી રોપાવી તુમડાનો વેલો ચલાવીને તે વેલાના છેલ્લા તુમડામાં ભોજન કરો! એટલે એકે બાદ નહિ આવે.

( હરિશ્ચંદ્રે વશિષ્ટમુનિના ચર્ણમાં મુસ્તક મુકયું. )

**વસિષ્ટ**—હે રાજા હરિશ્ચંદ્ર; તારો અવતાર સફળ છે. સોનાનું તોલ કરવા ચણોઠી અને કિમ્મત કરવા શાલિંગ્રામ છે. રત્નનું તોલ કરવા પણ ગુંજા+ અને કિંમત કરવા દિવ્ય ચક્ષુ છે, પણ ઘણા હર્ષની વાત છે કે રાજા હરિશ્ચંદ્ર તારા સત્યની કિમ્મત કરવા; તપથી ત્રિભોવનને ડોલાવનાર; સર્વમાન્ય, જેની ચરણુરજથી પાપી પાવન થાય, એવા પ્રતાપિ વિશ્વામિત્ર છે.

( **કર્તા** ) અહાહા ! સત્યતો સત્યજ. સત્યવાન સ્વર્ગ, મૃત્યુ, પાતળ સર્વ જગાએ માન્ય અને પૂજ્ય છે. જે સત્યનેજ વળગે છે તેજ સ્વર્ગના સુખને સહેજે પામેછે; અને પતિવૃતા સ્ત્રિનો એ પ્રભાવ છે કે જેની દાસી થવાને દેવાંગનાઓ ચાહના કરે છે. આજ્ઞાકારી પૂત્રની સેવા સ્વર્ગના સુર સહિત શક્ર ઇચ્છે છે. માટે મનુષ્યે સત્ય બોલવું, સત્ય ચાલવું; પૂત્રે માતા પિતાની આજ્ઞા માન્ય કરવી; અને સ્ત્રિયે પતિવૃત ધર્મ પાળવો.

**શ્રી સદ્દગુરૂદેવકી જય.**

( કવિ. ) **ગિતિ.**

સોનું શ્યામ ન હોયે, અરૂણુ ન ધારે કદીએ અંધારૂં;
અગ્નિના અડતામાં, શેષ રહે નહિ સિલીકમાં દારૂ.

**લાવણી.**

પાળ્યું હરિશ્ચંદ્રે સત્ય, પ્રભુએ રાખી પત્ય;
તેતો અંતે પામ્યો ગત્ય, જેને જગત જાણે. હાંહાં રે. ૧
એવા સત્યના બેલી ઇશ, છે સાચા શ્રી **જગદીશ;**
કાપે કોટી કોટી કિલ્મિશ, જેને વેદ વખાણે. હાંહાં રે. ૨
પામ્યો અંતે અવિચળ રાજ્ય, સારો વૈભવને સુખસાજ;
લાગી ગાધી પુત્રને લાજ, મુખ ઝાંખુ થયું. હાંહાં રે. ૩
ટાળ્યું દિન જનોનું દુઃખ, શ્રષ્ટિમાં સરજાયું સુખ;
આવ્યા વશિષ્ટ ઉજવળ મુખ, જેનું પણ રહ્યું. હાંહાં રે. ૪
સત્ય પાળે આદી અંત, ધન્ય ધન્ય એહ સંત;
**બાપુ** ભણે ભગવંત, તેનું કાર્ય થશે. હાંહાં રે. ૫
માટે કહું છું કરજોડ, બીજી મુકી દોડાદોડ;
મુખે સમરો શ્રી રણછોડ, જન સ્વર્ગ જશે. હાંહાં રે. ૬

---

× ગુંજા—ચણોઠી

# કુંવરબાઇનું મામેરૂ.

## રાગ; પુનમ ચાંદની ખિલી;

શ્રવણ, કિર્તન, સમરણ, સેવન, અર્ચન વંદનારે;
દાસત્વ સખા, વળી આત્મનિવેદન જાણ;
ભક્તિ સાધન સૌથી સાર, અને સુખકાર છે રે.
ધર્મ મરાએ અર્થથી, કામ મોક્ષનો કાળ;
સાધન સાધે મોક્ષનાં, અર્પે શ્રી ગોપાળ;
પણ દુર્લભ દેખું, ભક્તિ ભૂધરજી તણી રે;
જે ઉપર વિંટી, પુર્ણ કૃપણુતા જાળ. ભક્તિ. ૧
પ્રિતિ પ્રભુના ચર્ણમાં, સમરણ સાસ ઉસાસ;
[1]નિધિ જાણી જગ્તને, લેશ કરે નહિ આશ;
જે કંઠે કૃષ્નનું, કિર્તન નિત્ય ગવાયછેરે;
તેના ચર્ણને સેવે, દેવાદિક [2]ધરી ધાસ. ભક્તિ. ૨
ભક્તિથી સુખ [3]શ્યામનું, પામ્યા ભક્ત અનેક;
ગાવામાં ગુણિયલ નહિ, કેમ હું પામુ એક;
ગાંડો ઘેલો સાચો જુઠો, ને વળી સ્વાર્થિયો રે;
સૌનો બહાનું જાણી, રાખો ત્રિકમ ટેક. ભક્તિ. ૩
ભક્તને આધિન ભૂધરા, તત્પર કરવા કામ;
દિન રજની દેખી નહિ, નરસૈયાને નામ;
પુર્યું કુંવરી કુંવરનું, મામેરૂ મહા મુલનું રે;
કયમ હોય કમીના, રીઝો જ્યારે રામ. ભક્તિ. ૪
દાસતણા દુઃખ ફેડવા, અવનિ લ્યો અવતાર;
હરજી ઝાલી હાથને, ઉતારો ભવ પાર;
કહે કરજોડીને બાપુ, બળત્રા હોલવો રે;
આ દુઃખ રૂપી હું, દેખુછું સંસાર. ભક્તિ. ૫

[4]કૃત, ત્રેંતા અનેદ્વાપર, ત્રણ યુગ પુર્ણ થયા ત્યારે કૃષ્ના અવતારની લિલા કરી શ્રી હરી દયાળુ બુદ્ધ અવતાર ધારણ કરીને બેઠા. કળિયુગનું મંડાણ મંડાયું, યજ્ઞાદિક લોપ થયા, ધર્મનો નાશ થવા લાગ્યો, બ્રાહ્મણોએ આચાર છોડયા; ક્ષત્રિયોએ વિચાર છોડયા; માતા પિતાના વચનનું પુત્ર, અને ગુરૂનાં વચનનું શિષ્ય અપમાન કરવા લાગ્યા, પુરૂષ પુરૂષાર્થ હિન થઇ ઘર જમાઇ

---

૧ નિધિ-સમુદ્ર; અહિં ખારાશ અર્થ છે, ૨ ધરી-ધારણ કરી, દાંતમાં પકડીને. ૩ શ્યામનું-આત્માનું સુખ, પર્માનંદ ૪ કૃત-સત્ય.

રહ્યા; તિર્થાટણની પ્રિતી ઘટી, હરિ કથાનો પ્રેમ ઓછો થયો, ભજન છોડી ભાંડમાં ભરાયા; ભગવાનનું પુજન તજી મેલા મંત્ર જપવા લાગ્યા; તુળશી રૂદ્રાક્ષ જતાં કાચના મણકાનું માન વધ્યું, યવનથી ગાયોનો સંહાર થવા માંડયો. અસત્ય ભાષણ થવા માંડયું, સાધુની નિંદા થવા લાગી, જુઠી સાક્ષિયો પુરવા માંડી, ગાયત્રિનો લોપ થયો, યાત્રામાં કર વેરા થયા, મુર્તિયો ઉપર યવનના આયુદ્ધના પ્રહાર થયા; કે તર્ત પૃથ્વિ પોકાર કરતી પ્રભુ પાસે ગઇ તે વખત ભગવાને સર્વ દેવને હુકમ કર્યો કે તમે દેવ માત્ર અવનિમાં અવતાર ધરો; મારા **રામા** અવતારનાં અને **કૃષ્ના** અવતારનાં ચરિત્ર ગાઓ; ડુબતી દુનિયાને ઉપદેશ કરી શિધે રસ્તે ચઢાવો ! તમારા ઉપદેશથી જે સુધરશે તે મારા પદને પામશે, અને બાકીનાને દંડ દેવા યમરાજ તૈયાર છે, જાઓ ! ઉદ્ધવજી તમે પુન્ડરી ક્ષેત્રમાં દરજી થઇને અવતરો અને **નામદેવ** નામ ધારણ કરો. શુકદેવજી તમે કાશીમાં **કબિર** થઇ રહો, હું તમને અયોનિ જન્મ આપીશ. વાલ્મિકજી તમે તુલશીદાસ થઈ અવતરો. હે રાજા મુચકંદ; હે સાક્ષાત શંકરનો અવતાર તમે જૂનાગઢમાં **નરસિંહ** મહેતા થઇ અવતરો ! જાઓ ઝટ મારા નામનો પ્રતાપ સંભળાવો, નામ લેવરાવો અને અવિધાનો નાશ કરી જ્ઞાનરૂપી દિવાને તેજ કરો ! એજ દ્રઢ રાખજો કે કળિયુગમાં **નામ** સાધન શ્રેષ્ટ છે.

( કવિ. ) **મરાઠી સાખી.**

ભૂતળ ભાર ઉતારવા માટે, શ્રીહરિયે કર્યો વિચાર;
દેવ સકળને કરી આજ્ઞા, અવનિ લ્યો અવતાર;
કરી ભક્તિ ત્યાંય, સત વરતાવો કળિયુગ માંય. કરી.

જુનાગઢમાં ઉત્તમ નાગરની ન્યાતમાં નરસિંહ મહેતાનો જન્મ થયો. એમના બાપનું નામ **કૃષ્નદામોદર** અને દાદાનું નામ **વિષ્નુદાસ** હતું. બાલ્યા અવસ્થામાં માબાપ મરી ગયાં હતાં, પણ બાપની માએ નરસિંહને ઉછેરીને મોટો કર્યો હતો. આઠ વરસની ઉમ્મર સુધી બોલવા શિખ્યા ન હતા, એવામાં કોઈ સંત મહાત્મા આવ્યા; તેમની પાસે ડોશી નરસિંહને લઇ ગઇ. મહાત્માએ કહ્યું બચ્ચા "રામકૃષ્ન" કહો. તેજ વખત નરસિંહની વાચા ઉઘડી. પોતાના મોટાભાઇ રાજદ્વારે નોકર હતા ઘેર ગાય ઘોડુ રાખતા તેની ચાકરી નરસિંહને હાથે થતી. વગડામાંથી ભારા લાવવા પડતા

૧ રામકૃષ્ન=એ પ્રભુનું નામ છે. તેજ પહેલ વહેલું મહાત્માએ બોલાવ્યું. સંબંધિયો પ્રભુ નામ લેવરાવતા નથી પણ સગાં ઓળખાવે છે. માટે નરસિંહની વાચા બંધ હતી.

છાણુ વાસીદુ કરવું પડતું અને ભાભિના કઠોર વચન સહન કરવાં પડતાં. કુળવાન માટે મહેતાજીનું લગ્ન બાળપણુમાં થયું હતું.

( કવિ )　　　ગિતિ

જુનાગઢમાં જનમ્યા, ઉત્તમ કુળને નાગરની ન્યાત;
નામે નરસઇ મહેતા, વણુશિધર છે વડો નિજ ભ્રાત.

**લાવણી ઝુલની.**

એ ભ્રાત વડાને, ઇર્ષા* નામે નારી;
તે કાંધ દિયરને, ધરે ધુંસરૂ ભારી.
ધરી ધાક ધણીની, સેવા સુખ દુઃખ કરતી;
પણુ પછી દિયરના, સુખમાં શલ્યા ધરતી.
ખાધાગળો તો રાખો કેટલો, વરનારાનું ધાન વરે;
હૃદય કાપ મહેતાને મુક્યો, પછી શામળો સ્હાય કરે.

એક વખત ખરા મધ્યાને મહેતાજી ચારનો ભારો લઇને ઘેર આવ્યા; ત્યારે ઠંડુ જળ ન્હાવા અને સુકો રોટલો અને તાડી કઢી ખાવા, ભાભિયે સુચના કરી. જમતાં જરા કઢીમાં મિઠું ઓછું માલમ પડયું ત્યારે સુહજ સ્વભાવે મહેતાજી બોલ્યા, ભાભિ આજે કઢીમાં મિઠુ ઓછું છે. તેજ વખત હુનાળાની આગની માફક ભાભિ ભભુકી ઉઠી.

( ભાભિ )　　　મરાઠી સાખી.

ખારૂ મોળુ મનમાં સમજો, ન હોય તમારી નારી;
બોલ કહો તે બૈરી સાંખે, શું કરો ફજેતી મારી;
મેં ઝખ મારી, હાય હાય; પરણી આવી આ દ્વારી. મેં ઝખ.

( મહેતા )　　　ઓશિયાળા થઇ રોતાં.

**રાગ, મારા ભાગ્યતણો નહિ પાર.**

મારો ઓશિયાળો અવતાર, ક્યાંથી પમાય દુઃખનો પાર.
માતપિતા સ્વર્ગે જઇ પહોચ્યાં, મુકી મુજને આંહી;
બંધુ બેલ્યમાં દુઃખી અતીછું. મુને તેડાવો ત્યાંહી.　　　મારો. ૧
બંધુપત્નિ બડબડતી બોલે, પરઘેર ભરતો પેટ;
છાણુ વાસિદુ સૌ સંભાળુ, તોય કરાવે વેઠ.　　　મારો. ૨
પરાધિન સ્વપ્ને સુખ નાંહિ, દુઃખનો દરિયો દેખુ;
મેણા મારે ભાભિ મારી, નથી કર્યું મેં લેખુ.　　　મારો. ૩
રળવું નહિ ને ખાવા રોટલા; બળી તમારી બુદ્ધ;
આવે નારી ખાજો વધારી, બાજરીઓ ને દુધ.　　　મારો. ૪

---

* ઇર્ષા=ખરૂ નામ મળ્યુ નથી, માટે ગુણને અનુસરીને મુક્યું છે.

હરામનું ખાવા સરજેલા, ખાવા જોઇએ રૂડું;
લોકો મધ્યે લાજ ઘટાડો, ભાઇનું બોલો ભુંડુ. મારો. ૫
દુ:ખતણા દરિયામાં નાંખ્યો, મર્મ વચનનો મારો;
પ્રાણ ત્યાગવા બાકી રહ્યા છે, ત્રિકમ આવી તારો. મારો. ૬

મહેતાજીનું આક્રંદ ભાભિયે પોતાના પતિને જુદા રૂપે ઉતાર્યું. સાંભળ્યું સ્વામિનાથ! ઘરમાં તમારો ભાઇ નહિ કે હું નહિ, એને " બિયાની ભેંશને ડોબુ કહેવાતુ નથી " શિખામણની વાત કહીએ તો એનાથી સહેવાતું નથી. કામે મોકલીએ છીએ તો વેરાગીના ટોળામાં જતો રહે છે, સત્તર પહોરે આવે છે, અને પુછતાં વાંત ત્રાગાં કરે છે. બોલ સાંભળી વણિશિધરનો મિજાજ ગયો. કેમ અલ્યા ગમાર! તારી બુદ્ધિ કેમ ફરી છે! ચાલજા! નિકળ તારૂં કાળુ કર! જા વેરાગીની સાથે લંગોટી વાળીને માગી ખા! ખબડદાર જો સવારે ઘરમાં રહ્યો છું તો.

( કવિ ) રાગ, અબ ચલે ન મોહન તેરા.

સંકટનાં શળ ભરાએ, મહેતાજી મન ગભરાએ.

(મહેતા.) અરે દૈવ દેખું દુ:ખ અહાવું, સ્વપ્ને નહિ સુખી થાવું;
અરે ઓ બાપ, દુ:ખ અમાપ, હૃદયપર કાપ, લાગી દિલ લ્હાય. મે. ૧
આવો ભાભિ ભ્રાતનો કેર, જાણે પુર્વ જન્મનું વહેર;
મળીને બે, અતી દુ:ખ દે; વચન કુ કહે, ચિત્ત ચિરાય. મે૦ ૨

આખી રાત્રિ વિમાસણમાં કાઢી, સવાર થતાં, ભાઇના મનનો ક્રોધ સમાયો, નાનો ભાઇ છે, અજ્ઞાન છે એમ દર ગુજર કરી દરબારે ગયા. સવારમાં ભાઇએ કાંઇ ના કહ્યું તેથી મહેતાની ચિંતા ઓછી થવા માંડી. પણ ભાભીએ વજ્ર બાણ માર્યાં, ભાભિના કઠોર વચન સાંભળી મહેતાજી રીસાઇ ચાલ્યા. ચાલ્યા તો ખરા પણ પાછુ વાળી જોતા જાય છે કે હમણાં મનાવા આવશે, પોળે જઇ બેઠા. અરેરે કોઇ મનાવા ન આવ્યું, હવે પાછું ઘેર કેમ જવાય! આટલામાં છું જાણુશે તો કહેશે ઘણોય આવશે, લાવ આગળ જાઉં. અરેરે કોઇ મનાવા નથી આવતું; એમ કરતાં મહેતાજી ઘણે દુર ગયા. ગામથી દશેક ગાઉને છેટે ગયા ત્યાં વગડામાં સાંજ પડી, ભયંકર વનમાં મહેતાએ વાસ કર્યો, ત્યાં તપાસ કરતાં અપુજ્ય શિવનું બાણ નજરે પડયું. વાંસે જળાશય પણ જોયું. એક ચિત્તથી પુજન કરી મહેતાએ સાત દિવસ ઉપવાસ કરી તપ કર્યું. શંકર પ્રસન્ન થયા. હે વત્સ માગ્ય માગ્ય શિ ઇચ્છા છે; હું ભોળોનાથ છું. નરસિંહે જાણ્યું જે પોતાને પ્રિય હશે તે કોઇને નહિ આપતા હોય!

## મરાઠી સાખી.

( મહેતા ) ત્રિભોવનત્રાતા સુખના દાતા, દેખંતાં દુઃખ વામુ;
વહાલી વસ્તુ જે હોય તમારી, તે નિશ્ચે હું પામું;
છે અભિલાષા, મુખ બોલે દાસાનુદાસા.　　　　છે.

## રાગ; લાવણી.

( કવિ ) સુણી હરખ્યા ભોળાનાથ, સાહ્યો નરસૈઆનો હાથ;
( શંકર )ચાલ ચાલ મારી સાથ, તને આપુ હરિ.　　　　હાહાંરે.
( નરસિંહ ) હવે હરિ શિદને આપો, શાને સેવકને સંતાપો;
આવ્યો શરણે સંકટ કાપો, હું નહિ માગુ ફરી.　　　　હાંહાંરે.
( શંકર ) અલ્યા કહેવું મ્હારૂ માન, મને વહાલા છે ભગવાન;
તેનું આપુ તુને દાન, તારૂ દળદર જશે.　　　　હાંહાંરે.
( કર્તા ) ( વૈમાનમાં બેસારી નરસિંહને વૈકુંઠ લઇ ગયા. )
( કવિ ) બોલ્યા નંદેશને નાણી, મુખે મધુરી વાણી;
નયણે ભરાયું પાણી, મને શાન્તિ થશે.　　　　હાંહાંરે.
( શંકર )કહે શંકર સુણો શ્યામ, પુરૂષોતમ પુરણકામ;
નરસિંહ મહેતો આનુ નામ, તેના દાસ તમે.　　　　હાંહાંરે.
( ભગવાન )તેના દાસતણો હું દાસ, પ્રેમે પુરૂ તેની આશ;
પામે શત્રુ સઘળા ત્રાસ, જેવું જગને ગમે.　　　　હાંહાંરે.

શંકરના ગયા પછી ભગવાને પોતાની સોળ શહસ્ત્ર ગોપી એકઠી કરી પોતાનાં પણ તેટલાંજ રૂપ ધરી, છ માસની રાત્રિ નિર્માણ કરી; રાસ કર્યો તે જોતાં નરસિંહનો હર્ષ ઉભરાયો. રાસ પુર્ણ થયો ત્યારે ભગવાને નરસિંહને જુનાગઢ જવા હુકમ કર્યો. નરસિંહ કહે મહારાજ હું આપના ચરણનો દાસ તેને દુર ન ખસેડો ! ભગવાને કહ્યું હે ભક્ત; જેવી લિલા તેં જોઇ તેવી જગતમાં ગાજે અને અનેક જીવોનો ઉદ્ધાર કરજે, લે તને આ તાલ આપું છું તે જ્યારે વગાડીશ ત્યારે હું હાજર થઇશ, અને તારા મનની ઇચ્છા પુર્ણ કરીશ. નરસિંહને વૈકુઠ છોડવાનું મનતો નહિ, પણ લાચારીથી હા પાડી. ભગવાને મોરપિંછનો મુગટ માથે ઘાલ્યો, કેસરી પિતાંબર પહેરાવ્યું, અને વિમાને બેસારી વિદાય કર્યો. નરસિહ ઘેર આવી ભાભિના ચરણમાં પડયો અને પોતાની વૃદ્ધ માતાને દંડવત્ત પ્રણામ કર્યો.

**વડાં માતાજી**—ઓ રોયા ! આ શું ઘાલ્યું છે, કાઢી નાંખ્ય ! આ મોરનાં પિછાં શાં ! કયાંથી લાવ્યો ?

**નરસિંહ**—માતાજી, હું વૈકુંઠમાં જઇ ભગવાનનાં દર્શન કરી આવ્યો.

**માતાજી**—છાંનો રહે ! છાંનો રહે ! નાગરી નાત છે ગાંડાં ન કાઢય; ડાહ્યો થા !

નરસિંહે જાણ્યું આ ઉંધા સંસ્કારના માણસોને ઇશ્વરની બાબતમાં ઇતબાર આવેજ નહિ. પોતાની સ્ત્રિને તેડાવી, મહેતાજી દામોદર ભગવાનનું મંદિર સ્થાપન કરી રહ્યા, અને રાત દિવસ હરિ કિર્તન ચાલતું રાખ્યું. નરસિંહનો વેષ ને વર્તણુક જોઇ નાગરો હસવા લાગ્યા. અરે આ શું પેલા વણુશિધરનો ભાઇ અલ્યા બાવોજ બની ગયો છે.

**કમળાધર**—સારંગધર ! શું માની કુખે રતન પાકયું છે !

**સારંગધર**—એનો જનમ થયો હશે ત્યારે નિભાડા ફુડયા હશે નિભાડા, વાહરે વાહ !

**વિધ્યાધર**—અરે એનો વેષ જોયો હોય તો, ટીલાંને ટપકાં ને કાંઇકાંઇ ચિન.

એક પુત્રિ અને એક પુત્ર બે સંતાન મહેતીને થયાં. પુત્રિ પરણાવી, પુત્ર પરણાવ્યો અને થોડે દિવસે પુત્રનો અને સ્ત્રિનો કાળ થયો, અરે કુળવધુ વિધવા થઇ પણ મહેતાજીની કેવી દ્રઢતા.

**( મહેતા )** ગિતિ.

સહાય કરી શામળીઆ, ભલું થયું ને ભાગી જંજાળ;
પતિ પુત્રના મરતાં, સુખે ભજાશે સદા શ્રી ગોપાળ.

**( ફિકરના વધારામાં કુંવરને શ્રિમંત[1] આવ્યું. )**

**( કવિ )** **મરાઠી સાખી.**

ધરતિ ઉપર પગ નવ દેતાં, ધન તણું અભિમાન;
ગરીબ કેરી પુત્રિ જાણી, ન દે કુંવરને માન;
બાળે ટોળ કરી, આવો વૈશ્નવની દિકરી. બાળે.
આછી વયને અક્કલ ઓછી, કાલો કુંવરનો સ્વામિ;
શ્રીજી કૃપાએ શ્રિમંત આવ્યું, ત્યારે મન દુઃખ પામી;
શી થાશે વલે, મહેતા પુત્રિ ટળવળે. શી. ૨

કુંવરબાઇએ ઓશિયાળું મોં કરી સાસુ પાસે જઇ આજીજી કરી.

ગોર આપણો ખોખલ પંડયો, જુનાગઢમાં જાએ;
કંકોત્રિ લખો મુજ પિતાને, લાગુ તમારે પાએ;
સાસુ ગર્વ ભરી, કુંવરબાઇ પર રીસ કરી. સાસુ. ૩

**( સાસુ )** રાગ; **ગર્વથી ગાજે શું ગુલાબ.**

કાલી થઇ બોલે શું કુંવર, રે કાંઇ બોલ્ય વિચારી;

---

૧ શ્રીમંત-અધરણી.

મામેરૂ મંગળ કારી, લાવે એ મહેતો ભારી;
થાશે અહિં શોભા સારી, આશા તેં ઉરમાં ધારી. કાલી.
આશા ધારી ઉરમાં, પણ નહિ પડશે પાર;
આવે મારે આંગણે, લાજ ન રહે લગાર;
ઘડિંગો ધંધરે અહિં મચવે ભારી; ના રહે કાંઇ બોલ્યા બારી;
લજ્જા અહિં જાએ મારી, શિખામણ દેઉછું સારી;
રાખોને મનને વારી. કાલી.

**રાગ. મારૂ સોનાનું છે બેડું રે.**

( **કુંવર** ) નિર્ધન પણ નયણાં ઠરશેરે, વડિલ વધારે બોલો નહિ.
( **સાસુ** ) ચુપ ! ચુપ !
( **કુંવર** ) મામેરૂ રૂડું કરશેરે. વડિલ.
( **નણંદ** ) તાળ, તુળશી ને શંખ. ૧
( **કુંવર** ) છે ભક્ત જગ્ત સૌ જાણે રે; વડિલ.
પણ વટ નવ ચુકે ટાણે રે. વડિલ.
( **સાસુ** ) જોયો જોયો બગ ભગત ! ૨
( **કુંવર** ) ફરે સંગે સાધુ સંતરે; વડિલ.
લાગ્યો ત્રિકમ સાથે +તંતરે. વડિલ.
( **નણંદ** ) ઓય હોય ! શો છક. ૩
( **કુંવર** ) નાચી કુદી રહે છે મગ્ન રે; વડિલ.
કરે નિત્ય કરોડો યજ્ઞરે. વડિલ.
( **સાસુ** ) જાણ્યું, જાણ્યું ! ૪
( **કુંવર** ) લક્ષ્મિ તો એની લુંડી રે;
ચત્રુભૂજની પહેરી ચુડી રે. વડિલ.
( **નણંદ** ) છાની રહે ! છાંની રહે ! ૫
( **કુંવર** ) નહિ ખાવા પણ મુજ બાપ રે; વડિલ.
જેને ન્હોય ત્રિવિધી તાપ રે. વડિલ.
( **નણંદ** ) બોલ્યે જા ! બોલ્યે જા ! ૬
( **કુંવર** ) નથી વસ્તુ એ મળતી મોલે રે; વડિલ.
તાલેવંત તરણા તોલે રે. વડિલ. ૭
( **સાસુ** ) **મરાઠી સાખી.**
વિષ્ટા કીડો નર્ક વખાણે, જેને જેમાં ફાવ્યું;

+ તંત–એકતાર, તાંતણો.

પોતે પોતાનું ઉંચુ રાખે, જગમાં ચાલ્યું આવ્યું;
હોય *બાદલુ સહિ, સોનું કહેતાં વાર નહિ. હોય.

કુંવરનો અતિ આગ્રહ જોઇ સાસુએ ન છુટકે પોતાના પતિને વાત કરી. વાત સાંભળી દયાળુ **શ્રીરંગ** મહેતાએ **મહેતાને** પત્ર લખ્યો.

**( શ્રીરંગ ) પત્ર. રાગ. પાટણના નૃપ.**

પવિત્ર પગથી પાવન કરજો, ગરીબ ઘર ગુણવંત.
ભક્ત છો જગત સકળમાં જાણુ, આપ છો અમૃત રસની ખાણ;
શ્રષ્ટિમાં શોભો જાણે ભાણુ, જરૂર જુદા નહિ છો ભગવંત. પવિત્ર. ૧
સાધુમાં સાધ્ય તમારૂં મન, તત્વમાં તોડયું નિરતર તન;
જનેતા આપ તણી ધન્ય ધન્ય, સજનમાં સજ્જન સાચા સંત. પવિત્ર. ૨
અમોપર ત્રુઠયા વિશ્વાધાર, આવીને મુકયા હાથ હજાર;
પુન્ય તમ ભક્તિ તણો નહિ પાર, કુંવરને આવ્યું છે શ્રીમંત. પવિત્ર. ૩
સગાં સ્નેહી મામેરૂ સાથ, કાર્યમાં કરશો ન પાછો હાથ;
તમોને સ્હાય ત્રિલોકી નાથ, અમોપર થશે ઉપકાર અનંત. પવિત્ર. ૪
આપ આવેથી આનંદ હોય, તમો સમ સગુ મળે નહિ કોય;
દર્શને વાસ ગર્ભમાં ન્હોય, ખરેખર આવો રાખી ખંત. પવિત્ર. ૫

પોતાના પિતાને પત્ર લખી વડિલ સસરો મોકલે છે, એમ જાણી કુંવરબાઇ ઘણું હર્ષ પામી, અને તેજ બ્રાહ્મણની સાથે પોતે પણ બે શબ્દ લખી બાપને મોકલ્યા.

**( કુંવર ) મરાઠી સાખી.**

મામેરૂ પુરાએ નહિ ને, થાય લોકમાં હાંશી;
પ્રાણ તજુ હું પલક એકમાં, નાંખી ગળામાં ફાંશી;
હોય સંપત્ત જો, ડગલું આગળ દેજો તો. હોય. ૧
દિયર નણુદી મેણાં દે છે, શુળી સમ એ લાગે;
મામેરૂ જો પુરો સારૂ, તો ભવ મેણુ ભાગે;
છો વૈષ્નવ જન, પગલે પગલે પળે ભગવન. છો. ૨

**નરસિંહ મહેતા**—અરે ! સંતો ! ભુગિર, ભાનુગિર, ભયગિર, ભોવનગિર, ભવગિર !

**સાધુ**—આજ્ઞા ભક્તરાજ !

**નરસિંહ**—આપણી કુંવરને શ્રીમંત આવ્યું છે; માટે તૈયારી કરો, જાઓ ગામમાંથી કોઇનું ડમણું બમણું માગી લાવો !

---

* બાદલુ-પિતળ.

સાધુને ગામમાં મોકલી મ્હેતાએ ખોખલા પંડયાની આગતા સ્વાગતા કરી, તેને ભોજન આપી વિદાય કર્યો. સંતો ગામમાં જઇ જે જે હરિજન મ્હેતાને ઘેર કિર્તનમાં આવતા હતા તેમને હકિકતથી વાકેફ કર્યા. કોઇએ કહ્યું મારા ઘરમાં જુની ધુંસરી પડી છે, કોઇ કહે તળાવાં છે, કોઇ કહે પેંજણીઓ છે, કોઇ કહે પૈડાં છે, એમ દરેકે દરેક ચીજ જુદે જુદે ઘેરથી એકઠી કરી. પરાણે પરાણે સાલ સંચો મેળવી દોરથી બાંધી મ્હેતાએ ચાલતુ ચલણુ કર્યુ. એક જણે ઘરડો બળદ આપ્યો અને બીજાએ જવાન આખલો આપ્યો. તૈયારી કરવા માંડી ત્યારે નાગર કહે, હે નરસિંહરામ અલ્યા કયાં જાય છે? કયાં જાય છે.

**મ્હેતા**—કુંવરનું મામેરૂ પુરવા.

**સારંગધર**—તુ શું મામેરૂ પુરીશ જોગટા તારા દેદાર તો જો. એલ્યા ખાવા ધાન નથી ખાવા ધાન! મામેરૂ પુરવું બાપનો લાડવો હશે કેમ; નથી એ કાંસાં કુટવાનાં!

**મ્હેતા**—સારંગધર! હું શું પુરીશ, દીનોનાથ પુરશે. કૃષ્નગોપાળ પુરશે! રાધાકૃષ્ન રાધાકૃષ્ન! **રામ રામ રામ રામ રામ.**

**સારંગધર**—માળો ઢોંગ જોને મચાવે છે ઢોંગ! એલ્યા નરસૈઆ આ વહેલ કોની છે વહેલ! આ આખલો કોનો છે?

**(હાથ અડાડવા જાય છે ને ગોથે ચઢાવે છે.)** ઓ તારૂ!!!

**સાધુ**—ભક્તરાજ અબ રામઆશ્રરે ચલના ચઇએ.

**મ્હેતા**—બહોત અચ્છા ચલો! જે રઘુવરકી, જે જે વેકુંઠપતિ.

**( કવિ )** **રાગ-પંડિત કે બચન.**

મામેરા માટે મ્હેતે, તૈયારી કીધી;
સૌ સાધુ સંતની, ટોળી સંગે લીધી. ૧
કાંઈ કડકા સાંધી, વહેલ કરી છે આખી;
[1]ઢમ, [2]ધમ, છમ, [3]ઝમની, પોટલી બાંધી નાંખી. ૨
તુળશી માળાના ભર્યા, કોથળા કોડે;
ગોપિચંદનના ઢોકયા ગાંસડા જોડે. ૩
ત્રાંબાનો દાબડો, તેમાં લાલની મુર્તિ;
જેના ચર્ણમાં સાંધી, સદાય નરસિંહ સુરતિ. ૪
એક ગળિયો બળદ, બીજુ આખલીયું તે તાણે;
કાઢે ધાંચ આંચને, ગર્જે ગોવિંદ ગાણે. ૫

૧. ઢમ=ઢોલ, ૨. ધમ=ઘુઘરા, ૩. ઝમ=ઝાંઝ.

જય રઘુવરકી જય, જય જય વૈકુંઠનાથ;
કરી શંખ શબ્દને, ચાલ્યો સાધુ સાથ. ૬
થાય વહેલ વાંકીને, પૈડામાં ચુચવાટ;
જુનાગઢ જન સૌ, હશીઆ જોઇને ધાટ. ૭

હાથમાં કિડતાલ પગમાં ઘુઘરા ને સંત સાધુની ટાળી સહિત મહેતાજી ગોવિંદ નામની ગર્જના કરતા વેવાઇના ગામને ગાંદરે આવ્યા. રાધે રાધે રાધે રાધે રાધે રાધે રાધે.

મહેતાજીને આવ્યા જાણી સગાં વહાલાં સહિત ત્રિરંગ મહેતો હર્ષભેર મળવા ધસ્યો, અને અતી આનંદે મહેતાને ભેઠયો. નરસિંહ મહેતાને આવ્યા જાણી ગામનાં ઘણાં માણસો ટાળે મળ્યાં, વેવણે મહેતાને જુના ખંડેરમાં ઉતારો આપ્યો.

( કવિ ) રાગ–કન્યાએ ક્રોધ જણાવીઓ.

વેવણે વહાલ જણાવીયું, આપ્યુ ઉતરવા ખંડેર;
મોઢુ મંન વિના મલકાવીને, ગુણ ગાતાં વળીઆં ઘેર. વેવણે. ૧
જેની ભિંતો પડુ પડુ થઈ રહી, લુણો લાગેલો નજરે દેખાય;
ભોંય ભેજને ખાડા ટેકરા, દોડે કોળ ને ખરખર થાય. વેવણે. ૨
ઉપર ભમરાના કોચેલાં મોભીઆં, સળી વળી ને કોહ્યું છાજ;
એકે નળીયુ નામે છે નહિ, પેસે ચકલાં ને વાંસે બાજ. વેવણે. ૩
ખુણે સાપ વગાડે ડાકલી, વિંછીના દેખાય ડંખ;
દોડે કરોળીઆને કસારીઓ, મહેતાએ ફુંકયો શંખ. વેવણે. ૪
દોડે કાચંડા ને કણા સાપના, કાનખજુરા ખાવા ધાય;
મોઢે મુતરે માંકડીકુકડી, ઘણી ગરોળીઓ અથડાય. વેવણે. ૫
જોયા જુવાને માંકણ દોડતા, સાધુ ભડકી ઉભા થાય;
ટાળાં મચ્છરને ચાંચણ તણાં, ખાંતેથી ખાલડી ખાય. વેવણે ૬
વેરાગી પોકારે રામને, નહિ સુખે ઠરવા ઠામ;
મહેતા કહે ઉતારો બેશ છે, આઠે પહોર લેવાશે નામ. વેવણે. ૭
સર્વે મહેતાને મળવા ઉલટયા, ત્યાં થઇ રહી ધમાધમ;
મળે મંન વિના મહેતાજીને, મેલે ખભો ધુમાવીને ધમ. વેવણે. ૮

મહેતા એક, ને મળવા આવનાર અનેક; જે આવે એ ખભો મારે, જે આવે એ ખભો મારે, મહેતાને તો અડધા કરી નાંખ્યા, કુંવરનો બાપ કેવો છે તે જોવા નગરની અને વળી ઘણી ખરી ન્યાતની યુવાન સ્ત્રિયો આવી.

(કવિ) **રાગ; પોળમાં પેઠીરે ત્રણ જણાની ટોળી.**

મળવા આવીરે ગર્વ ભરેલી ગોરી;
કંઇ યુવાન બાળાને છોરી. મળવા.
આવી મળવા લાગી કળવા, મહેતાજીનો રંગ;
માંહો માંહે કરે અણુસારા, જોલી મામેરાના ઢંગ. મળવા. ૧
અન્યોઅન્ય અલબેલી પુછે, કશુ ન ભાળે તેમાં;
ઢોલપોલ કિડતાલ ઘુઘરા, મામેરૂ છે એમાં. મળવા. ૨
એક કહે અલી જોને જોને, કુંવર વહુનો બાપ;
દશવિશ તો એને ડામી દીધી, દવારકાની છાપ. મળવા. ૩
હરાયો કહેવાય આખલો, એકવાર ડામેલો;
નરસઇઆને શામાં ગણુવો, અનેક ડામ પામેલો. મળવા. ૪
વગર વિચારે બોલી ઉઠો, તોલ કરો નહિ બાળા;
નાત નાગરી પહેરી લેજા, એકેકી તુળશી માળા. મળવા. ૫
મહેતા દીપે કૃષ્ન સ્વરૂપે, સાધુ જાણે ગોપી;
શ્રીરંગ મહેતો સમજે નહિતો, હાલ ધલાવે ટોપી. મળવા. ૬
શંખ ફુંકશે, સાધુ સાથે, ધાંટા કાઢી ગાશે;
તુળશી દળ પધરાવી દેશે, મામેરૂ કહેવાશે. મળવા. ૭
ફજેત થઇને જશે ફાતડો, જોઇ આપું હું જોષ;
સાસરીઆંનો સદાય રહેશે, કુંવર વહુ પર રોષ. મળવા. ૮
મુખ મરડીને મહીલા બોલી, સૌને પાવન કીધાં;
અનેકવાર ઇચ્છા કરી, પણ આજે દર્શન દીધાં. મળવા. ૯
નાક ડાંડીથી ટીલુ તાણ્યું, બ્રહ્માંડ જઇને અડકે;
ખિલેથી વિલી જો મેલો, ભેંસો ગામની ભડકે. મળવા. ૧૦

આવો આવો બેનો સર્વે અહિં, મહેતાજીનું વૈમાન જોઇએ! જુવોને કેવી શોભા! કેટલા કટકા સાંધ્યા છે? આ વૈમાન તે આકાશમાં ઉડીને આવ્યું હશે કે પાતાળમાં પેશીને આવ્યું હસે, વાહવાહ કુંવરનાંય ધનભાગ્ય કે આવો હરિજન બાપ! આ બળદ બહુ ઘરડો છે. ( પાસે ગઇ, કે બ-ગાઇઓ ઉડી. હાય હાય દોડો દોડો! ) સાધુ કહે મહેતાજી રામ આશરે હુંગાઇયાંકુ બગાઇયાં ખા જાતી હય! મહેતાજી કહે હર હર હર નારાયણ; ગાય જાણીને પુંછડે પાણી રેડવા ગઇ કે શું? ( બે ચારને આખલે ગોથે ચહાવી, નાસમનાસા થઇ રહી. )

સાધુ કહે બાપજી રામ આશરે બેલ છુટ ગયા. મહેતા કહે પકડ ઝ-કડ કે બાંધો, ઓર શરૂ કરો; જયરાધા કૃષ્નરાધા!

નાગરણો અરસપરસ કહે છે આવો અલીઓ કિડતાલાં ખખડયાં; ભજન ચાલવા માંડશે; ભક્તાઇ શરૂ થઇ.

ભગત કરે ભક્તાઇ કે ટીલા સ્યામકા;[1]
ભગત મારે તાન[2] ભરોંસા રામકા.

અરે એનો ઘરડાની કહેવત ખરી તો ખરી, કેવાં તાન મહેતાજી મારે છે, કેવો રામ ચરણમાં ભરૂસો રાખી બેઠા છે.

અહિં આવી ગરબડ થઇ રહી છે, ઘણું લોક જોવા ટોળે મળ્યું છે, ને કુંવરબાઇ ઘેરથી પિતાને મળવા ઉતાવળી થશી; તે જોઇ નણુદી હશી.

( નણુંદ. ) મરાઠી સાખી.

હળવે હળવે ચાવો કુંવર વહુ, નંદાઇ જાશો પડતાં;
હેત તાતનું નથી અજાણ્યું, સદાય આવ્યાં નડતાં;
લાવ્યો સાધુ સંગ, જોયા મામેરાના ઢંગ. લાવ્યો.
આ શા ! ભાગોળેથી ભડકા.
ધડિંગો ધુતારા લાવ્યો, કાંકરા કરવા સારૂ;
લક્ષણ જોઇને લાજી મરીએ, બળે કાળજુ મારૂ;
શું હેત કરો, એવો પિતા હોય ત્યાંથી મરો. શું.

( કુંવર ) રૂડો ભૂડો તાત એ મારો, બીજો નહિ બદલાએ;
સારો જોઇને શોધી લેવો, તમો થકી તે થાએ;
રખે બોલો બહુ, ઢાંકયાં રહેજો જાણે સહુ. રખે.

નણુદીને બોલ બાણુ કહી કુંવર પિતાની પાસે આવી. મામેરાનાં કાંઇ ચિંન દીઠાં નહિ ત્યારે ગભરાઈ. પિતાજી મામેરામાં શું લાવ્યા છો? હાય હાય પિતાજી લજ્જા શી રીતે રહેશે !

અરે હે પ્રભુ મને નરસિંહ મહેતાને ઘેર અવતાર કયાં આપ્યો, અને અવતાર આપ્યો તો બાળાપણુમાં મારી શે ન નાંખી. અરે દુર્બળ માબાપની દિકરીને દાઝવાના દિન સદાય રહ્યા. ઠરવાનો વખત ન આવ્યો. અરે આવી કઠણુ સાસરીમાં દહાડા શિ રીતે જશે.

મહેતા—બેટા કુંવર ! કલ્પાંત શા માટે કરેછે ! દિનોનાથ મોશાળુ પુરશે, સુંદિર શ્યામ પુરશે !

( કુંવર ) રાગ; મારા બાળાતેપણુના બેલીરે.

જોયા જોયા તે સુંદિર શ્યામરે, નથી લેતા મોસાળાનું નામરે;

૧. શ્યામકા=પ્રભુ ઓળખાણનું, દરેક પંથનાં તિલક જુદાં હોય છે.
૨. તાન=કિર્તનમાં સુરાવટ.

મને નણુદી તે મેણા દેછે રે, બોલ બાણો દિયરજી કહે છે રે;
નિર્ધન છો; હરિજન છો; રટયા રામરે; આહુ જામરે,
હોય દામરે, સરે કામરે, નહિ લાજરે, ચઢે દાઝરે. જોયા જોયા.
દુર્બળ તાતની દિકરી, સ્વપ્નામાં સુખ ન્હોય;
દૈવ્ય દેખાડે [1]દિન તો, ચોધારે આંસુ રોયરે. જોયા જોયા. ૧
મા મરતાં મૈયર ગયું, ગયું તાતનુ હેત;
રખડે રાત દિવસ સદા, જેવી રસ્તાની રેતરે. જોયા જોયા. ૨
મામેરામાં મુકજો, શંખ તાળ ને [2]માળ;
કઠણુ સાસરી કારમી. કેવી રીતે ઉતરશે આળરે. જોયા જોયા. ૩
કાયર થઇ કાયા તજી. લ્હાળા લઇ મુજ માત;
સંચ ન દેખુ સુખનો. હવે હુંએ કરૂ આપઘાતરે. જોયા જોયા. ૪
મુજને મ્હોત ન આવીયું. માતા છુટી ઝોડ;
જીવતી માતા હોત તો. પહોચત મનના કોડરે. જોયા જોયા. ૫

( મહેતા. )　　મરાઠી સાખી.

ખમા ખમારે કુંવર બેટી, ઓછું મન નવ લાવો;
સામગ્રિ સાસુની પાસે, હાલ લખાવી આવો;
પ્રભુ પુરે કોડ, તારે મારે શાના તોડ. પ્રભુ૦

મહેતાના વચન ઉપર અપુર્ણ વિશ્વાસ આણતી, વિમાસણુ કરતી કુંવર સાસુ પાસે આવી, અને કહેવા લાગી કે; બા ! મારા પિતાએ કહેવરાવ્યું છે કે જે જે સામગ્રી જોઇએ તે તે લખાવી લાવો !

( સાસુ. )　　ગિતિ.

કાગળ શા ચિતરવા. ક્યાંથી જોગટો મામેરૂ કરશે;
તુળશી ગંજ કરીને, શંખ તાળ લઇ ફેરા એ ફરશે.

શબ્દ સાંભળી કુંવરની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. સાસુ કહે શું જોઇને રડવા બેઠી ! રોઇશ નહિ મારે આંગણે આતવાર મંગરવાર ! જાણી તને, ઓળખુછું તારા બાપને, ભાગોળેથી ભડકો લઇને આવ્યો છે તે. ભપં ભપં ! આખો ન્યાતમાં ફજેત કરી નાંખ્યા. વડસાસુ કહે અલી મોટી શું બકવા બેઠીછું ! કેમ કુવરને પેટ પાણી નથી પડવા દેતી ? ખબડદાર વહુને કાંઇ કહ્યું છે તો; તારી વાત તુ જાણી ! આવ બેટા કુંવર હુ લખાવું.

( વડસાસુ. )　　રાગ; ગોકુળીએ લઇ ચાલ વહાલા.

લખો લખો લખાવુ હુંય, કુંવર વહુ, બાપ રાંક ને રાંકડી તુય. કુંવર વહુ.

---

૧ દિન—સારો દિવસ. શ્રીમંત.　૨ માળ—માળા.

મારી મોટીને પૈસાનો મદ, કુંવર વહુ. તેની સાથે કરો ! ખદાખદ. કુંવર વહુ.
વિંધ્ય પણ વિવેક ન્હોય, કુંવર વહુ, એતો સાર અસાર ન જોય. કુંવર વહુ.
એના કુહાડી સરખા બોલ, કુવર વહુ, હુંતો બેઠી કરછું તોલ. કુંવર વહુ.
નથી વિવેક કે વિચાર, કુંવર વહુ, બેટા તું મારે હૈયાનો હાર. કુંવર વહુ.
કંકુ સવા પાંચ શેર, ફોફળનો નહિ પાર;
શુકનમાં શું ઓચરૂ, શ્રિફળ સાત હઝાર. કુંવર વહુ. ૧
બ્રાહ્મણ સૌને આપવા; પંચ વસ્ત્રનાં દાન;
ચાર ચોકડી તાશનાં, જોઇએ પચાશેક થાન. કુંવર વહુ. ૨
વાઘા વિશો પાંચ ને, ઘાટ નાટ સેં આઠ;
સાતસેં સાડી રેશમી, પહેરી કરે નાગરી ઠાઠ. કુંવર વહુ. ૩
મશરૂ ગજીઆણી ઘણી, દરીઆઇ દોઢ હઝાર;
હિર ચિરને ધોતીઆં સાડી ઝરકશીનો નહિ પાર. કુંવર વહુ. ૪
છિંટ મોરવી, મુગટા, પિછોડી વિશ પચાસ;
છાયલ પટોળાં કાપડાં, તેની સૌને આશ. કુંવર વહુ ૫
ઘરસાયન ઘર દિપવા, શણીઆં સોળ હઝાર;
જમાઇને સોના સાંકળાં, સાથે સોળ શણગાર. કુંવર વહુ. ૬
લોભ ઘટે નહિ મુજને, મોટી વહુને તોર;
છાબ માંહે મુકાવજો, પાંચ હજાર સોનાની મહોર. કુંવર વહુ. ૭

( નણુંદ. ) ગિતિ.

ઘરડાં ગતિ ગઇ આધી, તમમાં ન દિસે બુદ્ધિ બે દાણા;
મહેતાજીથી અપાશે, અઢી અઢી મણના મોટા બે **પહાણા.**

લખો લખો બે મોટા પથ્થર. જે મહેતાજીથી અપાય. ( કુંવરે પથ્થર પણ લખ્યા. ) કુંવર દોડતી પિતાની પાસે આવી રોવા લાગી. અરે હાય પિતાજી હવે શિ દશા થશે કોઇ તવગરથી પુરૂ ન પડે એટલું લખાવ્યું છે.

( કુંવર ) મરાઠી સાખી.

મિઠા બોલી મનની મેલી, પળ્યાં વરસ પંચાણું;
ભોંય સુધે છે મરવા માટે, કુટે છે બક્તાણું;
બોલ્યાં રાખી ભાર, મુખ વચનનો માર્યો માર. બોલ્યાં.

ગિતિ.

પિતા પાછા જાઓ, ઇજ્જત રહે નહિ વઢાયાં વડનાં;
પુસ્તકની બલિહારી, વખાણ કરવાં ઘટે નહિ ઘડનાં.

**( મહેતા. ) સાખી ભારથની.**

શાન્તિ શાન્તિ રાખો મારી બેટી જો; રખ્ખે રહેતી છબિલાથી છેટી જો. ૧
નથ્ય કહીએ બેટા વાળી લોથ્યજો, આપણુ મોટી શામળીઆની ઓથ્યજો. ૨
લખે લાખ ધણું તોય, સરે અર્થજો ? મારો વહાલોજી આપવા સમર્થજો. ૩
નહિ પળને દે એ પળવાજો; એને કયારે જવું પડે રળવાજો. ૪
જેની લક્ષ્મિ કરે નિત્ય સેવાજો; તેની સેવાથી સુખ સૌ લેવાંજો. ૫
એતો નહિ ટળવા દે ટાણું જો; વહાલી બેટી વહાવા ન દે વહાણુજો. ૬

**કુંવર**—પિતાજી ! શાન્તિ શિ રીતે વળે, ધિરજ કેમ રહે. મામેરૂ પુરવાનું કોઇ પ્રકારનું ચિંન માલમ પડતું નથી, ત્યાં ધિરજ રહેવી મુસ્કેલ છે.

**મહેતા**—બેટા એ ત્રિલોકના નાથને કોઇ વાતની ન્યુનતા નથી. આપણે જેનો આધાર છે એ શેઠ જેવો શેઠ ! પૃથ્વિના પડ ઉપર પેંદા થયો નથી. અખુટ દ્રવ્યનું દાન એજ આપી શકે છે. નિમેષમાં લઇ લેવા પણુ એજ સમર્થ છે. બેટા કુંવર ! ત્રિલોકના નાથની નજર થાય છે તે વખતે કોઇ વાતની કમિના રહેતી નથી. સ્વર્ગની રિદ્ધિ સિદ્ધિ પણુ નિમેષમાં; " જબ રઘુનાથ કૃપા કરે તબ ખડી ખડી કાન હલાવે ! "

**દ્રષ્ટાન્ત**—કોઇ એક નગ્રમાં પાંચ લાખની પુંજીવાળો વણિક ગ્રહસ્થ હતો, તેને બે દિકરા હતા, મોટો ભાઈ પોતાના પિતાની પાસે રહી વહેપાર રોજગારે પાવરધો થયો હતો અને સઘળો કારભાર કરી શકતો હતો. નાનોભાઇ સ્વતંત્રપણે ફર્યા કરતો હતો, પણ એનું વિષેશ લક્ષ ઇશ્વર તરફ હતું. સદપુરૂષોના વચનથી એનું મન માયા ઉપરથી ખસ્યું હતું; નાની ઉમ્મર છતાં પુર્વના સંસ્કાર કાંઇ સારા પડયા હતા. પુર્ણ અવસ્થાએ પહોચેલો ડોસો મરવા પડયો ત્યારે પોતાના મોટા દિકરાને બોલાવી સઘળી મિલકતની વ્યવસ્થા બે ભાઇ વચ્ચે કરવા માંડી. મિલકતનું વહેંચણુ થાય છે એમ જાણી મોટાની સ્ત્રિ દોડતી આવી અને ગર્જના કરી ધણીને ફિટકાર કરવા લાગી. આ તમે શું કરવા બેઠા છો ! ડોસાને સુખે મરવાય દેવા છે કે નહિ ? મુવા પછી નહિ વેહેંચાય ! શું વહી જાય છે અત્યારથી ! તમારી દાનત કાળી તો નથી ? (લાજ કાઢીને) સસરાજી; મારી દેહમાં પ્રાણુ હશે ત્યાં સુધી હું નાના ભાઇને દગો નહિ દેઉ, અત્યારે બંધ રાખો તો સારૂ. ડોસાએ વિચાર્યું, જેનો મને ડર હતો તેણેજ છાતી ઠોકી તો હવે મારે ફિકર કરવા જેવું નથી. થોડે દિવસે ડોસાએ દેહ મુકી. ક્રિયા ખર્ચ પરવારી મોટા ભાઇએ સઘળો વહિવટ હાથ લીધો. ત્યારે તેની સ્ત્રિયે કહ્યું કે જોઇએ તો ૧૦૦ નો ગુમાસ્તો રાખજો પણ નાના ભાઇને દુકાનમાં પેસવા દેશો નહિ.

જો પેસવા દેશો તો "કેળવાયલા કણુ સાપ થઇ કરડશે." એની બાઇડીને તેડાવીને સામી ગાય બાંધવાની ઓરડીમાં જુદો રાખો ! મોટો કહે હે સ્ત્રિ એમ થાય ! તે આપણો અડધો અડધનો એટલે અઢીલાખનો ભાગીઓ છે. સ્ત્રિ કહે ભાગીઓ કે અભાગીઓ પણ હાલ જુદો કાઢો; પછી થઇ પડશે. ધણી કહે છે, ત્યારે હું નહિ કહું તું કહે જે તું !

**( કવિ. ) પદ. રાગ; ઓધા જાણે તેનેતો અમો જાણીએ;**

એતો જીવતા મૂવા અમે જાણીએ, અતિ આબરૂ ધોવાઇ જાય પાણીએરે.
શિદ ફોગટ તરીલાં તાણીએરે. એતો.
જેના ઘરમાંહે રાંડનું રાજ છે, જેને નારી તે શિર તણો તાજ છે;
તેનાં બધાંએ બગડેલાં કાજ છેરે. એતો. ૧
દિલ દંભ અતી ડોળ કરે ડાહ્યલા, પડે પાંચ માંહે કુટવાને ટાયલાં;
બુદ્ધ બાયડીને નિત્ય નમે બાયલારે. એતો. ૨
ભૂલ્ય ભાળીને ભૂત જાય ભાંડવા, ઉઠે હાકીને કહે તારી માંડવા;
રોફ દેખીને રંક થાય રાંડવારે. એતો. ૩
માણે મોજોને માર મારે માતને, તાણે તરૂણીનું ત્યાગ કરે તાતને;
કરો ધિક્કાર એ જંગલીની જાતનેરે. એતો. ૪
જેને નારીનો બોલ બ્રહ્મ તોલ છે, ખરે ખરની સંગાથે એનું મોલ છે;
તેના ઘરમાંહે પોલમ પોલ છેરે. એતો. ૫
ઠાઠમાઠ કરી ઠીક ફરે ઠાકરા, ઘેર અબળાના બોલ સહે આકરા;
ચોરા ચૌટામાં આબરૂના કાંકરારે. એતો. ૬
જ્યારે જૂવતી વખાણ કરે જારનાં, ત્યારે નામિચો ગુણ ગાય નારના;
એતે આદમી કે હિજડાની હારનારે. એતો. ૭
બોલ બાયડીનો રતી સવાવાલ છે, ફરે ફક્કડને લોક માંહી લાલ છે;
બોલે બાપુ એમાં તે કશા માલ છેરે. એતો. ૮

ભાઇથી ન કહેવાયું પણ ભોજાઇએ કહ્યું તમારે માટે સામી ગાય બાંધવાની ઓરડો ખાલી કરી છે તેમાં રહો ! બાયડીને બોલાવો, કોઇની ગુમાસ્તી કરો, રળો ને ખાઓ ! નાનો ભાઇ કહે ભાભી જેવો તમારો હુકમ ! તમારા મહેલમાં અને સહવાસમાં રહેવા કરતાં તમારા અંતઃકરણમાંથી જુદી કાઢેલી અને અળખામણી કરેલી ગાયની ઓરડીમાં મને વધારે સુખ મળશે, આવાં વચન કહી ઝુંપડી સંભાળી. ગામમાં ખબર થઇ કે શેઠના નાના દિકરાને એની ભોજાઇએ દુર કર્યો છે, અને મોટો ભાઇ સ્ત્રિના તાપેથી બોલી શકતો નથી; તેમ પોતાના ભાઇની ખબર પણ લઇ શ-

કતો નથી, એમ જાણી એક દયાળુ શેઠે બોલાવી ગુમાસ્તી બેસાર્યો અને કહ્યું ભાઇ તહારૂં વર્ષ દિવસનું જેટલું ખર્ચ ઉપડશે તેટલું હું આપીશ; તું તારી સ્ત્રિ સાથે રહે! વણિક પુત્ર સંતોષ પામ્યો અને એક દિવસ પણ સંભાળ લીધા વિના નથી રહ્યા, એવા ઇશ્વરનો ઉપકાર માન્યો. બિજે દિવસે સવારમાં પોતાની સ્ત્રિને તેડવા ગયો. પોતાના પતિને જોઇ કુળવાન માબાપની દિકરી માતપિતાની રજા લઇ આગળ થઇ. જેવી મહેલમાં દાખલ થવા જાય છે તેવીજ જેઠાણી અરબસ્તાનની ઘોડીની પેઠે ખોંખારી ઉઠી. ઉતર! ઉતર! પગથીઆમાંથી હેઠી! પેસ સામી ઝુંપડીમાં! અહિં ત્હારૂં શું લાગે વળગે છે કે ધસીમસી પેસવા જાછ! દેરાણી સ્તબ્ધ થઇ એટલામાં! પાછળથી વણિક પુત્રે આવી ગાય બાંધવાની કોટડીમાં જવા સુચના કરી. અહિં નવે નામે ઘર માંડવાનું હતું, પોતાને ઘેરથી ઘટીત અને જોઇતી વસ્તુ લાવી કુળવાનની દિકરીએ ઘર માંડયું અને પોતાનો જે ધર્મ, કે " પતિને સુખે સુખી અને પતિને દુઃખે દુઃખી " તે પાળ્યો. જેઠાણી હમેશાં સવારમાં પોતાને ઓટલે નોકર પાસે પાટલો નંખાવીને દાતણ કરવા બેસે; જ્યાં સુધી દેરાણી દાતણ કરે નહિ ત્યાં સુધી રામાટામાં કરે; જ્યારે દેરાણી આવે ને બેસે કે તરત ઝટ દાતણ કરી નોકર પાસે પાણી માગી મોં ધોઇ એવું બોલે કે–×**સુખ સંપત દાતા ઘેર બેઠા પાવે.** આ બોલ સાંભળી દેરાણીને અંતરમાં લાગે તો ખરૂં, પણ ના ઇલાજ. પોતાના સ્વામિને આ બિનાથી વાકેફ કર્યો ત્યારે તેણે કહ્યું, યથાર્થ છે એજ કહે છે તેમા ખોટું લગાડવાનું કાંઇ કારણ નથી. એક વખત બન્ને ભાઇ બજારમાં સામસામી થયા; ત્યારે નાના ભાઇને જોઇ મોટાને ઓછુ આવ્યું; અરેરેરે મારાથી ભાઇપણુ ન રહ્યું, ઇશ્વરે એકજ માતાને પેટે જન્મ આપ્યો; છતાં મેં જુદાગિરી કરી. બાપની જે મિલકત ઉપર સરખોજ હક! તે હક મેં ડુબાવ્યો; અરે હા! બીજુ કાંઇ નહિ પણ નાના ભાઇનો દેદાર અને દયામણુ મોઢું જોઇ મારૂ દીલ દુભાય છે, ભૂલ્ય એજ કે હું સ્ત્રિને વશ છું, સ્ત્રિના મોં આગળ મ્હારૂ કાંઇ ન ચાલ્યું. આવું વિમાસણ જોઇ નાનો ભાઇ બોલ્યો મોટાભાઇ વિમાસણ કરવા જેવું કાંઇ નથી; મને કોઇ પ્રકારનું દુઃખ નથી, દિલગિરી નથી, જે જે પુર્વે કરેલાં અને કર્મે લખ્યાં છે તેજ ભોગવવાનાં છે. " રાજાનો દિકરો રાજ્ય ભોગવશે અને બ્રાહ્મણનો છોકરો ભિખજ માગશે " એમ ન સમજવું. ઇશ્વરની અકળલિલા ન્યારી છે. મહારી ચિંતા તમો કરશો નહિ. હું રળુછુ ને ખાઉછું મને નિશ્ચય છે કે મહારી ભાભિની પાસે તમારૂ કાંઇ ઉપજતું નથી. **રામ રામ.**

---

+ વગર પ્રયાસે સુખ અને સંપત્તિ કેવી મળી છે, હું કેવી સુખી છું.

**મોટોભાઇ**—ભાઇ સત્ય છે. લે હું રૂપિયા, ૫૦૦ આપુ છુ, કાંઇ વહેપાર કરજે, પણ જોજે આ વાત ત્હારી ભાભીને મોંઢે જાય નહિ!

**નાનોભાઇ**—ભાભિને મોઢે વાતતો નહિ જાય, પણ એટલીએ ફિકરમાં તમારે શા માટે પડવું પડે! હું મારે સંતોષથી દિવસ ગુજારૂ છુ.

નાનાભાઇએ ના કહી છતાં મોટાએ રૂપિયા પાંચસો આપ્યા; તે લઇ ઘેર આવી વિચાર કર્યો તો ખેતી કરવી એમ ઠર્યું. ખેતર માણસ અને બળદ રાખી જાર વવરાવી. વાવીને આવ્યા પછી એકે દિવસ ખબર કાઢવા ગયોજ નહિ. તોપણ ઇશ્વર કૃપાએ આખા સિમાડામાં એની જાર સારી થઇ. રસ્તે જનાર લોકો ખબર લાવ્યા, ત્યારે બિજે દિવસે સવારમાં વાઢવા જવા વિચાર કર્યો; તેની આગલી રાત્રિયે બાદશાહના લશ્કરનો પડાવ પડેલો હતો. બંને સ્ત્રિ પુરૂષ આવી જુવેછે તો, જારનો દાણો દેખાય નહિ; પણ લાદના ઢગલા દેખાયા. પુરૂષ કહે સ્ત્રિ આ શું!

**સ્ત્રિ**—સ્વામિનાથ! ગભરાવા જેવું નથી! આટલી લાદ થાપીશુ તોય બે વરસ સુધી લાકડાં નહિ લાવવાં પડે; લાવો ઘેર લઇ જાઉ.

પાંચેક ટોપલા ઘેર નાંખી આવી એટલામાં થાકી ગઇ; તરસ લાગી ત્યારે પોતાના ખેતરમાં જીર્ણ થયેલો કુવો હતો ત્યાં પાણી પીવા ગઇ. એ કુવામાં બાદશાહનું એક માંદુ ઘોડુ પડેલુ, તે બહાર નિકળવા તડફડીઆં મારે, ને કાન હલાવે; બંને જણે મળી વડની વડવાઇઓ બાંધી ઘોડાને બહાર ખેંચી કાઢયું. ઘોડુ પડયું હતુ તો ખરૂ, પણ હીરા માણેક રત્નની ગુણ સાથે પડયું હતું. તેજ ગુણ વણિક પુત્રના પગમાં અથડાઇ; તેને પણ બહાર ખેંચી કાઢી. લાદની ટોપલીમાં થોડે થોડે દબાવી ઘેર લઈ જઇ નાંખી. કર્મના યોગે કરી વણિક પુત્ર રિદ્ધિ સિદ્ધિવાળો થયો. એક એક હીરો અમુલ્ય હતો. પોતાના ભાઇ કરતાં ક્રોડ ઘણીથી પણ વધારે મિલકતનો માલિક થયો.

પાંચ પડોશીને મોં માગ્યાં દામ આપી, ઘર લઇ, જબરી હવેલી ઉઠાવી. પોતાના ભાઇ કરતાં એટલો સવાગજ ઉંચો રાખી બે માળ વધારે કરી, ઘોડા ગાડીઓ નોકર ચાકર સર્વ વાતની સગવડતા કરી; ઘરમાં વાસણ માત્ર સોના રૂપાનાં રાખ્યાં. સ્ત્રિ કહે સ્વામિનાથ; તમારી ભાભિ રોજ કહે છે કે-" **સુખ સંપત દાતા ઘેર બેઠા પાવે** " મારે કાંઇ કહેવું કે નહિ? **સ્વામિ કહે** હે સ્ત્રિ, આપણને કુવામાંથી લક્ષ્મિ પ્રાપ્ત થઈ છે અને તે પણ ઘોડુ કાન હલાવતુ હતું, એ સુચના; તો આપણે એમજ સમજો કે ઘોડું નહિ પણ એ લક્ષ્મિજ આપણે ઘેર આવવા કાન હલાવતી હતી; તો તમારે એમ કહેવું કે-" **જબ રઘુનાથ કૃપા કરે તબ ખડી ખડી કાન**

હુલાવે." બિજે દિવસે સવારમાં જેઠાણી સામી દેરાણી દાતણ કરવા બેઠી. જેઠાણીનો પાટલો લાકડાનો અને દેરાણીનો રૂપાનો, જેઠાણીનું દાતણ સવા વેતનું, દેરાણીનું દોઢ વેંતનું, જેઠાણીનો નોકર ત્રાંબાની ગાગર લઈ ઉભો છે અને દેરાણીનો રૂપાની લઇ ઉભો છે. દાતણ કરી જેઠાણી બોલી. સુખ સંપત દાતા ઘેર બેઠાં પાવે. દેરાણી—જબ રઘુનાથ કૃપા કરે તબ ખડી ખડી કાન હુલાવે.

**જેઠાણી**—ત્હારી મા હલાવે !

**દેરાણી**—ત્હારી બેન હલાવે !

**જેઠાણી**—આવ રાંડ આઘી !

બન્ને સામસામી ઓટલેથી ઉતરી અને ચોટલે ચોટલે બાઝી. બેટા કુંવર, ત્રિલોકિનો નાથ ત્રુઠેછે ત્યારે ગમે ત્યાંથી લક્ષ્મિ આવીને ઉભી રહે છે.

**નાગરો**—નરસઇ મહેતાજી ! શા માટે દિકરીને દિલગીર કરો છો ! પલાળવા પોતીયુ નહિ ને મહાસાગર ઢાંકવા ડેરા તંબુ તાણવાના વિચાર શા માટે કરો છો.

**નરસિંહ**—તમને ઇશ્વરની અકળકળામાં ગમ ન પડે, કુબુદ્ધિવાનને કલ્પવૃક્ષનાં ફળ ન મળે ?

**નાગર**—ભગવાન પોદળો કરી જશે તે ફેંદજે માંહિથી નિકળશે માલ, ને પછી પુરજે મામેરૂ ! નાગો નહિતો ! વેરાગીને મિજાજ કેટલો છે ! ટાબોટા કુટીખા ટાબોટા !

**વેરાગી**—મહેતાજી. અપને ઉન અધર્મિ લોકુંસે કયા કામ હય ! ઝમડા છોડો ! હાથી કે સામને બહોત કુત્તે ભસ્તે ચલે જાતે હે.

**નાગર**—કુતરાજ હશો ! વાટ્યું ઓસડ ને મુડગો જતી ! જાત જાતના ને ભાત ભાતના ! હાડકાં ન વળ્યાં એટલે આ વેરાગી થયા "શાનક સુનું ને શેખઇ બહુ.

**નરસિંહ**—બેટા કુંવર લોકના બોલ્યા સામું જોઇશ નહિ ! જે ભગવાને અનેક ભકતોનાં કાર્ય કર્યા છે, તે આપણું કેમ નહિ કરે ! મનુષ્ય ચાકરીનું ફળ આપે છે, તો ઇશ્વર કેમ નહિ આપે. એજ ઇશ્વર આપણી લાજ રાખશે કે જેણે, દુર્યોધનના દરબારમાં સતિ દ્રૌપદીની લાજ રાખી છે. કુંવર સહિત મહેતાજી વેવાઇને આંગણે આવ્યા. સાધુઓ ભજનની ઝડી પાડી રહ્યા છે ! શામળા ગિરધારીલાલા ગલેમેં ગુંજનકી માલા.

**સાસુ**—હાય હાયરે લજવી માર્યા, અરેરે હું વાંઝણી શે ના રહી ! તે અહાવો વેવાઇ મારે આંગણે આવવા પામ્યો. હાય ગજબ ! બાજોઠેથી

ભડકો; ભપંભપં. ભજન બંધ થયું ત્યારે મહેતાને ઉનું પાણી નહાવા આપ્યું. મહેતાજીના ભજનને ફિટકારવા, વખોડવા અને કેવળ ઢોંગ ઠરાવવા ઉકળતું પાણી મુકયું, મહેતાએ તાઢા પાણીનું સમોવણ માગ્યું; ત્યારે કુંવરની જેઠાણી બોલી ભગતજી! માગ્યા મેહ વરસે છે ને તાઢું પાણી અમારી પાસે શું માગો છો! વરસાવોને વરસાદ!

( મહેતાજી. ) ઇશ્વર સ્તુતિ; રાગ–સોરઠ મલ્હાર.

દામોદર દોડોરે, દાસની વહાર, ધિખ્યા હોલવવા અંગારરે. દામોદર.
તન ધિખે મન વ્યાકુળ થાએ, તવ પાડયો પોકાર;
પોકાર સાંભળી પ્રભુજી ન આવો તો, ઘટે તમારો ભારરે. દામોદર. ૧
ભાર ઘટે ભૂમંડળ માંહે, પરવારે પરતાપ;
બહાનું લાજે બગદેવ ભ્રાતા, લાજે લિધેલી છાપરે. દામોદર ૨
ચતુર નાગરી ચેષ્ટા ન મુકે, ટાયલુ ન મુકે લગાર;
અધમને હરીજનની ઉપર, ખરો દિસે છે ખારરે. દામોદર. ૩
પ્રિત જણાવા પાણી ઉકાળ્યું, ગોઠવ્યો કેવો ઘાટ;
તેલ કઢા પિતાએ ઉકાળી, સુધન્વાને માટરે. દામોદર. ૪
ત્રિકમ તેને શિતળ કીધી, લેશ ન લાગી વાર;
આજ મેઘને દીજે આજ્ઞા, વરશે મુશળ ધારરે. દામોદર. ૫

**સુર્યપ્રસાદ**—ચંદ્રરાયભાઇ! પેલો જુનાગઢવાળો સિદ્ધનો દિકરો નરસઇયો ભગત વરસાદ વરસાવે છે.

**ચંદ્રરાય**—જ્યારથી શ્રિરંગ મહેતાએ સંબંધ કર્યો છે, ત્યારથી આપણે તો નિશ્ચય કરી મુકયો છે કે જાત લજામણો જોયો છે, શાનો વરસાદ વરસાવે છે; પાણી કે પથ્થર? એમ કાળે ઉનાળે વરસાદ વરસે છે!

( કવિ ) રાગ. ગુજરાતની માલણ આવીરે.

કર્યો તાળ તણો ઝણકારરે, મુખે ઉચ્ચાર્યો રાગ મલ્હારરે. ૧
શબ્દ સાંભળી ગાજ્યો ઘનરે, ચડી ચોટય ચઢયો એ ગગનરે. ૨
થાય કાટકા કંપે ધરણીરે, થયું અંધારૂ સુજે ન તરણીરે. ૩
આવી વિજળી ઝબુકા લેતીરે, ઉડે પવન સપાટે રેતીરે. ૪
ત્યાં ત્રુઠયા ત્રિભોવન રાયરે, વરસ્યો વરસાદ નેવ ન માયરે. ૫
જાણે આકાશ ગંગા આવીરે, દીધું નગ્ર સકળ ડુબાવીરે. ૬
ઘણા સદન સપાટે તુટયાંરે, નાગરના હાંઝા વછુટયારે. ૭
વેવણતો ઘણી ઘભરાણીરે, આવી ઘરમાંહે પેઠુ પાણીરે. ૮

**વેવણ**—( ઘભરાતિ. ) એ રોયા, એ છોકરા! દોડો! દોડો! ઘરમાં આવો! રોયા તણાઇ જશો! તણાઇ જશો.

**શ્રિરંગમહેતા**—( ચરણુમાં મુસ્તક નમાવીને ) દયાળુ દયા કરો, બસ કરો, કૃપા કરો ! જેઠાણી પગે લાગીને કહેવા લાગી. અમારો અજ્ઞાનીનો ગુનો માફ કરો અમો તો અપરાધી છીએ આપનો પ્રતાપ ન જાણ્યો. મહેતાજીએ તાળ ખખડાવવી બંધ કરી; વરસાદ અટક્યો.

**ભોરિંગ પ્રસાદ**--કેમ ડિમાકશંકર, વરસાદ વરસ્યો તો ખરો ?

**ડિમાકશંકર**- શું એ ભગતડે વરસાવ્યો એમ ! નહિ ! એતો માવઠું થયું માવઠું ! મહેતાજીને મામેરૂં ભરવા સુચના કરી. પોતાનાં ખટકર્મ પરવારી સૌ બિછાનાં બિછાવી બેઠા.

**( મહેતાજી, ) રાગ. અંબા જોયાની આડી નિર.**

વિકટ સમય આવ્યો સ્વામિ, દોડો અંતરજામિ.
ચતુર નાગરો કરે ચેષ્ટાળિ, રંચ ન રાખે ખામી. દોડો. ૧
પણ જાશે ભૂધર જો ભક્તનું, જાશે જગમાંથી કિર્તિ ઝામી. દોડો. ૨
સાક્ષિ સર્વના આપ નિયંતા, પાર શકે કોણુ પામી. દોડો. ૩
વિશ્વામિત્ર હરિશ્ચંદ્રને પિડયો, નેષ્ટ કર્યો બહુનામિ. દોડો. ૪
સતિ સૌરંધ્રિને સદનમાં રોકી, કુટયો કૈચો કામી. દોડો. ૫
કુળ સહિત [1]કુરવપતિ રોળ્યો, હરીજનથી હઠ્યો હરામી. દોડો. ૬
વિલંબ ન કરશો વિઠ્ઠલ મારા, ધાજો વૈકુંઠધામી. દોડો. ૭
પ્રભુ આપનાં પગરણુ થાએ, સકળ વેદના વામી. દોડો. ૮
નારાયણુ જો નહિ આવો તો, નરસિંહની જોશો [2]નનામી. દોડો. ૯

**રાગ-માઢ-શાને કલ્પાવો જલાવો;**

શાને તલ્સાવો [3]જલ્સાવો, દિનદયાળ; કાળ કરાવા ધારો, બાળકબુદ્ધિહિણુનો.
શાને સતાવો ઝધડો પતાવો, દેહીનો આણો અંત;
અકળલિલા અવિનાશી તમારીમાં, ખાંચા ખુંચી અનંત. શાને. ૧
ગલી કુંચીમાં ગમ્મ પડે નહિ, ધુંચવણીઓ અપાર;
એક ઓળુંગુ ને બિજી આવે, એમ ગોઠવી હારોહાર. શાને. ૨
અજા હરણીઆં કેમ ઉગરે, મારે કેશરી ફાળ;
રંક રીબાવા ત્રિંટી રાધાવર, [4]ઉર્ણુનાભિની જાળ. શાને. ૩
જાળ જીતવા જગા જડે નહિ, તોડી શકુ નહિ તંન;
ગાંડો ઘેલો પ્રભુ દાસ તમારો, નથી હું અક્કલવંત. શાને. ૪
ટાણું ટાળવા નવરાઇ નથી, ત્યારે શાને આપ્યાં મને બાળ;

૧ કુરવપતિ=દુર્યોધન ૨ નનામિ-ઠાઠડી-ના આવો તો મને મુવો દેખો;આકરા સોગન. ૩ જલ્સાવો-બાળો ૪ ઉર્ણનાભિ-કરોળિયો.

નરસિંહ સાથે નામ વગોવાશે, વિતી જશે જો કાળ. શાને. ૫
જગત સકળ જીવજંતુ તણી, *નિમેષમાં લ્યો સંભાળ;
કુંવર તમારીનું પુરો મામેરૂં, દોડો દિન દયાળ. શાને. ૬

( કવિ. ) ગિતિ

કમળા કર ગ્રહીને, ×વિષપતિઅરીની તર્ત કરી સ્વારી;
જાદવ શિર ગાંસડીઓ, ઓધવ ચાલે ગજ હાથે ધારી.

સાખિ. મરાઠી.

વણિક થઇ વહાલોજી આવ્યા, કમળા શેઠાણી સંગ;
જાદવ ઝુંડ પછાડી ચાલે, નરસિંહને વાધ્યો ઉમંગ;
ઘણું હરખાયો, મળવાને સામો ધાયો. ઘણું.

ગિતિ.

શેઠ શેઠાણી જોઇને, વિસ્મય પામ્યા નગ્ર તણા જન;
સ્વરૂપની બલિહારી, જાણે ઝબકી વિજળી ગગન.

રાગ. ડરમાં તું દિલસાથ છોકરા.

( **નરસિંહ** ) તમો વાર કરો દિનાનાથ. ભક્તનું હૈયું રહે નહિ હાથ.
( **ભગવાન** ) નવ લેશો મારૂ નામ, ચલાવો તમો કામથી કામ.
ભક્તજ મારા, આંખના તારા.
શબ્દ સુણી આસનથી ખસ્યોછું, મંન પવન વેગે આજ ધસ્યોછું;
ક્રોડ ઘણું કહો કાર્ય ન ચુકુ, મહરો કહ્યો તેને મનથી ન મુકુ;
નરસિંહ ! શાન્તિ શાન્તિ ! ધિરજ ! હૈએ રાખો હામ. ચલાવો.
( **નરસિંહ** ) સ્વામિ મારા, વિશ્વાધારા;
દિનપણે આવી અહીઆં ડોલો છો, મોઢે ચઢી મિઠું મિઠું બોલો છો;
ગરજી ગરજી મારો બેઠો છે ઘાંટો, પાકયા પછી આવ્યા કાઢવા કાંટો;
આવ્યા તો ભલે આવ્યા કૃપાનાથ, કહો શું લાવ્યા સંગાથ ! ભક્તનું.
( **ભગવાન** ) વાત ન ચરચો, જોઇએ તે ખરચો;
વહેલો આવ્યો નહિ વાંક એ મારો, ક્ષમા હું માગુ સેવક તારો;
મર્મ વચનનો નવ મારો માર, વહાલો મને જેવો હૈઆનો હાર;
ખર્ચતાં ખામી ન રાખશો, લાવ્યો ચીજ તમામ. ચલાવો.
( **નરસિંહ** ) ઉચ્ચાર આવો, અતી શરમાવો;
કાયર થએ આવી વાણી વદનમાં, જાણ્યું સુતા હશો સ્યામ સદનમાં;
આપ વદન આવો બોલ ન શોભે, નેવ તણાં પાણી કેમ જાએ મોભે;
શંખને તાળ શિવાય દેખાડયું છે શું ! કેમ ભિડું ભારે બાથ. ભક્તનું.

---

* નિમેષ—આંખનો પલકારો, મિચાઇને ઉઘડે એટલો વખત. × ગરૂડ.

**ભગવાન**—નરસિંહ ! હું તને ઑદ્ધવ અને અર્જુન સમાન ગણુંછું, તારા કામમાં કેમ વિલંબ કરૂ; વિલંબ થયો હોયતો ક્ષમા કરજે ! પરવારવા રહ્યો માટે વાર થઇ. ચાલો તૈયારી કરો ! કમળાને માથે સુવર્ણની કુંડી ચઢાવો, સાતે હજાર જાદવો સામગ્રિ લઇ ચાલો !

**( કવિ )      રાગ. ગરૂડ ચઢી આવજો ગિરધારી.**

માધવજીએ મોકલ્યુંરે મામેરૂ;
આવ્યા [1]અનંત ટળ્યું ત્યાં અંધેરૂં.          માધવજીએ.
સર્વે નાગર કરતા ટોળ, જોઇ નરસિંહ ભગતનો ડોળ;
હિસે કમળા ઝાકમ ઝોળ.          માધવજીએ. ૧
આગળ ચાલે છે ઑદ્ધવ ભક્ત, આવ્યા નાથ નમે જેને જગ્ત;
જોઇ ત્રિભોવન હોય આશક્ત.          માધવજીએ. ૨
જોડે જાદવ સાત હજાર, સાથે સામગ્રિનો નહિ પાર;
વાધ્યા વસ્ત્ર અને શણગાર.          માધવજીએ. ૩
આવ્યું મામેરૂ લાડે કોડે, કમળા આગળ કિંકર દોડે;
ચાલે નરસિંહને નારાયણ જોડે          માધવજીએ. ૪
ઘોડા ગજે ઘુઘરમાળો ઘમકી, ત્યાંતો ઢોલ રહ્યાં છે ઢમકી;
વેવણુતો વૈભવ જોઇ ચમકી.          માધવજીએ. ૫
થાએ શંખ તણા ઘણા નાદ, પડે શ્રવણ શરણાઇઓના સાદ;
કરે કોણ એ નરસિંહનો વાદ.          માધવજીએ. ૬
આવ્યું મામેરૂ મુખ શું ભાખુ. રિદ્ધિ સિદ્ધિ ઑવારી નાંખુ;
વેવણનું મોઢું થયું ઝાંખુ.          માધવજીએ. ૭

**( કવિ )          રાગ. પ્રબંધ.**

**માધવ** મંડપમાં પેઠા, જાદવ જોડે લઇ બેઠા.

બેઠા જાદવ, વસ્ત્ર ગાંસડા ઘણાં ઘરેણાં લેઇ સંગમાં, મહેતા રીઝે હરી રંગમાં; નહિ ગંગમાં સંત સાધુનું મનડુ :ચોટયું શંખ તાલ કિડતાલ ચંગમાં. કુંવર બેનનાં સાસુ સસરા દિયર જેઠ જેઠાણી શાણી, ગર્વે ભરાણી દેરાણીને સાથે આણી નરસિંહને નારાયણ જાણી, જોડી પાણી આવી બેઠાં ઘુંઘટ તાણી, વાંસે દીસે ગોર ગોરાણી.

કૃષ્ન કહે છે કુંવરબેન લ્યો ! પામરી જઇ સસરાને આપો, હેમ સાંકળી ગ્રહી હાથ, જઇ આપો નાથને, રખે લજાવો. સાસુને શણગાર સજાવો, દિવ્ય વસ્ત્ર આ જેઠ જેઠાણી પહેરી ફરશે, અમુલ્ય વસ્ત્ર તે ગોર

૧ અનંત=ભગવાન; અનંત કોટી સુર્યનું જેનામાં તેજ છે એવા.

ગોરાણી હસ્ત ગ્રહી આશિષ ઓચરશે; જન્મ મર્ણનાં સંકટ હરશે, ખુસટીઓ બે તોલા સોનું ગાંઠે કરશે, તોલા પાંચ નણદીને આપો, રત્ન રાખડી બાંધી એણે માટે હરશે.

ગોવિંદ કહે ગાંસડીઓ છોડો ! સિલ કરેલી [1]સંદુક તોડો કહો લોકને લેવા દોડો ! કદ કસુંબા, કમચુરૂ કિનખાપ ખંડને કોરો કસબી ગુચ્છ ગાજ ગજીઆણી સાડી, ચંદ્રકળા ચંદેરી સાડી, ગજી ગવન ગાળા ઘરસાડી, જગજગી રહી જરીની સાડી, બુરાનપુરી બાલાની સાડી, સરસ રંગ સુરતની સાડી; બની બેશ બુટ્ટીની સાડી, પહેરે લાડી, ભ્રાત તાત દિપાવે માડી; ઘુંઘટ કાઢી. ઘાટપોત કલગેર ઘરચોળું, નાટ બાંટને પાટ પટોળું, નિમા ચલોઠા, છાયલ છિંટ, પિતાંમર સારાં, લાલ ગુલાબી લિલાં પિળાં જાંબુડાં જંમાલ રંગનાં ન્યારા ન્યારા; ધુંસા શાલ દુશાલા શેલાં, સાળુ લેશ જંજીરા મેલ્યા, જંગનાથી જીન જામદાનિના જોડ્યો જામા વળી વળી મોકલજો વામા, રખે કરો તમે રામા ટામા, નાગર માંહો માંહે જોઇ રહ્યા સામા, નરસિંહ કહે છે **રામા રામા...રામા; ભજ રામા.**

પટકા પટ્ટુ પાયજામાને પાલવ વિછોવઇ, પેચ પાઘડી પામરી તોરા અતલસ અંબર દિસે કોરાં, અશાવળી પહેરે કોઇ અબળા પડે ગાલ ગુલાબી દોરા. દોરીઆ; દરીઆઇ, ધોતી હિરની, વાત વખાણું શું હું ચિરની; બનુસ બનાત બંગાળી રેજા, બોર જાળીના [2]બળતા રેજા, ફુલભાત ફુલેવર રેજા. ધારી જુઓ ધારીઆના રેજા; ચરણા ચોળી ઘણા ઘાઘરા અને ફુલાલી સુંદિર સ્યામા લેવા ચાલી, માદરપાટ મલમલને મુખમલ રંગરંગની દેખી મોહીએ, મંદિલ મોરવી સુંદિર ઓળીઆં સાથે સોહીએ, મગીઆં મશરૂ મુગટા સારા રૂમાલ રેશમી લેજો જોઇએ.

વિધવાનારી જોખમકારી, ભૂમિભારી સાદાં સોળાં ને ચોકડીઆં લેઇ ચાઓ ન્યારી; પહેરી ફરજો સત્યવચન મુખથી ઓચરજો, શામળીઆનું સંમરણ કરજો.

કૃષ્ણ કહે છે કાઢો ઘરેણાં, રાખો ન મણા, કનક કાંશકી કલાં કાંબી કંગણુ કંકણુ, કાતરીઆં કુંદનની કોરો, કલાફુલને કમરપટો વળી કડીઓ કાંઠલી, કોટી કનકશી, હિરા કઠી. ફાળકા કંઠી, જાળીના મણુકાની કંઠી રખે પહેરીને જાતાં વંઠી. ખદબદીયુને ખિલી મજુરી અમુલ્ય ખરચી હશે મજુરી; ગુજરી ગુઘરી ગલુબંધને ગલુ ટુંપીઓ; ઘુઘરમાળા ઘાલ્યા ગોફણા સુંદિરબાળા, ચાક ચઢયા તે દિસે રૂપાળા, છલાં છવિટિયાં, છાપ છલૈઆં

---

૧ સંદુક=પેટી, મજુસ ૨ બળતા=અગ્નિ જવાળાની માફક ચળકતા

જેરન ઝાંઝર, ઝાલ ઝુમણાં, લુંબક ઝુંબક, જડાવ ચુડો, ચંદન ચુડી, આડ [1]લલાટે દીસે રૂડી, આંબળીઆં અવલંબિ ખાપ, અંગુઠી આરસી રાખે માપ વળી પાએ પેંગડાં પાનપાશ પાયલને પોંચિ, પોખરાજ જડીઆ છે સોચી, પોટલીઆ પિરોજા પાટીઆં. મોતીમાળા, બોરમાળા પરવાળાની માળા, મણીની માળા, અલબેલી લે અમ્મરમાળા, હાર હિમના હિરે મઢેલા, ચંદનહાર હ્યો ચુની જડેલા, હિમેલ હારડી હળાં હાંસડી, સોના સાંકળી અને સાંકળાં વેઢવિંટિયો વાળી વેહા; જાણે વરસ્યો મેઘ કાટકે રેલમછેલા; વળી વિંછવા લંધરી લંઘર, લોલક લાખનાં અકોટી અણુવટ, નગુવા નિલક પ્હેરી લ્યો ઝટ; દુગદુગિ દામણી કુંદન દોરી, બેબે બાજુબંધ પહેરે છોરી; તરસતિયું તોરણીયું તુશી, તનમનિયુ તક્તિ કરે ખુશી; ફરફરીઆં તો દિસે ફરતાં, માદળીઆં લઇ અંગે ધરતા, વાહવાહ વાહવાહ મુખ ઓચરતા; બોર મોર મોરીને મોળીઆં, મોરડે માણેક મેલ્યાં જાળીઆં, બલૈઆં બજોઠા અને બેરખા પહેર્યા હાથે, સર્વે સાથે, શતસહસ્ત્ર મોહોર સોનાની મુકી સૌને માથે, બાપુ નવેનિદ્ધ પ્રગટી નાથે.

મેલ્યા કુંદન પથરા અમોલ; જેનું પાંચ સવામણુ તોલ.

**ભગવાન**—માગ્ય માગ્ય નરસિંહ વળી શું જોઇએ?

**નરસિંહ**—મહારાજ આપો તો એજ આપો કે નાગર કોઇ નાગો ભુખ્યો ન રહે, અને રાજદ્વારે શોભા પામે.

**ભગવાન**—અસ્તુ; નરસિંહ ધન્ય છે ત્હારી પરોપકાર વૃત્તિને.

**સિંધુપ્રસાદ**—કેમ ગંગાપ્રસાદ ! મારા બેટાની પાસે કાંઇક છે ખરૂં.

**ગંગાપ્રસાદ**—હા મને પણ એજ વહેમ છે કે આગિયો વૈતાળ સાધેલો, કાંતો હરમાનની સાધના, ને કાંતો ભેરવ.

( **ભગવાન વિદાયગિરી માગે છે.** )

**રાગ. રાખો શુરે આવાં વેણુ ઉચ્ચારો છો.**

( **ભગવાન** ) મા...ગુ વિદાય, વહાલા સેવક નરસિંહરામ.
( **નરસિંહ** ) લા...ગુ પાએ, પુરી કામના પુરણ કામ.
સ્વલ્પ સુખ નહિ શામળીઆ, આ ધરા ચક્રમાં જાણુ;
મહારૂં ત્હારૂ આશા તૃષ્ના, પિડે છે આ પ્રાણુ;
ઠા...ગુ મળીઆ, કામ ક્રોધને લોભ તમામ.　　લાગુ૦ ૧
( **ભગવાન.** )એ સર્વે સરજેલા મહારા, મહારા જન મન તુચ્છ;
એને જીતી મુને મેળવે, જાણું ઉગી મુછ;
ભા...ગુ સંકટ, સોંપુ એને સુખનું ધામ.　　માગુ૦ ૨

1 લલાટ=કપાળ.

( **નરસિંહ** ) મ્હારૂ બોલ્યું મનમાં ન લેશો, અકળાયો તો આજ;
દોડી આવી દામોદરજી, રાખી ભક્તની લાજ;
ત્રા...ણુ કરતાં, અંતરજામિ આપી હામ. લાગુ૦ ૩
( **ભગવાન** ) અરર આતમા એ શું બોલ્યો, ન કર્યું સપાડે કામ;
તન મન ધન સરવે અર્પણ છે, નરસિંહ તારે નામ;
જા...ણુ જગમાં નરસિંહ નામે આઠુ જામ. માગુ. ૪

(**કર્તા**) પહેરામણી પતી. પ્રભુ પધાર્યા, સૌ વેરાયાં, મહેતાએ કુંવરને લઇ ચાલવાની તૈયારી કરી; નણંદ જેવી ઘરમાં ગઇ તેવીજ પોતાની છ મહિનાની છોકરીને રોતી સાંભળીને ફુંફવાડા મારતી ધસી; જોયો જોયો ભગત ! શાનો ભગત ! બગ ભગત ! ઠગ ભગત !

( કવિ ) ગિતિ.

નણુદી નાગેણુ દોડી, ફેણુ માંડીને જ્વાળા વિષ નાંખી;
કુંવર કંપી ઉઠી, રે કેમ આવી સર્વ કર્યા પાંખી.

**નાગરના છોકરા**—ભગત ભૂં......ગળી ! ભગત ભૂં......ગળી !

**કુંવરબાઇ**—બાપા બાપા આ તમને ભૂંગળી કહે છે.

**નરસિંહ**—ભૂંગળી સારી બેટા; એ ઠીક કહે છે, એમને ભગવાન બોલાવે છે. ભૂંગળીમાં જેમ ફુંકેલો પવન રહેતો નથી, તેમ સંસારના ઉપાધી રૂપ વાયરો ભગતના હૈયામાં રહેતો નથી પણુ એક કાનથી બીજે કાન નિકળી જાય છે, માટે ભૂંગળીજ કહેવાય !

**નાગરો**—મહેતાજી ખોટું લગાડશો નહિ, છોકરાંતો કમ અક્કલ છે. (છોકરાને) વાંઝણીનાઓ શું બોલો છો, તમારા બાપે ન્યાલ તો કરી નાંખ્યા; તોય ભૂંગળી કહો છો. કેવો હરીજન, કેવો નિર્મળ ભગત ! વાહ વાહ.

( **નણંદ** ) **ગજલ, તાલ કવાલી દાદરો.**

જોયો જોયો ભગત, બોળે બાધુ જગત; બહુ બગલા ભમે છે આ ભોમિ વિષે.
ખોયો ખોયો વકર, ખાઇ ઘી ને સકર. બહુ.
ધરે ધ્યાન તેમાં નહિ લેશ મણા, મારે લાગ તકાસીને મચ્છ ઘણા;
એવાં છાનાં છુપાં કરે પાપ અતિશે. બહુ. ૧
ઘણા જાદુગરો જાણે જાદુ અતી, કરે રતિની મોહોરને મોહોર *રતિ;
પણ સંકટ ગાંસડો હોય શિરે. બહુ. ૨
બાજીગરના બનાવેલા મહેલ મોટા, પળ પાંચ પછી તેતો થાય ખોટા;
એવી જુઠી બાજી બધા જગની દિસે. બહુ. ૩

* રતિ=ચણોઠી

લેઇ પેરામણી ચાલ્યા સૌકો સહી, મારી ફુલ ફુલી નાની રોતી રહી;
એને કોઇએ ન સંભારી મિષે મિષે. બહુ. ૪

**કુંવરબાઇ**—અરે પિતાજી! આતો સદાની સાયડી રહી; આને કાંઇ અપાયતો સારૂં.

( **નરસિંહ** ) **રાગ, વેરાવળ.**

સમરો **સારંગપાણને**, સરવા સઘળાં કાજ;
રાવણ જેણે રોળીઓ, બાંધી પથ્થર પાજ. સમરો. ૧
લાજ રાખી લવ માત્રમાં, પુર્યાં દ્રૌપદીનાં ચિર;
તાર ન નિપજે મુજથી, નથી મહારામાં નીર. સમરો. ૨
માધવ માગ્યુ આપશે. જેણે આપ્યું સર્વ;
માટે ભજો મોરારને, મુકી મનનો ગર્વ. સમરો. ૩
અંતરજામિ આ ટાણે, મેણું નણદીનું ટાળ;
રત્ન જડિત્ર એક કાપડુ, પડયું ત્યાં ત્તતકાળ. સમરો. ૪

( કવિ ) **રાગ, ગુજરી.**

**કૃષ્ણ** વોળાવી કુંવરને તેડી, મહેતે જોડી વહેલરે;
કોઇ કહે ધન્ય છે કોઇ કહે રૂડુ, કોઇ કહે છે ફેલરે. ૧
સાધુ સંતની ટોળી ચાલી, થાય શંખના નાદરે;
જય રઘુવરકી શ્યામ સુંદરકી, મુખે કરતા સાદરે. ૨
લોક લજ્જાને છાંડી વેગળી, નરસિંહ કિર્તન ગાયરે;
અગણિત જન આવી આળોટયા, ભક્ત ચરણરજ માંયરે. ૩
ધન્ય કમાઇને ધન્ય જીવતર, ધન્ય ધન્ય જનેતાની કુખરે;
આરાધનથી અઘ બળે ને, દર્શનથી જાય દુઃખરે. ૪
રજ ચરણની શિશ ચઢાવું, ગુણલા ગાઇ થાઉ ન્યાલરે;
કલમ ચલાવી થયો કૃતારથ, સેવક બાપાલાલરે. ૫
આવા ભક્તનાં ચરિત્ર ગાવાં, કયાંથી મહારૂં કર્મરે;
કરૂણાસિંધુ કૃપા કરી, જેથી સચવાયો કુળ ધર્મરે. ૬
એ હરિજનના ગુણ મેં ગાયા, ખરે ન જેમાં ખોડરે;
એકવાર સૌ હરીજન બોલો, જય જય **શ્રી રણછોડરે.** ૭

## સતિ સૈરંધ્રિ.

( **કવિ** ) **રાગ. તો તેને વશ થાય થાય થાય!**

પર દારાથી દૂર દૂર દૂર, રહેવું પરદારાથી દૂર.
સુખ પામે સંસારે પ્રાણી, પરનારીની પેર ન જાણી;

કામ કૃપાના ઉભરા નાવે, ઉર ઉર ઉર. રહેવું. ૧
અરે આ એળે જાય જવાની, ભસ્માંગદ કહે ભોગુ ભવાની;
પણ ભગવાને ભસ્મ કર્યો, તે ભૂર ભૂર ભૂર. રહેવું૦ ૨
કિશકિન્દાામાં વાનર વ્હાળી, અનુજ પત્નિથી દ્રષ્ટિ કાળી;
અવધપતિયે ચતુર કર્યો તે, ચૂર ચૂર ચૂર. રહેવું૦ ૩
લંકાપતિ રાવણ અહંકારી, ચોરી ચાલ્યો સિતા નારી;
કુળ ખેંચાયું પાણી સરિતા, પૂર પૂર પૂર. રહેવું૦ ૪
પતિ પાંચ પંચાળી પામી, દુઃખ દીધું દુર્યોધન કામી;
કૃશ્ન કૃપાએ કાઢયા કૌરવ, કૂર કૂર કૂર. રહેવું૦ ૫
સતિ સૈરંધ્રિ પાંડવ રાણી, કામી કૈએ ઉરમાં આણી;
સૌ ભાઇ સાથે ઉડયા આકના, તૂર, તૂર, તુર. રહેવું૦ ૬
ચઢયો કાટ જેમ લોહને ખાએ, કાયા તદવત્ત જીરણ થાએ;
સંગ કર્યાથી નિશ્ચે ન રહે, નૂર નૂર નુર. રહેવું૦ ૭
રહે રંડવા વિષયની વાતે, બાપુ કહે બળશે તે જાતે;
ઉગરે વિરલા હોય હરિજન, શૂર શૂર શુર. રહેવું૦ ૮

( કવિ ) મરાઠી સાખી.

ગુરૂ ચરણમાં મુસ્તક નામ્યુ, **જનમેજય** રાજન;
કૈયા કિચકનો વધ કેમ કીધો, શત્રુ પાન્ડુ તન;
કહો કથા તે, સાંભળવાની ઇચ્છા એ. કહો.

જનમેજય રાજા **વૈશંપાયન** રૂષિના ચરણમાં મુસ્તક મુકી બોલ્યા. હે પ્રભુ હે રૂષિવર મારા વડિલ દાદા ભિમસેને વિરાટના સાળા **કૈયાકિચક**ને શા સારૂ માર્યો, તે કથાનું યથાસ્થિત વર્ણન કરો !

(**વૈશંપાયન**) મરાઠી સાખી.

*દ્યુત રમ્યા દુર્યોધન સાથે, ધર્મ તણો અવતાર;
રાજ્યપાટ રિદ્ધિ સૌ હાર્યા, પંચાળી જે નાર,
વર્ષ દ્વાદશ વન, ગુપ્ત તેરમે રહે રાજન. વર્ષ.

( કવિ ) રાગ. **મુખડાની માયા લાગીરે;**

કુસંગને ટાળો તનથીરે; સજ્જન સરવે.
વિચાર ન કરો મનથીરે; સજ્જન સરવે.
કુસંગ કાયામાં અડે, અતિશે સંકટ પડે;
રણમાંહે રડવડેરે. સજ્જન. ૧

* દ્યુત=જુગાર, શેતરંજની બાજી.

જે નરે કુસંગ કીધા, અવની અવજશ લીધા;
તેના દહાડા ન્હોય સીધારે.　　　　સજ્જન. ૨
નળને કળીએ પિડયો, નરપતિ નમ્ર હિડયો;
દમયંતિયે પાડી રીડયોરે.　　　　સજ્જન. ૩
પાન્ડવોએ વેઠયાં વન, નવ મળ્યા જળ અન્ન;
સતિ ત્રાસ પામી તનરે.　　　　સજ્જન. ૪
નેહ જો નિચાથી કરીએ, નરમાંહી નીચ ઠરીએ;
માટે દામોદરથી ડરીએરે.　　　　સજ્જન. ૫
તંબાકુ અફિણ ગાંજો, શરિરે ન રાખે સાજો;
મધુપાને ન રહે માઝોરે.　　　　સજ્જન. ૬
જગમાંથી જશ જાય, આબરૂથી હિણુ થાય;
નરકમાં પડે કાયરે.　　　　સજ્જન. ૭
ઝેર જો અજાણે ચાખે, તોય પ્રાણુ કાઢી નાંખે;
રૂડી [1]રતિ રામ રાખેરે.　　　　સજ્જન. ૮
કદી ન કરો કુસંગ, સમરો સદા શ્રિરંગ;
આપુ ગર્ભવાસ ભંગરે.　　　　સજ્જન. ૯

## ગિતિ.

મહા દુઃખ માથે આવે, સ્વલ્પ કરે કોઇ કુસંગનો સંગ;
સ્વપ્ને સુખ નવ પામે, સદા પચે જો તેહ તણે રંગ.　　　　સિયાવર.

જુગારથી હારી વનવાસ પામેલા પાંચે પાંડવો દ્રૌપદિ સહિત બાર વર્ષ વન વેઠી નદી નાળાં ઓળંગી, ઝાડ પહાડ ફરી વિરાટ નગ્રની ભાગોળે આવ્યાં. ત્યાં સર્વે મળી કરેલી સરત પ્રમાણે છુપા રહેવાની તૈયારી કરી. સર્વના હથિયાર એકત્ર કરી શમિના ઝાડે લટકાવ્યાં અને ત્યાં નાગની ચોકી મુકી. રાજા યુધિષ્ટિર બ્રાહ્મણના વેષે જવા તૈયાર થયા અને નગ્રમાં પ્રવેશ કર્યા પહેલાં દેવિનું આરાધન કર્યું.

( યુધિષ્ટિર )　　　　**દેવિ સ્તુતિ.**

હે દેવિ, હે મમમાયા, હે કુમારી, બ્રહ્મચારીણી, ઉગતા સુર્યના તેજવાળી, ચંદ્ર સરખા મુખવાળી, હે ચાર ભુજાવાળી, હે ચાર મુખવાળી, હે મયુર પિંચ્છના કંકણુવાળી, હે બાજુબંધ અને મુગટ ધારીણી; હે કૃષ્નના અંગમાં રહી કંસને મારનારી શક્તિ, ખડગ ઢાલને ધારણ કરનારી, દુઃખને ટાળનારી, વરદાઇની, અભયદાઇની, કમળ ઘંટા, પાશ ધનુષ, ચક્ર, ત્રિશુળ

૧ રતિ=ભાગ્ય.

અને બિજાં અનેક આયુધ ધારણ કરનારી, હે માતાકુમારીકા; હે સ્વર્ગની રક્ષા કરનારી, હે દેવની પુજયમાન, હે ત્રિલોકની રક્ષા માટે મહિસાસુરને મારનારી, હે સંગ્રામમાં જયદેવાવાળી. હે વિંધ્યાચળ વસનારી, હે કાળી, હે દુર્ગા, હે અંબા, હે મહાકાળી, હે બ્રહ્માદિક દેવતાઓની અધિષ્ટાતા, હે મહાસંકટથી મુક્ત કરવાવાળી, હે કિર્તિ. લક્ષ્મિ, ધૃતિ, સિદ્ધિ, લજ્જા, વિદ્યા, સંતતિ મતિ, સંધ્યા. રાત્રિ, પ્રભા, નિંદ્રા, જ્યોત્સ્ના, ક્ષમા, દયા એવા સર્વ સ્વરૂપવાન, હે બંધનમુક્ત કરનારી; પુત્ર તથા ધન આપનારી, હે સુરેશ્વરી, હે સત્યરૂપ માતા હું તને વારંવાર પ્રણામ કરૂંછું. તારા પવિત્ર ચર્ણમાં મારૂ મુસ્તક નમાવું છું. હે ભક્તનો ભય મટાડનારી મહાદેવી મને સહાય થા !

( દેવિયે સિંહ ઉપર સ્વાર થઇ દર્શન દીધાં. )

**દેવિ**—હે ! યુધિષ્ટિર ! ભય ન ધર ! મારી કૃપાથી તમને વિરાટ નગ્રમાં કોઇ ઓળખશે નહિ. તમારા દિવસ આનંદમાં જશે. થોડા સમયમાં તારે કૌરવો સાથે સંગ્રામ થશે; તેમાં મારી કરૂણાદ્રષ્ટિવડે તારો જય થશે. તારા ભાઇઓ સહિત તું નિર્ભય રહીશ. વળી તારી માફક જે કોઇ મારૂ સ્મર્ણ કરશે તેને ગમે તેવા સંકટથી હું મુક્ત કરીશ, પુત્ર. ધન, રાજ્યપાટ સર્વે હું પુરૂ પાડીશ.

યુધષ્ટિર, હારેલી બાજી નિશાની તરીખે હાથમાં ધારણ કરંતા હતા, તેને બગલમાં મારી બ્રાહ્મણ વેશે રાજાના દરબારમાં દાખલ થયા. રાજા વિરાટે ધર્મને જોઇ ઘણું માન આપ્યું; અને વળી વિચાર કર્યો કે આ કોઇ પ્રતાપિ પુરૂષ છે. કોઇ ચક્રવર્તિ રાજા હોય એમ લાગે છે. હે મહાબાહુ આપ કોણ છો ? ધર્મ કહે હે રાજા હું પાંચ પાન્ડવમાં સૌથી વડિલ જે ધર્મ "તે ધર્મને ધર્મનો ઉપદેશ કરનાર હું ધર્મ" અને આ નાશવંત દેહ કંક નામથી ઓળખાય છે. આવું સાંભળી રાજાએ તેમને પોતાની પાસે ઘણા હર્ષથી રાખ્યા. ધર્મ કહે વિરાટ, જ્યારે જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે ત્યારે સત્યનો નથી જેમાં ગંધ એવી સોગટાબાજી રમવી પડશે. અને મારી આજ્ઞા વિના તારાથી રાજ્ય સંબંધિનું કોઇ પણ કાર્ય થશે નહિ ! એ કબુલાત રાજાએ ઘણા હર્ષની સાથે કરી. થોડી વારે વ્યંઢળ વેષે અર્જુન આવ્યો તેને જોઇ રાજા અતિ આશ્ચર્ય પામ્યો. હે પ્રતાપી પુરૂષ આપ કોણ છો અને પાવૈઆને વેશે કેમ પધાર્યા છો! અર્જુન કહે હે રાજા હું પાન્ડવ પુત્રોને અસ્ત્ર શસ્ત્ર વિદ્યા શિખવનાર વ્યંઢળ મહેતા છું. વિરાટ રાજા કહે ભલે મારા પુત્ર પુત્રાદિકને પણ તે વિદ્યા શિખવો ? હું તમને વિદ્યાશાળા સ્થાપન કરી આપીશ. વળી જરા વિલંબે સહદેવ આવ્યા તેમને પુછતાં. પાન્ડવનો ગોવાળ છું, ગાયોની ચાકરી સારી રીતે કરી જાણું છું, નામ પંથિજી

છે. જ્યાં સુધી પાન્ડવ પ્રગટ ન થાય ત્યાં સુધી એટલે એક સંવત્સરને માટે દિવસ ગુજારવા અગત્ય છે. રાજા વિરાટ કહે ભલે અહિં રહો. તે પછી થોડાજ વખતમાં નિકુળજી આવ્યા, રાજાએ પુછ્યું આપ કોણ છો ? હું પાન્ડવોનો અશ્વપાળ છુ અને ઘોડાની પરિક્ષા બરાબર કરી જાણું છું. રાજા કહે ભલે તમે પણ રહો !

હવે ભિમ અને દ્રોપદી બે રહ્યાં. ભિમ કહે સતિ તમે જાઓ ! સંભાળથી રહેજો ! દ્રોપદી કહે એવી શંકા આપ ન કરો ! ધરણીને ધ્રુજાવનાર આપ સરખા ભરથારની પત્નિને ત્રિભોવનમાં કોઇનો ડર નથી. આપ નિશ્ચિંત રહો, હું રાજા વિરાટનાં રાણી સુદ્રેષ્ણાની દાસી થઇને રહીશ, સૈરંધ્રિ નામ ધારણ કરીશ, અને તેના કેશ ગુંથવાનું કામ કરીશ.

જેના અંગ ઉપર એકજ વસ્ત્ર છે, દુષ્ટ દુઃશાસનથી જેના કેશ વિખરાઇ ગયા છે, કંકર કંટકમાં ચાલી જેના કોમળ પગને ચિરા પડી ગયા છે; એવી દ્રૌપદી ઉભી બજાર ચાલી. હજારો મનુષ્યો તેના શરીરના સામુ જોઇ રહ્યા છે. પોત પોતાની બુદ્ધિ પ્રમાણે અનેક તર્ક કરી રહ્યા છે, રાજા વિરાટની રાણી સુદેષ્ણા મહેલની બારીમાં બેઠી હતી તેણે તેણીને જોઇ, અને દાસી સાથે ઉપર બોલાવી. હે કલ્યાણી તું કોણ છે ? અને આવે વેશે આ ગામમાં શા સારૂ ફરે છે ? દ્રૌપદી કહે હે દેવી હું પાંચ પાન્ડવની રાણી દ્રૌપદીની દાસી છું અને કેશ ગુંથવાનું કામ સારી રીતે કરી જાણું છું. રાણી એમના પતિની સાથે વનવાસ ગયાં છે માટે હુ તે કામ કરવા તમારી પાસે આવી છું. સુદેષ્ણા કહે હે સાધવી કુર્કટી નામનો કીડો ગર્ભ ધારણ કરે છે અને તે ગર્ભ તેનો બરડો ચિરીને બાહેર નિકળે છે; માટે હુ પણ જો તને રાખું તો મારો નાશ થાય, કારણકે ત્હારૂ સ્વરૂપ એવું છે કે, અમો સ્ત્રિયો મોહ પામી ગઇ, તો પુરૂષ મોહ પામે તેમાં શું આશ્ચર્ય. દ્રૌપદી કહે એવી શંકા આપ કરોમાં, સ્વર્ગ મૃત્યુ પાતાળમાં કોઇ પણ પુરૂષથી હું જીતાઉ તેમ નથી, છતાં મને જીતવાને જે બળાત્કાર કરશે તેને મારા છુપા ગાંધર્વો એકજ રાત્રિમાં જમ પુરી દેખાડશે, અને મારી પાસે વિષ્ટા ઉપડાવશે, મોજડીઓ ઉપડાવશે અને પગ ધોવરાવશે તેને પણ ! સુદેષ્ણાએ દ્રૌપદીને શાન્ત પાડી એટલામાં રાજાની સ્વારી આવી, તેણે પ્રશ્ન કરતાં, દ્રૌપદીની કહેલી સઘળી હકિકત કહી. રાજા પ્રસન્ન થયા અને કહ્યું; હે રાણી આજ આપણું સુભાગ્ય સમજ કે દ્રૌપદિ નહિ પણ દ્રૌપદીની દાસી આવી તેને પણ આપણે દ્રૌપદી તુલ્ય ગણવી અને દ્રૌપદીની જે નતી રિતી તને સંભળાવે તે તારે હૈયામાં ધારણ કરવી.

સર્વના ગયા પછી ભિમસેન તૈયાર થયો, તેણે એક ઝાડના થડનો કડછો બનાવી ખભા ઉપર મુક્યો અને કુદકા ભરતો ગામ લોકને ડરાવતો વિરાટના દરબારમાં આવ્યો. વિરાટ કહે આપ કોણ છો? ભિમ કહે મને ન ઓળખ્યો ત્યારે તેં ઓળખ્યું શું? અમે પાંડવના રસોઇઆ; વિરવાલવા. એક વાર મહારા હાથ ચાખે, તો ફરી બિજાના ન માગે. કડછો નિચે મુકી કિંક રૂષિને પગે લાગ્યો. વિરાટ કહે હે વાલવાજી તમે મારા દરબારમાં રહો રસોડે રસોઇ કરો અને ઇચ્છિત ભોજન આરોગો.

આ રીતે સરવસ્વ ત્યાં રહ્યા. રાણી સુદેષ્ણાના મહેલના ઝરૂખામાંથી રાજા વિરાટના દરબારનો સઘળો દેખાવ નજરે પડતો હતો. સવારમાં જ્યારે કિંકરૂષિ સ્નાન સંધ્યાદિ પરવારી દરબારમાં આવતા ત્યારે સૈરંધ્રિ ઝરૂખે આવી તેમનાં દર્શન કરતી. એજ પ્રમાણે જ્યારે ભિમ અર્જુન નિકુળ સહદેવ આદી ધર્મરાજાનાં દર્શન કરવા આવતા ત્યારે તેમનાં પણ દર્શન પતિભાવે સતિ કરતી હતી; એમ આખા દિવસમાં પાંચજ વખત ઝરૂખામાં આવી પતિની મનસ્વિ પુજા કરી જતી. થોડા દિવસ વિત્યાબાદ એક વખતે રાજા વિરાટના સો સાળામાંથી સૌથી શ્રેષ્ટ કૈચોકિચક જે મહાપરાક્રમિ બુદ્ધિશાળી હતો તેની નજર દ્રૌપદી ઉપર પડી. જે વખતે નજર પડી તેજ વખતે જેમ ચુંબક લોઢાને ખિંચે તેમ સુંદરીના સ્વરૂપે કિચકના મનને ખિંચ્યું. તેના અંગમાં વ્યાકુળતા થઇ, તેની જ્ઞાન ઇંદ્રિયો ચમકી, કર્મ ઇંદ્રિયો બેહોંશ થઇ; અરે આ વિજળી સમાન વેગવાળી રતિકા જેવી રૂપાળી રંભા કોણ હશે! હાય!

દરબારમાંથી ધશી પોતાની બેનના મહેલમાં પ્રવેશ કર્યો. બેની, આ સુકન્યા જે વિરાટના દરબારમાં મેં કદી નહિ જોએલી, એ લક્ષ્મિ સાવિત્રિ કે ગિરીજા છે? આવું સાંભળી સુદેષ્ણા જે શુદ્ધ અંતઃકરણ વાળી સાધ્વી હતી તે કૈચાનો દુષ્ટ વિચાર સમજી નહિ ને બોલી. હે ભાઇ, એ આપણા અંતઃપુરની દાસી છે અને થોડા વખતમાં અહિં આવી છે. દાસી શબ્દ સાંભળી કૈચો સૈરંધ્રિ તરફ દોડયો. હે કલ્યાણી તમો દાસીપણું કરવાને લાયક નથી; તમો મહારા મહેલને શોભાવો!

( સૈરંધ્રિ ) ગિતિ.

મણિ મણિધર લેતાં, પલક પાંચમાં પ્રાણ જરૂર ખોશે;
તે પા પલકે પરવારે, જે મારા સામુ કુદ્દષ્ટિ જોશે.

( કિચક ) મરાઠી સાખી.

ઉડગણમાંહે ઇંદુ શોભે, તેવાં શોભો નારી;
લાયક નર લલચાવા આવ્યાં, મતિ ફેરવી મારી;

કેમ હાંસી કરો, મ્હારા મહેલે પાય ધરો. કેમ.

ઘણીવાર થઇ કૈંઓ શું કરે છે તે જોવા સુદેષ્ણા આવી ત્યારે બ્હેનને જોઇ કિચક રવાના થયો.

કિચક વારંવાર ગમે તે ગમે તે બહાના કાઢી સુદેષ્ણાના મહેલમાં પ્રવેશ કરતો, અને સૈરંધ્રિને પોતાની સ્ત્રિ થવા કાલાવાલા કરતો. એક વખતે કૈઓ રાત્રિયે સ્ત્રિનો પોશાગ પહેરી મહેલમાં દાખલ થયો, અને જ્યાં ઘણી દાસીઓના સમુહમાં સૈરંધ્રિ સુતી હતી ત્યાં આવીને સુતો.

જેનું સરવસ્વ ગયું છે, જેને પતિનો વિયોગ છે એવી સતિને નિદ્રા તો શાનીજ આવે, વળી આજની રાત્રિ ભયંકર લાગી, તેથી સૈરંધ્રિ સુતી નહિ પણ બેઠી બેઠી કૃષ્ન નામનો ઉચ્ચાર કરવા લાગી.

કૈઓકિચક સનમુખ આવી કહેવા લાગ્યો; હે ! સુંદરી, હે બાળા, ઉત્તમ કુસુમની નહિ ધારણ કરાએલી માળા સમાન ઓછી શોભાને આપનારી અલબેલી શા વિચારમાં છું? સૈરંધ્રિ કહે અરે મ્હોતની ઇચ્છા કરનાર અભાગી, ત્હારો કાળ તને ભમાવે છે તે કેમ સુજતું નથી.

કિચક રીસ કરીને બોલ્યો; અરે મારે આધીન થાય છે કે નહિ ! એટલામાં એક પછી એક એમ સઘળી દાસીઓ જાગી ઉઠી. અલી બેન જોતો ખરી, મૂછાળી બાઇડી. અલી ઉઠ ! જો જો મૂછાળી બાઇડી. બાઇડીને આવડી મોટી મૂછો શી ! કૈઆથી ડરી સ્તબ્ધ થઇ ગઇ; ત્યાંથી ખસવા પામી નહિ; એમ રકઝક કરતાં પ્રહર ચઢયો. રાજા વિરાટની કચેરી ભરાઇ છે, કિચકની રાહ જોવાય છે, ત્યાં કિચકથી ભય પામેલી સૈરંધ્રિ દોડતી આવી, પાછળથી આવી કૈચે ચોટલો ઝાલી ત્રણ લાતો મારી; અને દોડી પોતાના મહેલમાં દાખલ થયો. સૈરંધ્રિ પોકાર કરી રડવા લાગી. વિરાટે તેની આસનાવાસના કરી મહેલમાં મોકલાવી પણ કૈઆના બાહુબળથી રાજા ભય પામેલો હતો, તેથી કાંઇ કહી શકયો નહિ. કંક રૂષિયે કહ્યું "સિંહની સ્ત્રિને પોતાની કરવા ઇચ્છનાર શિયાળ જલ્દી મૃત્યુને પ્રાપ્ત થશે."

પાંડવોને છાના રહે ચાર માસ થયા ત્યારે **શ્રી વિષ્ણુ ભગવાન** દ્વારકાનાથે **નારદને** બોલાવી દુર્યોધનને યાદ દેવરાવવા કહ્યું; કારણ કે જે કાળે જે ઠેકાણે જે નિમિત્તે જેનું મ્હોત હોય તે પ્રમાણે ચોકસ કરવું એ પ્રભુનું કામ છે. દુર્યોધનના દરબારમાં **જિમુત** નામના મલ્લનું મ્હોત ભિમસેનને હાથે અને વિરાટ નગરની ભાગોળે હતું. નારદે આવી દુર્યોધનને ખબર આપી ત્યારે દુર્યોધને કહ્યું આપ કૃપા કરી આવ્યા તેથી દાસ ઉપકારી થયો છે, પણ હું એ વાત વિસરી ગયો નથી. તેજ વખતે શકુનીએ કહ્યું

તથા દુઃશાસનની સલાહ લઇ બિડુ ફેરવ્યું. " જે પાંડવની ભાળ કરી લાવશે તેને રાજ્યમાંથી બે આની ભાગ મળશે " આ શબ્દ સાંભળી જિમુતમલ્લ જેના નવાણું ભાઇ ભિમને હાથે નાશ પામ્યા છે તેણે વિચાર્યું કે પાંડવો પકડાશે તો ભાઇઓનું વહેર વળશે. વળી ભિમને હાથે નાશ થશે તો અધર્મિની નોકરી છુટશે, અને ભક્તને હાથે દેહ પડશે તેથી મુક્તિ થશે; બેઉ તરફથી લાભ છે. બિડુ ઝડપ્યું કે તરત દુર્યોધને સોનાના પત્રમાં લેખ કોતરાવી તેની છાતીમાં ચોઢયો અને સોનાની સાંકળ તેની કમરે બાંધી.

હસ્તિનાપુરથી છુટેલો જિમુત દેશે દેશમાં પુતળાં બંધાવતો બંધાવતો સવા સવા મણનાં બોતેર પુતળાં લઇ દ્વારિકામાં આવ્યો, જ્યાં કૃષ્ન તથા બળભદ્ર બિરાજમાન થયા છે. બળભદ્ર કહે ક્યા કોણ છું ? જિમુત કહે લેખ વાંચો ! બળિભદ્ર કહે લેખ વાંચો; પણ તું છે કોણ ! જિમુત કહે લેખ વાંચો ! બળદેવ કોપ્યા, અને અનુચરને લેખ વાંચવા ફરમાવ્યું.

**લેખ. રાગ; ખટક રહી આ મૃગનયનીને.**

છત્રપતિ દુર્યોધન રાજા, હુકમ કરૂં છું આજ ખરે;
સકળ રાજ્યમાં સત્તા મારી, રખે કોઇ અપમાન કરે. ૧
અપમાન કરશે જિમુતમલનું, અપમાન તે કીધું મ્હારૂં;
અગિયાર ક્ષોણી લશ્કર લાવી, પલક પાંચમાં સંહારૂં. ૨
માટે મંન વિચાર કરીને, પાન્ડવ ખોળ કરી કહેજો;
યુદ્ધ કરવા કોઇ મલ્લ ન હોય તો, સુવર્ણનું પુતળુ દેજો. ૩
વૈભવ સર્વ વહાલો હોય જેને, પાન્ડવ પક્ષની ખબર પડી;
રાજ્ય પાટ સૌ કબ્જ કરીને, અવળી ઘાલુ હાથ કડી. ૪

અનુચર કહે પૃથ્વિનાથ આ દુર્યોધનના દરબારમાંથી જિમુત નામનો મલ્લ પાન્ડવની ખોળ કરવા આવ્યો છે. બળીભદ્ર કહે જા ! અમારા રાજ્યમાં પાન્ડવ નથી. જીમુત કહે પાન્ડવ ન હોય તો યુદ્ધ કરો ! બળિભદ્ર કહે તું કોણ યુદ્ધ કરનાર ! જા દુર્યોધનને મોકલજે અમે તૈયાર છીએ. મલ્લ કહે યુદ્ધ ન કરો તો પુતળુ આપો ! અતિ ક્રોધાયમાન થઇ બળિભદ્ર હળમુસળ લઇ ઉઠયા. લે તને પુતળું આપું ! કૃષ્ણે સાન કરી, મોટાભાઇ જવાદો એનું મ્હોત ભિમના હાથે છે. તોપણ તમે ઉઠાવેલા હથિયારનો ઉપયોગ તો કરો ! બળદેવજીએ હળમુશળની અણીથી જિમુતને ઉછાળ્યો. તેજ વખત ભગવાને વંટોળીઓ મુકી આકાશમાં ફેંકયો. દ્વારિકાંથી ઉડેલો જીમુત ચકરીઓ ખાતો ખાતો આવી વિરાટ નગરની ભાગોળે પડયો. પુતળાં શરીરમાં પેશી ગયાં ! લોહી નિકળ્યું તોપણ સાવધ થઇ વિરાટના દરબારમાં આવી ગર્જના કરી.

રાજા વિરાટ, લેખ વાંચ! જે વખતે મલ્લનો શબ્દ થયો તેજ વખતે બધી સભા સ્તબ્ધ થઇ ગઇ, અને રાણી સુદેષ્ણા, દાસી સૈરંધ્રિ તથા બાકીના મહેલના સર્વ માણસો ઝરૂખામાં આવી ઉભાં. અનુચરે, લખેલું પત્ર વાંચી રાજાને પ્રવિણ કર્યો. રાજાએ કહ્યું હે કિંકરણિ મહારાજ, આને શું ઉત્તર આપું? કિંક કહે પાન્ડવ ત્હારી નજરે પડતા હોય તો હા કહે નહિતો ના કહે. વિરાટ કહે પાંડવ નથી. યુદ્ધ કરવાનું કહે છે તે મારી સત્તા નથી. તો પુતળુ માગે છે આજ્ઞા હોય તો આપું? કિંકરૂષી કહે જ્યાં સુધી હું ત્હારી ગાદીનો ગુરૂ થઇ બેઠો છું ત્યાં સુધી પુતળુ નહિ અપાય! સર્વની નજર જીમુતના સામી પણ એકલા કિચકની નજર સૈરંધ્રિ સામી હતી. "બધા ગ્રહ સવળા ફરે તો રાહુ અવળો ફરે" તે વખતે સતિયે અંતરથી પ્રભુની સ્તુતિ કરી. હે ત્રિલોકીના નાથ આ દુષ્ટ કિચકથી મને ક્યારે મુક્ત કરીશ!

( કવિ ) મરાઠી સાખી.

શત્રુ સાનથી થઇ સતિ કાયર, સમર્યા દિનાનાથ;
બહુનામિયે બુદ્ધિ સુજાડી, કુટયો કર્મે હાથ;
તવ રીસ કરી, જિમુત કોટે બાથ ભરી. તવ.

સૈરંધ્રિયે કપાળે હાથ દઇ તિરસ્કાર કરી જિમુતના સામી સાન બતાવી. કૈએ જાણ્યું અરેહા! આજ મારા ભાગ્યનો ઉદય થયો; પણ આ જિમુતને બાઝુ તો! નહિતો નામર્દમાં ગણાઇશ. આસનપરથી ઉભો થઇ ઘડીમાં સતિ સામી કુદ્રષ્ટિ કરતો જાય અને ઘડીમાં જીમુત સામું જોતો જાય. જાછ કે નથી જતો? જાછ કે નથી જતો! જીમુત કહે હું રાજા સાથે વાત કરૂંછું, ને તમે કોણ છો? કિચક કહે હું રાજ્યનો પ્રધાન અને ત્હારો કાળ! વિરાટ કહે કૈયાજી તમો બેસો હું બંદોબસ્ત કરૂંછું. કૈએ ફરી સતિ સામુ જોયું, ત્યારે વળી કપાળે હાથ દઇ તિરસ્કાર બતાવ્યો; તેજ વખતે કિચક ઉછળી જિમુતની કોટે વળગ્યો.

( કવિ ) ગિતિ.

અર્જુને ચપસી ઝાલી, ઉંચો ફેંક્યો અદ્ધર એક તાડ;
બળથી બગલમાં ઘાલ્યો, કચ્ચર કીધાં કામીનાં હાડ.

કૈઆને દબાવ્યો કે હાડકાં તુટી ગયાં અને લોહિના કોગળા મોમાંથી નિકળી પડયા; તેજ વખત રાણી સુદેષ્ણાએ બાધા રાખી કે મારા ભાઇને સાજો તાજો દેખીશ ત્યારે હું ધાન ખાઇશ. સૈરંધ્રિયે વિચાર્યું થોડા દિવસ તો સુખના જશે. કૈઆને ઉંચકી મહેલમાં લઇ ગયા ત્યાં રાજય વૈદ્ય ગયા. અહિં જિમુતને રાજાએ કહ્યું તમો નગરના બહાર બગિચામાં મુકામ કરો,

હું કાલે સવારે પુતળુ લઇને હાજર થઇશ. વિરાટે કિંકરવિના ચર્ણમાં મુ-સ્તક મુકી કહ્યું હે મહારાજ પુતળુ આપવા ધો, નહિતો વિપરીત થશે. કંક કહે હે રાજા તારા રસોઇઆ વિરવાલવાને બોલાવ ! રાજાએ કિંકના નામથી વિરવાલવાને તેડવા મોકલ્યું, કે તુર્ત આવી હાજર થયો અને કંકના ચર્ણમાં પડયો. કંક કહે હે વાલવાજી આ વિરાટ કહે તે સાંભળો ! વિરાટ કહે દુર્યોધનના દરબારમાંથી જિમુતમલ્લ પાન્ડવની ખોળ કરવા આવ્યો છે અને બ્હોતેર દેશ ફરી નેવુ મણ સોનુ લટકતું લાવ્યો છે. વાલવો કહે કયાં ગયો અને પુતળાં કેમ છોડી ન લીધાં ! વિરાટ કહે એટલી અમારી સત્તા નહિ. પાછળ સમર્થ દુર્યોધન છે, હશે આપણે પુતળુ આપવું કે કેમ ? ભિમ કહે પુતળુ આપવું હોય તો હું તૈયારછું મને બતાવો કયાં છે મલ્લ ? વિરાટ કહે ગામ બહાર ઉતર્યો છે; અને કાલે પુતળુ આપવા કબુલાત કરી છે. ભિમ કહે રાજા વિરાટ ચાર પાંચ માસ થયા હું [1]ભૂખે હેરાન થાઉછું માટે આજે ત્રણસેં મણ લોટ, ત્રણસેં મણ ખાંડ અને ત્રણસેં મણ ઘી મોકલે તો ધાર્યું કામ પાર ઉતરે. તે પ્રમાણે કરી જમી પરવારીને સવારે નગરના બહાર ગયા. જિમુત અને ભિમનું યુદ્ધ થયું. નગરના લોકો તથા રાજા વિરાટે જાણ્યું કે આ રસોઇઆનું ગજુ નથી કે મલ્લની જોડે યુદ્ધ કરે; હમણા મરાશે. ઘણીવાર સુધી મલ્લકુસ્તિ કરતાં યુધિષ્ટિરે સાન કરી કે બળ કળી જશે તો ફરી વન જવું પડશે. તેજ વખતે ભિમે ધોધળો દબાવી મલ્લના પ્રાણ લીધા. મરતી વખતે મલ્લ બોલ્યો; ભી......બે અઢી મહિના થયા કૈચોકિચક સાજો થયો ત્યારે સુદેષ્ણાએ જમાડવા તેડયો. જ્યારે કૈઓ આવી મહેલમાં બેઠો ત્યારે સૈરંધ્રિ કંઇ કામમાં ભરાઇ હતી; તેણે વિચાર્યું કે જોઉ, "પાપની સજા થયે પાપી સુધર્યો છે કે નહિ !" બારણું ઉઘાડી નજર કરી તો જેવી હતી તેવીજ કુડી દ્રષ્ટિ દીઠી. અરે કુબુદ્ધિવાન પુરૂષને ગમે તેટલાં સંકટ આવી પડે છે પણ પોતાનું કુબુદ્ધિપણું મુકતા નથી; "કુતરાની પુંછડી ભોંયમાં ઘાલે તોય વાંકીને વાંકી." ઘણીવાર થઇ દ્રૌપદીને ન દીઠી ત્યારે કૈચે કહ્યું; હે બેની !

( કિચક ) રાગ; બનઝારો.

બેની સાચી સગાઇ મુને તહારી, હરીએ લીધો આજ ઉગારી.
આશા નહોતી મુને થાઉ સારો, ઉગર્યો આજે એ પાડ તમારો;
વહાલાને લાગ્યો ઘા કારી. હરીએ૦ ૧

---

[1] ભિમનો અહાર વિશેષ; તે વાયુનો પુત્ર હતો તેથી સંભવિત છે. વાયુ શું ન ખાય, ને નારા શું ન કરી શકે.

દુઃખ પડવામાં નવ રહી ન્યુન, ઉગર્યો આજે એ ત્હારૂં [1]પુન્ય;
સાચી સ્વામિ ભક્તિ તમારી. હરીએ૦ ૨
એવી લળી લળી પાએ લાગુ, વસ્તુ ત્હારી પાસે એક માગુ;
આપી ભાઇની થા ઉપકારી. હરીએ૦ ૩
વસ્તુ વિના ન લેઉ અંન, મેં અર્પ્યું તન મન ધન;
સૈરંધ્રિ જે દાસી તારી. હરીએ૦ ૪

કેચાનો બોલ સાંભળી સુદેષ્ણા ઠંડા પાણીના ભરેલા ઘડામાં દેવતામાં તપાવેલો લોઢાનો ગોળો નાંખે ને પાણી તપી જાય તેમ ધિખી ઉઠી.

( સુદેષ્ણા ) મરાઠી સાખી.

વચન શુણી આ વજ્ર સમાને, કાયા મ્હારી કંપે;
સપુતનો તન કપુત ક્યાંથી, જીવ જરા નવ જંપે;
જા કાળુ કર! ઝેર જમીને જીવ શાન્તિ કર. જા.

અરે જા! ઝેર ખાઇ મરી જા! કુવે પડ! ગળે ફાંસો ખા! શસ્ત્રથી તારા દેહની ઘાત કર! અરે અભાગી અગ્નિમાં બળી જા! પણ અપસોસ; ત્હારા સ્પર્શથી અગ્નિ પણ અપવિત્ર થશે. સુપાત્ર માતાપિતાને પેટે આવો કપુત ક્યાંથી પેદા થયો. કેળના ઝાડને કૌવચનાં અને આંબાના ઝાડને આકડાનાં ફળ કેમ આવ્યાં.

પદ; લાગ્યોરે મને નટવરશું નેડો. એ રાગ.

પ્રથમ તજો પામર પરનારી, જેનો ભય ભવસાગર ભારી. પ્રથમ.
જનમતામાં જેણે પચાવ્યું છે ઝેર, વહાલ કરી વરતાવે કાળો કેર;
ડંખી તેને સદા રહે વિષ લેહેર. પ્રથમ. ૧
[1]મુષક પેરે ફુંકી ફુંકીને ખાય, કૂચો કરી નાંખી દે મારગ માંય;
ક્ષય કરે લુણો કનકની કાય. પ્રથમ. ૨
હરે તેજ બળ ચિત્તને [2]વિત્ત, વાર નહિ કરતામાં વિપરીત;
અધમમતિ કોઇનું કરે નહિ હિત. પ્રથમ. ૩
કર્યા કોટી તિર્થને ગંગા તિર, નિહાળે જો પરરે નારીનું શરીર;
સુકૃત ઉપર તર્ત ફરી વળે નિર. પ્રથમ. ૪
નાગણ ડંખી તર્ત તજાવે પ્રાણ, નારી ડંખી દેહીમાં પેસે ઘાણ;
રિબિ રિબિ અંતે કરે એતો હાણ. પ્રથમ. ૫
શર તો વાગે જેવું શુરાનું બાણ, પ્રાણ હરી પોચાડે નર્કની ખાણ;
નારી સંગે કોઇ ન પામ્યા લ્હાણ. પ્રથમ. ૬

---

૧. મુષક=ઉંદર ૨. વિત્ત=પૈસા.

સંગ કરી સંચરે જમને દ્વાર, તપાવીને આપે લોહની નાર;
હાય બળ્યો બળ્યો કરે પોકાર. પ્રથમ. ૭
નારી નેહમાં કોએ ન જોયું હિર, ફરંદી તો ફોલીને કરશે ફકીર;
મુવા કેડે જમડા જડે જંજીર. પ્રથમ. ૮
હરાયાં તો ફરતાં ફરે બારે વાટ, ઘુમી વળે ગંગા કેરા બધા ઘાટ;
મોઢાં ઘાલે ઓલી ને પેલી ચાટ. પ્રથમ. ૯
જનમ હાર્યા સંગત જો કરશો, મુરખ જન વગર માર્યા મરશો;
બાપુ તેના ગર્ભમાં અવતરશો. પ્રથમ. ૧૦

( કિચક. ) રાગ. ડરમાં તું દિલસાથ.

સાંભળ મારી બેન, શાન્તિથી સાંભળ મારી બેન;
ચિત્ત જરા પડે નહિ ચેન. શાન્તિથી.
મન મુઝાએ, વ્યાકુળ થાએ;
રાત્રે રસિલી એ સ્વપનામાં આવે, હાવ ભાવ કરી મુજને બોલાવે;
લાડ કરે લટકે લટકાળી, નાજુક સુંદિર નખરાં વાળી;
એનું મુખ, કરે સુખ, ન રહે ભૂખ, અલબેલાં મૃગ સમ નેન. શાન્તિથી. ૧
કેસર વરણી, હાય ન પરણી;
વૃથા ખોયો મેં જન્મ આ મારો, સૈરંધ્રિ ન થયો દાસ તમારો;
મળે માનિતી તો ભોગવું ભોગ, સારે નસિબે જો થાય સંજોગ;
હૃદય આપ, કર્યો કાપ, એનો જાપ; જાપુ દિવસ ને રેન. શાન્તિથી. ૨
ઇચ્છે સારૂ, બૅની જો મ્હારૂ;
તો અલબેલીને આજે કહેવું, એક નિશા મ્હારા મહેલમાં રહેવું;
આજ સરવ એની જુક્તિ મેં જાણી, ત્રણ નારી ચોથી એ પટરાણી;
એને નહિ દેખું તો મારા પ્રાણ જશે, સૈરંધ્રિ એ સુખ દેન. શાન્તિથી. ૩

( સુદેષ્ણા. ) રાગ; બાબાજી શું શું કહીએ;

ઝાઝુ શું જીભે કહીએ, લજવાઇએ, શરમાઇએ. ઝાઝુ શું.
[1]ટેકો કરવો નવ ઘટે, ચઢે ચતુર કોઇ તાડ;

---

૧. તાડના ચઢનારને ટેકો કરવો ઘટતો નથી–મતલબ કે દુર્બુદ્ધિવાળા મનુષ્યને મદદ કરવી ઘટતી નથી. કોઇને પરસ્ત્રિયાદિનો સંયોગ કરાવવો; યા કોઇને મધુપાનાદી વ્યસન પ્રાપ્ત કરાવવું; યા કોઇને માંસાદી પદાર્થનું લાવી આપવું; વિગેરે જે જે પાપ કર્મ છે; તે કરનારને જેટલી સજા છે તેના કરતાં લાવી આપનારને હજાર ઘણી સજા છે.

સરસ સુગંધી [2]બાગને, કરી ચોરની [3]વાડ;
દુઃખી થઇએ, જ્યાં જઇએ.  ઝાઝુ શું૰ ૧
મનુષ દેહ મળ્યો મુરખા, ઓળખજે અવિનાશ;
[4]વિષએ સુખ નવ ઉપજે, પાણીમાં નહિ છાશ;
મળે નહિ એ, ફરી કંઇએ.  ઝાઝુ શું૰ ૨
[5]વચન વજ્ર પરનારનાં, ગમતાં ગણવાં ઝેર;
સ્વપ્ને ઇચ્છી સુંદરી, તો વનમાળીથી વહેર;
હરી હઇએ, સત્ય કહીએ.  ઝાઝુ શું૰ ૩

હે અંધકિચક ! પરસ્ત્રિનો સંગ કરી કોઇ સુખી થયા નથી ને થવાના પણ નથી.

પ્રિતિ ભાવે પાસે આવે, મોહ ઉપજાવે મનથી;
સુંદિર તનને શુળી રાખે, ખાલી કરશે ધનથી;
નહિ ઇચ્છે ફરી, ફેંકી દેશે કૂચો કરી.  નહિ૰

દ્રષ્ટાન્ત—કોઇ એક નગ્રમાં ઉડાઉલાલ નામનો સોની રહેતો હતો, તેની વિસ વર્ષની ઉમ્મર થઇ ત્યારે તેનો બાપ સવા લાખ રૂપિયાની ઇસ્કામત મુકીને મરી ગયો. ઉડાઉલાલ ઘણો કારીગર હતો પણ દુનિયાદારીનો અનુભવી ન હતો. તેને ત્યાં દ્રવ્યની લાલચે એ લાલસોદાગર આવ્યા. એક વિંટી ઘડાવા આપીને સોનીને અનેક રીતે સમજાવા લાગ્યા. "તમે તો સવા લાખની આશામી છો; શા સારૂ હથોડા ટીપવા પડે ! " સોનીએ બોલને ન ગણકાર્યો ને કહ્યું કે બાપદાદાનો ધંધો તો કરવોજ પડેકની ! બે ત્રણ વખત આવજાવ કરવાથી મિત્રતા થઇ. જ્યારે ભાઇબંધોની ઉજાણી નિકળી ત્યારે સોનીને જમવાનું કહ્યું. સોનીએ ના કહ્યા છતાં અતિ આગ્રહ જોયો ત્યારે મરજી જણાવી. જમવા ગયા ત્યાં જમી રહ્યા પછી ગણિકાનો નાચ શરૂ થયો. આવી ઘણી ઉજાણીઓ થઇ તેમાં સોનીની પણ થઇ. એમ કરતાં સોનીને ગણિકા સાથે માયા થઇ, તેથી તેણે પોતાના મિત્રથી છાના ગણિકાને ઘેર જવાનું શરૂ રાખ્યું. ગણિકાને ઘેર જાય છે એવી અફવા ગામમાં ઉડવાથી ઘરાગી માત્ર બંધ થઇ ગઇ; ત્યારે તો સોનીએ રાત્રિ

૨. બગિચો=મનુષાદેહરૂપી ૩. વાડ–કામ ક્રોધાદી કાંટાનાં ઝાડ. ૪. જેમ પાણી વલોવ્યે માંખણ યા છાશ નિકળતાં નથી તેમ પંચ વિષયમાંથી કદી સુખ પ્રાપ્ત થતું નથી. વિષયના પદાર્થ ભોગવે તેમ તેની તૃપ્તિ થતી નથી પણ તૃષ્ના વધે છે. વિષય ભોગવે કોક અને વિકાર પામે કોક. એક આંબલી ખાયને બીજાના મોમાં પાણી આવે. ૫. પર સ્ત્રિનાં વચન કાનને મધુરાં લાગે પણ તેને ઝેર અને વજ્રના પ્રહાર સમાન સમજી લેવાં.

દિવસની પથારી ત્યાંજ રાખી; ફક્ત ઘેર એ વખત જમવા આવે, ને જે જણસ હાથ લાગે તે લેતો જાય. એમ કરતાં બરાબર પાંચ વર્ષે બધાં ઘરાણાં, રોકડ નાણું, ઘરના વેચાણના પૈસા, વાસણ કુસણના પૈસા, લુગડાં લત્તાના પૈસા, સર્વે ગણિકાના ઘરમાં પહોંચી ચુકયાં. સોની હાંલ્લે રાંધતો અને ચડવે પાણી પિતો થયો. ઘરમાં સુવાને ગોદડી નહિ, પાણી પિવાને પાત્ર નહિ, ખાવાને થાળી નહિ, રહેવાને ઘર નહિ, અને પહેરવાને આખુ વસ્ત્ર પણ નહિ. એ દશા થઇ ત્યારે સ્ત્રિ તથા એ નાનાં બાળકને રોતાં મેલી પરદેશ ચાલી નિકળ્યો. પરદેશમાં જઇ કારીગિરીની દુકાન કાઢી, એકજ ગામમાં એક વરસ રહ્યો અને ખાતાં પિતાં પાંચસે રૂપિયા બચાવ્યા. સોનીની પાડોશમાં એક વાણીઓ રહેતો હતો તે બન્નેને મિત્રતા થઈ; પણ સોનીએ પોતાની અથ ઇતિ બિના કહેલી નહિ. વણિકના મિત્રને ત્યાં લગ્ન પ્રસંગ હર્યો તે પણ સોનીનાજ ગામમાં. જ્યારે વણિક તૈયાર થયો ત્યારે સોનીને કહ્યું. તારે ઘેર કાંઇ કહેવું છે ?

સોની પાંચસે રૂપિયા આપી બોલ્યો; લ્યો મિત્ર આ રૂપિયા બજારમાં **સ્વાર્થકુંવર** નામની ગણિકા છે તેને આપજો.

વણિક કહે ગણિકાને રૂપિયા ! આ શું બોલછ ! સોની કહે એજ મારે તન મન ને ધન છે. જેને માટે જીવ ખુરબાન છે. તમે જોજો તો ખરા એનો મારી તરફનો પ્રેમ ! ભલુ હશે તો મારા વિયોગથી મરીએ ગઇ હશે. વણિક આવી લગ્ન પરવારી અમુલ્ય પોશાક પહેરી ગણિકાને ત્યાં ગયો. કાંઇ કાંઇ વચનથી બોળવી રિદ્ધિની લાલચ બતાવી પુછ્યું. તમને વહાલામાં વહાલા કોણ ?

**ગણિકા**—ત્રણ, ફલાણા ફલાણા વિગેરે ૩.

**વણિક**—વળી બીજા કેટલા છે ?

**ગણિકા**—તેર; અમુક અમુક વિગેરે ૧૩.

**વણિક**—બીજા વળી છે ?

**ગણિકા**—હા બિજા ચાળીસ છે, ફલાણા ફલાણા વિગેરે—૫૬.

વણિક વિચારે છે; અરે હાય ! ત્રણને તેર સોળ, ને ચાળીસ છપ્પન નામ થયાંપણ એ અભાગિયાનું નામ નથી; એણે પાંચસે રૂપિયા શું જોઇને મોકલ્યા હશે. અરે હાય ! ધિક્કાર પડયો એના અવતારને. જે પુરૂષો ઘાંચીના ઘરના બેલની માફક આંખે પાટા બાંધીને પર સ્ત્રિને પગલે પગલે ચાલે છે, તેનું સરવસ્વ જાય છે; ડગલે ડગલે દુ:ખી થાય છે અને આખર જમપુરીમાં અપાર માર ખાય છે.

પછી વણિક પુત્ર રૂપિયા લઇ સોનીનું ઘર પુછતો આવ્યો, ત્યાં છો-

કરાં બે રડે છે અને એની સ્ત્રિ રેંટીઓ કાંતે છે. વણિકે કહ્યું; લ્યો આ રૂપિયા પાંચસે તમારા સ્વામિયે મોકલ્યા છે, એ અમારો મિત્ર છે અને મારી પાસેજ રહે છે.

**સોનારણ**—અરે મારે રૂપિયા શું કરવા છે! મારે તો આજે બાર મહિને એમના સમાચાર આવ્યા તે પાંચસેં તો શું પણ પાંચ હજાર રૂપિયા આવ્યા બરાબર છે. મારે રૂપિયાનું કામ નથી એમનું કામ છે, એ અહિં આવે, સુખ દુઃખની વાત કરીએ; છોકરાં બાપને મળે બાપ છોકરાને મળે, માટે ગમે તેમ કરો પણ એમને અહિં લાવો! આ ગામમાં એમણે ગાડી ઘોડા દોડાવ્યા છે ને કામ કરતાં શરમાશે તો હું પૈસાનું વધારે કાંતી એમનું પેટ ભરીશ, પણ હું તો એમને સુખે સુખી અને એમને દુઃખે દુઃખીછું.

પરમ પતિવ્રતા સ્ત્રિનાં વચન સાંભળી ગદ્દગદ્દ થઈ ગએલો વણિક જઇ સોનીને મળ્યો, ત્યારે સોનીએ હર્ષથી સમાચાર પુછ્યા. કેમ આવ્યા? વણિકે કહ્યું હા ભાઇ આવ્યા તો ખરા.

**સોની**—રૂપિયા આપ્યા ?

**વણિક**—હા ભાઇ આપ્યા તો ખરા.

**સોની**—કાંઇ બોલી ?

**વણિક**—બોલી એ કે મારે રૂપિયા શું કરવા હતા એમની પાસેજ રહેવા દેવા હતા. મારે તો રૂપિયા નહિ પણ એમની જરૂર છે.

**સોની**—જો ભાઇ હું શું કહેતો હતો. બિજા કાંઇ સમાચાર ?

**વણિક**—બીજું તો એ કે ત્હારા વિયોગે છોકરાં દુઃખી થાય છે.

**સોની**—હેં! શું બોલો છો! છોકરાં કોનાં; રૂપિયા કોને આપ્યા ?

**વણિક**—છોકરાં ત્હારાં, અને રૂપિયા આપ્યા ત્હારી સ્ત્રિને.

**સોની**—અભાગી છે કે શું! મુર્ખ છે કે શું.

**વણિક**—( કાગળ કાઢીને ) અભાગી તું છું કે હું, તે આ કાગળ ઉપરથી જણાશે. જો આ તારી માએ છપ્પન નામ લખાવ્યાં છે તેમાં ત્હારૂ નામ નથી. અભાગિયા શું જોઇ તેં રૂપિયા મોકલ્યા હશે!

નહિ ત્રણમાં; નહિ તેરમાં; ને નહિ છપ્પનના મેળમાં!

**સોની**—ન માનુ! આ ત્હારૂ કરેલું તુત છે.

**વણિક**—ન માને તો ચાલ મ્હારી સાથે તેયાર થા! એનેજ હાથે જયારે કપાળમાં ખાસડાં પડશે ત્યારે માનીશ.

સોની તથા વણિક બન્ને ત્યાંથી નિકળ્યા. વણિક પહેલો ગણિકાના મકાનમાં દાખલ થયો. ગણિકાએ વણિકને જોઇ સત્કાર કર્યો, અને સમા-

ચાર પુછયા. વણિક કહે મ્હારૂ સઘળુ કામ પાર ઉતર્યું છે. સમુદ્ર મારફતે સઘળો માલ સહિસલામત કિનારે આવેલો છે; પણ પેલું તમારૂં લખાવેલું કાગળીયું કયાંક પડી ગયું, જેમાં લખેલું છે કે **સ્વાર્થકુંવરના** વહાલામાં વહાલા માણુસો. ગણિકા કહે કાંઇ ફિકર નહિ! એટલામાં સોની આવ્યો, ત્યારે ગણિકા જાણે ઓળખતીજ નથી એવો ડોળ કરીને બેઠી.

**સોની**—( વણિકના સામી આંગળી અને ગણિકા સામી નજર કરીને ક્રોધથી ) કોણુ છે આ!!

**ગણિકા**—તારે શિ પરડ ! તું કોણુછું?!

**સોની**—ઠીક— ! હું કોણુછું. ( કાગળ બતાવીને. )

આ કાગળ તેં લખાવ્યો છે? વણિક વચમાં બોલી ઉઠયો. હો ! જુવો પેલો કાગળ હું કહુંછું કે પડી ગયો તેજ. ભાઈ તમને જડયો?

**સોની**—હા મને જડયો છે, હમણાં બંનેને બતાવુંછું. બોલ!

**ગણિકા**—હા મેં લખાવ્યો છે, કેમ છે!

**સોની**—તને વહાલામાં વહાલા આ ત્રણ?

ગણિકા—હા એ ત્રણ; ત્હારે રસ્તાના જનારને શિ પંચાત!

**સોની**—પંચાત કે ના પંચાત! પણ પછી આ તેર?

**ગણિકા**—હા હા એ તેર, જા નહિતો માર ખાઇશ.

**સોની**—બિજા આ ચાળીસ?

**ગણિકા**—હા હા એ ચાળીસ.

કહિને લાત મારી કે સોની પાંચમા માળથી રગડતો રગડતો નિચે આવ્યો; તેજ વખત વણિક દોડતો નિચે ઉતર્યો અને મિત્રને ઝાલ્યો.

**સોની**—હે શેઠીઆ ! આજથી છ વરસ ઉપર હું સવાલાખની આશામી હતો તે આ ગણિકાના પાસમાં ફસાઈ " અલ્લા એક બદામ " થઇ ગયો, છેવટ ઉપરથી લાત.

**ગણિકા**—શેઠજી કોઇ પાગલ (ગાંડો) માણુસ છે; એની ડાગળી છટ છે, તમે ચાલો ઉપર. અરે હૈઆ ફુટા, આને કાઢો ધક્કા મારીને બહાર!

સોનીને કાઢયો, પાછળ વણિક પણ ગયો. આગળ જઇ બંને સંગ થયા. સોની કહે ભાઇ ત્હારા જેવો સંગ મને પ્રથમ થયો હોત તો મારી આ દશા ન થાત. અરે હજારો રૂપિયા ખાય પણ રાંડજાત કોઇની નહિ નહિ તે નહિ. અરે હાય ! હું આપઘાત કરીશ.

**વણિક**—ભાઇ હજી કાંઇ "વડીપાપડ વંઠી ગયા નથી" કારિગરનો પુત્રછું જુવાનછું હિમ્મત રાખી ધંધો કરીશ તો સુખી થઇશ.

સુદેષ્ણા—મારે હે ભાઇ કાંઇક સમજ ! કાંઇક સમજ !

( કિચક. ) મરાઠી સાખી.

વચન વદો તે શ્રવણે આવે, બિજે થઇને જાય;
હરી વદનીનો હર્દ ઘણેરો, અંતર મુજ ઉભરાય;
પામું નારી એહ, તો હું પામ્યો મનુષ્યા દેહ. પામું.

રાગ; લાવણીનો.

( સુદેષ્ણા. ) અરે અલ્પમતિ એ નિચ, કુકામ કેયા કિચ;
સપડાયો સાણુસ વિચ, હવે મૃત્યુ થશે. હાંહાંરે. ૧
( કિચક. ) ભલે મૃત્યુ હોએ હાલ, રંઝે નવ થાએ કાલ;
વહાલીને કરવું વહાલ, જેથી અંતર હસે. હાંહાંરે. ૨
( સુદેષ્ણા. ) જીવ જશે નર્કની ખાણ, કરશે વૈતરણીમાં તાણ;
ગંધે રૂંધાશે પ્રાણ, ત્યારે આવશે યાદ. હાંહાંરે. ૩
( કિચક. ) વૈતરણી મુજને વહાલી, શું સોર કરે છે ઠાલી;
જો ચતુરા આવે ચાલી, એની મુકો બકવાદ. હાંહાંરે. ૪
( સુદેષ્ણા. ) ઉઠયો કુળ તણો અંગાર, જાત ત્હારી છે ધિક્કાર;
વહાલો કર્યો વ્યભિચાર, બોળ્યું બાપનું નામ. હાંહાંરે. ૫
( કિચક. ) પારાશરને મચ્છગંધાય, ઇંદ્ર અહલ્યાને ચ્હાય;
ચંદ્રે કીધી આછી છાંય, સુરે કર્યા શુભ કામ. હાંહાંરે. ૬
( સુદેષ્ણા. ) એ સૌ કહેવાયા મોટા, જેના જગમાં ન મળે જોટા;
આપણ પાણીના પરપોટા, ફુલ્યા જઇએ ફુટી. હાંહાંરે. ૭
( કિચક. ) સાથે સૈરંધ્રિને રહીએ, જન્મ ધર્યાનો લ્હાવો લઇએ;
નહિતો અસદ્ ગતીએ જઇએ, મરૂ માંથાં કુટી. હાંહાંરે. ૮

સુદેષ્ણા—અરે નિરંતર નર્કની ઇચ્છા કરનાર ભુંડ ! તારી આવી બુદ્ધિ કેમ થઈ ! ત્હારી સદ્ બુદ્ધિનો લોપ કેમ થયો ? મારે મુખે તને આવાં વચન કહેતાં શરમ કેમ લાગતી નથી !

કિચક—એની તારો તો ફક્ત આડો પડદોજ છે, પણ મારેને એને તો ઘણીવાર વાતચિત્ત થઇ ગઇ છે, તારી પાસે રહે છે માટે તારા "આંખ આડા કાન કર્યા" વગર આ કામ થાય તેમ નથી.

( સુદેષ્ણા ) હરમાન ઘરમાં હડીઓ કરે; એ રાગ.

એછે સતિ એની ન્યારી ગતિ, વળી કયાંથી કુબુદ્ધિ આ સુજી તને;
શુદ્ધ હતી થઇ અધમ મતિ, માટે મૃત્યુ આવ્યું એવું બાસે મને. ટેક.
( કિચક ) નારી પામ્યા પછી થાવાનું થાએ, દારા દીઠા વિના દીન ન જાએ;

લલના વિયોગની લાગી છે લ્હાયે;
( સુદેષ્ણા ) સિંહ હણે તેને કો કરે સાહે. એછે સતિ૦ ૧
( કિચક ) બેની શુણે હવે વાત તું મ્હારી, વિખ સમાન આ શિખ છે તારી;
અળગી કરૂં કેમ અંતર ધારી;
( સુદેષ્ણા ) જીવ જરૂર જશે વ્યભિચારી એછે સતિ૦ ૨
કળી શકે કોણુ કમળાપતિને, ભસ્માંગદની ભૂંડી ગતિને;
લંપુરે લુંટયો લંકાપતિને;
( કિચક ) ભલે સહાય થશે એ સૈરંધ્રિ સતિને. એછે સતિ૦ ૩

સુદેષ્ણા—અરે જા ! આટલું કહ્યા છતાં તું ત્હારી હઠ છોડતો નથી તો ગમે તે પ્રયત્ને તારી દેહીનો નાશ કર ! ત્હારૂં કાળુ મુખ મને દેખાડીશ નહિ, અરે દૈવે તને જીવતો શા સારૂં રાખ્યો !

કિચક—લે ત્યારે ! આ કટારથી કરૂંછું આપઘાત અને આપુછું હત્યા !

કટાર દેખી સુદેષ્ણાને વિચાર આવ્યો. અરે મારી ખોટી હઠને લીધે ભાઇ ખોઇ બેશીશ. મારા સો ભાઇની જોડયમાં ખોડ પડશે. જ્યારે એણે મૃત્યુની ઇચ્છા કરી ત્યારે જરૂર એ રંડા વચનથી બંધાઇ હશે. એ કાંઇ દ્રૌપદી નથી. રખડતી રખડતી દાસી આવી છે, "કોણ એનો નાયડો વધેરવા ગયું છે" થવા દો થાય તેમ. ભાઇ જા આજ સંધ્યાકાળને સમયે તારા મહેલે એને દૂધનો પ્યાલો લઇ મોકલીશ. નિર્ધનને કુબેર ભંડારીનો ભંડાર લુંટવાની આજ્ઞા મળે ને જેટલો હર્ષ થાય એટલો હર્ષ કૈયા કિચકને થયો. ઘેર આવી પોતાના સર્વે નોકર ચાકરને બિજે બારણે રહેવા હુકમ કર્યો, અને બિજે દિવસે સવાર સુધી કોઇ આ તરફ ન આવે એવું ફરમાન કર્યું. એક નાનું સિંહાસન લઇ પાંચમા માળને ઝરૂખે ચઢી હાથમાં માળા લઇ બેઠો. સૈરંધ્રિ, સૈરંધ્રિ, સૈરંધ્રિ, સૈરંધ્રિ, સૈરંધ્રિ.

( સુદેષ્ણા ) મરાઠી સાખી.

શુણ સૈરંધ્રિ દાસી મારી, સઘ કરો તૈયારી;
પય પ્યાલી આ હસ્ત ગ્રહી જાઓ, કૈયા મહેલ આ વારી;
હાથોહાથ દેજો, કેણુ કહે તે મુને કહેજો હાથોહાથ.

સૈરંધ્રિ—માતાજી મોકલો છો પણ કૈયાથી મને અતિ ભય થશે, અને કોઇ સજ્જન પુરૂષે કહ્યું છે કેઃ—

રાગ; રાતલડી કોની સંગે જાગ્યાં.

રે લલના પરરે પુરૂષ સંગ તજીએ;
નિશ્ચય કરી ભાવે ભૂધરજીને ભજીએ. રે લલના.

પ્રિતિ કરી પરરે પુરૂષની સાથે, અંતર દેવા [1]વચન આપ્યું જેણે હાથે;
ભોમિ કેરો ભાર ચઢયો તેને માથે. રે લલના. ૧
નારી જેણે નાથ કર્યા નિજ પાંખી, વડિલ કેરી કિર્તિ કશી તેણે ઝાંખી;
ઇકોતેર પેઢી નરકમાં નાંખી. રે લલના. ૨
નાથ વેચી નારી રહે જે ફરતી, સ્વાન પેરે જ્યાં ત્યાં લોવાં ભરતી;
[2]મુવા કેડે સંગ કરે નહિ ધરતિ. રે લલના. ૩
સતિ માટે સ્વર્ગે કર્યું નિરમાણુ, કુલટા કેરો પડે પડછાયો અજાણુ;
[3]સાડા ત્રણુ પ્રહર નરકની ખાણુ. રે લલના. ૪
વૈભવ માણે વિધવા પહેરીને ચૂડી, પુરૂષ પરમાં દ્રષ્ટિ કરી જેણે કુડી;
કરે જમ ઇંટાળી અડધી ગુડી. રે લલના. ૫
કંથ વિના કામની રાખે જે કેશ, બની ઠની બેસે લાજ નહિ લેશ;
કેશ ઝાલી જમડા મારે પગ ઠેશ. રે લલના. ૬
સ્વામિ માટે સુરપંનખા આવી ચાલી, લક્ષ્મણુ વરવા મનમાંહે ઘણું મહાલી;
નાક કાન કાપ્યાં ચોટલો ઝાલી. રે લલના. ૭
અજાણેથી અહલ્યાએ કરીઓ સંગ, તેણે સમે સુખ થયાં સૌ ભંગ;
વર્ષ ઘણાં વેઠયું શલ્યા અંગ. રે લલના. ૮
[4]ભાનુ ભણે વશ કરૂ મુજ સ્વામિ, કવશ થયો પ્યાલો પડયો એજ ખામી;
ઘણું દુઃખ નારી નાગથી પામી. રે લલના. ૯
માટે નારી નેહ કરો નિજ નરથી, પ્રિતિ નવ બાંધો કદાપી પરથી;
સ્વર્ગ સુખ મળશે બાપુ બોલે ધરથી. રે લલના. ૧૦

**સુદેષ્ણા**—ત્હારી લાયરી જવા દે ! રસ્તો પકડ ઝટ !

**( સૈરંધ્રિ )** **ગિતિ.**

સતિ સુદેષ્ણા માતા, આજ્ઞા કરી તે શિર ઉપર ધારી;
કેઆ ઘર નહિ જાઉં, દુરમતિ એ દુષ્ટ વ્યભિચારી.

**રાગ; પાટણના નૃપ.**

**(સુદેષ્ણા)** ચિત્તના ચાળા જાણું સરવે, રહે ચતુરા ચુપ;
ભાઇ મુજ વડો વિવેકી એહ, છેતરી કોને ન દેતો છેહ;
તુચ્છ દિસે તુજ નજરે તેહ; ભાર રાખે છે જેનો ભૂપ. ચિત્તના. ૧

---

૧ જે વખતે વચન આપ્યું તે વખતે જેટલું પાપ પૃથ્વિ ઉપર થાય તેટલું તેને માથે ચઢી ચુકે. ૨ વ્યભિચારણીનો મુવા પછી ધરતિ પણ સંગ કરતી નથી. ૩ સુપાત્ર સ્રિના મુવા પછી કુલનુ વિમાન હાજર થાય છે પણ તેના શબને વ્યભિચારણીનો પડછાયો પડે તો તે સાડા ત્રણુ પહોર નરક ભોગવી પછી વિમાનની અધિકારી થાય છે. ૪ ભાનુ=ભાનુમતિ: દુર્યોધનની સ્રિ.

(સૈરંધ્રિ) ભલે ગણે બાર ભૂપાળ, કઠેરા કર્યો ઝાકઝમાળ;
ઓપતી આરસ કેરી પાળ; ભલે અમૃત ભરીયું પણ કૂપ. ચિત્તના. ૨
(સુદેષ્ણા) જીભપર દેવો પડશે ડામ, કમાચણુ જાણું તારાં કામ;
પાપણી પગલાં તારાં શ્યામ, રાંડ તુજ પાતર જેવું રૂપ. ચિત્તના. ૩
(સૈરંધ્રિ) ભલે બાઇ કરો જીભપર કાપ, છુટે નહિ પડી પટોળે છાપ;
વિષ દઇ મારે તોય માબાપ, શિખ દે ઉત્તમ એજ અનૂપ. ચિત્તના. ૪
(સુદેષ્ણા) સ્વામિની શિખ ન માની ઉર, ભામની ભટકોછો ભરપૂર;
ચાલ થા દ્રષ્ટિયેથી દુર, તેલથી તર્ત બગડશે *તુપ. ચિત્તના. ૫

**ક્રોધથી; મરાઠી સાખી.**

અનદાતાનો હુકમ ન માને, ઝટ જા જ્યાંથી આવી;
ભૂંડી રાંડ ભટકાવા નિસરી, સતિનું નામ લજાવી;
જા ગોઝારી, અભાગણી તું હત્યારી. જા.

**સૈરંધ્રિ**—અરે હાય ! અસહ્ય સંકટ પ્રાપ્ત થયું હવે શું થશે ! મારા સ્વામિ જાણશે તો કહેશે એનાથી બાર મહિનાએ રહેવાયું નહિ ! સર્વની લાજ રાખનાર સર્વેશ્વર છે. શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન.

**( સૈરંધ્રિ ) ગિતિ.**

લાવો પ્યાલી પયની, આજ્ઞા અનદાતાની ઉર ધારૂ;
શિયળ મુજ સાચવશે, રાત્રિ દિવસ જ્યાં રમેછે મન મ્હારૂ.

( પ્યાલી લઇ મહેલથી નિકળી કૈચાના મહેલ તરફ જતાં ઇશ્વર સ્તુતિ. )

**રાગ; અધિકારીરે આશ વિષયની ટાળો.**

જાણોછોરે સઘળુ અંતરજામિ, દાસી જે દુઃખને પામી.
દાખ્યો દુર્યોધનને દાવરે, દુઃશાસન પિડયો તાવરે;
અંતરનો લાગ્યો ઘાવરે, ત્યારે આવ્યારે, ગોવિંદ ગરૂડાગામી. દાસી. ૧
હરી ચાલ્યોતો જયદ્રથ પાપીરે, મુને છોડાવી શિક્ષા આપીરે;
કૈચે બેનીની મરજી ઉથાપીરે, સમજાવીરે ચાલ્યો એ ચોર હરામી. દાસી. ૨
જો શિયળ ભંગ મુજ કરશેરે, વણુ મોતે મરવું પડશેરે;
દેહ દહન જગા નહિ જડશેરે, આપવિનારે, સહાય કરે કોણ સ્વામી. દાસી. ૩
નૈતમ નારીનો એ શણગારરે, સહોદરમાં સહે સૈ ભારરે;
ઇશ્વર પદનો એ આધારરે, ધિક જીવ્યુંરે, ખોટી આવી ખામી. દાસી. ૪
કૈચો કિચક રાયનો સાળોરે, કામી દુષ્ટ હરામીનો ચાળોરે;
દેશે ડંખ એ ઝેરી કાળોરે, લજ્જા લેશેરે, બેલી થજો બહુનામી. દાસી. ૫

* તુપ=ઘી.

એણે સુદેષ્ણા સમજાવીરે, ભોળી બેનીને ભાઇએ ભમાવીરે;
આ આફ્ત મુજપર આવીરે, સહાય થાજોરે, કલંક ચોટાડે કામી. દાસી. ૬

અહાહાહા; આતો શુળીએ ચઢીને બેઠો છે ને શું !

( સૈરંધ્રિ ) રાગ. બંસીબાલા આજો મારા દેશ.

કૈયાજી લ્યોને પયની પ્યાલી હાથ,
હું લાવીછું મમ સાથ. કૈયાજી.
હેઠે આવી પ્યાલી લ્યોને, ઉતાવળી છું આજ;
મંદિર દીપક કરવો મારે, હમણાં પડશે સાંજ. કૈયાજી. ૧
મહેલ વિષે મુજ પગ નવ પેસે, સામિ સંધ્યાકાળ;
એકાન્ત આવી તમને મળુ તો, આવે ખોટી આળ. કૈયાજી. ૨
પ્રધાન પદવી આપ તણી, હું તુચ્છ દાસી રંક;
પતિત પગલાં મારાં થાએ, તમ કુળમાં લાગે કલંક. કૈયાજી. ૩

( કવિ ) મરાઠી સાખી.

કપટી કામી મુખ ન બોલ્યો, સતિને સાન બતાવી;
સ્નાન કરી હું સેવામાં બેઠો, આપો ઉપર આવી;
લીધી કર માળા, હરીને ઠગવા એ ચાળા. લીધી.

સતિયે વિચાર્યું, એ એની પ્રપંચની પુજામાંથી ઉઠવાનો નથી અને મારે પ્યાલી પહોંચાડયા વિના સિદ્ધિ નથી, લાજ ફોડીને આવતી રહું. એક બે ત્રણ ને ચાર દાદર ચઢી પ્યાલી મુકવા જાય છે, ત્યારે કૈયે હં હં હં કરી સાનથી હાટીયું બતાવ્યું. ઉપર ચઢી હાટીયું ઉઘાડે છે એટલામાં કૈયો ઉભો થઇ દાદર બંધ કરી, તાળાથી કબજ કરી કુંચી ઠેકાણે કરી ઉભો. દાદરનો અવાજ થયો કે તર્ત પ્યાલી પડી અને દ્રૌપદી કંપવા લાગી.

રાગ. જનુની જીવો ગોપીચંદની.

(કિચક) પ્રાણથી અધિક વહાલાં છો તમે, આવો સૈરંધ્રિ નારજી;
આંખથી અળગાં નવ કરૂં, જાણું જીવન આધારજી.
સેવક તમારો હું સુંદરી. ૧
ખાનપાન રસ ભોગવો, બિજા વિવિધ વિલાસજી;
સેવામાં સનમુખ રહે, દિન રજની આ દાસજી. સેવક. ૨
જેરે દિવસથી મેં જાણીઆં, રામા રૂપ રતનજી;
ચેન ચતુરા નવ પડે, દિસે મહેલ આ વનજી. સેવક. ૩
સગાં સહોદર સર્વે તે, લાગે આંખના પાટા;
ચિત ચોટયું તમ ચરણમાં, માનો મોતનાં સાટાં. સેવક. ૪

ત્રણુ સ્ત્રિયો દાસી થઇ ફરે, મુખ્ય તમો પટરાણીજી;
હજાર સેવક માને આગના, બોલું સત્ય આ વાણીજી. સેવક. ૫

**સૈરંધ્રિ**—ક્રેયાજી મારે બે વચન કહેવાં છે, કહો તો કહું ?

**કિચક**—એ શું બોલ્યાં ! તમે તો ચાર ગાળો ભાંડશો તોય મને તો સારૂ લાગશે. બલિહારી ! બલિહારી ! બલિહારી બોલને.

**સૈરંધ્રિ**—સાર ન દીસે જારમાં, એળે જાય અવતારજી;
સુખ ઇચ્છો જો સંસારમાં, ભજો જગ કરતારજી.
ડગલાં ભરો રે ડરી ડરી. ૬
લાજ ઘટે સૌ લોકમાં, શત્રુતા શિર થાયજી;
અકાળ મૃત્યુ ઉપજે, ક્રિયા પામે ન કાયજી. ડગલાં. ૭
માણુસમાં ઉજળે મુખે, બોલી ન શકે બોલજી;
વ્યભિચારીનો આ વિશ્વમાં, તરણાવત્ત હોય તોલજી. ડગલાં. ૮
સજ્જન સોબત નવ કરે, ઘાલે ઘરમાં ન કોયજી;
લંપટને તો લજ્જા નહિ, તરછોડે તોયજી. ડગલાં. ૯
વંઝા રહી હોત માવડી, સદભાગી કહેવાતજી;
ક્યાંથી કુબુદ્ધિ આ ઉપજી, ધિક્ ધિક્ તુજ જાતજી. ડગલાં. ૧૦
(કિચક) શિખ સરવ તારી સાંભળી, આદર્યો એ અભ્યાસજી;
પંખી પારધિ જાળમાં, નહિ છુટવા આશજી. ડગલાં. ૧૧
(સૈરંધ્રિ) જાળ નથી મુજ ઉપરે, ફસો ફાંદામાં આપજી;
દિપક લઇ કુપ કાં પડો, જમને દેવો જવાબજી. ડગલાં. ૧૨
(કિચક) જીતું હું જમને જુક્તિથી, મુકાવું તેનું માનજી;
પણુ આ રસિલીના રૂપમાં, થયો જીવ ખુરબાનજી. સેવક. ૧૪
(સૈરંધ્રિ) હાડ ચામ લોહી માંસને, પરૂ પાચ દેખાયજી;
ભાર ભર્યો વિટ વિષ્ટાનો, સુખ ક્યાં સંતાયજી. ડગલાં. ૧૪
(કિચક) વર્ણવ્યો તે દેહ માહરો, અભાગી આ સંસારજી;
કામની કંચન કોટડી, શ્યાણી છો શણુગારજી. સેવક. ૧૫
(સૈરંધ્રિ) કામ ક્રોધ મદ મોહના, ઉભરા આવે જ્યાં ઉરજી;
સુખ રે ઉડે સંસારનાં, જેવાં આકના તુરજી. ડગલાં. ૨૬
(કિચક) કોટી કાલાવાલા મેં કર્યા, અલબેલી ઉર આણોજી;
હેત કરી વહાલી અહિં રહો, પ્રાણજીવન જાણોજી. સેવક. ૧૭
(સૈરંધ્રિ) મનુષ્ય દેહ આ મોઘો મણિ, શોધ્યો ન મળે સંસારજી;
પુર્ણ પદારથ પામવા, જેથી થાય ઉદ્ધારજી. ડગલાં. ૧૮

( કિચક ) પુરણ પદારથ પામીઓ, પામુ તારી કૃપાયજી;
આજ લગી મુને નવ મળી, ગયો જન્મ વૃથાયજી. સેવક. ૧૯
( સૈરંધ્રિ ) કુળ અજવાળાને કારણે, માગે છે સૌ પુત્રજી;
જારી પુત્ર જ્યાં જનમીઓ, શળગ્યું તે ઘરસુત્રજી. ડગલાં. ૨૦
( કિચક ) ચુપ કર ચતુરાઇ ચાંપલી, ડાહ્યણુ ડહાપણુને ડાટ;
વિનયને વશ કદી નવ થશે, હવે ઘડુ તારો ઘાટ.
( કવિ ) જોરે ઝાલી પછી સુંદરી
( કર્તા ) જ્યારે કૈચે હાથ પકડયો ત્યારે સતિને રોમરોમ ઝાળ લાગી.
( સૈરંધ્રિ ) અરે પાપી ! હાયેકરી અગ્નિમાં પડતું શા સારૂ મુકે છે !

રાગ. ક્ષત્રિકલંક

અરે અધર્મિ પાપી તું ચંડાળ, એ ભાવિયે ભૂલાવ્યો તનેરે.
પક્ષિ [1]વ્યોમ તજી બેઠો નિચી ડાળ. એ ભાવિયે૦ ૧
મૃગ [2]મધુકર પતંગ ને મિન; એ ભાવિયે૦
[3]કરી વિષયથી મ્હોતને આધિન. એ ભાવિયે૦ ૨
છતે નેત્ર અંધાપો આવ્યો આજ; એ ભાવિયે૦
મૃત્યુ થાશે બેની કેરી લેતાં લાજ. એ ભાવિયે૦ ૩
માટે માન મહારૂ કહ્યું કર્મહિન; એ ભાવિયે૦
થાવું સતિ હાથે મ્હોતને આધિન. એ ભાવિયે૦ ૪

( કિચક )　　રાગ. મરાઠી સાખી.

સતિપણું હું જાણું સઘળું, મુકય તું મુખ લવારી;
હઠ મુકીને આધિન થાને, નહિતો થાશે ખ્વારી;
માટે વિચારી, થા તું મ્હારી નારી. માટે.

( સૈરંધ્રિ )　　રાગ. પામ્યો પ્યારી મનમાની.

હરજી, અરજી ઉર ધારો, પાપીથી પ્રાણ ઉગારો;
કૈચે, લીધો મુજ કેડો, જુલમીને જમપુર તેડો;
નહિતો, નડશે એ ઝાઝુ, જીભે કહેતાં હું લાજુ;
થાશે, પતિવ્રત મુજ ભંગ, શરમાશો શ્યામ સુરંગ;
દાસી, હું દીન તમારી, મેં ઓથ ધણી ઉર ધારી;
અબળાને, મોટી આશ, નારાયણ ન કરશો નિરાશ;
હુ જન્મ, જન્મની દાસ;
સેવું, હું સંગ તમારો, હવે જીવાડો કે મારો. હરજી.

---

૧ વ્યોમ=આકાશની ટોચ. ૨ મધુકર=ભમરો. ૩ કરી=હાથી.

સતિનો પોકાર સાંભળી મધ્યરાત્રિયે ભરનિદ્રામાં સુતેલા વૈકુંઠાધિશ ઝબકીને જાગ્યા, અને ગરૂડને તૈયાર કરી, સ્વાર થઇ પવનવેગે દોડતા આવ્યા. મહેલ પાસે આવી પ્રભુએ વાંદરનું રૂપ લઇ છલંગ મારી છાપરા ઉપર ધિબાકો કર્યો. છાપરા ઉપર અવાજ થયો કે કૈચો ચમકયો અને ઉંચું જોયું તો નેવાં ખસેડી વળીઓ ઝાલી હનુમાનથી પણ અધિક ઉપમાને લાયક વાંદરને ડોકીઆં કરતાં દીઠો. ભય પામ્યો, સતિને મૂકી દૂર ખસ્યો. પ્રભૂએ વિલંબ નહિ કરતાં વળીઓ તોડી ધિબાકો કર્યો. કૈચાને કમરમાંથી પકડી મહેલની વચલી બારીમાંથી ફેંકી દીધો; તાળુ તોડી દાદર ઉઘાડી પાલવ મુખમાં ઘાલી સતિને બહાર કાઢી; અંતરધ્યાન થયા.

કૈચો પથ્થરની સાથે જઇ થયો અને સતિ નિર્ભય થઇ રસ્તા ઉપર ચાલી. અરે સર્વેશ્વરે મહારી સહાય કરી, મારી વજની બેડી તોડી મને મુક્ત કરી. હવે આટલી રાત્રિયે હું જઇશ તોપણ સુદેષ્ણા કહેશે કે મહારા ભાઇના મહેલમાં રહી આવી, અને સવારમાં જઇશ તોપણ તેજ. માટે લાવ્ય મારા પતિને આ વાતથી જાણ કરતી જાઉં.

સતિ બારોબાર સભામંડપમાં આવી અને યુધિષ્ટિરના પગનો અંગુઠો પકડયો. સત્યવાદી, અજાશત્રુ, ધર્મ મુર્તિ હબકી બેઠા થઇ પુછે છે, કોણ છે ? સતિયે બનેલિ સર્વ બિના કહી. કિંકરૂષિ કહે જ્યારે આપણે હસ્તિનાપુર જઇશું ને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય લઇશું ત્યારે વાત. સતિ કહે સ્વામિ ત્યાં સુધી ! ધર્મ કહે સતિ તમારો મહારો પતિ પત્નિનો સબંધ એક સંવત્સરને માટે નથી, હવે જાઓ નહિતો શ્રાપ આપીશ. દુઃખ સહન કરો અને શિયળનું રક્ષણ કરો ! ત્યાંથી નિરાશ થએલી સતિ વ્યંઢળ (બ્રહનલા) મહેતાની નિશાળે આવી સતિયે પોકાર કર્યો તે સાંભળી દ્વાર ઉઘાડયાં સતિ કહે પતિ હું કિચકથી અથાગ દુઃખ પામુછું, મહારૂ રક્ષણ કરો ! ગાંડિવપાણી ટાઓટા પાડીને બોલ્યો. જેવી તું એવો હું, ત્હારે ચુડો ચાંલ્લોને ચોટલો ને મહારે ચુડો ચાંલ્લોને ચોટલો, અંબામા સહાય કરે, બેચરામા રક્ષણ કરે; કાળ, ભેરવ, બટુક ભેરવ, નારશંગવિર ત્હારી ચોકી કરે; જા સતિ જા ! દ્રૌપદી જા ! કેમ જતી નથી જા ! નિશાળ બંધ કરી. સતિ ચાલી. અરેરે ગાંડિવ ધનુષ્યનો ધાવણ કરનાર સ્વામિ હિજડો થઇ ઉભો તો હવે કોણ સહાય કરનાર છે. આ ગૌશાળા આવી, પંથજી હે પંથજી ? પંથજી કહે તમે આવ્યાં એ મેં જાણ્યું. હું નહિ પણ અમારા પાંચમાંથી ગમે તે એક તમારી સહાય કરશે. ત્યાંથી અશ્વશાળામાં આવી બહાદુરજીને પોકાર કર્યો. જાગ્રત કરી સર્વ બિના કહી. નિકુળ કહે આજ સુધી મને

આ બિનાથી કેમ અજાણગો રાખ્યો ? હવે કાલે કૈયો નથી એમ સમજજો ! કાલે હું વિરાટમાં અહાહાકાર વરતાવીશ અને કૈકય દેશના અધિપતિને મારીશ ! પણ મારા મોટા ભાઇઓને ઝાહેર કર્યા પછી આવજો ! કારણ હું નાનોછું. ત્યાંથી ભિમસેનને રસોડે આવી પોકાર કરી દ્વાર ઉઘડાવ્યાં ભિમ કહે આટલી રાતે આવવાનુ શું પ્રયોજન? સતિ કહે પતિ પ્રયોજન શું પુછો છો !

**( સૈરંધ્રિ ) રાગ, કેમ ભરીએ રે કેમ ભરીએ.**

કેમ કરીએ રે કેમ કરીએ, કહોને કોમળ કંથ;
કૈયો કિચક કેડે પડયો કેમ કરીએ.
પ્રથમ આવીને મહેલમાં મુને નિરખી;
મુને નિરખી રે; પાપી હરખ્યો ચંત. કૈયો ૧
પાપીએ પગલાં માંડીઆં. આડા અવળાં;
આડાં અવળાં રે; મહારો મુકે ન તંત. કૈયો. ૨
સંકેત સાંધ્યો બેનીથી મન ગમતો;
મન ગમતો રે, પ્રાણ ત્યાગવા પંથ. કૈયો. ૩

**( કવિ. ) મરાઠા સાખી.**

મેલે મસોતે આંસું લોહયાં, રોતી રાખી નાથે;
( ભિમ )કાલ રાત્રિયે મૃત્યું થાશે નિશ્ચે મહારે હાથે;
એનુ મ્હોત ભમે, અગ્નિ દેવને ગમતું રમે. એનું.

અરે જે દિવસે તને ચોટલો ઝાલી સભામાં લાતો મારી તેજ દિવસથી મારાં રૂંવાટાં ઉભાં થઇ ગયાં હતાં. મેંતો કયારનોય એને જમપુરીમાં પહોચાડયો હોત પણ મને વડિલે રોકયો. હવે ઠીક લાગ આવ્યો છે. લાખા ગ્રહમાંથી અગ્નિયે આપણને બચાવ્યા, માટે એ સોએ ભાઇનો ભોગ હું અગ્નિદેવને આપીશ ! સતિ કહે સોનો દોષ નથી એકનો છે. ભિમ કહે સતિ, એક મને નડે છે તો નવાણું બિજી નવાણુંને નડતા હશે, એ બધાં એકજ ઝાડનાં ફળ; બધી એકજ વેલાની તુમડીઓ.

**( ભિમ ) ગિતિ.**

ધિરજ ધર્મ વિચારો. નિશ્ચે થાશે સૌ વાતે સારૂ;
અપરાધી એ હરીનો, સૌ કૈઆને સંગાથે મારૂ.

કહો તમે કયાં કયાં જઇ આવ્યાં ! સતિયે બનેલી સઘળી બિના કહી: વ્યંઢળના કહેલા શબ્દ સાંભળી ભિમને ક્રોધ થયો; ઠીક કાલે વ્યઢંળની પણ વાત ! સતિ તમે જાઓ કિચકની પાસે; હવે સવાર થવામાં થોડી વાર છે, માટે જલદી જાઓ, અને કહો કે કાલે મારા છુપા ગાંધર્વો જોતા હતા તેથી

હું તમને આનાકાની કરતી હતી. આજ મારા ગાંધર્વો સ્વર્ગે ગયા છે, માટે આજ આપણો મેળાપ કરો ! મેળાપ કરવાને લલચાય ત્યારે રાત્રિયે બ્યંહળ મહેતાની નિશાળમાં મુકામ રખાવજો ! જાઓ વિલંબ થાય છે ! જો હા થાય તો સાત સાડીઓ માગી લેજો, પછી હું થઇશ સૈરંધ્રિ અને એ થશે મારો સૈરંધ્રો, હું છું ને એ છે.

સતિ ચાલી. કૈયાના માણુસો પાછલી રાત્રિયે આગલા દ્વાર તરફ આવ્યાં ત્યારે કૈયો પગમાં અથડાયો, દીવો કરીને જોતાં પ્રધાનજી ઓળખાયા. સઘડીઓ સળગાવી હળધર ને મિઠાના આંગળ આંગળના થર કરી રૂના ડુચા લઇ શેકવા માંડયું. થોડીવારે જ્યારે જાગ્રતી આવી ત્યારે કૈયે કહ્યું, મને દા......ત......ણ કરવા બેસારો. એટલા ઉપર ગાદી બિછાવી બેસાર્યો. બે તરફથી બન્ને નોકર શેકે છે ને સામેથી કોઇ સ્ત્રિનો પડઘો માલમ પડયો. પાસે આવતાં દ્રૌપદી ઓળખાઇ. કૈયે હાથ તરછોડી નોકરને કહ્યું ખસી જાઓ ! ખસી જાઓ ! ખસી જાઓ !

કિચક—અરે સૈરંધ્રિ, અત્યારે તમે......ક્યાંથી ?

સૈરંધ્રિ—કૈયાજી કોણુ આખી રાત ઉંઘ્યું છે; ને વળી તમને વાંદરે ફેંકી દીધા ત્યારનું તો મ્હારૂં કાળજુ ફટકી ગયું છે.

કિચક—હં એમાં શું ! એતો હું ગફલતમાં રહ્યો. મારી સરત તમારા સામી હતી; નહિતો વાંદર મને શું ફેંકી દેતો હતો, અને ઘણીવાર છાપરેથી ભૂસકા નથી મારતા ! ક્ષત્રિને કાંઇ નહિ !

સૈરંધ્રિ—અરે તમે ખરવાન છો તેથી ઉઠીને બેઠા થયા, બીજાનું મજુ નથી કે એટલે ઉંચેથી પડે ને વળી હોંશિયારીથી વાત કરે, આ હળધર મિઠું ચોપડયું છે; એ વાગ્યા વિના ?

કિચક—( ખંખેરતો જાય છે. ) અરે એ તો નોકરોએ મારા ના કહેવા ઉપર ભર્યું છે. વળી કહો તો છાપરે ચડીને ફરી પડુ !...તમે !

સૈરંધ્રિ—કાલે મારા ગાંધર્વો જોતા હતા તેથી હું તમને આનાકાની કરતી હતી; જે વાંદરે તમને ફેંકી દીધા તે મારા ગાંધર્વોનો મિત્ર હતો.

કિચક—હાં ! તેથી નહિતો વાંદરાના ભાર નથી કે મને ફેંકી દે. આજે ?

સૈરંધ્રિ—આજે મારા ગાંધર્વો સ્વર્ગે ગયા છે. માટે આજે તમારે સંયોગ થાય તો સારૂં.

કિચક—સારૂં ! હા સારૂં ! વારી જાઉ બોલને ! મરી જાઉ લટકાને ! ચાલો મહેલમાં. વાહ ! નશિબ વાહ ! ફરી ગયું.

સૈરંધ્રિ—લ્હાય મૂકો આ મહેલમાં ! અરરર જે મહેલમાં તમે ફ-

છડાયા તેમાં પગ કેમ મુકાય ! પણ તમારાથી બને તો બંઠળ મહેતાની નિશાળ ખાલી કરાવી આજનો મેળાપ ત્યાં રાખો.

**કિચક**—એમાં તે શું ખાલી કરાવવાનું છે હમણાં એનો ઘડો ચટાઇને ચઇડવો બહાર મુકાવશવુંછું ! મારા દાસને મોકલુંછું ધોળાવી રંગાવી છાત જડાવી, હાંડીઓ, તકતા, ઝુમરથી શોભાવરાવું છું. છત્રપલગ વિગેરે જોઇતી સાહિત્ય મોકલાવુંછું.

**સૈરંધ્રિ**—જો જો હો ફેર ન પડે; ભુલી ન જાઓ.

**કિચક**—ભૂલી તે જાઉં મારા હૈયામાં તો તમારા નામની માળા ફેરેછે. લ્યો આ કુંચી, બિજી મારી પાસે રાખુંછું સાંજે વહેલાં આવજો !

**સૈરંધ્રિ**—નક્કી હોય તો મને સાત સાડીઓ આપો.

**કિચક**—હજી નક્કિ નક્કિ શું કરો છો ! હું તો આવવાનોજ. અનુચરો સાત સાડીઓ લાવો ! લ્યો ! એક રાત્રિમાં બધી સાત સાડીઓ શું કરશો ! કાલથી તો સર્વ વસ્તુ સહિત આ રંગ મહેલ તમારો છે.

**સૈરંધ્રિ**—ત્યારે તમે તો મારા સ્વભાવથી અજાણ્યાજ છો. હું તો કલાકે કલાકે નવી નવી સાડી બદલી નવાં નવાં રૂપ ધરી તમને દેખાડીશ.

**કિચક**—વોય વોય ચતુરાઇ ! વોય વોય ચતુરાઇ ! વોય વોય ચતુરાઇ ! ત્યારે તો ઘરાણાં પણ લ્યો.

**સૈરંધ્રિ**—હું જાઉંછું. નિશાળમાં ત્રણસેં મણ મિઠાઇ ભરાવજો, ને વળી થંડા પાણીનાં માટલાં.

**કિચક**—ત્રણસેં મણ મિઠાઇ શું કરશો ?

**સૈરંધ્રિ**—અરે તમને દુનિયાદારીની ક્યાં ગમ છે ? નિશાળના છોકરાં શું જાણશે કે કૈયાજી રાત રહ્યા હતા. સવારમાં બબે ચચાર ઢેફાં છોકરાંને વહેંચીશું.

**કૈચો**—વોય વોય ડહાપણ, વોય વોય ડહાપણ. હવે હું કાંઇક દુનિયાદારીમાં આવીશ. આજ મારે સોનાનો સુરજ ઉગ્યો, કરમનું પાંદડું ફર્યું.

**(કિચક)      રાગ; ગજલ, તાલ કવાલી દાદરો.**

અનેક વખત જ્યારે યત્ન કર્યું, ત્યારે આજે કરમનું પત્ર ફર્યું;
વાહ રે વાહ ! આજે કરમનું પત્ર ફર્યું.
મહારૂ કોમળ કાળજુ આજ ઠર્યું.      ત્યારે આજે.
કિચક પર વરતાયો કેર અતી, નાંખી વિષ તણી મને લહેર રતી;
પ્રિયા મુખમાંથી અમૃત આજ ઝર્યું.      ત્યારે આજે. ૧
મુને વહાલી લાગે તારી વાણુ અરે, ઉગ્યો આજે કનકનો ભાણુ ખરે;

મ્હારૂં હૈયુ અતિ આનંદ ભર્યું. ત્યારે આજે. ૨
જાણે પામ્યો હું રાજ ત્રિલોકતણું, મારો જન્મ સફળ થયો આજ ગણું;
મ્હારૂં ઝાઝ બુડેલું ટોચ તર્યું. ત્યારે આજે. ૩
પ્યારી મનમાં ન લેશો રીસ કસી, મેં તો વાળ્યો છે આડો આંક ભશી;
મ્હારૂં તન મન ધન તેં તો સહજ હર્યું. ત્યારે આજે. ૪
હું તો આનંદ હેલીમાં નાહીશ પ્રિયા, હું તો હર્ષે તારા ગુણ ગાઇશ કિયા;
સૈરંધ્રિ— તારે માંથે મ્હોતનું છત્ર ધર્યું. ત્યારે આજે. ૫

(કર્તા) સતિ દોડી ભિમ પાસે આવી. વસ્ત્ર ધરેણાં મુકી કહે, લ્યો આ કુંચી. ભિમ કહે મારે કુંચીની જરૂર નથી મ્હારે તો હાથ કુંચી છે. જાઓ નિર્ભય રહો, હવે તમારે એની ફિકર ન રાખવી. કાલે સવારે સુદેષ્ણાને કિચકનું સ્નાન કરાવજો !

સૈરંધ્રિ સુદેષ્ણાના મહેલમાં ગઇ ત્યારે રાણીનો જે અંતરનો *પ્રેમ અને ઉમળકો હતો તે ઓછો થયો. મ્હારા મોં કને સતિપણું દાખવતી હતી ને આખી રાત રહી. અહિં ભિમસેન પણ [1]મેરના મણુકા મુકે છે. કિચકે સઘળી તૈયારી કરી, વળી વિચાર કર્યો કે ઘણા દિવસથી દરબારમાં ગયો નથી ને નિશાળમાં રાત રહિશ તો રાજા કહેશે આ વખત દુઃખ ક્યાં ગયું, માટે કચેરીમાં જાઉં. દરબારમાં દાખલ થતાં યુધિષ્ટિરે જોયો. એના ડોળ ઉપરથી અને સૈરંધ્રિ રાતે ઇસારો કરી ગઇ હતી તે ઉપરથી વિચાર કર્યો કે આજે કેયાનું મ્હોત છે ! કાંતો અર્જુને અને કાંતો ભિમે માંથે રાખ્યું હશે, પણ હું [2]અજાતશત્રુ ધર્મરાજા કયારે કે એને મ્હોતથી બચાવું ત્યારે. હવે કચેરી બરખાસ છે; પણ રાજા તથા પ્રધાનને જવાનો હુકમ નથી. સર્વેના ગયા પછી કિચક ગભરાયો. સુર્ય અસ્ત થવા તૈયારી થઇ, ત્યારે ધર્મ કહે હું એક હિસાબ પુછુ તે કરીને જાઓ ! ધર્મે હિસાબ પુછયો પણ મન સ્થિર વિના હિસાબ કેમ થાય ! 'ચિત્ત ચતુરામાં ને ચોખા ચરૂમાં."

કિચક—કકકક કાલે કરીશું કાલે

કંક—નહિ; આજે કરો નહિતો જવાનું નથી.

કિચક—( અરેરેરે શુકન જોયા વિના આવ્યા ) મમમ મ્હારૂં શરીર સસસારૂ નથી.

કંક—સારૂ ન હોય તો સુતા સુતા કરો.

કિચક—પપપ પડીકુ નથી ખાધુ પડીકુ.

---

* ધર્મની મુરતિ ઉપર સાધારણ પ્રેમ અને અધર્મની મુરતિ ઉપર સાધારણ દ્વેશ થાય છે. ૧ મેર=સુર્ય અસ્ત, ૨ અજાત શત્રુ-દુનિયામાં જેનો શત્રુ જનમ્યોજ નથી.

કુંકુ—અહીં મંગાવી આપુછું.

કિચકે આડુ અવળુ જોઈ મોમાં આંગળા ઘાલી બકારી ખાધી. ધર્મે જાણ્યું, જેનુ મ્હોત નજીક આવ્યું હોય તેને કોણ બચાવનાર છે; જાઓ કેચાજી. કૈચો દોડયો અને વિલંબ થઇ ગયો જાણી ઉતાવળે મહેલમાં દા. ખલ થઇ વસ્ત્ર ફેંદવા લાગ્યો. આ પહેરીશતો સારો દેખાઇશ કે પેલું પહેરીશ તો સારો દેખાંઇશ. રીલ્લાં ટપકાં છિનાળબંગી અને પટીઆં પાડી તૈયાર થયો. ભિમસેન પણ સાતે સાડીઓની ગાંઠો વાળી ઘરાણાની ગાંઠો વાળી, પહેરી ઓઢી તાળુ તોડી નિશાળમાં દાખલ થયો. અહાહાહા ! જાગ્રે લ્હાય લાગી હોય એવું છે ને શું ! ફરતાં ફરતાં મિઠાઇ દીઠી, વાહ આ કામ ચોકસ છે. જમી જરા થંડુ પાણી પી, છત્ર પલંગની ખબર લીધી. ડાબો પગ મુકતાં ઇસ ભાગી, બીજી ખેંચી કાઢી અને સર્વ તકતા ફોડી નાંખ્યા, પછી ઝુમ્મર હાંડીઓ હાંડા. ગ્લાસ દિવાલગીરીઓ સર્વેનો નાશ કરી ઝીણા ઝીણા કડકા કરી બધે પાથર્યા. ફક્ત ચાર ખુણામાં જરા જરા જગા અને પોતાને આડુ થવા જરા જગા રાખી બારણા પાસે કાચની ઢગલી કરી, એક દીવો ઝાંખી હાંડી નિચે ઢાંકી બારણાં બંધ્ર કરી આડો પગ રાખીને સુતો. કૈચો આવ્યો. ઉઘાડજો ! સૈરંધ્રિ હે સૈરંત્રિ.

**ભિમ**—( હળવેથી ) ઉઘાડોને ઠાલું છે.

**કૈચો**—( જોરથી હડસેલીને ) નથી ઉઘડતુ, વાસ્યું હશે જુવો !

**ભિમ**—હાય હાય ઠાલું છે ને શું, બારણું હવાયું છે જરા જોરનો કરો.

**કૈચો**—( જોરથી ધકેલીને ) અરે તમે જુવો તો ખરાં !

**ભિમ**—મેં તો જોઇ મુક્યું છે કે તમારામાં પાણી નથી. હાય હાય !

કૈચે જાણ્યું વાત બગડશે; જોરથી આંચકો મારતાં ભિમે પગ લઇ લીધો. બંને બારણાં ઉઘડયાં અને કિચક ઉંધે મોઢે પડયો. કાચ મોંમાં પેશી ગયા; ત્યારે પોકાર કરી ઉઠયો.

( કવિ ) **કટાવ, કૈચાવધ.**

કૈચા કિચકે કર્યો આંચકો, ખાઇ ખાંચકો, જોર કર્યાથી દ્વાર ઉઘડતાં ધરણી ઢળીઓ, કાચ વાગતાં કૈચો કંપે, ત્રાય ત્રાયરે જીવ નવ જંપે; અરરર હાય હાય ! હાય ગજબ આ પ્રાણ જવાના થઇ તૈયારી, ઓ નારી ઓ પ્યારી મહારી, શું સંતાયાં છો અંધારે, જીવ પહોચશે જમને દ્વારે, [1]વાયસ હસતાં [2]મેડક મારે, કરો હાંશી તો સમ છે મહારા, હે મુજ દારા. સેવક તહારાને સંભાળો. તવ ખમા ખમા !. કહી ભિમ ઘસરડે, કાયા કાચથી ભરી ઉઝરડે,

૧ વાયસ-કાગડો. ૨ મેડક-દેડકો.

કૈચો છોડી દ્વાર બીડીને જાય બેઠો ખુણાની મધ્યે. કૈઓ કહે કયાં ગયાં કામનિ; દિવ્ય દામની, ભોળી ભામની ! ભિમ કહે હું આ રહી અહિંયાં. શબ્દ આવતાં ચાલ્યો [1]દિશે, મનડું હિસે, બચોભચ જ્યાં કાચ વાગીઆ સેવક ઉપર ભરીઓ રીસે, ગયો ખુણામાં દારા ન દિસે. આમ તેમ તવ ફાંફાં મારે, મુખ ઉચ્ચારે, શાણી સૈરંધ્રિ કહી પોકારે. ભિમ કહે હું અહિં અંધારે. આ ખુણેથી પેલે બિજે ત્રિજે ચોથે કૈચો ફરતો, શાણી સૈરંધ્રિ મુખ ઓચરતો, કાચ વાગતાં પોકાર કરતો, હાય હાય ! હાય બાપરે આ અંધારૂં કરીયું કેવું ! ભિમ કહે તારા મોં જેવું.

કૈચો કહે કોઇ અન્ય પુરૂષ ! નહિ નવલયૌવના ! બુમ પાડવા બળથી જાએ, ભિમ ચોચઓ ઝાલી સાહે. દીવો ધરીને મુખના સામા, ભવ્ય દ્રષ્ટિયે ક્રોધ યુક્ત થઇ ભિમ ઉચરતો, દૈત્ય તણે પંજેથી જામાં, ધિક્કો થામા, સતિ સૈરંધ્રિ, સુંદિર સ્યામા, રતી સમી એ રૂડી રામા ને તેં રોકી અર્ધ રાત્રિયે મધ્ય મહેલમાં મહારા મામા !

કૈચો કહે ઓ વિરવાલવા ! મેં જાણ્યું કે મળે માનુની મંન મહાલવા [2]શિશુ જાએ સાપ ઝાલવા, પણ નવ સુજ્યુ સાર આવશે ચાર દીનમાં ચટ્ટ ચાલવા.

ભિમ કહે સાંભળ રાયસાળા સાર, કરી વિચાર, જારી નરનાર, ડરે નહિ દાર, ધિખે અંગાર, હ્રદય મોઝાર, કરે સૌ ખાર, કોઇ નહિ વહાર, જનમાં ભાર; ઘટે દરબાર, મોતનો માર, કોપ કરતાર કરે કામીના શિરે; એમ કરીને કૈચો પકડી જોરે ઝકડી, બગલે ઘાલ્યો જરા દાબતાં જીવડો ચાલ્યો બાપુ કહે તે ફરી ન હાલ્યો.

દુર્ગણુ આવે સૌ સાથે, જેને મ્હોત ભમે છે માથે.

પ્રાણુ ગયો કે તર્ત ફેંકી દીધો. અને તેનાજ વસ્ત્રમાં ગાંસડી બાંધી પથ્થરના પાટડા નિચે ખોસી ઘાલ્યો. ધડ માત્ર પાટડા તળે દબાઇ રહ્યું પણ ડોકુ લટકયું. ભિમ કહે અરે હાય અધર્મિ મુવા પછી પણ સૈરંધ્રિને જોવા માટે ડોકુ બહાર કાઢે છે, ઘસવાદે એના મોં ઉપર મેંશ, ચોપડવાદે ચૂનો; મોંઢે મેંસ ઘસી, ચુનાનું ટીલું કરી, પડેલા લોહીથી "પરનારીશું પ્રિત કરંતાં ખેલ કરંતાં હાર્યો, રાજાનો સાળો કૈચો કિચક મેં માર્યો મેં માર્યો" પાટડા ઉપર લખી, રસોડે જઇ સાડીઓ તથા ઘરાણાં સળગતી ચુલમાં નાંખી, સુખે નિંદ્રા કરી.

સવાર થતાં નિશાળીઆ આવી મહેતાજીને કહેવા ગયા. ગુરૂજી શાળાનો વખત નથી થયો ? મહેતાજી કહે વખતતો થઈ ગયો છે. ઉઘાડો નિશાળ ! નિશાળ ઉઘાડી છોકરાં પેઠાં. ઓ તારી......કાચ કાચ કાચ ! અરે આતો ભૂત ! વિરાટકુમારે આવી મહેતાજીને જાહેર કર્યું. મહેતાજી કહે જાઓ વિરાટ રાજાને ખબર કરો !

---

[1] દિશે=અવાજ આવ્યો તે દિશાએ [2] શિશુ=બાળક.

ખબર થતાં વિરાટ તથા કંકઋષિ આવી ઉભા રહ્યા. અરે આ શું! શાળામાં ખુન! મહેતાજીના ઘડામાંથી પાણી મંગાવી મોં ધોતાં કૈયાજી ઓળખાયા. બિરમ નિશાળીઆ ગુરૂ પાસે ગયા. કેમ આજે નિશાળ ભણાવવાની કે? મહેતા કહે ના. છોકરાં માત્ર અવાજ કરતાં દોડયાં. "છુટીબાઇ છોડદો! રૂપૈઆ ઉછાળદો!" બોલ સાંભળી ગામના માણસોએ પુછ્યું, અલ્યા શાનિ છુટી મેલી? છોકરાં કહે કૈયાજી મરી ગયા નિશાળમાં, કાળુ મોં કરીને પાટડા તળે ખોસ્યા છે. શબ્દ સાંભળી હજારો લોકો દોડયા. નવાણું ભાઇ તથા સુદેષ્ણા બેન પણ દોડતાં આવ્યાં, રડાપીટ થઇ રહી. રાજાએ મડદુ કાઢવાને અખાડાના ઘણા મલ્લ બોલાવ્યા પણ ન નિકળ્યું, ત્યારે વિરવાલલવાને બોલાવવા મોકલ્યું. વાલવે આવી અતી કલ્પાંત કર્યું. અરે મારા મિત્રને મારનાર કોણ! બસ એનો પ્રાણ લેઉ, અરેરે મિત્ર કયાં ગયો; કાલે રાત્રિયેતો આપણે ભેગા હતા. સુદેષ્ણા કહે ભાઇ મારા ઘરમાં પેલી! રાંડ! છે, એના ગાંધર્વે માર્યો. બિમ કહે બસ એ દુષ્ટાને ભેગી બાળુ ત્યારે મહારી દાઝ હોલાય! વિરાટ કહે વાલવાજી આ મડદુ કાઢો. પહેલાં પોતે યત્ન કર્યું પણ જોર ન કર્યું. (હું કાઢીશ તો મેં ઘાલ્યું હશે એમ વહેમાશે.) પછી ઘણા મલ્લની મદદ લઇ બિમે મડદુ કાઢયું. નિશાળમાં એમના ચોકા થયા. બિમ જાઇ સૈરંધ્રિને ઉચકી લાવ્યો. જ્યારે મડદુ બંધાઇ તઇયાર થયું ત્યારે બિમ કહે એક હાથમાં ઠાઠડી અને બીજા હાથમાં આ સ્ત્રિને ઝાલી હું જઇને બાળી આવુંછું; જો તમે કોઇ આવશો તો એ સ્ત્રિના ગાંધર્વોથી બળીને નાશ થશો. વચન સાંભળી નગ્રના લોકો ચટોચટ ખસી ગયા; પણ નવાણું ભાઇ તઇયાર થયા. ત્યારે સુદેષ્ણા કહે ભાઇ એમને તો લઇજા; સંભાળીને લાવજે. બિમ કહે ઠીક! પણ એ શિવાય બીજુ કોઇ ન આવે. રાજા વિરાટ તમારે શહેરના દરવાજા બંધ કરી કોટ ઉપર ઉભા રહેવું. કોઇ ગાંધ્રવ મારા ત્રાસથી ગામમાં આવે તો પેસવા દેવો નહિ, કૈયાનું રૂપ લઇને આવે તોપણુ નહિ! વિરાટ કહે સારૂ તમે નિશ્ચિંત રહો.

સ્મશાનમાં આવી ચિતા ખડકી કિચકને સુવારી સળગાવી, નવાણુ ભાઇને લાકડાં લેવા મોકલ્યા, ત્રણ દિશામાં પચીશ પચીસ અને ચોથી દિશામાં ચોવીસ ગયા. એક પશ્ચિમનું ટોળું આવ્યું. અરે આ રંડાને હજી નથી નાંખી કે શુ? બિમ કહે લાકડાં નથી. લાકડાં નાખવા જાય છે કે બિમે પછાડીથી બાથ મારી પચીસને ચિતામાં નાંખ્યા. ઉછળવા ગયા તેમને સંકોરી ઠેકાણે કર્યા. બિજુ ટોળુ આવ્યું. હજી એક ટોળુ આવ્યુ નથી? બિમ કહે એક ટોળાવાળા આવી ગયા અને ગયા કાઠી ભરવા. પૉણોસોને

પુરા કર્યા પછી ચોથા ચોવીસ આવ્યા, તેમને બાથમાં ઘાલતાં એક છટકયો. એકને જવા દઇ તેવીસને ઠેકાણે કર્યા. છટકયો એ સૈરંધ્રિને શરણે ગયો. સતિયે એને પોતાની પાછળ સંતાડયો. ભિમ વિરાટનગર સુધી દોડયો; હે રાજા વિરાટ હે રાજા વિરાટ ! એક ગાંધ્રવ દોડયો છે કેચાનું રૂપ લઇને ! રાજા કહે અહિં નથી આવ્યો, અને આવશે તો શેહેરમાં દાખલ થવા નહિ દેઉ. ચારે તરફ દોડમદોડ કરી થાકી, સતિ પાસે આવીને બેઠો. અરે સતિ હવે આપણને અતિ દુઃખ પ્રાપ્ત થશે. નાશી ગયેલો કેચો સર્વ બિના ઝાહેર કરશે અને ફરી વન નિકળવું પડશે. "આરે આવેલું વહાણુ બુડેછે." નિચુ જોતાં ચાર પગ દીઠા, વોય ચાર પગી ! ઉભો થઇ પાલવ ખસેડી નાંખ્યો, ત્યારે કેચો સનમુખ આવીને ઉભો રહ્યો. વાલવાજી તમારે શરણુ છુ.

**ભિમ**—અગ્નિદેવને શરણુથા અગ્નિદેવને ! એ મહારાથી મોટા છે.

**સતિ**—પતિ એને મારશો નહિ.

ભિમે જીભ ખેંચી કાઢી દેવતામાં નાંખી, હાથ તથા પગનાં કાંડાં તોડી નાંખી દેવતામાં નાંખ્યાં, પછી સતિને લઇ ગામમાં આવ્યો. સુદેષ્ણાએ ખબર પુછી, ત્યારે ભિમ કહે એકને ઝાલુ ને ચાર ચિતામાં પડે ને ચારને ઝાલુ ને બાર ચિતામાં પડે. અતી પ્રયાસે ગાંડ ઘસતો કેચો આવ્યો તેને પણ હાથ પગ નથી. એને પુછ્યુ, ભાઇ ત્હારા હાથ પગ કયાં ગયા ?

**કેચો**—( ભિમના સામા હાથ કરીને ) બ.........હ............

**સુદેષ્ણા**—અરેરેરે એને જીભ નથી. વાલવા આ શું કહે છે ?

**વાલવો**—વાલવાજી હોયે નહિ, ને હું જીવતો આવુંએ નહિ.

**કેઓ**—હં.........હં..........અ...........અ............. એમ કરતાં પ્રાણ નિકળી ગયા, ભિમ ઉંચકી ચિતામાં ફેંકી આવ્યો.

( કવિ ) **રાગ. આગળ નળ પુંઠળ પ્રેમદા.**

વૈશંપાયન કહે રાજન, કથા કહી મેં પરમ પાવન. ૧
ભિમે કિચકની કીધી ઘાત, સુખે ન બેસે +શુકરની જાત. ૨
ભક્તને આધિન છે ભગવાન, બાપુનો બેલી મોડે માન. ૩
કમળાનો સ્વામિ પૂરે કોડ, બોલો જય જય **શ્રીરણછોડ.** ૪

---

+શુકર=ભુંડ.

# સુધન્વા આખ્યાન.

( કવિ )　　રાગ. કિર્તિયો શ્રી રઘુનાથની કરીએ.

જેને સાહ્યક શ્રીગોપાળ, તેનાથી થર થર કંપે કાળ.　　જેને.
ભક્ત ભરથ એ વિપ્રનો બાળ, કોહોળીએ પકડયો કરવાને કાળ;
કાળીએ કાપ્યા લઇ ×કરવાળ.　　જેને. ૧
હિરણ્યકસ્યપુએ પ્રલ્હાદ પિડયો, ભૂપાળ ભગવાન સાથે ભિડયો;
પણ હરી હાથે આગળ હિંડયો.　　જેને. ૨
હરિશ્ચંદ્ર કર્યો ડોમનો દાસ, વરતાવ્યો વિશ્વામિત્રે ત્રાસ;
ચક્ર ધર્યું પ્રભુ કરવાને નાશ.　　જેને. ૩
દુષ્ટે પિડયો ચંદ્રહાસને બારી, ઉલટ સુલટ કર્યું શ્રી મોરારી;
વિષ ને બદલે વિષયા નારી.　　જેને. ૪
દુર્યોધને પિડયા પાંડવ સંત, જેને સાહ્યક શ્રી ભગવંત;
કુરવ કુળનો આણ્યો અંત.　　જેને. ૫
શંખ લખિત સુધન્વાના અરી, મોત તણી મતિ મનમાં ધરી;
તેલ કઢા તેની શિતળ કરી.　　જેને. ૬
માટે રામને રાખવા રાજી, ગોવિંદ ગાવા ગર્વથી ગાજી;
શર્મ ધરી તેની જનુની લાજી.　　જેને. ૭
વિષય તણા વિકાર તજીને, બાપુ સેવક સર્વ સજીને;
પામ્યો અચળ સુખ તમને ભજીને.　　જેને. ૮

## દોહરો.

ગણપતિ ચર્ણો પુજતાં, માગુ અઢળક જ્ઞાન;
સરસ્વતિ માતા મુને, દેજો વિદ્યા દાન.　　સિયાવર.

## ગિતિ.

સ્વયંજ્યોતિની સેવા, મેવા ને મનવાંચ્છિત ફળ આપે;
દઢ ભક્તિ ભૂધરની, અસહ્ય સંકટ નિમેષમાં કાપે.

કુરૂક્ષેત્રના મેદાનમાં અગિયાર ક્ષૌણી સેનાનો સંહાર કરી મહા બાણાવળી અર્જુન હજી વિરામ પામ્યો નથી; પ્રતાપિ અતિ બળવાન મહાધારા ભિમસેન હજી પણ લઢવાથી કાયર થયો નથી, નકુળ તથા સહદેવ બન્ને વિર દિગ્વિજય કરી ઉભા છે, તે સાંભળી ધૃતરાષ્ટ્રના અંતરમાં લ્હાય ઉઠી.

× તલવાર.

*મહાસતિ ગાંધારી પણ આક્રંદ કરવા લાગી; અને પોતાના સો ભાઇઓની સ્ત્રિયોનું રૂદન ધર્મરાજાથી તો સહનજ ન થયું.

( કવિ ) રાગ; ત્રિતાલ ચોપાઇ.

હસ્તિનાપુર યુધિષ્ઠિર રાય, સત્યવાદી સુધર્મિ કહેવાય. ૧
અજાતશત્રુ અવતરીઆ જગમાં, જેને પદ્મ શોભી રહ્યાં પગમાં. ૨
કર્યો કૌરવ કેરો કાળ, જેને સ્હાય છે શ્રી ગોપાળ. ૩
નારી વિલપે દેઇ કર કરમે, તે તો સહન થયું નહિ ધરમે. ૪
અરે હાય કર્યાં ક્રુર કર્મ, હવે શાને ધરૂં નામ ધર્મ. ૫
નથી ભોગવવા રાજ્ય ભોગ, હું તો સાધીશ સમાધિ ને યોગ. ૬
મેં તો ભાઇઓને નાંખ્યા ભરડી, કેમ ઇચ્છું ગાદી લોહી ખરડી. ૭
જાણ્યું હોત થશે આવો કેર, તોતો વનથી ન આવત ઘેર. ૮
માર્યા પુત્ર ગુરૂ શિરછત્ર, માર્યા મામા બનેવી સરવત્ર. ૯
માર્યા ભાઇ સગાઇ જે સાચી, કેવળ બુદ્ધિ ગણાઇ મારી કાચી. ૧૦

અતી આક્રંદથી તિવ્રવૈરાગ્યને પામેલા ધર્મરાજાને ભિમ, અર્જુન, નિકુળ, સહદેવ, અનેક રીતે સમજાવવા લાગ્યા. અરે આપણું કર્યું કારવ્યું વ્યર્થ જાય છે, મોટાભાઇ ! આરે આવેલું વહાણુ ડુબે છે. મહા મહેનતે મેળવેલું રાજ્ય રોળાશે; માટે આપ ગાદીની ઇચ્છિા કરો. અતી કહ્યા છતાં ધર્મરાજાએ ન માન્યું એટલામાં શ્રી વ્યાસમુનિની પધરામણી થઇ.

ઉદ્વેગ જાણી હરીદાસનો, આવ્યા પારાશર તન;
અર્ઘ્ય પાદ્ય કરી પુજા કીધી, પાંચે જોડયું મન;
ટળ્યો સઘળો શોક, નારાયણને નમાવી ડોક. ટળ્યો.

વ્યાસમુનિ કહે છે હે ધર્મ તું આ રાજ્ય ઉપર અપ્રિતિ શા માટે કરે છે? ધર્મ કહે મહારાજ જગ્તમાં જીવવું થોડુ ને જંજાળ વધારે શા માટે જોઇએ. અરે એજ રાજ્ય ઉપર હું બેસુ કે જેને માટે મેં મારા ભાઇઓનાં નિકંદન કાઢી નાંખ્યાં ! એ અનિત્ય છે, નાશવંત છે, આખર દુઃખ દેનાર છે, માટે હું ઇચ્છિા કરતો નથી.

( ધર્મ ) રાગ. વશિષ્ટ વહજે વિચાર કરીને.

રાજ્યપાટ મારે નવ જોઇએ, નવ જોઇએ વૈભવ કે ભોગ;
વિષય તણી વૃદ્ધિ નવ જોઇએ, વાધે વાસના રૂપી રોગ. ૧
ધરતિ ધામ કે દામ ન જોઇએ, જેણે કર્યો નહિ કોઇનો સંગ;
એ નરની સાથે નવ ચાલી, જેણે મચાવ્યા ઝાઝા જંગ. ૨

* વિવાહ થતાંજ જાણ્યું કે પતિ આંધળો છે, ત્યારથી પોતાની આંખે પાટા બાંધ્યા.

સુહોત્ર શિબી. ભરત. ભગિરથ, પૃથુ, યયાતિ, પરશુરામ;
રંતિદેવ ને દિલિપ, અમરિષ, માંધાતા ને [1]પુરણકામ. ૩
ગય, શશબિંદુ, નહુપ પ્રતાપિ, પાણી પુર સમ ગયા વહી;
ધણીપણું ધારણ કરીયું. પણ ધરતિ કોઇની સાથ ન ગઇ. ૪
સ્વપ્ન સમયનો ખેલ ખલકનો, જાગી જોતાં જુઠું જાણ;
સારૂ ખોટું નાનુ મોટું, મિથ્યા મનની તાણાતાણ. ૫

( વ્યાસ ) ગિતિ.

તારો શોક સમાવા, હોંશે ચાલી આવ્યો છું અત્ર;
**શામળિયાની** સાહે. કરો યુધિષ્ટિર અશ્વમેધ [2]સત્ર.

ધર્મ રાજાએ બોલનો વિચાર કરી યજ્ઞનો નિશ્ચય કર્યો, તેમાં એમણે કૃષ્ણ પરમાત્માની સંપુર્ણ સહાય માગી. પ્રભુએ હા ભણી ત્યારે ધર્મરાજા દિક્ષા લઇ બેઠા અને અર્જુન સેનાપતિ થઇ, યોવનાશ્વ રાજા પાસેથી અશ્વમેધનો ઘોડો લાવી, તે ઘોડાના કપાળમાં તામ્ર લેખ ચોઢી આગળ કરી પોતે લશ્કર સહિત પાછળ ચાલ્યો. લેખમાં એવું લખેલું હતું કે આ ઘોડો હસ્તિનાપુરના મહારાજાધિરાજ શ્રી ધર્મરાજાનો છે તેને જે બાંધશે તે પ્રાણની અને રાજ્યની આશા ત્યાગ કરશે, વળી ઘોડાના રક્ષણને માટે અર્જુન, ભિમ, નિકુળ. સહદેવ, પ્રદુમ્ન, અણિરૂદ્ધ, મેઘવર્ણ, વૃષકેતુ આદી સમર્થ યોદ્ધાઓ છે; માટે જેને મૃત્યુજ પાસે આવ્યું હશે તેજ તેના સામી નજર કરશે.

( કવિ ) રાગ; પંડિતકે બચન.

જાય ઘોડો અશ્વનો પાછળ પાન્ડુ તન;
અનુશાલવ નિલધ્વજ યોવનાશ્વ પ્રદુમ્ન. ૧
વળી વૃષકેતુ તે, મેઘવર્ણ મહાવીર;
જાય કૃષ્ણ પૌત્ર એ, અણિરૂદ્ધ રણધિર. ૨
વાગી હાક અવનિમાં, હરખ્યો અર્જુન શુર;
વળી અશ્વ આવીઓ, નગ્ર જ્યાં ચંપકપુર. ૩
અશ્વ જોઈ હરખાયો, હંસધ્વજ ભૂપાળ;
કાં પામુ કૃષ્ન, વા કરૂં સર્વનો કાળ. ૪

ચંપકપુરનો પરમ વૈશ્નવ રાજા હંસધ્વજ પોતાની સભામાં બેઠા છે, અનેક પંડિતોના મુખેથી શાસ્ત્રાર્થ થઇ રહ્યા છે, એક તરફ હરિકિર્તન પણ થઇ રહ્યું છે, તે વખતે અનુચરો ખબર લાવ્યા કે ધર્મરાજાનો અશ્વમેધનો ઘોડો આપણા નગરની પાધર થઇને જાય છે. શબ્દ સાંભળી રાજા સિં-

[1] રામ. [2] યજ્ઞ.

હાસન ઉપરથી ઉછળ્યો. મારા બહાદુરો એ ઘોડાને આપણી હદમાંથી જવા દેશો નહિ. જાઓ લાવીને આપણી ઘોડારમાં બાંધો ! જો કે ધર્મરાજાને યજ્ઞથી અટકાવવા હું સમર્થ નથી, અર્જુનને જીતવા જેટલું મારૂ બળ નથી તોપણ બાથ ભિડવાથી મને ભગવાનના દર્શન થશે. અરે ક્યાં ગયા મારા પાંચ પુત્રો સુરથ, સમ, સુદર્શન, સુબલ, સુધન્વા ? અરે ક્યાં ગયા મારા ત્રણ પ્રધાન ચંદ્રકેતુ, ચંદ્રધિમાન ચંદ્રદેવ આદી ! કાલે સવારમાં આપણું સઘળુ લશ્કર લઇ નગ્રની બહાર અર્જુનની સામે હાજર રહો !

**શંખ** અને **લિખિત** નામના બે રૂષિવર રાજાના પ્રોહિત હતા. રાજા એમના વચન ઉપર વધારે વિશ્વાસ લાવતો, તે એટલે સુધી કે એ બન્ને જે કરે તેજ થાય. ઘણી વખતે તેઓ રાજાને તર્ક શાસ્ત્રથી અવળાં સિદ્ધાંત પણ આપતા; એ બંને મહાજ્ઞાની પણ દંભી હતા એટલો મોટો દુર્ગુણ હતો. સુધન્વા રાજાનો સૌથી નાનો એટલે પાંચમો પુત્ર હતો. જે પરમ ભક્ત અને અહરનિશ હરી શેવામાં આરૂઢ રહેતો, એને એવો નિયમ હતો કે સવારના પહોરમાં એક પહોર સેવામાંજ ગુજારવો, પછી બીજું કાર્ય કરવું. તે પોતાના નિયમ પ્રમાણે સવારમાં ઉઠી સ્નાન વિધિ કરી સેવામાં બેઠો; અને લશ્કર નગ્રની બહાર રવાના થયું. સુધન્વા નમતો ન હતો એટલા માટે અને વળી રાજાના બગિચા આગળ પાટીયું માર્યુ હતુ અને એમાં એવી ઝાહેરખબર આપી હતી કે " આ બગિચામાંથી જે ફુલ તોડશે તેનાં હાથનાં કાંડાં કાપી નાંખવામાં આવશે " ! તે બગિચામાંથી શંખ લિખિતના પુત્રોએ ફુલ તોડયાં; તે એવા અભિમાનથી કે હંસદ્રજનું રાજ આપણા પિતાની વડેજ ચાલે છે, માટે આપણને કોણ પુછનાર છે. આવી ગેરવર્તણુકથી પેરેગિરો બંને પુત્રને પકડીને રાજ કચેરીમાં લઇ ગયા. પુરોહિતના પુત્ર જાણી રાજા કાંઇ ઇનસાફ કરી શક્યો નહિ; વિશેષમાં સિપાઇઓને ઠપકો આપ્યો કે આ બાળકોને કેમ પકડી લાવ્યા ? સિપાઇઓએ કહ્યું સરકાર આપે ઝાહેરખબરમાં લખ્યું હોત કે આ કાયદો પુરોહિતના પૂત્રોને લાગુ પડતો નથી, તો અમે ન પકડત. રાજા કહે જાઓ અને બાળકોને જવા દો ! તે વખતે ભરી કચેરીમાં સુધન્વા ઉભો થઇ બોલ્યો કે એવો ગેરવ્યાજબી ઇનસાફ થશે તો રાજયની પાયમાલી નજીક આવશે. એ પુરોહિતના પૂત્રો માટે શું થયું, એમના હાથનાં કાંડાં કાપી નાંખવાંજ જોઇએ. તે વખતે સઘળી સભા બોલી ઉઠી, શાહબાશ ! ધન્ય જનુનીને. તેજ વખતે રાજા હંસદ્રજે બન્ને પૂત્રોના હાથ કાપી નંખાવ્યા. ( પુરોહિતના પૂત્રોએ કહ્યું, દેવયાનિનો અપરાધ કરીને શરમિષ્ટાએ શુ સાર

કાઢયો હતો; ) તે ઉપરથી શંખ અને લિખિતને તેના ઉપર સ્વાભાવિક વહેર હતું, તેઓ એવો લાગ શોધતા હતા કે ક્યારે પંજામાં આવે ને આપણું ફાવે. અરે અત્યારે સવાર છે; સુધન્વા જરૂર સેવામાંજ બેઠો હશે. ચાલો ચાલો રાજા પાસે જઇ "પણ" કરાવીએ કે જેથી સુધન્વાનો કાંટો નિકળી જાય. એમ વિચાર કરતા બન્ને ભાઇઓ રાજા પાસે ગયા. અરે હંસદ્વજ! રાજા કહે હાં મહારાજ! શંખ કહે અલ્યા વિચાર! કોની સાથે બાથ ભિડે છે! કૃષ્ન પરમાત્માના સખા સવ્યસાચિને તું શી રીતે પહોંચી શકીશ? છતાં તેં તૈયારી બરાબર કરી હશે; તારો કોઇ પણ યોદ્ધા ગેરહાજર ન હોય તો તું જીતવાને સમર્થ થાય ખરો! હંસદ્વજ કહે મારો કોઇ યોદ્ધો ઘેર રહેતો નથી અને હું આપના ચર્ણના પ્રતાપે કરીને જીતવા સમર્થ થઇશ. શંખ કહે એકવાર ફરીને નગ્રમાં ડુંડી ફેરવ! એવું સખ્ત "પણ" કર કે જે શબ્દ સાંભળી કોઇ યોદ્ધો એક પહોર દિવસ ચઢતામાં આવી હાજર ન થાય તેને 'સોમણ તેલની કળકળતી કઢામાં નાંખવો." રાજા કહે મહારાજ હું હાથમાં જળ લઈ કહું છું કે, કોઇપણ યુવાન યોદ્ધો મારા નગ્રમાં એક પહોર પછી રહેશે તેને સોમણ તેલની ઉકળતી તાવડીમાં નાંખીશ; કદાચ મારો પુત્ર હશે તોપણ હું પક્ષ કરીશ નહિ. ( સુધન્વાની રીતિથી રાજા વિસ્મૃત થઇ ગયો. )

હશી હશી તાળી લેછે, શંખ લખિત બેઉ અંતર હરખાય;
હંસદ્વજ " પણ " રાખે, સુધન્વાનો જીવ જરૂર જાય.

### નગ્રમાં ડુંડી—રાગ હરીગિત છંદ.

સૌ સાંભળો ક્ષત્રિ જનો, શુરા પુરા જે પુરના;
હું કહું તે લેજો લક્ષમાં, વિચાર રાજા ઉરના; ૧
સ્વપનું નથી આ સત્ય છે, બાજી નથી આ ખેલની;
ઉકાળી રાએ આપણે, કઢા તે સોમણ તેલની. ૨
ક્ષત્રિ થઇ રોકાય ઘર, યુદ્ધે ન આવે પહોરમાં;
વળી માન કે ગુમાનમાં, તણાય વળતો તોરમાં. ૩
તેને શુળી કે ફાંસી નહિ, નાંખે નહિ વળી જેલમાં;
વળી શસ્ત્રની શિક્ષા નહિ. પણ તર્ત તાતા તેલમાં. ૪
નારી ન રોકે નાથને, નિશ્ચય રાજા મનનો;
રંડાપો આવે રોકડો, ઉધારો એવાતનનો. ૫

કર્ણ ઇંદ્રિયે પોતાના સ્વભાવે કરી સુધન્વાને વિચારમાં નાંખ્યો. સુધન્વા વિચારે છે કે દેહનો ખપ કરૂંછું તો ભગવાનની સેવા ચુકુછું અને

સેવાનો ખપ કરશું તો દેહ જાય છે. અરે મન દેહ જાય તો જવા દે પણ અ-મુલ્ય મણિરૂપ મનુષ્યદેહ અવતાર ફરી ફરી નહિ આવે. દેહ તો અનેક થઇ અને અનેક થશે પણ ઇશ્વર ચર્ણમાં વૃત્તિ પ્રોરવવાનેતો મનુષ્યદેહજ બસ છે.

( સુધન્વા ) રાગ, વેળાવળ.

સેવા ન ચુકુ શ્યામની, જેના નામની માયા;
ખપ કરૂ શાને ખોયનો, જુઠી જુઠી આ કાયા. સેવા. ૧
અનેક જનમ આવી ગયા, લીધા વિધ વિધ વેષ;
પંચ વિષયમાં પચી રહ્યા, નામ લીધું ન લેષ. સેવા. ૨
ભોગ વિલાસને ભોગવ્યા, લીધું ઇંદ્રિય સુખ;
બહુ બહુ બાળ રમાડીઆ, શાને માનું દુઃખ. સેવા. ૩
અમુલ્ય મણિ હાથ આવીઓ, નર દુર્લભ દેહ;
ચિંતે ચિદાનંદ નવ ભજુ, જાય એળે એહ. સેવા. ૪
આનંદ સાગર ઝીલવું, તેડે મુકી તમામ;
સાચા ગુરૂના પ્રતાપથી, બાપુ લે રામ નામ. સેવા. ૫

સેવામાંથી ઉઠી સુધન્વાએ વસ્ત્ર આયુદ્ધ ધારણ કરતાં; માતાની આજ્ઞા માગી. માતા કહે દિકરા અત્યાર સુધી સેવામાં હતા એ તમારા પિતાનું અજાણ્યું નથી માટે કુંડીનો બાધ નહિ આવે. દિકરા તારા પિતાએ અનેકવાર યુદ્ધ કર્યા છે પણ હજુ કૃષ્ન સખાની સાથે યુદ્ધ કર્યું નથી. આજે અર્જુન વિરની સાથે યુદ્ધ કરવાનું છે. હે દિકરા કૃષ્ન પ્રભુ તેના સખા છે માટે અ-ર્જુનને હરાવી કૃષ્નને તેડી લાવજે, નહિતો તારા મુવાના સમાચાર મોકલજે! મારી કુખે ઉત્પન થયો હોય તો પ્રભુ વિના નગ્રમાં પગ મુકીશ નહિ!

મરાઠી સાખી.

હરી ભક્ત મુજ બાળ સુધન્વા, ધર્મે યુદ્ધ તમે કરજો;
અર્જુન હરવી કૃષ્નને તેડી. નગ્ર વિષે પગ ધરજો;
હરી નવ દેખુ દ્વાર, હર્ષે મુવાને સમાચાર. હરી.

( સુધન્વા ) ગિતિ.

ભાવી હશે તે બનશે, જરણુ મરણુ તે નથી હાથ કોને;
દર્શન હરીનું થાશે, ચિંતા રૂપી અંતર દુઃખ ખોને

માતાની આજ્ઞા લઇ આગળ જતાં બેન કુવલા સામી મળી.

( બેન ) રાગ. સિતાજીના મહિનાનો.

જાય યુદ્ધે મારા વિર, ધનંજય સંગમાં;
એ છે સમર્થ યોદ્ધા શુર, ચિંતા મારા અંગમાં. ૧

નવ દેખાડશો વિરા પિઠ, ×અદિઠે ન આવશો;
મારા સ્વસુર પક્ષની માંય, મુને ન લજાવશો. ૨
તેને સ્હાય છે જુગદાધાર, દર્શન કદી પામીએ;
મળે સ્વર્ગનું અહિયાં સુખ, સકળ દુઃખ વામીએ. ૩
માટે રાખો નિરંતર ચોટય, હરીના નામમાં;
થાય મૃત્યુ કદી તો પહોચાય, અક્ષર ધામમાં. ૪

સુધન્વા કહે ઇશ્વરની મરજી હશે તેમ થશે પણ હું પાછી પાની નહિ કરૂં.

**( કવિ )　　મરાઠી સાખી.**

માતા બેની બેઉ સંતોષી, પગલાં આગળ ભરતો;
જીવને ખોવા કે પ્રભુ જોવા, વિચાર અંતર કરતો;
આવી નારી પાસ, મંદ મંદ તે કરતી હાસ્ય. આવી.

નારી પ્રભાવતિ ઘોડાની લગામ ઝાલી ઉભી રહી.

**( રાણી )　　રાગ. મુખડાની માયા લાગીરે.**

માથાના મુગટ મારારે, મહિલાનું માનો.
જો જાઓ તો પ્રાણ પાડું, કહેશો કે બોલે છે આડું;
નથી બાપે ડાટયો લાડુ રે. મહિલાનું૦ ૧
રણમાં ન જવું રાખો, પોશાક ઉતારી નાંખો;
લઢવૈયા ઘુમેછે લાખો રે. મહિલાનું૦ ૨
દિનતો દેખુ ન સારા, સ્વપ્નાં આવે નઠારાં;
રે શું ધાર્યું વિશ્વાધારરે. મહિલાનું૦ ૩
દિન સોળ દુઃખાકારી, રૂતુ નવ પામી નારી;
સંતતિની આશા ધારીરે. મહિલાનું૦ ૪
નર જે ઉવેખે નારી, રૂતુ ધર્મ ન વિચારી;
નર્કનો અધિકારીરે. મહિલાનું૦ ૫
નરથી નારીનુ માન, શોભી ઉઠે તે સમાન;
વિધવા વળેલુ ધાનરે. મહિલાનું૦ ૬

**(સુધન્વા)** હઠીલી હઠ છોડો મનથીરે, ઓ શાણી રાણી.
ચુકીને શું બોલો નારી, બુદ્ધિ તમે કાં વિસારી;
ભય જેથી થાય ભારીરે. ઓ શાણી. ૧
દિવસે દે રૂતુદાન, હોય જે અતી હેવાન;
પામે રક્ત શુક્ર પાનરે. ઓ શાણી. ૨

× અદિઠે=અદિઠ કરીને, કાયર થઇને.

દાતણ જે કરે સહી, રવી સનમુખ રહી;
નર્કમાં જાય વહીરે. એ શાણી. ૩
નરનારી નગ્ન ન્હાય, અંગમાંથી ટળે આય;
કુંભિપાકે પડે કાયરે. એ શાણી. ૪
માનુની મારોને મન, થાય છે માન શુકન;
સાંપડશે સુખ દન રે. એ શાણી.
અર્જુન હરાવી આવું, કૃષ્ણજીને તેડી લાવું;
સર્વને દર્શાવું રે. એ શાણી. ૬

સ્ત્રિની હઠ આગળ સુધન્વાનું કાંઇ ન ચાલ્યું. સુલોચના સ્વામિને બળાત્કારે મહેલમાં લઇ ગઇ અને પોતાની ધારેલી ધારણા પાર પાડી. અહીં સવા પહોર થયો ત્યારે શંખ લિખિતે રાજાને સુચના કરી કે, તારા લશ્કરમાં તપાસ કર! કોઈ યોદ્ધા રહ્યા છે? તપાસ કરતાં માલમ પડયું કે હજી સુધન્વા નથી. રાજાને ક્રોધ થયો.

**[ રાજા ] રાગ. મામાએ ક્રોધજ કીધો.**

બાળકે બુદ્ધિ બગાડી, અંતરમાં આગ લગાડી;
એણે મુકયો સિંહ જગાડી, બન્યો બ્હોત થયું મ્હોત;
એ નિશ્ચે મરશે આંય, પેણાની માંય, શકે કોણ કહાડી. બાળકે.
બાંધી આણો બાળને, પુછો સઘળી પેર;
પડો સાંભળી પુરમાં, કેમ રોકાયો ઘેર;
રહ્યો ઘેર વિચારી ન પેર, કર્યું સૌ ઝેર. બન્યો બાળકે. ૧
વેષ ધરે વૈશ્નવ તણો, તિલક છાપને માળ;
આજ્ઞા લોપી તાતની, ધિક ધિક છેરે બાળ;
રે બાળ આવ્યો તુજ કાળ, તેલની ઝાળ. બન્યો બાળકે. ૨

અહિંથી સિપાઇઓ છુટયા અને નારી સુધન્વાને રજા આપે છે.

**[ નારી ] રાગ; લાલજી ચાકઢિયેથી.**

સ્વામિ યુદ્ધે ચઢતાં પાછો પગ નવ જાય, એ અંતર લ્હાય.
વહેલા આવજો હો રાજ. વહેલા. ૧
સ્વામિ નારાયણને નર નિસ્ચે જીતાય, એ અંતર લ્હાય. વહેલા. ૨
સ્વામિ ગાંડિવધારી સંગે ધિર ધરાય, એ અંતર લ્હાય. વહેલા. ૩
સ્વામિ રખે રખે આ એવાતન ખંડાય, એ અંતર લ્હાય. વહેલા. ૪
સ્વામિ રખે મુખનો છેલ્લો મેળો થાય, એ અંતર લ્હાય. વહેલા. ૫

આખા લશ્કરમાં વાયકા ચાલી કે રાજા હંસધ્વજે કપરા સોગન ખા-

ધા છે અને તે કડકડતી વિજ સુધન્વા ઉપર પડી છે. અર્જુનને કાને વાત જતાં પોતાના કેટલાક છુપા માણસો જોવા મોકલ્યા કે રાજા પોતાનું "પણ" કેવી રીતે રાખે છે.

( કવિ ) મરાઠી સાખી.

આશ્ચર્ય પામ્યો કુંતાકુંવરને, મનની માંહી વિચારે;
સત્ય પાળવા સતિકુંવરને, પિતા કેઇ પેર મારે;
મેલ્યા સેવક ત્યાંય, ચર્ચા જોઇને આવો આંય. મેલ્યા.

રાજાના હુકમથી અનુચરો દોડતા આવ્યા અને સામા આવતા સુધન્વાને વિપરીત સમાચાર કહ્યા. સુધન્વા ઉતાવળે આવી પિતાના ચર્ણમાં પડયો. રાજા કહે કયાં હતો અત્યાર સુધી? સુધન્વા કહે આપની કુળવધુ પાસે રોકાયો. પિતાજી અપરાધ ક્ષમા!

( રાજા ) રાગ; ક્ષત્રિ કલંક.

ધાર્યો ધર્મ તજી ધરણિધરનું ધ્યાન, પાપી તું પાપ માંહી પચ્યોરે;
માથે માર ને સુજે છે તને તાન. પાપી તું. ૧
નારી વિલાસમાં વહે તારો કાળ; પાપી તું.
કુળે અંગારો ઉઠયોછું તું તો બાળ. પાપી તું. ૨
નિશ્ચે નાણી જોયું નર્ક તણું દ્વાર; પાપી તું.
એહ યોનિમાં થશે અવતાર. પાપી તું. ૩
પુરા પુન્યથી પામ્યોછું મનુ તનં; પાપી તું.
ગયો વૃથા નવ જાણ્યા ભગવંત. પાપી તું. ૪
અહાર નિંદ્રા ભોગ સર્વ યોની માંય; પાપી તું.
પણ મનુષ્ય માધવ ગુણ ગાય. પાપી તું. ૫

શુરા સામંતો જાઓ! એ પાપીને મારા મોં કનેથી લઇ જાઓ! અને તેલ કઢા પાસે ઉભો કરો, અને પ્રધાનજી શંખ લિખિતને પુછી જુવો કે એને કયારે નાંખવો? રાજાના કહેવા પ્રમાણે સુધન્વાને તેલકઢા પાસે ઉભો કર્યો અને એક પ્રધાન શંખ લખિતને પુછવા ગયો, કે એને હાલ નાંખવો કે યુદ્ધ થયા બાદ?

( શંખલિખિત ) પામ્યો પામ્યો પદમણી આવી હો.

રે જારે જાજા! પુછે શું વારે વારે; રે ધર્મ આપનો આપ વિચારે.
ધર્મજ ધાર્યો હરિશ્ચંદ્ર રાએ, અંતજ ઘેરે વેચી છે કાએ;
વત્સ દહનનું લિધું વસ્ત્ર રે. ધર્મ. ૧
બાજે ઘેરી હતી બગલાની કાએ, સત્ય ધરમ ધાર્યો શિબીરાએ;

કાયા કાપીને દીધું દાનરે. ધર્મ. ૨
પિતુ વચન પાળ્યું પરશુરામે, જશ ઘણો જેથી જગતમાં ઝામે;
મુસ્તક માતાનું જેણે છેદયું રે. ધર્મ. ૩
રૂખ્માંગદે રોળ્યું સુતનું શિશ, વચન વર્ણુદે પામ્યો અવનિમાં ઇશ;
એમ સફળ સર્વનાં કાજ રે. ધર્મ. ૪

શંખ લિખિતનાં કહેલાં વચન પ્રધાને આવી રાજાને કહ્યાં, ત્યારે રાજાએ જાતે જઇ સુધન્વાને તેલમાં પડવાનો હુકમ કર્યો. જે વખતે હુકમ કર્યો તે વખતે અગ્નિની જ્વાળા ચારે પાસે ઘુમી રહી હતી અને તેલ સવા સવા હાથ ઉંચું ઉછળતું હતું.

( સુધન્વા ) મરાઠી સાખી.

તાતા તેલમાં તન આ તળતાં, શંખાદી સંતોશાય;
વચન પળે છે પિતુ તમારૂ, પણ દિલ મુજ દુભાય;
આશા અંતર રહી, હરી આનનની ઝાંખી ન થઇ. આશા.

સુધન્વાના શબ્દ હંસધ્વજને અસરકારક થયા, અને વળી સહજ દયા ઉત્પન્ન થઇ કે ભલે હું અર્જુનને હરાવી કૃષ્નને મેળવી એને દર્શન કરાવું પછી તેલમાં નાંખુ. આવી વાત ઉડતી શંખલિખિતને કાને ગઇ કે તરત એમણે પ્રયાણ કરવા માંડયું. શંખલિખિત રીસાઇ જાય છે જાણી રાજા દોડતો આવી ચર્ણમાં પડયો; અને પાછા વળવાને કાલાવાલા કર્યા.

(શંખલિખિત) રાગ; આશાગોડી.

રહેવું ઘટે નહિ અમારે, આ અવસર રહેવું ઘટે નહિ અમારે;
હવે તાણ ન કરવી તમારે. આ અવસર.
"પણ" પર પાણી પોતે ફેરવ્યું, લક્ષે ન લીધું લગારે;
સ્નેહ સાંકળીએ સજડ કરેલો, છુટે ન કોઇ પ્રકારે. આ અવસર. ૧
સત્ય ગયું પણ સુત સચવાયો, કોક દિવસ જાણે ઠારે;
હંસધ્વજ કેમ હૈયું ન ઉઘડે, દોહેલું દેવ દરબારે. આ અવસર. ૨
સત્ય ધર્મના સંગી અમેતો, ખરીએ જુઠને ખારે;
નારીના નેહથી નર્કને શોધ્યું, વહાણ ડુબ્યું આવી આરે. આ અવસર. ૩
માયાના મારથી મોહ મરાયો, ખરે ન લેશ ખુંખારે;
સંત ચરણની સેવથી છુટયો, તરે ન કોઇને ન તારે. આ અવસર. ૪

(રાજા) રાગ; મારૂ સોનાનું છે બેડુરે.

મુકી મુકી મનની રીસ રે, નજર કરો નિજ દાસ ભણી.
સેવક નામે શિશ રે. નજર. ૧

કદી છોરૂ કછોરૂ થાય રે, નજર. માવિત્ર નહિ બદલાયરે. નજર. ૨
કરે મા ખોળે મળ મુત્ર રે, નજર. તોય સરજાવે ઘરસુત્ર રે. નજર. ૩
કદી લાવે ઠપકો ડેશ રે; નજર. પણ મન નવ આણે લેષ રે. નજર. ૪
કદી કરે અઘટતું કાજ રે; નજર. માબાપ રાખાવે લાજ રે. નજર. ૫
અજાણે અવળું થાય રે; નજર. માતાનું દીલ દઝાય રે. નજર. ૬
બાળકમાં બુદ્ધિ થોડી રે; નજર. હું શિરનામું કર જોડી રે. નજર. ૭
હવે શિઘ્ર સુધવાને નાંખુ રે, નજર. નવ નિમેષ માત્ર હું રાખુ રે. નજર. ૮

હૈયામાં હાશહાશ ને મોઢે નાના. રાજાના સમજાવ્યાથી બન્ને પુરોહિત પાછા ફર્યા. અરે રાજા હંસધ્વજ; સત્ય પ્રથમ અને પછી પુત્ર. શંખ કહે છે રાજા; આ લિખિતે એક વખતે મારાથી ચોરીને એક બદ્રીફળ ખાધું હતું તો મેં રાજા પાસે એનો હાથ કપાવી નંખાવ્યો હતો; પણ આખર પરમાત્માએ સારો કર્યો, અંતે સત્ય હશે તો તરશે.

અહિં ડગલે ડગલે શખ લિખિતના કાળજાં ઠરતાં જાય છે; પણ સકળ સૈન્યામાં કોળાહળ થઇ રહ્યો છે. લોકો ચોધાર આંસુથી રૂવે છે; અને નગ્રમાં ખબર જતાં નગ્ર નિવાશીએ રાંધ્યા ધાન મુકી દોડમ દોડ કરી મુકી છે, સર્વને સુધન્વા ઉપર અથાગ પ્રિતિ છે. ઘેર ઘેર લાલજી-ની સેવા અને તુળશીનાં વન, તે બધો પ્રતાપ સુધન્વાનો છે.

( કવિ. ) મરાઠી સાખી.

કાંઇ પ્રજા કરે પોકારરે, થયો નગ્રમાં આહાકાર.
નગ્ર લોક કોલાહલ કરતું, નાસે બારેવાટ;
હાય સુધન્વા મરી જશે શું, રૂવે છાતી ફાટરે. થયો. ૧
વાત સાંભળી વૈષ્નવની ને, પડી પેટમાં ફાળ;
નગ્ર તણી સૈ નારી નાઠી, રોતાં મુકી બાળરે. થયો. ૨
શંખ લિખિત છે સાચા શત્રુ, વચમાં આણ્યું વિઘ્ન;
સુધન્વાને સાટે નાંખુ, તેલ વિષે મૂજ તનરે. થયો. ૩
બિજી કહે બેની શું બોલ્યાં, લાગી લમણે ઝાળ;
રાજ બિજાને રાજા રાખે, સૌકો નાંખે બાળરે. થયો. ૪
ભક્ત વગરની ભોમી થાએ, ક્યાંથી સરજે સુખ;
શ્મશાન ભોમી જેવી શોભે, સદાય દાખે દુઃખરે. થયો. ૫

( માતા. ) મરાઠી સાખી.

શબ્દ સાંભળી રૂવે સાધવી, શું દુઃખ આવ્યું બાળા;
સત્ય હશે ત્યાં શામળીઓ છે, સ્હાય થશે ગોપાળા;
પ્રભુ એનું દુઃખ હરશે, તાતુ તેલ તે શું કરશે.

**( બેન ) રાગ. સખિ સંધ્યાએ સંચર્યાં જમુનાનાં જળ ભરવા.**

અરજ કરૂં હું અલબેલા, તે શ્રવણે ધરજો; હાંહાં રે તે શ્રવણે ધરજો.
તેલ કઢામાં ત્રિકમ, આવી સ્હાયજ કરજો. ,, ,, ૧
સ્હાય કરી કિચક સદન, સૈરંધ્રિ સતિની; ,, ,,
ગણિકા ઘરમાં લજ્જા, રાખી તારામતિની. ,, ,, ૨
પ્રલ્હાદ પિડા ટાળી, ત્રિકમ દર્શાતા કીડી; ,, ,,
નારાયણ તુજ નામે ઉભો, એ સ્થંભને બીડી. ,, ,, ૩
લાખા ભોવનમાં લેશ, બળ્યા નહિ પાન્ડવ ભક્ત; ,, ,,
સ્હાય સુધન્વાની એવી કરો, અવિનાશી અવ્યક્ત. ,, ,, ૪
સર્વાંતર્યામિ શામળીઆ, ભક્ત તમારો; ,, ,,
આપ અંકમાં આવ્યો છે, જીવાડો મારો. ,, ,, ૫

નગની સ્ત્રિયો આદી સર્વ શ્વાસ ભર્યા દોડતાં આવ્યાં. એક કહે અરે સુધન્વા જેવા હરી ભક્તને બદલે રાજા માગે તો મારા બાળકને તેલ કઢામાં નાંખુ; બિજી કહે રાજા નિર્દય થયો હવે એના રાજ્યમાં ઉભુ રહેવાનો ધર્મ નથી; એમ સર્વને આક્રંદ કરતાં જોઇ સુધન્વા ધિરજ આપે છે અરે ભાઇઓ વિધિના લખેલા લેખ કદી મિથ્યા થતા નથી; જેનું જે નિમિત્તે મૃત્યુ હોય છે તેજ નિમિત્તે થાય છે, તેમાં આપણે શોચ કરવા જેવું કાંઇ નથી. અરે મહાન પ્રતાપિ પુરૂષો થઇ ગયા, કે જે અંકની ટંક ફેરવી શક્યા નથી, અને દુઃખ સહન કર્યાં છે; તો આપણે કોણ માત્ર !

**( સુધન્વા ) રાગ. પદમણી નીરખીરે સોરઠની હદમાંય.**

વિધિના અંકનીરે, કદી ટંક ફરી નવ જાય.
લખ્યું હોય લેલાટ કદાપી, મિથ્યા ન થાએરી;
માંથે આવ્યું મર્ણ ન ચાલે, કંઇ ઉપાએરી;
પોલાણ શોધે પહાડનાં પૃથ્વિ પેશી જાય;
આકાશ ઉડતો ફરે સદા, મ્હોતનું ધાર્યું થાય. વિધિના. ૧

ઇંદ્રજીત આકાશ મરાયો, લક્ષ્મણ હાથેરી;
પાતાળે અહિ મહિરાવણ, એ બન્ને સાથેરી;
ઇંદ્રાસન આટોપતાં, નહુષ થયો છે નાગ;
બળથી બળીની છાતીમાં, પ્રભુએ દીધો પાગ. વિધિના. ૨
હરિશ્ચંદ્ર જે રાય અવધનો, મહાદુઃખ પામ્યોરી,
મુડદાપર રખવાળ થઇ, શમશાન વિરામ્યોરી;

નિત્ય ઘેર પાણી ભર્યાં; થઇ ડોમનો દાસ.
તારામતિ સતિ વેચાણી, ગણિકાને આવાસ. વિધિના. ૩
નભ ધરતિમાં નર નહિ બીજો, અર્જુન પાંખીરી,
દુઃખ પડ્યું તે સાવધ થઇને, લીધું સાંખીરી;
ચુડો ચાંદલો ચોટલો, વ્યંઢળજીનો વેષ,
માન્ય સમયને આપતાં, લાજ ન માની લેશ. વિધિના. ૪
માયાનું મંડાણ જોગણી, પાન્ડવ નારીરી,
કુરૂનંદને કેશ ખિંચિયા, રહી પોકારીરી;
કિચક કેરા કર્મથી, મહાદુઃખ પામ્યાં માત,
સમજો છો સૌ સર્વદા, ન કરો આંસુપાત. વિધિના. ૫

માતાનું રૂદન બેનીનું રૂદન અને નગ્રનો કોલાહલ સાંભળી સુધન્વાની સ્ત્રિ અતી આક્રંદની સાથે પશ્ચાતાપ કરવા લાગી.

( પ્રભાવતિ ) રાગ. પરજીઓ.

કર્મ ફરી વળ્યાં કારમાં, હાંરે સિતારામરે સિતારામરે.
પુર્વ જનમની હું પાપણી રે, ભર્યા પાપના ભંડારરે;
સ્વામિને સાલ આજ થઇ પડી, મારો નર્કે ન ઠારરે. કર્મ. ૧
શાહ્ય કરી રૂતુદાનનીરે, હઠ કરી ઝાલ્યો હાથરે;
માન શુકન થયા માઠરા, હાય મૃત્યુ પામે નાથરે. કર્મ. ૨
કોમળ કાયા કળી ફુલની રે, જાણ્યો નથી જેણે તાપરે;
તેલ તાતામાં પ્રાણ કાઢતાં, દુઃખ સહેશે અમાપરે. કર્મ. ૩
શંખલિખિત સાચા વહેરવીરે, વળી સસરાજી સંગરે;
રાહુ કેતુ ને વળી કસ્યપુ, તળે તેલ માંહે અંગરે. કર્મ. ૪
વહેરે તું આવી વિધાત્રિ રે, લખ્યા અવળા તે આંકરે;
દારા દેખું જો તને દ્રષ્ટિયે, કાપી નાંખુ તારૂ નાકરે. કર્મ. ૫
નાથ ગયે ગયું હાથથી રે, સુખ સ્વપ્ને ન હોયરે;
મારી મારી ફરે માતુની, તેનું સગુ નહિ કોયરે. કર્મ. ૬
દાસીની દાઝય જરા જાણજોરે, ઓ જુગના જીવનરે;
ચુકી નથી કદી ચિત્તથી, મારૂં રાખો એવાતનરે. કર્મ. ૭

અરે દાસીજનો દોડો દોડો ખબર લાવો પતિની શી દશા છે. આમથી દાસીઓ દોડે છે, નગ્રના લોક પણ દોડમદોડ કરી રહ્યા છે, સર્વની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જાય છે; તે જોઇ સુધન્વા સર્વને ધિરજ આપે છે.

( સુધન્વા ) રાગ; આઠ. મૃગ નયનિના ઢોલા;

અરે નગ્ર નિવાશી, ટાળો ઉદાસી, સમરો પ્રકાશી, સારિંગધારી શ્યામ;

હા હું બાળુંછું બાળુંછું બાળુંછું આજે, કાચી આ કાયા તમામ. અરે.
કાચી ન સાચી દેહી આ દાઝે, કળેવર કલેશનું સ્થાન;
વહેલી મોડી પણ એ છે વિનાશી, કેમ ભૂલો તમે ભાન. અરે ૧
આજ મરે કોઈ કાલ મરે, કોઇ ત્રિસ પચાસ કે સાઠ;
અમર નથી કોઇ અવનિમાં રહેતા, ઠોકર મારે ઠાઠ. અરે. ૨
અમર થયા જેણે જાણ્યા હરીને, ભક્તિ કરી ભરપુર;
રાત્રિ દિવસ જેણે રટયા રામને, અવરે ન ધડકે ઉર. અરે. ૩
આત્મા અસંગ ને છે અવિનાશી, છોડી દેછે આ વેશ;
અચ્છેદ ને વળી અગ્નિ ન લાગે, માટે ન કરવા કલેશ. અરે. ૪
જીર્ણ થએ જન સર્વ તજે, જેમ તજે કંચુકી સાપ;
આધિ વ્યાધિ અને ભરી ઉપાધી, અકારી લાગે અમાપ. અરે. ૫
વંટોળિયામાં વેળુ ઉડે, જેથી પવન મલિન ન થાય;
આત્મા અમર તેને બાદ ન આવે, હજાર બળે આવી કાય. અરે. ૬
સૉગન આપુ સર્વને મારા, રખે કરો આંસુપાત;
નિચ નરોનો સંગ ન કરશો, સેવજો સંત સુજાત. અરે. ૭

સુધન્વા નાહી ધોઇ સ્વચ્છ વસ્ત્ર પહેરી તિલક ધારણ કરી પગથી નૃત્ય કરતો અને હાથે તાળોટા પાડતો પેણામાં પડવા તૈયાર થયો; એટલામાં મોટાભાઇ સુરથે આવી કહ્યું વિરા ! તારાથી આ તેલની જવાળા શી રીતે સહન થશે ! વિરા શંખ લિખિતે સારૂ ન કર્યું, અને તને તેલની પેણામાં પડતો દેખી મારૂ હૃદય કંપાયમાન થશે. સુધન્વા કહે છે વડિલ બંધુ, પુર્વની કરણી ભોગવવાની છે, એમાં એ મહંતોનો દોષ નથી; પણ એ ટહુંતો નક્કિ કે તેલમાં ત્રિલોકીનાથ પંડે સ્હાય કરશે. જ્યારે ભક્તને દુઃખ પડે છે ત્યારે ભગવાન જાતે આવી તેમાંથી મુક્ત કરે છે. ( દ્રષ્ટાંત ) એક વખતે વજીરે રાજાને કહ્યું કે, રાજાધિરાજ ભક્તને દુઃખ પડતાં ભગવાન પંડે દોડી આવે છે. રાજા કહે હું એ વાતમાં શંકાયુક્ત છું. કારણ કે, હું એક રાજા છું; જેથી મને કાંઇ કાર્ય હાથે કરવું પડતુ નથી તો એ ત્રિલોકીનાથને જાતે આવવું પડે એ માનવાનું કારણ નથી.

આ વાતને થોડો કાળ વિત્યાબાદ પ્રધાને દાસીને પોતાના પક્ષમાં લીધી અને તેની સાથે સંકેત કર્યો ( શ્રી રામચંદ્ર ભગવાનને વનમાં મોકલતી વખત પણ દેવે **મંથરા** દાસીથી કામ લીધું હતું. )

રાજાનાજ છોકરા જેવો છોકરો મિણનો બનાવી રાખી જ્યારે રાજા મોટા સરોવરમાં હોડી ઝુકાવી હવા ખાવા નિકળ્યા ત્યારે પ્રધાન સંકેત પ્રમાણે કેટલાક માણસો સહિત સાથે બેઠો, અને મિણના છોકરાને ખોળામાં

આપી દાસીને એક કોરાણે બેસારી. જ્યારે મધ્યે હોંડી ગઇ ત્યારે પ્રધાને કહ્યું. રાજાધિરાજ વૈદરાજના ના કહ્યા છતાં, આ લુંડી ખુલ્લી હવામાં કુમારને લેઇને આવી છે. તેજ વખતે લુંડી સામી રાજાની કરડી દ્રષ્ટિ થઇ. દ્રષ્ટિ થતાં લુંડીએ છોકરો તળાવમાં ફેંકી દીધો. તેની સાથે રાજા પોશાક તથા આયુદ્ધ સહિત કુદી પડયો અને છોકરાને બહાર કાઢયો. બહાર કાઢતાં કપટ જાહેર થયું, ત્યારે રાજા અતિ ક્રોધાયમાન થયો. હે રંડા ! તારે આમ કરવાનું કારણ શું ! પ્રધાન કહે હજુર એ વાત પછી પણ પ્રથમ એ કહો કે આપના હુકમને માન્ય આપનારા પચાસ માણુસો બેઠેલા છતાં આપ કેમ તળાવમાં પડયા ? રાજા કહે એ છોકરાને માટે મારી જેટલી કાળજી અને મારો જેટલો પ્રેમ એટલો બિજાનો નહિ, હું બીજાને હુકમ કરૂ તે માન્ય થાય તે પહેલાં હું મારૂં કામ પાર કરૂં; નહિતો વિપરિત થાય. પ્રધાન કહે તે દિવસે આપની સાથે જે વાત થઇ હતી તેનો આ જવાબ છે કે, " ભગવાન ભક્તને માટે દોડતા આવે છે. "

હે મોટાભાઇ હજી મારૂ મૃત્યુ પાસે આવ્યું હોય એમ મને ભાસતું નથી. અરૂંધતિનો અને ધ્રુવનો તારો જેની દ્રષ્ટિયે પડે નહિ, અથવા જેને દિવો અને આખો ચંદ્ર જમણે પાસેથી ખંડિત દેખાય; તેનું એક વરસમાં મૃત્યુ થાય. વળી સામાની આંખની કિકિમાં પોતાનું પ્રતિબિંબ ન દેખાય તો એક વરસમાં મૃત્યુ થાય. માણુસ કાન્તિહિન અને બુદ્ધિહિન થાય તો છ માસમાં મૃત્યુ થાય. દેવની અને બ્રાહ્મણની અવગણના કરેથી કાયા શ્યામ પડી જાય તો છ માસમાં મૃત્યુ થાય. ચંદ્ર સુર્યમાં કરોળિયાની જાળ માફક ચક્ર દેખે તો સાત દિવસમાં મૃત્યુ થાય. દેવાલયના સુગંધિદાર ફુલને શબની વાસના સમજે તો સાત રાત્રિમાં મૃત્યુ પામે. કાન કે નાક વળી જાય, નેત્રનો કે દાંતનો રંગ બદલાઇ જાય, અથવા જે બેભાન થાય તે તત્કાળ મૃત્યુ પામે. ડાબી આંખ ઝરે અને માથામાંથી ધુમાડો નિકળે તે તરત મૃત્યુ પામે.

હંસધ્વજ કહે અરે સુધન્વા ઝટ કર ! અમને વિલંબ થાય છે. પિતાનું વાક્ય સાંભળી સુધન્વા તૈયાર થયો અને લોકને ધિરજ આપવા લાગ્યો.

**( સુધન્વા )　　　　રાગ; સ્તવન મંજરી.**

સૌ શામળિયાને સમરોરે; હરી હરિ.
કાંઇ કશીને બાંધો કમરોરે. હરી હરિ.
સમરણ કરતાં શ્વાસો શ્વાસે, વિઠ્ઠલ વેળા વાળે;
કોડ કલ્પનાં કિલ્મિશ પ્રભુજી, પલક પાંચમાં ટાળે;

કોટી ઉપાએ કાળ ઘેરે પણ, ખરે ખગપતિ પતિ ખાળેરે. હરીહરિ.૧
અનેક ભક્તનાં કાર્ય કર્યાં છે, છત્રરૂપ છોગાળે;
અમિ દ્રષ્ટિયે અલબેલો એ, ભક્તની સનમુખ ભાળે;
સુધન્વાની શાન્તિ જોઇ, જન ઢગલે આંસુ ઢાળેરે. હરીહરિ. ૨
કેવી કાન્તિ કેવી શાન્તિ, અંતર હરી વિશ્વાસ;
કેવી કરણી કુળ અજવાળ્યાં, ધન્ય હરીના દાસ;
તેલ કઢા તાતીને દેખી, તનમાં ઉપજે ત્રાસરે. હરીહરિ. ૩
કહે સુધન્વા કલેશ ન કરશો, વેઠો છે જે વેળા;
સંપી જંપી સમરણ કરજો, સર્વ મળીને ભેળા;
કાળ કૃતિ રતિ આપતણી કે, દુર્લભ મુખના મેળારે. હરીહરિ. ૪
થયું ખરૂં ને થવું એ ખોટું, રહે ન ભરૂસો પળનો;
વેદ વાણીથી અંત ન આવ્યો, કેશવજીની કળનો;
હરીભક્તને હરનિષ ઇચ્છે, સત્ય સખો વ્યંઢળનોરે. હરીહરિ. ૫
પરીક્ષત કેરા પ્રાણ બચાવ્યા, ઉતરા ગર્ભે જાણું;
ભક્ત ઉગાર્યો જયદ્રથ માર્યો, સધ્ય સાચવ્યું ટાણું;
૧૯૨ ચિર તંતુન બદલે, નવસેં ને નવાણુરે. હરીહરિ. ૬
ગ્રાહ ઝપટથી ગજ મુકાવ્યો, વિજળી વેગે આવી;
જ્ઞાન દેવનું જ્ઞાન દિપાવા, માટી ભિંત ચલાવી,
આજ દાસને દુઃખ પડે છે, આળસ તમને આવીરે. હરીહરિ. ૭
ચત્રુભૂજ ચંદ્રહાસ ઉગાર્યો, ચંડાળ ચિત્તમાં પેશી;
વિષને બદલે વિષયા દીધી, નાર વાસુકીકેશી;
ભક્તની ભિડે દોડો દયાળુ. આજ રહ્યા શું બેશીરે. હરીહરિ. ૮
સ્નાન કર્યું શિતળ જળ લઇને, સ્વચ્છ વસ્ત્રને ધારી;
તિલક કેશરી તુલશી માળા, પહેર્યાં હર્ષ વધારી;
નાચ કરે થન થન થન થન, ગાય ગોવિંદને ગિરધારીરે. હરીહરિ. ૯
કંઇક લોક તો કરે કિકિયારી, તેલ કઢે છે કેવું;
શંખ લિખિત શત્રુ પર ભવના; રખે! બોલતા એવું;
હરી ઇચ્છાએ તેલ થયું, એ હિમ ગંગજળ જેવુંરે. હરીહરિ. ૧૦

( કવિ ) **મરાઠી સાખી.**

જવાળા લાગે ખળકા વાગે, ઉડે ધુમ્રના ગોટા;
સુધન્વા શામળીઓ સમરે, કર પાડે તાબોટા;
[1]કુછળ્યો ઉમંગે, શિત ચઢી ગયું સર્વાંગે.

૧ કુદી પડયો.

દેવાંગનાઓ દોડી આવી, કુસુમની વૃષ્ટિ કરતી;
ચંદ્ર તેજને કરમાં ર્હાવા, સમુદ્ર પામે ભરતિ;
સૌ લાગ્યા નમવા, જે જે ભક્ત સુધન્વા. સૌ.

[ સુધન્વા ] ઈશ્વર સ્તુતિ.

રાગ, કવાલી, તાલ દાદરો.

જગ [1]જ્યોતિ સ્વરૂપ દિખાય દિયો, તારા રૂપમાં વારી શામળીઆ. હાંરેહાં.
અતિ આનંદ રૂપ સંવાસ કિયો, તારા રૂપમાં વારી શામળીઆ. હાંરેહાં.
શોભે શ્રષ્ટિ સકળમાં ઉજાશ અતી, તારો મહિમા ન જાણે મુંઢ મતિ;
તારૂ કથન કરી ન શકે કવિયો. તારા રૂપમાં. ૧
ન્યારો રહીને નચાવેછે નાચ સહી, વળી બદલાવે વેશ તું બાજુ રહી;
ખર ખગ મનુષ કિડી કપીઓ. તારા રૂપમાં. ૨
સારી શ્રૃષ્ટિ નિભાવાને વૃષ્ટિ કરી, આંખે દેખુ તે ઉપયોગી જરીએ જરી;
કાઢયાં રત્ન અમુલ્ય દધિ મથીઓ. તારા રૂપમાં ૩
તુને નાથ અનાથોનો જાણ્યો નકી, તારી પતિત પાવન કૃતિ થકી;
ભવસિંધુ તર્યો જો તુને ભજીયો. તારા રૂપમાં. ૪
ખરે ભકતને આધિન ભૂધરજી, આવ્યા શિઘ્ર સકળ તજીને હરજી;
મુને માધવજી ધરનો ગણીઓ. તારા રૂપમાં. ૫
હુંતો દાસ તમારાનો દાસ ખરો, પદરજથી ન કરશો આણું પરો;
બાપુ એક્ષી વિના હું સદા બનિયો. તારા રૂપમાં. ૬

[ કવિ. ] મરાઠી સાખી.

ડુપકી ખાએ ઉંચો થાએ, તેલ ઉછાળે મુખે;
શંખ લિખિત રહ્યા સામુ ભાળી, ન્હાય સુધન્વા સુખે;
શિઘ્રે કીધી સાન, ન્હાવા આવો શ્રી ભગવાન. શિઘ્રે.

સુધન્વાને તેલમાં ન્હાતો જોઇ સર્વને હર્ષ થયો, હંસધ્વજ વિસ્મય

---

૧ જ્યોતિ સ્વરૂપ ભગવાન—આપણી આંખોમાં તેજ છે પણ જ્યોતિ [સુર્ય] વિના એટલે અંધારે કાંઈ સુજતું નથી. માટે સુર્ય છે એજ જ્યોતિ છે. સઘળુ દર્શાવનાર છે. સુર્ય ન હોય તો ચંદ્ર જ્યોતિ, ચંદ્ર ન હોય તો નક્ષત્ર તારા દિશા દેવતા મણિ વિગેરે, તે ન હોય તો શબ્દ સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, જ્યોતિ. પણ જ્યારે જાગ્રતના વ્યવહાર બંધ થાય છે, અને ઘોરનિદ્રામાં સ્વપ્ન આવે છે તેનું જાગ્રતમાં ભાન કરાવનાર આત્મજ્યોતિ ભગવાન દિવ્ય રૂપ છે, અને જેનું તેજ સુર્યનારાયણ કરતાં પણ અધિક છે. તે જગજ્યોતિ છે; મન બુદ્ધિને પ્રકાશ કરનાર તેજ છે.

થઇ ગયો, દેવાંગનાઓએ પુષ્પથી વધાવ્યો, પણ શંખ લિખિતે હઠ મુકી નહિ. જ્યારે સુધન્વાએ સાન કરી બોલાવ્યા; ત્યારે હંસદ્ધ્વજે કહ્યું મહારાજ આપને સ્નાન કરવા બોલાવ છે.

શંખ કહે અરે રાજા શું વિચાર કરેછે ! હજી તેલ હુનું થયુંજ નથી. રાજા કહે શું બોલો છો ! આ દૂશ વાંસપુર દુર છેટા ઉભા રહેતાં તાપ સહન થતો નથી, તે તેલ તાઢુ કહો છો એ કેમ મનાય ! શંખ કહે લાવો પરીક્ષા કરીએ; મંગાવો શ્રિફળ ! શંખ કહે જો આ શ્રિફળ તેલમાં પડતાં તેના કડકા થાય તો જાણવું કે તેલ હુનું નહિતો શિતળ છે. તેલની જ્વાળાને અડતાંજ બે ભાગ થયા; એક કાચલુ શંખના કપાળમાં અને બિજુ લિખિતના કપાળમાં વાગ્યું તેજ વખત લોહિની ધારાઓ ચાલી.

(કવિ) મરાઠી સાખી.

તેલ જ્વાળાએ શ્રિફળ ફાટયું, શંશય સર્વના ભાગ્યા;
શંખ લિખિતના કપાળ મધ્યે, ઉડી કાચલાં વાગ્યાં;
ચાલી લોહીની ધાર, સૈન્ય સકળમાં જય જયકાર. ચાલી.

શંખ લિખિત શરમિંદા થઇ ગયા, અરે આપણે પ્રભુ ભક્તનો દ્વેશ કર્યો. હવે આપણે જીવાને શું કાર્ય કરવાનું છે. અરે સુધન્વાની દ્રઢ ભક્તિ અને ઇશ્વરની અકળ લિલાને આપણે ન જાણી. એમ વિચારી બન્ને તાવડામાં કુદી પડયા; સુધન્વાની સાથે એ પણ ઉગર્યા. "કેળ વળુંદા એરંડો પાણી પીએ" એમ નહિ; કારણકે હરીની લિલા તો એવી છે કે ફુલની જેટલી પાંખડી એટલા રંગ, પણ બન્ને જણે દીનતા પદ ધારણ કર્યું માટે ઉગર્યા.

તાતા તેલમાં નાહી સુધન્વા બહાર નિકળ્યો, અને પિતાની આજ્ઞા લઇ રથે ચઢી યુદ્ધમાં પ્રથમ જઇ ઉભો. સુધન્વા આવ્યો જાણી *ગુડાકેશ ગભરાયો અને પોતાની સેનાના યોદ્ધા સામુ જોવા લાગ્યો. અર્જુનના મનના વિચાર સમજી વૃષકેતુ તૈયાર થયો. અને સુધન્વાની સનમુખ ગયો. બન્ને સામસામી દિપવા લાગ્યા.

વૃષકેતુ કહે અરે સુધન્વા ત્હારી બુદ્ધિ કયાં ગુમ થઇ ગઇ ! જે પિતાએ તને તેલમાં તળ્યો; એજ પિતાનું હિત કરવા અને રાજ્ય અપાવવા રણસંગ્રામમાં હાજર થયોછું ? શરમ છે શરમ ! સુધન્વા કહે વૃષકેતુ તારે મુખે આવું ભાષણ ઘટિત નથી; એમાં તારો દોષ નથી, પણ તારા બાળપણનો દોષ છે; હજી તારી અણસમજણ છે. અરે વૃષકેતુ એ પિતા અને હું પુત્ર; એ જે જે ફરમાવે તે તે આજ્ઞા ઉઠાવવી એ મારો ધર્મ છે, માતા પિતાની આજ્ઞાનું ઓલંઘન કરનાર પુત્ર રવરવ નર્કનો અધિકારી

* ગુડા=નિંદ્રા. નિંદ્રાને જીતેલો, એટલે અર્જુન.

થાય છે; મારો અપરાધ થયો અને મને સજા થઇ. વગર કારણે મને તેલમાં નાંખ્યો નથી; કે મને પિતાના ઉપર વહેર ઉત્પન્ન થાય. પણ ધિક્કાર છે તારી જાતને કે તેં અર્જુનની પક્ષ કરી, કે જે અર્જુને તારા બાપ કરણને કુરૂક્ષેત્રના મેદાનમાં રથના પૈડા પાસે મારી નાંખ્યો.

આ પ્રમાણે બંને હાંહાંતુસ કરતા હથિયારે આવ્યા અને ઘોર યુદ્ધ થતાં વૃષકેતુ હાર પામ્યો. વૃષકેતુ હાર્યો જોઇ અર્જુન પંડે યુદ્ધે ચઢયો. અર્જુનને દેખી સુધન્વાના સૈન્યમાં ઉલ્કાપાત થયો, સર્વે ત્રાસ પામી ગયા.

( સુધન્વા )　　　　**મરાઠી સાખી**

કુન્તિ કુંવરને કહે સુધન્વા, સમરો અખિલ નિવાસ;
સવ્યસાચિ તને સત્ય કહુંછું, જાણજે સ્વર્ગમાં વાસ;
હોય જીવવા મન, રથપર લાવ્યો જુગજીવન.　　　　હોય.

હે અર્જુન ! જ્યાં સુધી તારા રથ ઉપર ભગવાન નથી ત્યાં સુધી તારો કાળ નજીક છે એમ સમજી રાખજે. અર્જુન ! કૃષ્નની સ્હાય વિના મને જીતવા તું સમર્થ નહિ થાય. અર્જુન કહે સુધન્વા બોલવું બંધ કર ! અર્જુનનું પ્રાક્રમ તેં કાને સાંભળ્યું નથી.

( અર્જુન )　　　　**રાગ, ક્ષત્રિકલંક.**

જ્યારે મુકાવી મેં વિરાટની ગાય, કૃષ્ન શું મારી સાથે હતા રે !
જીતી ભિષ્મ દ્રોણ કર્ણ અને [1]રાય.　　　　,,　　૧
હરી દ્વારીકાંથી સુભદ્રા રૂડી નાર;　　　　,,
નહિકો સાહે મારી યાદવ અપાર.　　　　,,　　૨
રાખ્યા ઇંદ્ર [2]આદિ અગ્નિ અને સોમ;　　　　,,
માર્યા નિવાતકવચ ને પૌલોમ.　　　　,,　　૩
હાર્યા શંકર શરમાયા થઇ કિરાત;　　　　,,
કરી નાખી હોત ઘડી માંહે ઘાત.　　　　,,　　૪
ત્રાહ્ય ત્રાહ્ય પામ્યો ગાંધ્રવ ગગન;　　　　,,
ઘોષ યાત્રામાં બચાવ્યો દુર્યોધન.　　　　,,　　૫

( સુધન્વા )　　　　**રાગ, ઠરમાં તું દીલ સાથ.**

છાજે નહિ અભિમાન, ભક્તને છાજે નહિ અભિમાન;
કેમ ભૂલ્યા ભક્ત થઇ ભાન.　　　　ભક્તને.
છો અહંકારી, ભય થાશે ભારી;
અહંકારીથી હરી અળગા રહે છે, વેદ પુરાણને શાસ્ત્ર કહે છે;

---

૧ રાય=દુર્યોધન. ૨ આદિ=સુર્ય.

આપે મુખે આવો બોલ ન છાજે, ત્રિલોકી નાથ તમો થકી લાજે;
ભગવાનના સખાભક્ત થઇ શું બકો છો, શું બની ગયા હેવાન. ભક્તને. ૧
હું હું ને મારૂ, લાગે અકારૂ;
કર્તુ અકર્તુ અન્યથા કર્તુ, તમથી ન વૃક્ષનું પત્રજ ખરતું;
ખર્યું ખરે પાછું કહો કોણ ચોઢે, ઠાલુ શું થુંક ઉડાડવું મોઢે;
આત્મતત્વને નથી જાણતા એજ અફસોસ, ગર્વમાં રહો ગુલતાન. ભક્તને. ૨
હરીથી અળગા, વૃક્ષને વળગ્યા;
વૃક્ષે ઉંધી જેવી વાગોળો લબડે, આભને ધરતિની વચમાંહી હબડે;
હરીની સ્હાય વિના ઉકલે ન આંટી, જન્મ મરણ તણી જબરી આ ઘાંટી;
રથ ઉપર ભગવાનને બિરાજમાન નહિ કરે, તો જાશે તુજ જાન. ભક્તને. ૩

અર્જુન કહે સુધન્વા મિથ્યા ભાષણ કર્યે શું વળવાનું હતું, જેટલું શુરાતન હોય એટલું બતાવ ! પછી હુંપદ કર. વૃષકેતુ તો ગમે તેટલું પણ છોકરૂ. હવે તું છોકરાની સનમુખ નથી નરની સનમુખ છું ! અર્જુનના શબ્દ સાંભળી સુધન્વા પુરા શુરાતનમાં લઢવા લાગ્યો; બન્ને વિરના બાણના સનનાટા, ગેડીને ગુરંજના પ્રહારના ભયંકર અવાજ થવા લાગ્યા, બેઉ શુરાનું યુદ્ધ જોઇ બિજા શુરવિરોએ માન મુકી દીધાં.

## રાગ, મારો મારો સંભળાય.

મારો મારો સંભળાય, ધરણી લાગી ધ્રુજવાને ઉથલ પાથલ થાય.
હાસ્ય કરી હંસધ્વજનો તન, સામાં પગલાં ભરતો;
સિંહની માફક કરે ગર્જના, દીલમાં જરા ન ડરતો. મારો મારો. ૧
પુંછે અડતાં પનંગ ઉછળે, વદને વિષ ઉછાળે;
સુધન્વા સૈન્યામાં ઘુમે, ગરજે શસ્ત્ર ઉધાડે. મારો મારો. ૨
ગુરંજ ગેડી ગોફણ ગુપ્તિ, ઉછળે શસ્ત્ર અનંત;
છરા પટા તલવાર ત્રિશુળ બાણ. ખેંચે રાખી ખંત. મારો મારો. ૩
મુગદર મોટા હળ કુહાડા, અંકુશ ભાલા ફરશી;
કર્વત કોદાળી પથ્થર પડતા, દંડ રહ્યા છે વરશી. મારો મારો. ૪
શસ્ત્ર પ્રહાર સુધન્વા કરતો, સિંહ સર્વને ભાસ્યો;
અંત આણવો બાકી રાખ્યો, અર્જુન અંતર ત્રાસ્યો. મારો મારો. ૫

**અર્જુન**—હે અનાથના નાથ ! હે અશર્ણાસર્ણ હે ત્રિભોવનપતિ દોડો દોડો ! સ્તવન થતામાં શ્રી શામળીઆ ભગવાન ગોવર્ધનધારી ગરૂડ ઉપર સ્વાર થઇ દોડતા આવી અર્જુનના રથ ઉપર હાજર થયા; અને ઘોડાની લગામ પકડીને બેઠા.

શ્યામસુંદિરને દેખી સુધન્વા હથિયાર ફેંકી દઇ દંડવત્ત પ્રણામ કરી ઉભો રહ્યો, અરે હે જગદિશ્વર મારો મનુષ્ય દેહ અવતાર સફળ થયો.

અર્જુન કહે સુધન્વા હથિયાર પકડ હથિયાર પકડ! સતિનો પુત્ર થઇ કાયર ન થા! ક્ષત્રાણીનો પુત્ર થઇ પાછી પીઠ ન કર! અરે શુરો થઇ મરવાથી ન ડર! સુધન્વા કહે હે સમર્થ, હે ગાંડિવપાણી! હું કાયર નથી પણ હવે યુદ્ધથી પ્રયોજન શું? જેને માટે યુદ્ધ કરવાનું હતું તે ત્રિલોકીનાથનાં દર્શન થયાં; અરે જે માટે જન્મ ધારણ કર્યો તે અનાથના નાથનાં દર્શન થયાં; હવે હું હથિયાર ઝાલવાનો નથી. અર્જુન કહે અરે સુધન્વા પ્રથમના ઉચ્ચાર કેવા ગર્વના થતા હતા અને હવે કાયરના કેમ થાય છે? નિશ્ચય છે કે હવે તું જીતી શકવાનો નથી. સુધન્વા કહે હા નથીજ! આપતો સમર્થ છો અને હું તો બાળકછું. અરે સમર્થ નહિ પણ અતી સમર્થ છો. મારી જીંદગિમાં આજજ હું હરી દર્શન કરૂંછું; અને આપે તો પોતાનાજ કરી રાખ્યા છે, તેથી હું આપને મહાસમર્થ સમજુછું. અર્જુન કહે જો ખરો ક્ષત્રિનો બાળ હોય તો હવે લાયરી મુકી દઇ હથિયાર પકડ! અર્જુનનાં વચન સાંભળી સુધન્વાએ હથિયાર ઝાલ્યાં; અરે હવે મૃત્યુ થશે તો પણ શું! હવે શું કરવું બાકી રહ્યું છે; જન્મનું સાર્થક તો થઇ ચુક્યું. સુધન્વાના હાથમાં હથિયાર જોઇ અર્જુન બોલ્યો. હે વિરવર, હું પ્રતિજ્ઞા કરીને કહુંછું કે ત્રણ બાણમાં તારા ધડ ઉપરથી મુસ્તક જુદુ ન પાડુ તો મારો ચંદ્રવંશ નર્કે જાય! પ્રતિજ્ઞા સાંભળી પ્રભુએ અર્જુન સામુ જોયું. અરે અર્જુન તેં સારૂં ન કર્યું. સુધન્વા તો મને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે. સુધન્વા કહે હે અર્જુન, જે ત્રણ બાણથી તુ મને સ્વર્ગે પહોચાડવા પ્રતિજ્ઞા કરે છે તેજ ત્રણ બાણના કડકા ન કરી નાંખું તો મારો સુર્યવંશ નર્કે જાય. અર્જુન કહે અરે અવિચારી! સુર્યવંશ નર્કે જવાનો છે.

સ્વર્ગમાં ચંદ્ર અને સુર્યવંશના સ્વર્ગવાસી રાજાઓ કોણ નર્કે જાયછે, તેની રાહ જોતા ઉભા; વળી સુર્ય ચંદ્ર પણ સન્મુખ જોઇ રહ્યા. અર્જુને કાળચંદ્ર બાણ સાંધ્યું અને તેમાં કૃષ્ણાઅવતારનું પુન્ય મુક્યું. બાણ છુટતાં સર્વ જણને એમ ભાસ્યું કે હમણાં સુધન્વા મરશે; પણ સુધન્વાના સામા આવતા બાણથી અર્જુનના બાણના બે કડકા થયા. શ્રી કૃષ્ણના કહેવાથી અર્જુને બીજુ બાણ સાંધ્યુ અને તેમાં ફરશુરામ અવતારનું પુન્ય મુક્યું, તેના પણ સુધન્વાએ બે ભાગ કર્યા. અર્જુન ગભરાયો અને ચંદ્ર વંશ નર્કે જશે એવી બિતિ પેઠી. ભગવાને પાછુ વાળી જોયું અને અર્જુન

પાસે બાણ માગ્યું. બાણ લઇ રામા અવતારનું પુન્ય મુક્યું; ત્રણે ભાગમાં બ્રહ્મા વિશ્નુ અને મહેશ્વરની સ્થાપના કરી; વચ્ચે સુધન્વાનો કાળ નિર્માણ કરી અર્જુનના હાથમાં આપ્યું. અર્જુન કહે સુધન્વા આ બાણથી નિશ્ચય તારો કાળ થવાનો છે. સુધન્વા કહે જેણે આંકયું તેણે ટાંકયું એમાં તમે શું પ્રાક્રમ કર્યું? પણ યાદ રાખજે અર્જુન! એ બાણ જો ન છેદુ તો સુર્ય ચંદ્રની સાક્ષિમાં પૃથ્વિ ઉપર થતાં સઘળાં પાપનો ભાગિદાર હું થાઉં.

અર્જુન—અરે ત્હારાથી બાણ છેદાવાનું નથી અને મિથ્યા પાપની ગાંસડી ઉઠાવવાની છે. કાર્ય કરી શકાય તો બોલવું નહિતો મૌન રહેવું એ મોટાઇનું લક્ષણ છે.

( સુધન્વા. ) રાગ. ક્ષત્રિ કલંક.

કદી તોડુ નહિ તારૂ આવ્યું બાણ; એ પાપ મારે શીર લેઉ રે.
જે કો જનમીને જુઠી બોલે વાણ. એ પાપ. ૧
મિત્રદ્રોહ સ્વામિ ગુરૂદ્રોહ કેરૂં; એ પાપ.
ઘાત વિશ્વાસનું પાપ ઘણું ઘેરૂ. એ પાપ. ૨
બ્રહ્મહત્યા અસ્ત્રિહત્યા હત્યા બાળ; એ પાપ.
ગૌની હત્યા અને આત્માનો કાળ. એ પાપ ૩
કરે સાધવી નારીનો કોઇ ત્યાગ; એ પાપ.
વિના અપરાધે લગાડે જઇ આગ. એ પાપ. ૪
કન્યા પૃથ્વિ અને વેચે કોઇ ગાય; એ પાપ.
અસ્ત્રિ પુરૂષ નગ્ન થઇ ન્હાય. એ પાપ. ૫
દાન દેઇને વખાણ કરે આપ; એ પાપ.
પૂત્રિ વેચ્યાનું છે અતી ઘણું પાપ. એ પાપ. ૬
માણે મોજ કરે નારી વ્યભિચાર; એ પાપ.
શિરે સ્યામ ખોટી સાખ્ય પુરનાર. એ પાપ. ૭
નાંખે ગંગા માંહે મળ અને મૂત્ર; એ પાપ.
વ્યભિચારીણી માતાનો મુવો પૂત્ર. એ પાપ. ૮
થયો સંન્યાસી ને વૃત્તિ કરે કામ; એ પાપ.
દોષ માર્ગમાં ખરચાય દામ. એ પાપ. ૯
ચોરી ચાડી કરી પરને આપે દુઃખ; એ પાપ.
શુરા સમજી લેજે બોલુ મારે મુખ. એ પાપ. ૧૦

અર્જુન કહે આજે પ્રાશ્ચિત ભોગવવાનું છે અને નર્કે જતા સુર્ય વંશને નજરે જોવાનું છે. સુધન્વા કહે કહી દેખાડયા કરતાં કરી દેખાડવું એજ ઉત્તમ. અર્જુન કહે જોજે આ બાણ આવે છે, સાવધ રહેજે!

( કવિ ) **મરાઠી સાખી.**

દિશા ડુલાવે ભાન ભૂલાવે, જેવી ઉઠે આગ;
સુધન્વાએ સન્મુખ નાંખી, કરીઆ છે બે ભાગ;
જુક્તિ કીધી જુગદીશ, સુધન્વાનું છેદયું શિશ. જુક્તિ.

સુધન્વાના બાણથી અર્જુનનું બાણ છેદાયું તો ખરૂં, પણ એક ભાગ પૃથ્વિ ઉપર પડયો અને બિજા ભાગે સુધન્વાનું મુસ્તક ઉડાડયું; તે જઇ હંસધ્વજના ખોળામાં પડયું.

( રાજા ) **રાગ. વેરાવળ.**

શુંરે થયુ અરે શામળા.
સુત મરાયો સર્વદા, મારો વૈશ્નવ જન;
વિયોગ થયો મુજ વહાલાનો, કેમ વાળુ મન. શુંરે. ૧
( **પ્રધાન**)શોક ઘટે નહિ સંતને.
વિયોગ જનક બાધુ વિશ્વ છે, ક્રમે સર્વનો કાળ;
વારે ફેરે સૌ જાય છે, એવી છે ઘટમાળ. શોક. ૨
( **રાજા** ) સાધુ પુરૂષ એ સુધન્વા, મારા કુળનું તેજ;
હું ન મુવો હિનભાગીઓ, પામ્યો મૃત્યુ એજ. શુંરે. ૩
(**પ્રધાન**) સુત સમરે શ્રી કૃષ્નને, લજ્જા છાંડીને લોક;
પ્રભુ પદરજને પામીઓ, તેમાં શાનો શોક. શોક. ૪
( **રાજા** ) દિલ દાઝે દિન રાતમાં, દારૂણ કરીઓ છે દોષ;
પુત્રને પેણામાં નાંખીઓ, તોએ નથી એને રોષ. શુંરે. ૫
(**પ્રધાન**) પુત્ર જે પાપ કરી અતી, જાય જમપુર માંય;
દુઃખ મનાએ મનમાં, કાંઇ સમજ્જે રાય. શોક. ૬

રાજા હંસધ્વજના ખોળામાંથી રામ કૃશ્ન ગોવિંદ ઉચ્ચાર કરતું મુસ્તક કૃશ્ન પરમાત્માના ખોળામાં જઇ પડયું, સુધન્વાનું મુસ્તક જોઇ પ્રભુની આંખમાં આંસુ આવ્યાં. ભગવાને મુસ્તક ગરૂડની સાથે ગયા કુંડ મોકલાવ્યું. ત્યાર પછી સુરથની સાથે સંગ્રામ કર્યો. મહા પ્રયત્ને એક વખત અર્જુને સુરથનો રથ ચાર ગાઉ ઉડાડયો; અને સુરથે અર્જુનનો રથ ચાર આંગળ હઠાવ્યો, ત્યારે ભગવાને સુરથને શાબાશી આપી. અર્જુન પુછેછે મહારાજ એને વાહ કેમ; અને મને નહિ? ભગવાન કહે અર્જુન; તારા રથ ઉપર હું ચૌદ બ્રહ્માંડનો ભાર લઇને બેઠોછું નહિતો સમુદ્રના પાર જઇને તું પડત, સુધન્વા કરતાં સુરથ અતિ પ્રાક્રમિ છે, તેના બળને સ્વર્ગના દેવતા વખાણે છે. જો આ વખતે હું તારા રથ ઉપર હાજર ન

હોઉં તો, ભાગ્યેજ તું સજીવન ઘેર જાય. પ્રભુ અર્જુનને સુરથનાં બળથી માહિતગાર કરે છે એટલામાં સુરથ અતી પ્રહાર કરવા લાગ્યો, પ્રચંડ બાણો ફેંકવા લાગ્યો; પણ જેને શ્રી હરી સ્હાય છે તેને કોણ જીતનાર છે. અર્જુને સુરથનું મુસ્તક છેદી નાંખ્યું, તે વખતે ધડ ઉછળીને અર્જુનની છાતીમાં પછડાયું અને તેને એક પહોર મુર્છામાં નાંખ્યો.

ઇશ્વર કૃપાથી અર્જુને સુરથને યુદ્ધમાં માર્યો; તેનું મુસ્તક પણ ગયા કુન્ડમાં નાંખવા મોકલ્યું. એ બેઉ મુસ્તક શંકરે નંદી પાસે મગાવી પોતાની ડોકમાં ધારણ કર્યાં. હંસધ્વજ ઘોડો આપી નમ્યો. પ્રભુને નગ્રમાં લઇ જઇ સર્વને દર્શન કરાવી પોતે સેવા કરી કૃતાર્થ થયો. શ્રી કૃષ્ને હંસધ્વજની આસના વાસના કરી ધિરજ આપી, પૂત્રના શોકથી મુક્ત કર્યો.

( કવિ ) ગિતિ.

પ્રભુએ પણ તો રાખ્યાં, બેઉ ભકતના પુર્યા છે કોડ;
એવા હરીને જોવા, ઝટ સૌ બોલો જયજય રણછોડ.

રાગ; ગુજરી.

ભકતને માર્યો સ્વહસ્થે તાર્યો, ચૌદ ભોવનના ભૂપરે;
સુરથે યુદ્ધ કર્યું સનમુખ રહી, કરીઓ આપ સ્વરૂપરે. ૨
મુસ્તક લેઇ મહાદેવે નાંખ્યાં, ગળે રૂંઢની માળરે;
સતિ નામની ધ્વજા ઉડાડે, શશિને ધારે કપાળરે. ૨
ભકત સુધન્વા ચરિત્ર અદ્દભૂત, શ્રવણ ધરે કે ગાયરે;
કહેણી તેવી રહેણીથી, પુરૂષોતમ લાગે પાયરે. ૩
સેજે મળે જો શામળીઓ તો, કદી ન છોડુ છાલરે;
પણ એવી કૃતિ તો કયાંથી આપણી, કહે છે બાપાલાલરે. ૪
પણ ધિરજનાં ફળ છે મિઠાં, પ્રભુ પુરશે કોડરે;
એકવાર હરિજન સૌ બોલો, જય જય શ્રી રણછોડરે.

## શામળશાનો વિવાહ.

### રાગ. પરહારાથી દૂર દૂર દૂર.

રટો નિરંતર રામ રામ રામ, રસના રટો નિરંતર રામ.
રામ રટણ રસના જો રાખે, તાપ ત્રિવિધિ કાપી નાંખે;
શાન્તિ પામે શત્રુ આદિ, કામ કામ કામ. રસના. ૧
કળિયુગમાં કિર્તન તરવાને, અંગ મળ્યું શુભ આચરવાને;
જો જીભથી એક ન બેસે, દામ દામ દામ. રસના. ૨

સાધુ સંત હાકેમ અધિકારી; રૂષિ મુનિને બ્રહ્મચારી;
નથી ઇજારે નિરમ્યું કોઇએ, નામ નામ નામ. રસના. ૩
સ્વતંત્રતા જોઇએ નહિ તનની, થેલી નવ જોઇએ વળી ધનની;
કેદી કેદમાં સમરે, આઠુ જામ જામ જામ. રસના. ૪
હરિભક્ત જનમ્યો જે કુખે, કોડ કલ્પ વામા રહે સુખે;
ઈંદ્રાદિ દેવો ઇચ્છે, એ ઠામ ઠામ ઠામ. રસના. ૫
રહી જગ્તમાં મિથ્યા જાણે, નારાયણ વિન નજરે નાણે;
એવા નરને આધિન, સુંદિર સ્યામ સ્યામ સ્યામ. રસના. ૬
નાત નાગરી નરસિંહ મહેતા, સાઠ ઘડી સમરણમાં રહેતા;
**શામળશા** પરણાવ્યો, પુરી હામ હામ હામ. રસના. ૭
ચોરાશીના ચાક ફરીને, બાપુ ન બેઠો ઠામ ઠરીને;
દયા કરીને રાખો ઠરાવી, ગુલામ, લામ, લામ. રસના. ૮

( કર્તા ) **દોહરો.**

શ્રિ ગુરૂ ગણપતિ સારદા, એકલશ્રંગિ ઇશ;
દાસ દીન થઇ મુકતો, ચરણ કમળમાં શિશ. સિયાવર.

( કવિ ) **ગિતિ.**

વડનગરના રહેવાશી, સુખ વિલાશી **મદન** મહેતા નામ;
રાજ્ય સભામાં શાણા, હરીએ અરપ્યા હામ ઠામ દામ.

મદન મહેતા વડનગર દરબારના કારભારી નાગર બ્રાહ્મણ સદગ્રહસ્થ સાત લાખની પુંજીવાળા હતા. તેમને એક દિકરી નામે **જુઠી** જ્યારે ઉમ્મર લાયક અને પરણવા લાયક થઇ ત્યારે મહેતીએ મહેતાને આજીજી કરી કે સ્વામિનાથ આ પુત્રિ પરણાવીને પારકી કરો.

( કવિ ) **મરાઠી સાખી.**

કમળકળી સમ કન્યા કુંવારી, જુઠી જેતું નામ;
રાત્રિ દિવસ હૃદયામાં ચિંતા, નવ સુજે કાંઇ કામ;
નારી શિરનામિ, કરો પુત્રિ પરની સ્વામિ. નારી.

ઉત્તમ કુળના રીવાજ પ્રમાણે અને ગ્રહસ્થાશ્રમના લક્ષણ પ્રમાણે મદન મહેતાએ પોતાના કુટુંબના, મોશાળ પક્ષના અને સસરાના પક્ષના વૃદ્ધોને એકઠા કરી સલાહ પુછી. આ દિકરીને ક્યાં પરણાવીશું ?

( કવિ ) **રાગ; ત્રિતાળ ચોપાઇ.**

મહેતા મદન વિવેક વિચ્યારે, પુત્રિ પારકી કરવાનું ધારે. ૧
થયા વૃદ્ધ વડિલ સૌ એક, તુચ્છ લક્ષ્મિને તારણ ટેક. ૨

**વૃધ્ધો**—નાતી મોટી ને નાગર સારા, મળશે મુરતિયા કંઇક કુંવારા. ૩
જુનાગઢમાં આપણી ન્યાતના ઘણાં ઘરછે, ત્યાં જેવા જોઇશે એવા વર મળશે.
મહેતી મઇડ કરી મુખ બોલે. નહિ કોઇ નાગર આપણી તોલે. ૪
નહિ કોઇ કોડપતિ કે લાખ, રાજદ્વારી કે સારી સાખ. ૫
સ્વામિ શોધો તમારા સરખો, નાણું નાણાવટી થઇ પરખો. ૬
કાચા કુંદને જડવો હીરો. પાડયા પેલ સરાણીઓ ધિરો. ૭
રૂપ ગુણમાં ન જોઇએ ખામી. કુળવાન કન્યાનો સ્વામિ. ૮

મદન મહેતાએ પોતાના દિક્ષિતને બોલાવી કહ્યું, તમે જુનાગઢમાં જાઓ; ત્યાં આપણી ન્યાતનાં સાતસેં ઘર છે; માટે સારો વર અને સારૂ ઘર જોઇ વિવાહ કરીને આવો; હું તમને મારા મિત્ર સારંગધર મહેતા ઉપર ભલામણનો કાગળ લખી આપું છું.

( મદન ) મરાઠી સાખી; પત્ર.

સારંગધર મુજ મિત્રજ શાણા, વાત વિચારે લેજો;
દિક્ષિત આવ્યો પત્રજ લાવ્યો, મદદ માગે તે દેજો;
બેટી તમ તણી, બુદ્ધિશાળી જો જો બાળા બણી. બેટી.

( કવિ ) રાગ; પંડિતકે બચન.

મહેતા મદન પાસથી, કાગળ ઝડપ્યો હાથે;
વળી કમર કસીને; મંડિલ બાંધી માંથે. ૧.
પહેરી પોશાક સારો, બેઠો રથ મોઝાર;
સાથે બે રાખ્યા, શોભિતા અશ્વાર. ૨.
જોઉ સારા શુકન તો, વિકટ દુઃખને વામું;
જાઉં જુનાગઢમાં, સારાં જમણ હું પામુ. ૩.

જુનાગઢની બાગોળમાં જઇ વસ્ત્ર બદલી ચાલાકીથી રથમાં બેશી બે ઘોડેસ્વારને આગળ કરી ગામમાં પેઠા. ગામની વચ્ચે નાગરોનો સટાક ચોરો હતો, જ્યાં બેઠેલા નાગરો અરસપરસ વિચારવા લાગ્યા. અલ્યા આ કોણ હશે ? કોઈ દરબારતો નહિ હોય! અહો હોહોહો! કિયાં ગામ ? કેણી પારથી આવવું થયુ ! ક્યાં જશો! અને અમારા ગામની ભાગોળે ધર્મશાળા છે એ તમારી નજરે પડી કે ન પડી! ગામ વચ્ચે હુશેટ ક્યાં હેંડયા જાઓ છો ? ધર્મશાળા તો પાછળ રહી પાછળ! દિક્ષત કહે ભાઇ અમારે કામ છે ગામમાં, તો ધર્મશાળામાં રહે કેમ ફાવે! શા કામે આવ્યા છો, જરા ઑચરો તો ખરા ?

( દિક્ષિત ) રાગ; બનઝારો.

આવ્યો વિવાહની વાત વિચારી, સુ લક્ષણ પુત્રિ સારી.

**ભાનુપ્રસાદ**—વાસુકીપ્રસાદ! સાંભળો! વેવિશાળિયો આવ્યો છે. એની શિ ન્યાતની કન્યા છે?

(**દિક્ષિત**) વડનગરમાં મદન મહેતા, જેને ભાગ્યશાળી સૌ કહેતા;
છે રાજ્ય તણા કારભારી.	સુ લક્ષણ. ૧

**અનળશંકર**—હા હા ખરા મદન મહેતા, અમે જાણીએ છીએ, અમે ઓળખીએ છીએ.

(**દિક્ષિત**) હું વિપ્રજ તેનો કહાવું, ચાલ્યો વડનગરથી આવું;
સ્થિર થાય જો વૃત્તિ મહારી.	સુ લક્ષણ. ૨

જો વર અને ઘર મહારી નજરમાં આવે તો મારે મદન મહેતાને પાછુ પુછવા જવાનું નથી; કુલ અખ્તિયાર મને મળેલો છે.

**અનંગરાય**—તમારે કેવું જોવું છે! બસેની પહેરામણી વાળો! પાંચસેની પેરામણીવાળો, હજારની પેરામણીવાળો; પાંચ હજારની પેરામણી વાળો, કે ઉલટા તમને હજાર બે હજાર આપે એવો જોવો છે? ભરતિયો જોવો છે કે ચાંલિયો જોવો છે? તમારે જેવું જોઇશે તેવું મળશે; તમે કન્યા લાવ્યા છો એક, અને અહીં કુંવારા છે ત્રણસો

(**દિક્ષિત**) કોઇ વિધાવંત કુળવાન, તેને દેવું કન્યાદાન;
હોય મુર્તિયો આનંદકારી.	સુ લક્ષણ. ૩

મુરતિયો આનંદકારી, એટલે જેને સદા સર્વદા આનંદજ ગમતો હોય; પોતે આનંદ કરતો હોય, અને બિજાને આનંદ કરાવતો હોય. એવો ન જોઇએ કે વ્યસન પાણી કરી મોડી રાત્રિયે ઘેર આવે! બાઇડી રાહ જોઇ બેઠી હોય તે કહેવા જાય તો, કેમ બોલી! કરીને બે ચાર લાતો મારે.

**ભુજંગરાય**—તમે મુકામ ક્યાં કરશો?

**દિક્ષિત**—તમે નાગર શુણોને સરવત્ર, હું લાવ્યો બલામણ પત્ર;
સારંગધર કર દેવા ધારી.	સુ લક્ષણ. ૪

સારંગધર મહેતા ઝડપ ઉભા થયા. અહાહાહા! મદન મહેતા મારા બાળપણનો સ્નેહી, મદનમહેતા ને અમે ભેગા ભણેલા, મદનમહેતા ને અમે સાથે રમેલા.

(**કવિ**) રાળે મળીઆ તે સમે, સારંગધર ચોપાસ;
કન્યા કર લેવા તણી, સૌને અંતર આશ.	સિયાવર.

મારા બે બોલ વધારે બોલજો હું તમને પચીસની પાઘડી આપીશ, જોજો હોં હું તમને રાજી કરીશ. જે નાગરો દિક્ષિતને પ્રથમ ધર્મશાળા બતાવતા હતા; તે શું કહે છે.

(નાગરો.) રાગ; હરમાં તું દીલ સાથ છોકરા;
અમો ઘરે મેમાન, પધારો અમો ઘરે મેમાન;
અહિં હાજર છે ખાનપાન, પધારો અમો ઘરે મેમાન.
ભલે પધાર્યા, સહુજે સધાર્યા;
મન ભાવે તેવાં ભોજન લેજો, કામકાજ અમ સરખાં કહેજો;
હૈયે અમુઝણુ કાંઇ ન ધરજો, સગુ સારૂ જોઇને સબંધ કરજો;
વર જો જો, સંશય ખોજો, મન મોહોજો;
જેમ રહે તમારૂં માન. પધારો. ૧

કોઇ વાતે અમુઝાશો નહિ! શરમાશો નહિ, કામકાજ બેલાશક કહેજો ઘરબાર તમારાં છે, અમે પણ તમારા છીએ, આપણો ભાણીઓ, સુબાસાહેબનો શિરસ્તેદાર છે, બિજો કહે આપણો ભાઈ સુપરીન્ટેન્ટનો શિરસ્તેદાર છે. ત્રિજો કહે મારો ભાઇ મોટો દાક્તર છે. (એલ એમ એન્ડ એસછે.) સારંગધરને ઘેર તમને જમવાનું સુખ નહિ પડે. આપણે ઘેર તો રોજ જમણુ. મારો છોકરો અઢાર વરસનો થયો પણ મને કાલેજ પુછતો હતો, કે બાપા રોટલો શેને કહેતા હશે રોટલો!

પોતાના વખાણને સામાની નિંદા કરવા લાગ્યા. જો જો હોં. આ રેવતિપ્રસાદને ઘેર પુત્ર છે તે તમારી નજરમાં આવશે, અત્યારે બે અક્ષર ભણેલો છે, સ્વરૂપવાન છે, પણ કુટુંબમાં કાગડો એટલો એ, આસપાસ "મરઘાચંદર કે માધવા" અને અમારે દશમાને દિવસે સવામણનો લાડુ વરે છે, સવાશેર તો મુંછોના વાળ ઉતરે છે. મુરતિયો એવો જો જો કે.

હોય ભણેલો વળી ગણેલો;
વિદ્યાવંતને રૂપ રસાળ, કામરૂપ કોડીલો બાળ;
ગુણ ગંભિર ને ડહાપણ ડાહ્યો; વણજ વહેપારી ને પાસે માયો;
ચતુર, શાણો, સુઘડ, હોય અસલ અમિર કુળવાન. પધારો. ૨

વિદ્યા સંપાદન કરી, જે જાણવાની વસ્તુ જાણી તે ગણેલો, સરસ્વતિનો સદ ઉપયોગ કરવા વાળો તે ગણેલો. જે સરસ્વતિ સોનાના સિંહાસન ઉપર બેસારે છે તેજ સરસ્વતિ લોઢાની બેડીઓ જડાવે છે. સાચી સહીનો કરનારો સજા ફરમાવનાર છે, અને જુઠી સહીનો કરનારો સજા ભોગવનારછે.

કુળવાન એવો જો જો કે અસલ હોય, કાળે કરી ગરીબી સ્થિતિમાં આવેલા કુળવાનનું જે ઉમદાપણું હોય છે, તે તાજા તાલેવન થએલાનું હોતું નથી.

(કવિ) સૌકો વળગ્યા, થાય ન અળગા;
એક કહે તમે આમ પધારો, બીજો કહે મારી સાથે સધારો;

તાણુ કરૂં હું રખે તક ખોતા, હંસ મુકી રખે હાડીઓ જોતા;
ચાલો મારી સાથે, બીજો કહે મારી સાથે, ખસી જાઓ મારી સાથે;
એમ થઇ રહી ખેંચમતાણુ [પધારો. ૩

દિક્ષિત—હું સારંગધરને ઘેર મુકામ કરૂંછું, તમારે જેને જેને દિકરા બતાવાના હોય તેણે સારંગધરની મારફત પેરવી કરવી.

એજ સાંજરે એક માણસ સારંગધરને ઘેર ગયો. સારંગધર મહેતાજી! સારંગધર કહે આવો અખંડરાયભાઇ, તમે કયાંથી?

અખંડરાય—કાલે જમવાનું આપણે ઘેર રાખજો.

સારંગધર—બહુ સારૂં, શું છે તમારે ત્યાં?

અખંડરાય—આ! બહુ દિવસથી માતાજીનું નિવેદ માન્યું હતું, ને કર્યું નહોતું તે જાણે કાલે સારો વાર છે માટે કરીએ. જરૂર પધારજો! અને જો જો હોં એકલા આવતા; બધા ઘરનાં ને વળી મેમાન પરોણા સાથે આવજો. અરે એકલા સારંગધરથી કાંઇ બનવાનું નથી, પેલા ચાર હાડીઆ લઢવાડીઆ જેની પક્ષ કરશે તેનુંજ કામ થશે; માટે લાવ્ય એમને છાંટતો જાઉં. અગમરાય કાકા! એ અગમરાય કાકા? અગમરાય કહે હાં ભાઇ, કોણ હશે! અરે એ તો હું અખંડરાય.

અગમરાય—બહુ સારૂ, આવ્ય ભાઇ, તું અત્યારે કયાંથી? સત્ય કહેજે, હું સમજ્યોછું તો ખરો.

અખંડરાય—કાકા કાલે બધાં ઘરનાં આપણે ત્યાં જમવા આવજો. તમારે મોઢે જુઠી વાત નહિ કહું, કારણકે મારે તો તમારો આશરો છે. પેલો જે દિક્ષિત આજે આવ્યો છે તેને મારો છોકરો બતાવવો છે.

અગમરાય—મહારા મનમાં હતું એજ. કેમ નિગમરાય?

નિગમરાય—હા એજ એજ. આપણે હમણાં શિવાત કરતા હતા, દિક્ષિતનીજ કની! તેમાં વળી અખંડરાયને પણ સંભાર્યો હતો, મનોમન સાક્ષિ.

અગમરાય—જા! તારો દિકરો અને મદન મહેતાની દિકરી એ બેનો વિવાહ થયો સમજ!

અખંડરાય—એ તો શ્રિ રામચંદ્રજીના હાથમાં બાજી છે.

અગમરાય—રામના હાથમાં છે રખિયા તે ચોળજે. હું, નિગમરાય, આશાપ્રસાદ, ને તૃષ્નાપ્રસાદ એ ચાર મળ્યા એટલે તહારૂ કામ પાર! પણ જોજે હોં બધાને કહેજે ભૂલીશ નહિ; એ કામપ્રસાદને ભૂલીશ નહિ! અભિમાનરાયને ભૂલીશ નહિ!

આશાભેર ઘણે ઘેર નોતરાં દીધાં, જમણ પણ ઉત્તમ કર્યું, રૂપિયા

સો ખરચ માંડયા. ચાર વાગ્યા પંગત થઇ. દિક્ષિત કહે સારંગધર જમણુ ઘણું સારૂં કર્યું છે. સારંગધર કહે એના ઘરની શિ વાત થાય, એ તો ગ્રહસ્થ ઘર છે, અમારી ન્યાતમાં કોઇને ઘેર પાણી નથી વર્યું એટલું એમને ઘેર ઘી વર્યુ છે. એટલામાં અખંડરાયની સ્ત્રિ રેલાગવરી બોલ્યાં.

**રેલાગવરી**—સારંગધર કાકાજી! અમારે વેવિશાળતો ઘણુંય આવે છે પણ જાણી જોઇને કરતાં નથી; હમણાં શુ વહી જાય છે, વળી પ્રવાહ શાળામાં અભ્યાસ કરે છે; છતાં સારાં માણુસ મળે તો વિવાહ કરીએ પણ ખરાં!

**સારંગધર**—તમારે કન્યાની શી ખોટ!

**ઉર્મિપ્રસાદ**—ઉપરાચાપરી ઉપરાચાપરી, લોકો આંગણું તોડી નાંખે છે. જમી ઉઠી પાન સોપારી ખાવા બેઠા ત્યારે દિક્ષિતે કહ્યું એમનો દિકરો બતાવો તો ખરા! તેજ વખતે એની માએ બાવળીઆનું થડીયુ શણુગારીને કમાડ પાછળ બેસાર્યું હતુ તે લાવીને ઉભુ કર્યું. તેને જોઇનેજ દિક્ષિતે ડોકુ ધુણાવ્યું; નહિ નહિ નહિ! આ કાળીકાપ્રસાદ કાંઇ કામના નહિ. અખંડરાયે વિચાર્યું. તારૂં સત્યાનાશ જાય! મારે તો સોને માંથે બેઠી; ને આણે તો ડોકુ ધુણાવ્યું! એજ સાંજરે બીજો માણુસ. સારંગધર મહેતાજી! કાલે જમવાનું આપણે ઘેર રાખજો. સારંગધર કહે બહુ સારૂં પાવકપ્રસાદ! ત્યાંથી ચાલી અગમરાય કાકાને ત્યાં ગયો. કાકા કહે ભાઇ પૈનું કંકુ લેતો જજે અને કંનકાવટીમાં પલાળી મુકજે, તારે ત્યાં તો ચાંલા કરીને ઉઠવું છે.

**પાવકપ્રસાદ**—અરે એ કાંઇ આપણું ધાર્યુ થાય છે? એતો ઠાકોરજીના હાથમાં દોરી છે.

**તૃષ્નાપ્રસાદ**—ઠારોરજીના હાથમાં છે ઠીકરૂ. એ તો અગમરાય કરે એજ થવાનું. અલ્યા એક રાયતુ વધારે કરજે રાયતુ!

**પાવકપ્રસાદ**—તમે તો આજ વાળાને પણ એમજ કહેતા હતા?

**તૃષ્નાપ્રસાદ**—અલ્યા ગાંડા એતો કહીએ; કોઇને મોઢે ખોટું મનવીએ? પણ ત્હારૂ ઘર કયાં એનું ઘર કયાં, તારો દિકરો કયાં એનો દિકરો કયાં. તારી ગ્રહસ્થાઇ કયાં એની ગ્રહસ્થાઇ કયાં, તું કયાં, એ કયાં; વિચાર કર!

પાવકપ્રસાદે પણ સર્વને ઘેર નોતરાં દીધાં, જમણુ પણ સારૂ કર્યું. પંગત થઇ. જમી પરવારી પાનસોપારી મુખવાસ કરવા બેઠા ત્યારે દીક્ષતે કહ્યું, આમને દિકરો હોય તો બોલાવો! સારંગધરે *પાંચે આંગળીઓ ઉંચી કરીને કહ્યું પાવકપ્રસાદ બોલાવો તમારા અંગારારાયને; પુત્રને લાવી બેસાર્યો. જરા સ્વરૂપવાન જોઇ દિક્ષિતનું મન લલચાયું. કેમ સારંગધર આ ઘર

* વિવાહ થશે તો રૂપિયા પાંચસો લઇશ.

કેવું ? સારંગધર કહે ઘર સારૂ કુળવાન; એમાં ફેર નહિ, દિક્ષિત કહે જરા મુરતિયાને તપાસી જોઉ પછી ચાંલા કરીએ. તમે શું ભણોછો! બોલ્યો નહિ. બિજીવાર કહ્યું તોય બોલ્યો નહિ. એની મા કહે છે છોકરો શરમાળ છે; ભાઇ ભાઇ શરમાઇએ નહિ! દિક્ષિત કહે તમે શું ભણો છો ? છોકરો કહે હેં! ત્યારે દિક્ષિતે ઘાંટો કાઢીને કહ્યું; તમે ભણો છો શું ? છોકરો કહે હેં! કાંઇ સંભળાતું નથી. દિક્ષિત કહે નહિ નહિ નહિ! પાવકપ્રસાદ કહે અરે છોકરો બહેરો ક્યાંથી થયો. ત્રિજે દિવસે ત્રિજો માણસ. સારંગધર મહેતાજી કાલે જમવાનું આપણે ઘેર રાખજો ! સારંગધર કહે બહુ સારૂ; ત્યાંથી કાકાને ઘેર. વિશ્રામશંકર કાકા કાલે જમવાનુ આપણે ઘેર રાખજો! વિશ્રામશંકર કહે અલ્યા અકળશંકર તારે ગફલતમાં રહેવાનું કામ નહિ. સઘળી સાહિત્ય તૈયાર રાખજે. કેમ અગમરાય ? અગમરાય કહે દિક્ષિત આવ્યો ત્યારથીજ આપણે તો વિચાર કર્યો છે કે આ ચોકઠુ ગમે તેમ કરીને અકળશંકરને ઘેર બેસારવું.

**અકળશંકર**—એ તો હરીના હાથમાં છે.

**આશાપ્રસાદ**—હરીના હાથમાં છે, " હેંગોનાં બી " તે ખાજે શેકી શેકીને; નાગો નહિતો! કહીએ છીએ એમ કરને, જા છાનો માનો!

અકળશંકરે પણ સઘળી તૈયારી કરી. જમ્યાબાદ દિક્ષીતે કહ્યું, એમનો દીકરો હોયતો રજુ કરો! સારંગધર કહે બોલાવો તમારા વિકળશંકરને, એની મા કહે મારા છાકરામાંતો કાંઇએ જોવાનું નથી. " મોરનાં ઇંડાનાં ચિત્ર શાં જોવાં" બધો એના બાપ જેવો વેણ્યો ને ચુંટયો! છોકરો આવીને બેઠો એટલે દિક્ષિતતો પ્રસન્ન થયો. મુરતિયો શું ફાંકડો છે! કેમ સારંગધર ? સારંગધર કહે ઘુંચવાશો તો ગોદા ખાશો;આવું ઘર ફરી મળવું નથી.

**દિક્ષિત**—શું ભણો છો ?

**વિકળ**—ગુજલાતી ચોથી ચોપલી! આંકમાં હરીઆં.

**દિક્ષત**—નહિ નહિ નહિ, આતો બોબડો છે.

ચોથે દિવસે આશાપ્રસાદે સર્વને જમવાનું આમંત્રણ કર્યું. આશાપ્રસાદ ઘણા ચતુર હતા તે સમજતા હતા કે દિક્ષિત જે તે બાળકને શું ભણો છો એમ પુછેછે; તો આપણે એવી ગોઠવણી કરવી કે, એવું પૂછવાપણું રહેજ નહિ. પોતાના પુત્ર શુન્યશંકરને મકાનના એક ભાગમાં બેસારી તેના મોં આગળ સાતસેં પાનાનો રોકડનો ચોપડો મૂક્યો, અને બાળકને સુચના કરી કે દિક્ષિત અહિં તારી પાસે આવે એટલે આ ચોપડાના પાનાં ફેરવવા માંડજે, અને ફેરવ્યાજ કરજે, કોઇના સામુ જોઇશજ

નહિ. આ પ્રમાણે ગોઠવણ કરી મૂક્યા પછી જે વખતે પંક્તિ જમી રહી, સર્વે જમીને આસન બિછાવી પાન સોપારી કરવા બેઠા ત્યારે દિક્ષિતે કહ્યું. કેમ સારંગધર! આમને કાંઇ પૂત્ર છે કે નહિ? સારંગધર કહે હા છેને! બોલાવો તમારા દિકરાને! આશાપ્રસાદ કહે એતો દુકાનનો હિસાબ મેળવે છે એટલે હાલ નવરો નથી, માટે નહિ આવે. એને તો એ ને એના ચોપડા! દિક્ષિત કહે ચાલો ત્યાં જઇએ; એમ કહી દશ વીસ માણસ ઉઠીને આવ્યા કે તરત બાળક બોલી ઉઠયો. બાપા! કોરાં ફેરવું કે લખેલાં? કોરાં ફેરવું કે લખેલાં? કોરાં ફેરવું કે લખેલાં?

**દિક્ષિત**—હું છટ! આને તો ફક્ત પાનાંજ ફેરવવાનું શિખવી મુક્યું હોય એમ લાગે છે, માંહીતો પોલમપોલ છે.

નાગર બાળકો બધા સારા સ્વરૂપવાન, ગુણના ભરેલા, પણ ભગવાને અકળકળા એવી કરી કે દિક્ષિતની આંખે એકે સારો દેખાય નહિ; અને દેખાય તો ગુણે કરી પસંદ આવે નહિ. એવા એવા સો દિવસ થયા, સો ઘર ને સો વર જોયા. સો ઘેર સો સો રૂપિયા ખર્ચ મંડાવ્યા ત્યારે નાગરોએ મળી વિચાર કર્યો.

**અનુભાઇ**—જનુભાઇ! આ કાંઇ વિવાહ કરવા આવ્યો નથી, આતો માલ ઝાપટવા આવ્યો છે, આપણે સ્વાર્થિયા આંખે પાટા બાંધી ચવરાવીએ છીએ, અને એ ચાવે છે. "લોભિયાના ગામમાં ધુતારા ભુખે ન મરે!"

**વિષધરપ્રસાદ**—દિક્ષિત હવેતો અંગરખાં થતાં નથી! આવ્યા ત્યારે તો ફુંક મારેને ઉડી જાઓ એવા હતા, અને હવે તો થયા! બિજો કહે ભાઈ કેમ ન થાય, રોજ ઘી સાકર ને દુધના મસાલા ઉડે છે. ત્રિજો કહે જઇ આવો જઇ આવો એ ચાર મહિના વડનગર, વળી ઘેંશ છાશ રોટલે ચઢો અને નરમ થાઓ એટલે આવજો! ચોથો કહે હવે તો અંગરખાની કસો ટપોટપ તુટે છે. દિક્ષિતે વિચાર્યું હવે અહીં રહેવામાં માલ નથી. હવે ગમે તેમ કરીને જવું જોઇએ. લાવ્ય મદન મહેતાના નામનો જુઠો કાગળ બનાવી નાગરોને બતાવી ચાલ્યો જાઉ.

**કાગળ.** જુનાગઢમાં દિક્ષિતને માલમ થાયજે તમો સાડાત્રણ ચાર મહિનાથી ગયાછો, વાળીવાટ જોતા નથી પાછા ઘેર આવતા નથી; માટે આ કાગળ વાંચીને તુરત આવજો. દિકરીનો વિવાહ કર્યો હોય તો ભલે, ન કર્યો હોય તોય ભલે, પછી ઘણોએ થશે; પણ પાણી પીવા રહેશો નહિ; તમારી મા આખરસાલ માંદાં છે, મોં જોવું હોય તો આવજો.

વડનગરથી. લી. મદન મહેતા.

દિક્ષિત સટાક ચોરે આવ્યા. નાગર માત્ર ટોળ મશ્કરી કરી રહ્યા છે, ત્યાં કોઈ બ્રાહ્મણ કાગળ લઇને આવ્યો. ભાઇ વડનગરથી દિક્ષિત આવ્યા છે ને? ચમકિને રહેલા દિક્ષિત ઉભા થયા. કેમ ભાઇ શું કામ છે! હયો આ કાગળ મદન મહેતાએ મોકલ્યો છે.

દિક્ષિતે વાંચ્યો, સારંગધરે વાંચ્યો, બીજા પાંચ સાત જણે વાંચ્યો; સર્વે જણે જાણ્યું કે એને જવાનું છે. શુભ સમાચારને અનુસરી સૌ રાજી થયા. સારંગધર કહે સો વર જોયા ને હજી બસેં બાકી રહ્યા છે, માટે જ- વાશે નહિ! દિક્ષિત કહે બસેંને બોલાવી મારા મોં કને હારબંધ ઉભા કરો! હારબંધ ઉભેલા બસેને જોઇ દિક્ષિતે કહ્યું આ બધા એક બિબાના પાડેલા મારે કશા કામના નથી; હું "કાગ જોડે હસણી" નો સબંધ કરવા ચાહતો નથી. પોતાનો રથ તૈયાર કરી, રથમાં બેસી ઘોડેસ્વારને આગળ કરી સારંગધરની રજા માગી.

**(દિક્ષિત)  રાગ; લાવણી.**

શુણો શાણા સારંગધર, મેં જોયાં બધાં ઘર;
નિરખ્યા નાગર નાતી વર, હવે માગુ રજા.  હાંહાંરે. ૧

**(તામસ.)** વેવિશાળિયા વિદાય થાઓ, વહેલા વડનગરે જાઓ;
જ્યારે શરીરે સુકાઓ, આવજો પડશે મઝા.  હાંહાંરે. ૨

**(દિક્ષિત)** ભાઇઓ ભલે કરો મજાગ, નવ મળીઓ જોઇતો લાગ;
જોયો જાંબુડાનો બાગ, ક્યાંથી અખોડ આશા.  હાંહાંરે. ૩

**કૈલાશપ્રસાદ**—આશાપ્રસાદ! બાંધો પાઘડીઓ! બંધાવે છે સો સો રૂપિયાની. એને સો સો રૂપિયા ખરચીને જમાડયો ત્યારે જાંબુડાના વનની ઉપમા આપે છે. પહોચાડો ઠેઠ!

**(સત્યપ્રસાદ)** અલ્યા હજી રહ્યું એક ઘર, સુર્યનારાયણ સરખો વર;
નામે નરસિંહ નાગર, પડશે સવળા પાસા.  હાંહાંરે. ૪

**(દિક્ષિત)** હવે અહીંથી વહેલો થાઉં, નરસિંહ નાગર પુછી જાઉં;
ગુણ ગોવિંદના ગાઉં, મળે ફેરાનું ફળ.  હાંહાંરે. ૫

**(સારંગધર)** આ વાત લક્ષમાં લેજો, રસ્તે સંભાળીને રહેજો;
સૌને નમસ્કાર કહેજો, કહેજો લખે કાગળ.  હાંહાંરે. ૬

રથ થોડે છેટે ગયો કે કેટલાક નાગરના છોકરા સામા મળ્યા. નનું- ભાઇ! દિક્ષિત આવ્યા. કેમ દિક્ષિત કેણીપાર તૈયારી? ક્યાં વિવાહ કર્યો?

**દિક્ષિત**—વિવાહ કર્યો નથી, અને વડનગર જાઉછું. શું વિવાહ કરૂં "આકડાની કેરીમાં આંબાનો રસ ક્યાંથી હોય?"

**હાંશિપ્રસાદ**—તમે નરસિંહ મહેતાનું ઘર જોયું? ત્યાં તમારૂ કામ પાર થશે. અમારી નાતનો શેઠ પટેલ છે.

**દિક્ષિત**—ના ભાઇ એ ઘર નથી જોયું; કેણી તરફ છે?

**હાંશિપ્રસાદ**—પેલી ધોળી ધજા દેખાય!

દિક્ષિતે વિચાર્યું હું ગામમાંને ગામમાં છું ને મને નરસિંહની ભલામણ કરનારા મળે છે; માટે જોવુંજ જોઇએ, નહિતો મારે એંશી ગાઉથી પાછા આવવું પડશે.

નરસિંહના મંદિરમાં ઘંટના નાદ થઈ રહ્યા છે, ઘડીયાળો ઘણુ ઘણાટ કરી રહી છે. ઢોલક ઢમઢમ વાગી રહ્યું છે, તાલને કિડતાલ પણ ખખડી રહ્યાં છે, શંખને ભેરીના નાદ ઘણા જોરથી સાધુ ગજાવે છે, એવા પચાસ સાધુ બેઠા છે, તે વચ્ચે નરસિંહ મહેતો હાથમાં કિડતાલ લઈ ઢિંચણ સુધી ઘુઘરા બાંધી થેઇકાર કરી રહ્યા છે; આ શોભા જોઇ દિક્ષિતને અતિ હર્ષ થયો. અહાહાહા! શી લીલા, વાહ ભગવાન ઠરીને બેસવાનું ઠેકાણુંતો આજેજ જોયું. આ ડમરાનાં વન, આ તુળશીનાં વન, અનેક પ્રકારના ફુલ ઝાડનાં વન, આ માળાઓના થોકે થોક ખિંટીએ લટકી રહ્યા છે. આ ગોપીચંદનના ઢગલા, આ ગેરૂના ઢગલા, વાહ પ્રભુ અહિં માયાનો લેશ માત્ર અંશ નથી; મદન મહેતાની દીકરીનો વિવાહ અહિં થાય તો પુર્ણ ભાગ્યશાળી ગણાય, આ સતસંગના સંગે કરી જુઠીબાઇ તે સાચીબાઇ થાય ને ફરી માતાના ગર્ભમાં ન જાય. ધન્ય છે નરસિંહ મહેતાને, ધન્ય છે મને ઘર બતાવનારને, અહાહાહા કેવી ગર્જના થઇ રહી છે; જે રાધા કૃશ્ન રાધા.

(કવિ) રાગ; ગુજરી.

મંદિર નિરખ્યું ને અંતર હરખ્યું, ઉલટ અંગ ન માયરે;
મન હરખાતો ને હરીગુણ ગાતો, પેઠો મંદિર માંયરે. ૧
તાલ મૃદંગ ને વાગે ચંગ, વળી વન તુળશીનાં લહેકેરે.
જાઈ જુઇ ચંપો ચંબેલી, ગુલાબ પુષ્પો મહેકેરે. ૨
ગોપીચંદનને ગેરૂ નિરખ્યા, ખિંટીએ લટકે માળા રે;
આનંદ પામ્યો જોઇ રહ્યો સામો, ઢિલા પડયા એના ગાળારે. ૩
ક્યાં છે મહેતા ક્યાં છે મહેતા, પુછે ને મન રાચેરે;
પાએ ઘુઘરા કર કિડતાલાં, શ્રી હરી સનમુખ નાચેરે. ૪
કહેતાં વપુએ વાંકો વળીઓ, કરીઓ નમસ્કારરે;
મહેતે ધ્યાનમાં ધુન મચાવી, થઇ રહ્યો થેઇકારરે. ૫

માણેક મહેતી કે જે રસોડામાં રસોઇ કરતાં હતાં, અને જેના વિચા-

રમાં દિક્ષિત રમી રહ્યો હતો; “ અરે આ લોકો સો સો રૂપિયા ખર્ચીને દિક્ષિતને બોલાવે છે, ને છોકરા બતાવે છે, આપણે સો રૂપિયા ક્યાંથી ખર્ચવાના હોય કે આપણે બારણે દિક્ષિત આવે.” તેણે નરસિંહ મહેતા કિયા એ શબ્દ સાંભળ્યો. રખે દિક્ષિતતો નહિ હોય! ઝટ ઉભી થઇ ભંડારમાં થઇ સેવામાં આવી; દિક્ષિતને દીઠો. એ ગાંડા ભાયડારે ખડખડીઆં રાખો! મહેતા બંધ રહ્યા ત્યારે દિક્ષિત હાથ જોડી ઉભો.

( દિક્ષિત )　　　　**મરાઠી સાખી.**

દ્વારાપુરી મેં નજરે નિરખી, સફળ થયો જનમારો;
હરી [1]ભક્ત તમે હરીરૂપ છો, આશ્રય હોય તમારો;
આ ઠામે ઠરૂ, ભવસાગર હું સહજ તરૂ.　　　　આ ઠામે.

( નરસિંહ. )　　　　**રાગ, હરિગિત છંદ.**

કહો કોણ ક્યાંથી આવીઆ? ને શું તમારે કાંમ છે?
ધનમાલ જોઇએ જાઓ બિજે, આંહિં હરીનું નામ છે.　　૧
બોલો બોલો જે હોય મુખથી, મન્ન હું મુંઝાઉ છું;
તમો તાગ લાવો તમ તણો, હું ખાસ ખોટી થાઉછું.　　૨

( દિક્ષિત )　　　　**રાગ; મરાઠી સાખી.**

જુઠ્ઠી તનયા મદન મહેતાની, વિવાહ કરવા મન;
પંડયો તેનો હું પ્રેર્યો આવ્યો, ક્યાં છે તમારો તન?
આપું શ્રિફળ નાણુ, તમો વહેંચાવો ગોળ ને ધાણા.　　આપુ.

**નરસિંહ**—અરરર એ શું બોલ્યા! કાંઇ વિચાર છે કે નહિ? ઘર ભૂલ્યા, ગામ ભૂલ્યા, દિશા ભૂલ્યા!

**દિક્ષિત**—કેમ કૃપાનાથ એમ કહો છો! મારો અપરાધ શું?

**નરસિંહ**—દિક્ષિત અમારી નાતમાં ત્રણ ત્રણ લાખની આશામી, જેના દીકરા કસબી પિતામ્બર પહેરીને ન્યાતમાં જમવા જાય: અને પચાસ પચાસ હજારનાં ઘરાણાં પહેરનાર તથા મોતીની માળાઓના ધારણ કરનાર તમારી નજરમાં ન આવ્યા, તો આ લંગોટીનો વાળનાર, બાવાટોપી પહેરનાર, ગોપીચંદનનું ટીલું કરનાર અને તુળશીની માળા ઘાલનાર તમારી નજરમાં શું આવશે?

---

૧ હરીભક્ત હરીરૂપ=અજ્ઞાની પુરૂષો હરી ભકતને પોતાના સમાન ગણે છે. પણ ગુલાબ અને કરેણુના ફુલની સુગંધીમાં ફેર છે, દેવ અને દહિતમાં ફેર છે, રત્ન અને કોડીમાં ફેર છે, વિષ અને અમૃતમાં ફેર છે, વિદ્વાન અને મુર્ખમાં ફેર છે, એટલો ભક્તમાં ને જગતમાં ફેર છે.

**દિક્ષિત**—મહેતાજી! મારે તો એજ તુળશીની માળાને કન્યા દેવીછે.

**નરસિંહ**—કોઇ પૈસાવાળો જુવો, પૈસાવાળો!

( દિક્ષિત ) **રાગ, ધિરાની કાફીનો.**

નામ જેણે લીધું રે, તેની તો રિદ્ધિ સિદ્ધિ ઘણી;
[1]ત્રિવિધીના તાપ રે, હરી એના નાંખે હણી.
હું મારૂ ને ત્હારૂ એવી, સ્વપને ન આવે લહેર;
કામ ક્રોધ મદ મોહ ને મત્સર, કદી કરે નહિ કેર;
આશા તૃષ્ના અળગીરે, જેને માથે ત્રિલોકી ધણી. નામ. ૧
લોભ, કપટ, ને ઇર્ષા ન પિડે, દંભ ન દાખે દુઃખ;
માનાપમાન કદી નવ મારે, સદાય સરજે સુખ;
નિર્ભય રહે નિત્યે રે, બીક નહિ કાળ તણી. નામ. ૨
પહાડ એ સમજે પાષાણુ કેરો, [2]ભંડારીનો ભંડાર;
મન ક્રમ વચને માતા સમજે, આવે રંભા નાર;
ત્રિલોકનું રાજ્ય રે, માને એતો મુગાપણી. નામ. ૩
તન મન ધન સૌ ભજનમાં અર્પે, અર્પે પોતાનો પ્રાણ;
સુરીવર મુનિવર સર્વ મળીને, વાણીએ કરે વખાણ;
વખાણ કરે શંભુ રે, શેષ કરે શહસ્ત્ર ફણી. નામ. ૪
સાચા ગુરૂની જેણે સહાય લેઇને, સેવ્યા પ્રભુના ચર્ણ;
એવા નરની છાયામાં જાતાં, નાવે જરણ ને મર્ણ;
બાપુ બોલે સાચું રે, હરી એની સાચવે અણી. નામ. ૫

**નરસિંહ**—ભલે મને તાલેવન સમજીને તમે દ્યો, પણ એ મદન મહેતાની દિકરી મારે ઘેર આવીને ખાશે શું ખાશે?

**દિક્ષિત**—મહેતાજી;મઠ બાજરીનો રોટલો જે તમે ખાશો તે એ ખાશે.

**નરસિંહ**—અરે મઠનોય ક્યાં છે, ને બાજરીનોય ક્યાં છે! અમારે તો કોઇ સેવકનું શિધુ આવે તો લાડવાય કરીને ખઇયે; નહિતો ત્રણ દિવસના કડાકાય કરીએ.

**દિક્ષિત**—તમે ત્રણ દિવસના કડાકા કરશો તો અમારી દિકરી ચાર દિવસના કડાકા કરશે.

**નરસિંહ**—અરેરે દિક્ષિત! હાથેકરીને કુવામાં નાંખીને શું કારણ છે?

**દિક્ષિત**--હું કુવામાં નથી નાંખતો પણ સંસારરૂપી સમુદ્રમાંથી બહાર કાઢવા ઇચ્છુંછું. જે જગા ઉપર તમારા જેવા મહાત્મા નિરંતર ,થેઇ

---

૧ અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ્ય. ૨ કુબેર ભંડારી.

કાર કરી રહ્યા છે, તે જગા ઉપર મદન મહેતાની દીકરી એક પળવાર ઉભી રહેશે, તો એનાં કોટાનકોટી જન્મનાં ફરેલાં પ્રાયશ્ચિત પ્રલય થશે. ફરી એને અવતાર ધારણુ નહિ કરવો પડે!

**નરસિંહ**—શિતળદાસ, અરે સાધુ શિતળદાસ! જાઓ શામળીએકુ બુલાવ! શિતળદાસ નામનો સાધુ શામળીઆને તેડવા ગયો. નિશાળે જઇ મહેતાજીને કહ્યું, શામળીઆકુ ભેજો! ઉસકા બિહા કરના હે, બડનગરસે કોઇ દીછત આયા હે. મહેતાજીએ વિચાર્યું હાય ગજબ; શિ હિમ્મત ભિડી છે ભગતડે! ત્રણુ ત્રણુ લાખની આશામીને ઘેર વિવાહ ન થયા ને આ ભિખારીને ઘેર વિવાહ થશે! જગતમાં કોઇની તૃષ્ના તુટતી નથી તૃષ્ના! ઠીક, જા શામળિયા, જો વિવાહ થશે તો હું મારી પોતાની હોંશની છુટી મેલીશ.

પાટી ઉપર સવાશેર ધુળ નાંખીને બેઠેલો શામળિયો, રજા મળતાં એકદમ ઉભો થયો કે બધી ધુળ તેના ઉપર પડી. આખુ શરીર ધુળધુળ થયું છે, ટુંકડુ પોતિયું પહેર્યું છે, સત્તર થિગડાંની બંડી પહેરી છે, બાવા ટોપી કાન ઢંકાય એવી પહેરી છે. ગોપીચંદનનું ટીલું કર્યું છે, તુળશીની માળાનો થોકડો ગળામાં ઘાલ્યો છે, ઉપરના તાપથી પરસેવાના રેલા ઉતરે છે, લાળ ને લિંટ દરડતું જાય છે, શામળિયો સડક સડક લોતો જાય છે, અને શિતળદાસની પછાડી, પછાડી દોડતો જાય છે. શિતળદાસ પાછુવાળી જોતો જાય છે, અરે આનો શું વિવાહ થવાનો છે, આ શું દિક્ષિતની નજરમાં આવવાનો છે!

ભગવાને વિચાર્યું, જેવું શિતળદાસના મનમાં છે તેવુંજ થશે અને મારા ભક્તની લાજ જશે. તેજ વખતે પ્રભુએ દોડતા આવી શામળિયાને સુંદર વસ્ત્ર પહેરાવ્યાં અને **સુર્યનારાયણને** હુકમ કર્યો કે તમારી સોળ કળામાંથી એક કળાનું તેજ શામળિયામાં આવે. તેજનો બંબકાર અને દિવ્ય વસ્ત્ર જોઇ શિતળદાસ ભૂલો પડયો, અને વિચાર કર્યો કે નક્કિ ભગવાને આતું સ્વરૂપ ફેરવી નાખ્યું.નરસિંહ મહેતાના ઉપર ભગવાનના હજાર હાથછે એમાંફેરનહિ.

અગાડી શિતળદાસ ને પછાડી શામળિયો બન્ને આવ્યા; જેવો શામળિયાને જોયો તેવોજ દિક્ષિત તો આભો થઇ ગયો, અહાહાહા! શું સ્વરૂપ કેવી કાન્તિ, આ વર ને આ ઘર ભગવાને મને પ્રથમ દેખાડયાં હોત તો મારે સાડાત્રણ ચારમહિના સુધી અભાગીઆનાં મોઢાં શા માટે ઉઘડાવવાં પડત. મહેતી કહે ભલે બધે ફરીને આવ્યા તો સારા નરતાનો મુકાબલો થયો. બધી નાત ફર્યા પણ આ ઘર જેવું ઘર...અરે મારા વડસસરાનીજ ન્યાતમાં શેદાઇ; એતો આમણે ભકિતના લક્ષમાં ભળીને બધુ કાઢી નાંખ્યું નહિતો હજીએ *આ ન્યાતમાં જાય તો કોઇથી ચું ન થાય ચું!

* નરસિંહ મહેતા.

દિક્ષિતે કંકુનો ચાંલ્યો કરી રૂપિયો ને નાળિયેર મેં આગળ મુક્યુ. મહેતાજી! હવે ગોળ ધાણા સોપારીઓ ખારેકો પતાસાં મંગાવો; પાંચ બૈરાં બોલાવો આણંદ મંગળનાં ગિત ગવરાવો અને વહેચો. મહેતા એક હાથે માથુ ખણુતા જાય છે, ગોળને ધાણા ને સોપારીઓ ને ખારેકો ને પતાસાં ને બધુ......( ઘરમાં પૈ નહિ તેનું માંથુ ખણાય. ) માણેકબાઇ કહે રોજ રોજ ઢોલકાં વગાડતા હતા, ભેકો લાવતા હતા, અને સાધુવાના ભંડારા કરતા હતા, આજ પૈસા હોય તો કામમાં આવે કે ન આવે!

મહેતા કહે ભગવાન કોઇનું અડયું રાખતો નથી. ગાંડી સંતને મોંઢે ગયું એ કયાં કમજરે ગયું છે? દિક્ષિતે વિચાર્યુ, ઘર સારૂ વર સારો, પણ પૈસા નથી. પોતાની પાસેથી પચાસ રૂપિયા કાઢીને આપ્યા. લ્યો મહેતાજી, જે જોઇએ તે મંગાવો. મહેતાજી હાથમાં રૂપિયા લઇ આ હાથમાંથી પેલા હાથમાં ને પેલા હાથમાંથી આ હાથમાં ઉછાળે છે; રામદાસ! ધોકનદાસ, ચેતનદાસ, તુલસીદાસ, શિતળદાસ! સાધુ હાથ જોડીને કહે મહારાજ! મહારાજ! મહારાજ! મહેતા કહે એ શામળીઓ પરણુવાનો હશે તો પરણુશે નહિનો ધુળ નાંખી; માલપુવાને દુધપાકનો ભંડારો કરી ઠાકોરકું ભોગ લગાઓ; ઠાકોરકુ ભોગ લગાઓ! મહેતી કહે થોડી ખારેકો થોડી સોપારીઓ, થોડાં પતાસાં બધુ લાવજો! મહેતા કહે બધુ આવશે બધુ આવશે. દિક્ષિત કહે માતાજી તમારે જોઇએ તો હું પાંચ રૂપિઆ બિજા આપું પણ એ રૂપિયાનું તો મહેતાજી જેમ કરે તેમ કરવા ધ્યો; મારૂં એવું ભાગ્ય કયાંથી કે જેવા રૂપિયા આપ્યા એવાજ સંતોને મોંઢે જાય. મહેતી કહે જેટલા આવેછે એટલા એનાજ થાય છે, કોણુ જાણે કે શિ ભભુતી નાંખેછે. મહેતાજી સાધુ લઇ સટાક ચોરે આવ્યા. નાગરો કહે કયાં હેંડયો ટીલવા;અલ્યા કયાં હેંડયો નરસઇઆ? મહેતાજી કહે જાઉંશું ગોળ ને ધાણા ને સોપારીઓ ને ખારેકો ને પતાસાં ને બધું લેવા. નાગરો કહે શું કરીશ? મહેતાજી કહે કેમ શું કરીશ; આપણા શામળીઆનો વિવાહ કર્યો ને. નાગરો કહે કયાં કર્યો? મહેતાજી કહે મદન મહેતાને ઘેર. નાગર કહે તારા બાપનું કપાળ કર્યુ! જુઠો, જનમારો જુઠો. કેમ શંકાધર આ નરસઇઓ કહે છે એ વાત સાચી?

**શંકાધર**—ઓલ નોનસન્સ, હમબગ, એસ છે એસ ડોંકી છે.

**સત્યપ્રસાદ**—ભાઇઓ તમે ગમે તેમ કહો પણ નરસઇઓ કોઇ દહાડો જુઠુ બોલે નહિ જુવાનિયા કહે, હાં......તમને પરસાદ વધારે આપતો હશે પરસાદ, તમે તો પરસાદીઆ ભગતછો. ભાઇ હું પરસાદીઓ ભગત નથી; પણ હું જે કહુંછું તે સત્યજ છે કે બ્રહ્માંડ ફરે પણ નરસિંહ જુઠુ બોલે નહિ.

એ ચાર જણ દર્શનને બાને મંદિરમાં જોવા ગયા; શામળીઆના કપાળમાં કંકુનો ચાંલ્લો, ખોળામાં રૂપિયોને નાળિયેર અને સામો દિક્ષીતને એઠેલો જોઇ તેમનાં મોઢાં ફિકાં પડી ગયાં. સટાક ચોરે આવી કહ્યું, સારંગધર? આ સાતસે ઘરનું નાક વઢાઇ ગયું, તમારા ભાઇબંધે સારૂ ન કર્યું. સારંગધર કહે એમાં મારા મિત્રને શું. એ બામણે વિવાહ કર્યો છે તો હું મારા મિત્રને કાગળ લખુછું કે તરત વિવાહ ભાગશે. વિઘ્નસંતોષરાય કહે એમ થાય તો સારૂં નહિતો આ મદન મહેતાને જગતમાં મ્હોં કાઢીને બોલવા બારી નહીં રહે. એ બામણે તો ગમે તેમ ઓળો ગોળો વાળ્યો હશે; પણ આ ભિખારીને ઘેર, અરે નાત બારીઆને ઘેર મદન મહેતાની દીકરીનું વેવિશાળ! ધરબોળ ઘાલ્યું; ધરબોળ ઘાલ્યું. શંકાપ્રસાદ કહે ભાઇ એમાં બ્રાહ્મણુ શું કરે; એવા એ ઠીલવા પાસેજ કાંઇ મોહની છે કે જે ગયો તે આંધળો ભિંત! જે ગયો તે આંધળો ભિંત!

( પત્ર ) વડનગરમાં મદન મહેતાને માલમ થાય જે તમારો મોકલેલો દિક્ષિત અમારે અહિં આવેલો; તમારી ભલામણ પ્રમાણે અમોએ એને સારાં સારાં ઘર સારા સારા વર દરશાવ્યા પણ એકે ઠેકાણે વિવાહ ન કરતાં, વળતાં અમારી ન્યાતે ન્યાત બહાર મુકેલો ઢેડવાડામાં ઓચ્છવ કરનારો ન્યાત જેનો છાંટો ન લે, એક દહાડાની જેના ઘરમાં ખાવા નહિ, કાળો કદ્રુપો કોળી જેવો જેનો છોકરો, એવાને ઘેર વિવાહ કર્યો છે; માટે વિચાર કરીને વિવાહ રાખજો, કાંઇક ભેદ છે, ભેદ છે; ભેદ છે.

આ પ્રમાણે પત્ર લખી સારંગધરે સહી કરી. બિજો કહે લાવો હું સહી કરૂં, ત્રિજો કહે લાવો હું કરૂં; એમ કરતાં ત્રણસો સહીઓ થઇ.

પત્ર હાથમાં લઇ બ્રાહ્મણુ મદન મહેતાને આપવા જાયછે. જતાંજતાં વડનગર પાંચ ગાઉ છેટું રહ્યું કે ચકરી ખાઇ પડયો.

( કવિ ) **મરાઠી સાખી.**

લઇ પત્રિકા પંડયો દોડયો, ઝટપટ દેવા માટ;
ત્રિલોકનાથે તાવ મોકલ્યો, પડીઓ ચિતા પાટ;
આવ્યુ મ્હોત અહીં, શુદ્ધિ બુદ્ધિ એની સઘળી ગઇ. આવ્યું.

મહેતાજી સરસામાન લેઇ આવ્યા. રસોઇ કરી ઠાકોરને થાળ ધરી પ્રસાદ લઇ પરવારી રાત્રિયે કિર્તન કરી નિંદ્રા લીધી. સવારમાં દિક્ષિતે રજા માગી.

મહેતાજી મારે તમારી પાસે કાંઇ માગવું છે. મહેતા કહે માગો? શું જોઇએ બોલો? દિક્ષિત કહે બાપજી હું માગુ ને કદાચ આપ ના કહો ત્યારે? મહેતા કહે અરે એ શું બોલ્યા. તમારાથી શું વિશેષ છે. કહો શું

જોઇએ ! ગોપીચંદન જોઇએ ? આપો અલ્યા એ મણ ત્રણ મણ ગોપીચંદન. દિક્ષિત કહે મારે ગોપીચંદન ન જોઇએ. ત્યારે શું ગેરૂ જોઇએ? આપો લ્યા દશ શેર પંદર શેર ગેરૂ. મહેતાના ઘરમાં બેય હાજર " ભાગ્યાના બેરૂ ગોપીચંદનને ગેરૂ." દિક્ષિત કહે મારે એ પણ ન જોઇએ. મહેતા કહે ત્યારે શું જોઇએ ? તાળ કિડતાળ ઘુઘરા, તંબુર, ઢોલક, ઝાંઝ, પખાજ? દિક્ષિત કહે તે પણ ન જોઇએ ? મહેતા કહે ત્યારે તો કહો તોજ સમજાય નહિતો હું કાંઇ પરમેશ્વર નથી. દિક્ષિત કહે બાપજી તમે ભગવાન નથી, પણ ભગવાન તમને મળ્યા છે અને તમારે આધિન છે. મહેતા કહે અરેરેરે એ શું બોલ્યા, મહા મુનિયોના સ્વપ્નામાં ન આવે એ પ્રભુ મારા સ્વાધિન !...દિક્ષિત કહે અસત્ય બોલો તો ભલે પણ મારૂ અંતઃકરણ એમ સાક્ષિ પુરે છે કે તમને ભગવાન મળ્યા છે. મહેતા કહે મળ્યા છે લ્યો કેમ કરવા છે ? દિક્ષીત કહે પ્રભુ વાડ વિના વેલો ચઢતો નથી, દર્પણ વિના આપ દર્શાતુ નથી, સુર્યના કિરણમાં રૂને બાળવાની શક્તિ છે પણ આડો કાચ રાખવાથીજ બળે છે; તેમજ હે મહેતાજી આજ અવતારમાં મૃત્યુ પહેલાં મારે એકવાર શ્રીકૃષ્ન ભગવાનનાં દર્શનની ઇચ્છા છે, તે આપનાથી પાર પડશે. મહેતા કહે ઓ હો ! એજ કે બીજું. જાઓ વચન આપું છું કે જ્યારે હુ શામળિયાને પરણાવા આવીશ ત્યારે તમને ભગવાનનાં દર્શન કરાવીશ. ( દિક્ષિતે વડનગરની વાટ ઝાલી. )

દિક્ષિતને દેખી મદન મહેતા હરખાયા. ભાઇ નમસ્કાર નમસ્કાર નમસ્કાર. દિકરીનો વિવાહ કર્યો ? દિક્ષિત કહે હા કર્યો, મહેતા કહે ક્યાં કર્યો ? દિક્ષીત કહે નરસિંહ મહેતાને ઘેર, એ ન્યાતનો શેઠ પટેલ છે, હરીજન છે, પ્રેમી છે, પરમાત્માનો પરમ ભક્ત છે, એનો દિકરો સુર્ય સમાન કાન્તિદાર છે, પણ...પૈસા નથી. મદન મહેતા કહે થોડા ઘણાય ? બે ચાર હજાર ? દિક્ષીત કહે બે ચાર હજાર શું બે ચાર પૈઓએ નહિ. મદન કહે છેક ગરીબ ? દિક્ષીત કહે છેકા છેક ગરીબ; ત્રણ ત્રણ દિવસના કડાકા કરે એવો. મહેતા કહે અરેરેરે ત્યારે એવું શા માટે જોયું ? દિક્ષિત કહે એવું ન જોયું હોત તો ઘરે સારૂ ન મળત, અને વરે સારો ન મળત. મહેતાની સ્ત્રિ કહે ભલે જોયું, સુરતિયો સારો છે તો વરમાંથી ઘર થશે આપણે જમાઇને ઘરજમાઇ કરીને રાખીશું; કે વેવાઇને બે લાખ રૂપિઆ આપીને આપણી બરોબર કરીશું.

વાતનું સમાધાન કરી દિક્ષિત પોતાને ઘેર ગયો. બિજે દિવસે સવારમાં મદન મહેતા ઓટલે બેઠા બેઠા દાતણ કરે છે તે વખત પેલો બ્રાહ્મણ

કાગળ લઇને આવ્યો. ભાઇ મદન મહેતાનું ઘર કિયું? મહેતા કહે તમારે શું કામ છે? બ્રાહ્મણ કહે મારે કામ છે તમે મને મદન મહેતાનું ઘર બતાવો ને? મહેતા કહે તમે આવ્યા ક્યાંથી? બ્રાહ્મણ કહે હું જુનાગઢમાં સારંગધર મહેતા પાસેથી આવુ છું કે જે એક લાકડીએ આખુ ગામ હાંકે છે. મદન મહેતા કહે અરે સારંગધરની પાસેથી મારો દિક્ષીત કાલેજ આ-વ્યો અને તમને આજે મોકલ્યા તેનું શું કારણ? બ્રાહ્મણ કહે, લ્યો વાંચશો એટલે જાણશો! ક્રોધના આવેશમાં આપેલો કાગળ મદન મહેતાએ તર્ત વાંચ્યો. અને વાંચતાં અંગોઅંગમાં જ્વાળા લાગી. અરરર આવો કૃતદિન બ્રાહ્મણ! લાગ્ય જઇને સખ્ત સજા કરૂ

**મદન મહેતા**—( અતિ ક્રોધથી ) ના કહાવ ના કહાવ ! નર-સિંહને ઘેર મારે વિવાહ નથી રાખવો ના કહાવ! દિક્ષીત કહે છે શું?

**( મદન મહેતા. )　　રાગ; ક્ષત્રિ કલંક.**

ના કહે ના કહે! મ્હારે નહિ ચાલે આ વાર; અભાગીઆ તેં ઉંધુ માર્યુંરે.

કર્યું ધુળધાણી ધિરેલું ધિક્કાર.　　અભાગીઆ. ૧
બોલ્યો જુઠુ જૂઠા બોલા નહિ સાચ;　　અભાગીઆ.
આપી અબળાને લેઇ આવ્યો લાંચ.　　અભાગીઆ. ૨

**દિક્ષીત**—ખોટી વાત; તમને કહેનાર કોણ !

**મેહેતા**—આ લખ્યું છે શું ફોડ તારી આંખ;　　અભાગીઆ.
ગયો પરદેશે ને ખોઈ આવ્યો સાખ.　　અભાગીઆ. ૩
જેના ઘરમાં ખાવા ન મળે અન્ન;　　અભાગીઆ.
કાળો કદ્રુપો ને કોળી જેવો તન.　　અભાગીઆ. ૪
ઢેડવાડામાં ઓચ્છવ કરવા જાય;　　અભાગીઆ.
તેને ઘેર મારી દિકરી દેવાય.　　અભાગીઆ. ૫
સોંપ્યું કામ તને બુદ્ધિ જોઇને પાક;　　અભાગીઆ.
આજે ઘસીને તેં વાઢયું મારૂ નાક.　　અભાગીઆ. ૬

કેટલો અવિચાર! શું ઢેડવાડામાં ઢોલકાં કુટનારને ઘેર રાજ્યના કારભારી મદન મહેતાનો સબંધ! શું કાળો કદ્રપો, કોળી જેવો જેનો વર્ણ એવા નરની સાથે દેવકન્યાનાં લગ્ન!

**( દિક્ષિત. )　　મરાઠી સાખી.**

જુઠુ જુઠુ સરવે જુઠુ, જુઠો એ લખનારો;
સાથે કરેલી સહીઓ જુઠી, જુઠો કર દેનારો;
જુઠુ બોલો તમે, અણઘટતુ કેમ કરીએ અમે.　　જુઠુ.

( મહેતા ) સાખો ભવાઇની.

જુહુરે જુઠું જરૂર એ, પત્ર આ રહ્યા કરમાંય;
પણ ન્યાતે ન્યાત બહાર મુકીઓ, તેને કન્યા કેમ દેવાયરે;
હાંની હાં હાં રે તેને કન્યા કેમ દેવાયરે. હાંની હાંહાંરે.
આપણી હાંશી જગતમાં થાયરે. કરે ઓચ્છવ ઢેડને ત્યાંય રે;
લખ્યું દેખીને લાગી લ્હાય રે. હાંની હાંહાંરે.

દિક્ષિત—મહેતાજી શોચ ન કરશો, સહીઓના કરનાર સર્વને હું ઓળખું છું. બધા નરસિંહ ઉપર સ્વાભાવિક વહેર ઝેર કરે છે, એ બધા જગત છે અને નરસઇઓ ભગત છે. જગત ભગતને અનાદી કાળથી આધ્ય વહેર ચાલતું આવે છે. વળી એમને ઘેર સંબંધ ન થયો અને નરસિંહને ઘેર થયો એટલે તો ઝેરમાં બાકીજ શી રહે.

મહેતા—દિક્ષિત આ કાગળ ઇર્ષા ભાવથી લખાયો છે એવી મારા દિલની ખાતરી નહિ થાય; ત્યાં સુધી હું વિવાહ રાખવા ચહાતો નથી.

દિક્ષિત—તો ભલે હજી આપણે અહિંથી લગનીઓ મોકલવાનો છે તે કોઇ હોંશિયાર માણસને મોકલો; જે નરસિંહને ઘેર બે ચાર દિવસ રહે અને સઘળી બિનાની ખબર લાવે; નરસિંહના ઘરમાં ખાવા નથી એ સિવાય બીજી કાંઇ ખોડ ખાંપણ આવે તો વિવાહ ભાગવો.

મદન મહેતાએ ચિઠ્ઠીમાં બે અક્ષર લખી બ્રાહ્મણને આપ્યા; સારંગધર મહેતાને માલમ થાય જે તમારા કાગળનો વિચાર કર્યો છે.

બ્રાહ્મણને વિદાય કરી લગનીઓ તૈયાર કર્યો. ભાઇ તારે જુનાગઢ જવું. નરસિંહ મહેતાને ઘેર બે ત્રણ દિવસ રહેવું, અને લખેલો કાગળ સત્ય છે કે અસત્ય તેની બરાબર તપાસ કરીને આવવું.

સ્ત્રિ જાતીના સ્વભાવ પ્રમાણે મહેતીને નિરંતર વિવાહનીજ વાત ઘરમાં થતી હોયતો સારૂં એમ રહેલું, અને મહેતાને તો સંત સાધુની ટોળી. મહેતાજીની રીતભાત દેખી એક વખત મનમાં બળી રહેલી મહેતી ગભરાઇ.

( મહેતી ) રાગ. રે રસીઆજી.

જાણ્યા જાણ્યા તમારા ઢંગરે; વહાલાજી.
પળે પળે વગાડો તાલ ચંગ. નાના કાલાજી. ૧
નવ દેખુ વિવાહના ઉમંગરે; વહાલાજી.
કર્યા જોગી વેરાગીના સંગ. નાના કાલાજી. ૨

ઓ ! મહેતા; આ સંત સાધુની ટોળીઓને ને આપણે કેમ ફાવે; આ પણે નાત જાત ઇજ્જત આબરૂ ઘર બાર પુત્ર પરિવાર, એમને તો "બાવા

ઉઠયા બગલમાં હાથ. ”

**મહેતા**—ખબડદાર ખબડદાર! તારે મારા સાધુ સંતની ટોળીની કે તાલ કિડતાલની વાતજ ન કરવી.

**મહેતી**—હું તો ન કરૂં, પણ જો આવામાં લગનિયો આવે તો જરૂર વિવાહ ભાગે. દુનિયામાં ઇજ્જત તો ખોઇ.

રહે દુનિયાદારીમાં લાજરે; વહાલાજી.
આચર્યાં એથી ઉલટાં કાજ. નાના કાલાજી. ૩
આજે આવે લગનિયો ઘેરરે; વહાલાજી.
જુવે મહેતા તમારી પેર. નાના કાલાજી. ૪

**મહેતા**—અરે મદન મહેતાને ઘેરથી વિવાહ ભાગશે તો મારો શામળીઓલાલ કરશે ને કંઇકથી આવશે ગડતુ ગડતુ. મદન મહેતાને ઘેર કોણ કહેવા ગયું હતું? કોણ ખોળા પાથરવા ગયું હતું.

**મહેતી**—પણ તમારે ભજન નથી મુકવું કેમ? ભજનની રીત્યે હશે કે નહિ હોય! આખું ગામ ભજન કરે છે; કોણ નથી કરતું; પણ તમારાથીતો પ્રભુ તોબાહ! જે ઝીણા ઝીણા મણકાની તુળશીની કંઠી પહેરતા હશે તેને ભગવાન નહિ મળતા હોય તે ભારા ને ભારા ગળામાં નાંખો છો! હાય હાય! લજ્જાતો માર્યાં.

જાણે વેડાયું તુળશીનું વનરે; વહાલાજી.
નાંખી માળાઓ ઢાંકયું તન. નાના કાલાજી. ૫

**મહેતા**—બસ તારે મારી તુળશીની માળાની નિંદા ન કરવી!

**મહેતી**—ઓય હોય હોય હોય હોય હોય! વળી મર્ડ કેટલો છે. મિયાની ભેંસને ડોબુ ન કહેવાય! એકલી માળાઓ બાળતા હો તોતો ધુળ નાંખી પણ પાછા પગમાં ઘુઘરાને થન થન થન થન; થન થન થન થન; થન થન થન થન.

બાંધી ઘુઘરા ને નાચો પાગરે; વહાલાજી.
ગોપીચંદને ચિતર્યો વાઘ. નાના કાલાજી. ૬

આ મોટું ગાલ્લાના ચિલા જેવડું ટીલું ખેંચો છો, તે ઝિણી ઝિણી સળિયે ચાંલ્લો કરતા હશે એને ભગવાન નહિ મળતા હોય?

**મહેતા**—ખબડદાર તને સો વખત સમજાવી પણ શરમ નથી? તારે મારી માળાની કે ટીલાં ટપકાંની કે કશાની વાત ન કરવી.

( કવિ ) **મરાઠી સાખી.**

આવ્યો લગનિયો લગન લેઇને, પુછે મહેતાજીનો ધામ;

દામોદરનું મંદિર કયાં છે ? ભક્ત નરસૈંઓ નામ;
કયાં છે માણેકબાઇ, જેને ઘેર કરી છે સગાઇ ? કયાં છે.

પરદેશી અને અજાણ્યા માણસનો અવાજ સાંભળી મહેતી બહાર આવ્યાં અને લગનિયાને દેખી પાછાં મંદિરમાં ધસ્યાં. એ ગાંડા ભાયડારે ખડખડીઆં રાખો ! મહેતા ચટ બંધ રહ્યા. શું છે ? મહેતી કહે લગનિયો આવ્યો. મહેતા કહે લગનિયો આવ્યો એટલે મારૂ ભજનજ બંધ રહે ! મહેતી કહે ઘડી તો બંધ રાખો પછી કુટજોને જનમારો. ( લગનિયો આવી ઉમરા બહાર ઉભો રહ્યો. ) મહેતી કહે ઉભા રહો હું ચાર બૈરાં બોલાવી લાવું; કારણ કે લગનિયાને વધાવવો પડશે. મહેતા કહે લગનિયાને વધાવવો પડશે તેમાં બૈરાનું શું કામ પડશે ? મહેતી કહે લગનિયાને વધાવવો પડશે ત્યારે ગાવું પડશે. મહેતા કહે તું વધાવે તો હું ગાઉ ને હું વધાવું તો તું ગાય; એમાં બૈરાનું શું કામ ?

મહેતી કહે લાજો લાજો, અમારી બૈરાની વાતમાં અતિશે ડહાપણ ન કરવું, એમાં સાર નહિ કાઢો. ( મહેતી બૈરાં તેડવા ગયા. ) મહેતાએ વિચાર્યું બિચારો દૂર દેશાન્તરથી આવેલો થાકયો પાકયો કયાં સુધી ઉભો રહેશે, લાવ્ય આ ઠાકોરજીની આગળ ચોખા પડયા છે તેથી વધાવી લેઉ.

સવાશેર દોઢશેર ચોખાનો ખોબો ભરી લગનિયા ઉપર નાંખ્યો, અને હાથ ખેંચી ઘરમાં બેસાર્યો. કહો દિક્ષિત શું કરે છે, મદન મહેતા શું કરે છે !

તે વખત મહેતી પાંચ સ્ત્રિયો લઇ આવ્યાં. સ્ત્રિયો કહે તમે તો લગનિયો વધાવવાનો કહેતાં હતાં ને લગનિયો તો ઘરમાં બેઠો છે; કોને વધાવશો ?

મહેતી કહે બળ્યું બેન ! આ ભાયડાને પરણી ઠરીને ઠેકાણે એકે દહાડો હું બેઠી નથી. મેં તમને કહ્યું હતુ શું ! ને તમે કર્યું શું ?

તું નાંખત નવટાંક ચોખા ને મેં નાંખ્યા દોઢશેર ચોખા; હવે ગાવું હોય તો ગાઇ લ્યો મહેતી કહે ગાઇ મુકયું છે. અઢારે ઓરીઆ વિતિ ચુકયા છે તમને પરણી ત્યારના ! બળ્યું લાવ્ય હવે રસોઇ કરવા માંડુ, એમને છે જરાએ આબરૂ. દાળ ચોખા લોટ તો ઘરમાં હાજર હતાં પણ ઘી ગોળના વાંધા હતા. ઘી ગોળ મહેતી પાડોશીને ઘેર ઉધાર લેવા ગયાં. બેન હાલમાં અમને થોડાં ઘી ગોળ ઉધાર આપો અમે કોઇ સેવકનું શીધું આવશે ત્યારે આપીશું. પડોશણ કહે લઇ જાઓ અમારે પાછુ નથી જોઇતુ; કયાં કુમાર્ગે જાય છે !

મહેતી રસોઇ કરવા લાગ્યાં અને લગનિયે રજા માગી. મહેતાજી રજા આપો તો ગામ જોઇ આવું ? મહેતા કહે હા જાઓ ગામ ઘણું સારૂ ને જો

વા લાયક છે. ( ક્યારે અહિંથી જાય ને મારૂં ઢોલકું ચાલતું થાય.)લગનિયો ગયો ને મહેતાએ ઢોલકું ખખડાવ્યું. મહેતીએ ડોકીયું કર્યું; અરે પેલો ગયો કે આણે વેષ કાઢયો !

લગનિયો પડોશમાં પુછે છે. ભાઈ નરસિંહ મહેતાનું ઘર કેવું ! પ-ડોશી કહે ઘર ગ્નાતીમાં શ્રેષ્ટ, નાતનો શેઠ પટેલ. લગનિયો કહે વર ? પડોશી કહે વરમાં કાંઇ કહેવત નથી. લગનિયો કહે, કહેછે ને મહેતાને ગ્નાતી બહાર મુક્યા છે; સાચી વાત ? પડોશી કહે ખોટી વાત એ ગ્નાતીના માણુસો ગમે તેમ ગપાટા મારે પણ મહેતાજી ગ્નાતીની પરવાજ રાખતા નથી. શેઠાઇ નહિ પટલાઇ નહિ આખી નહિ પાછી નહિ, કાંઇ નહિ. લગનિયો કહે કહે છે ને ઢેડવાડામાં ઓચ્છવ કરેછે; એ ખોટી વાત ! પડોશી કહે ઢેડવાડામાં ઓચ્છવ તો નથી કરતા, પણ અમારા ગામમાં એક ઢેડ એવો વૈશ્નવ આવ્યો હતો; એટલો બધો આચાર વિચાર પાળનારો હતો, કે જેની બરોબરી એક વખત બ્રાહ્મણ પણ ન કરી શકે; એના કહેવાથી અને અતી આગ્રહથી ઢેડ-વાડાની નજીક સ્વચ્છ જગા કરાવી તુળશીનાં વન વવરાવી મહેતાએ કિર્તન કર્યું હતું; તે ઉપરથી નાગરોએ મહેતાને ગ્નાતી બહારની સુચના કરી હતી. મહેતાજી જમવા ન ગયા પણ તે દિવસે ગ્નાતિમાં એક એક નાગરને એક એક ઢેડ ને ઢેડના હાથમાં હાડકાં. આ બનાવ જોઇ નાગરો ચમક્યા; અને આખરે મહેતાજીને માન્યની સાથે બોલાવ્યા, ત્યારે ઢેડ દેખાતા બંધ થયા. એવી પરમાત્માની એના ઉપર કૃપા છે. લગનિયો કહે એની પાસે પૈસા ખરા કેમ ? પડોશી કહે પૈસા નથી, તારે માટે લાવશી કરવા સારૂ એની બાઇડી મારે ઘેરથી ઘી ગોળ ઉધાર લઇ ગઇ ત્યારે.

આ પ્રમાણે ઘણે ઠેકાણે પુછી ખાતરી કરી; બિજે દિવસે સવારમાં લગનિયે રજા માગી. મહેતાજી રજા લેઉછું ? મહેતા કહે હા આવજો પ-ધારજો ! જ્યારે લગનિયાને વિદાયગિરીમાં કાંઇ ન આપ્યું ત્યારે નિરાશ થયો. મહેતીના કહેવાથી મહેતા ગામની ભાગોળ સુધી લગનિયાને વળાવા આવ્યા. મહેતી પણ સાથે આવી. લગનિયે જાણ્યું કંઇક આપશે ખરા. લ્યો મહેતાજી ઉભા રહો ! મહેતા કહે હા આવજો પધારજો ! મહેતી કહે આજે આબરૂના કાંકરા થયા, વેવાઇ પુછશે શું દક્ષણા આપી તે વખત કહેશે કાંઇ નહિ; ત્યારે વેવાઇને ખ્યાલ થશે કે નરસિંહના ઘરમાં ખાવા નથી.

મહેતા કહે આપવું પડે તો આપું પણ તું મને પેલી તાળ ખખડાવ-વાની ના કહે છે એમાં જે છે તે છે. મહેતી કહે જાઓ ખખડાવો ! રજા મળતાંજ મહેતાજી ઉછાળા મારતા દોડયા અને દોઢ માથોડુ ઉંચેથી તાળ લઇ

ખખડાવા મંડયા. તાળના રણુકાની સાથે લક્ષ્મિજીને ખખડીને દાંત આવ્યા કે મોમાંથી રત્ન નિકળી ચોક વચ્ચે આવીને પડયું. મહેતા હાથમાં લઈ દોડયા. લગનિયા ભાઇ ઉભા રહો ! લગનિયા ભાઇ ઉભા રહો ! ક્યો. લગનિયાના હાથમાં રત્ન મુકયું. ન લગનિયો પારખે કે ન મહેતા પારખે. લગનિયો વિચારે છે અરેરેરે ! રૂપા મોહોર પણુ નહિ; આ કાચનો કકડો, છોકરાને રમવાનો લકટો, કાછીઓ; અરેરે ફેરા ફોગટ ગયો. ફિકર નહિ આપણે તો મદન મહેતા પાસેથી બમણી દક્ષણા લેઇશું, પણ આ શોભા વેવાઇને બતાવવી તો ખરી, ચિંથરે બાંધી પાઘડીમાં ખોસ્યું.

વડનગરમાં આવી પહોંચ્યો, મદન મહેતા કહે નમસ્કાર ! ભાઇ નમસ્કાર, કેમ વિવાહ રાખવો કે ભાગવો ? લગનિયો કહે ઘર સારૂ, વર સારો અને જે કાગળ લખ્યો હતો તે તુત, મેં પેરવી બરાબર કરી છે. કાગળની સહીઓવાળા બધા મિજાજના ફરેલા છે અને બિચારા હરીજન મહેતાને કશા લેખામાં ગણુતા નથી. ફક્ત એટલુંજ કે પૈસા નથી; એવો ગરીબ છે કે મારે માટે લાવશી કરવા ઘી ગોળ પાડોશીને ત્યાંથી માગી લાવવાં પડયાં; પાસે પાઇનું ઠેકાણું નથી.

મદન મહેતા કહે અરેરેરે આવો છેક નિર્ધન માણુસ મારૂ આગણું શું દીપાવશે. અરેરેરે મારે ઘેર રાજા આવશે વેવાઇની મુલાકાત લેવા માગશે તો હું શું જવાબ આપીસ; અરેરેરે હરીજન છે એટલે વ્યહેવારીક બુદ્ધિ તો કયાંથીજ હશે ! તમને કાંઇ દક્ષણા આપી ! લગનીઓ ( ગાંઠ છોડતો જાય છે. ) કહે હા આપ્યો છે એક કાચનો કકડો ! મદન મહેતા કહે અરે હાય ! મને કયાં કુબુદ્ધિ સુજી કે મેં પેલા દિક્ષિતને મોકલ્યો ! લગનિએ રત્ન હાથમાં આપ્યું.

મદન મહેતા કે જેના હાથમાં હજારો રત્ન આવી ગયાં છે ! અરે તમો બંને આંધળા છો કાંઇ જોતાં નથી. ઝવેરીને બોલાવો ઝવેરીને બોલાવો ! ચાર ઝવેરી આવી હાજર થયા, જેમને પેલુ રત્ન કિમ્મત કરવા આપ્યું.

( ઝવેરી ) દોહરો.

તોલ ઉંચકયું કાંટે ઘાલી સત્ય કહું આ વાર;
જો હોય તમારે વેચવું, આપું ચૌદ હજાર. સિયાવર.

મદન મહેતા વિચારે છે, અરેરેરે આ શો ગજબ. લગનિયાને ચૌદ હજાર રૂપિયા દક્ષણા ! અરે જેટલા રૂપિયા ત્યાંથી આપ્યા હોય એટલાજ બિજા ઉમેરીને મારે આપવા પડે; અને વેવિશાળના કરમાં એક રૂપિઆથી પગલું મંડાય; વળી ગ્રહસ્થ હોય તેં બેથી પગલું માંડે; પણ જેણે ચૌદ

હજાર રૂપિયાથી પગલું માંડયું, એ મારા છાપરાનાં નળિયાં શી રીતે રાખ- શે ! દિક્ષિત ! ના કહાવ ! ના કહાવ ! મારે વિવાહ નથી રાખવો; હું નિર્ધન માણસ આવા ધનવાનને પુરો નહિ પડું. અરે લગનિયાને ચૌદ હ- જાર રૂપિયા દક્ષણા, તો એને ઘેરથી કોઇ કન્યા જોવા આવે તો મારે અ- ઠાવિસ*હજાર રૂપિયા આપવા પડે.

( મદન ) રાગ; ક્ષત્રિકલંક.

ના કહે ના કહે ! મારે વિવા કરવો ફોક, પુરૂ શી રીતે એનું પડશેરે ?
જોઇએ બમણું દેવા જોવા આવે કોક. પુરૂ. ૧
*આના પ્રમાણે એ લાવશે સાજન; પુરૂ.
મેલી ઘર ગામ જાવું પડશે વન. પુરૂ. ૨
જોયો નિર્ધન પણ હશે એ શ્રિમંત; પુરૂ.
કરો રદ વિવાહ ખરી રાખી ખંત. પુરૂ. ૩
હું તો અલ્પ પ્રાણી એ છે ધનવાન; પુરૂ.
મોંઘા થાય ઘર દેઉ કન્યા દાન. પુરૂ. ૪
માટે વિલંબ ન કરશો જરાય; પુરૂ.
મુજ પામરથી પુરૂ નહિ થાય. પુરૂ. ૫

**લગનિયો**—મહેતાજી અવળા વિચાર કયાં કરો છો ! નરસિંહ જેવો વેવાઇ શોધ્યો મળવાનો નથી.

ગિતિ.

દાસ હરિનો એ છે, પ્રભુ આવશે જાન માંહી જોડે;
કરશે ખર્ચ મન માન્યું, હરી નિરખો ને કન્યા ઘો કોડે.

( દિક્ષિત ) રાગ, પામ્યો પ્યારી મનમાની.

મહેતો નરસઇઓ નામી, છે ઉત્તમ ગુણનો સ્વામિ,
નહિ લોભી કપટી કામી, હરનિષ જપે બહુનામી,
સંસારી પણ એ ભક્ત, જેને જાણે બાધુ જગ્ત,
ઘરમાં નહિ ખાવા કાંય, જેને વશ ત્રિભોવનરાય;
જુગજીવન આવે જાને, જેને ખોટ નહિ ખજાને,
બળવંતો રીઝે બહાને,
માટે મન ચિંતા છાંડો, જુઠીનો વિવાહ માંડો. મહેતો.

મદન મહેતા કહે દિક્ષિત મારી પાસે સાત લાખ રૂપિયા છે તે ખ- ર્ચતાં મારી આબરૂ રહે એમ મને લાગતું નથી. દિક્ષિત કહે મહેતાજી, ત-

* રત્નની કિમ્મતના પ્રમાણમાં.

મને સાત લાખ શું સાત હજારે ખર્ચ નહિ થાય, ધિરજ રાખો.

જ્યારે લગ્નના થોડા દિવસ બાકી રહ્યા ત્યારે મહેતાએ ભગવાનને કંકોત્રિ પહોંચાડવા દ્વારીકાં જવાની તૈયારી કરી. મહેતી કહે કેણી પાર તૈયારીઓ કરી ! ક્યાં જાઓ છો ? મહેતા કહે જઇશું ભગવાનને કંકોત્રિ આપવા દ્વારીકાં. મહેતાને જોઇ સટાક ચોરાના નાગરો બોલ્યા. પ્રલયશંકરભાઇ નરસઇઓ ટીલવો આવ્યો. કેમ નરસિંહ; ક્યાં ? નરસિંહ કહે જઇશું કંકોત્રિ આપવા. તારાપ્રસાદ કહે શાની કંકોત્રિયો ? મહેતા કહે શાની કેમ આ શામળિયાનું લગન થડમાં આવ્યું તેની. તારાપ્રસાદ કહે હં શામળિયાનુંએ થડમાં આવ્યું ને તહારૂએ થડમાં આવ્યું. મહેતાજી ગણુગાર્યા વિના ચાલ્યા ગયા.

જુનાગઢ બહાર જઇ મહેતાજી વિચાર કરે છે. દ્વારીકાં જઇશું, ગોમતિમાં નાહિશું; ગોવિંદ ગુણ ગાઇશું, હરી કિર્તન કરીશું; મંદિરે મદિર ફરીશું, અને ભગવાન દેખશે કે તર્ત કહેશે મારો નરસઇઓ ! મને બાઝશે એટલે હું એમને એવો બાઝીશ કે છોડીશજ નહિ. ( ખાલી બાથ મારીને આંખ મિચિ. )

સવારથી સાંજ પડી ત્યારે ભગવાને કહ્યું; ગરૂડ ! જુનાગઢની ભાગોળમાં નરસઇઓ મને બાથ મારીને ઉભો છે; તેને લાવી ગોમતિને તિરે હાજર કરો ? ગરૂડે આવી ચાંચમાં પકડી પાંખ ઉપર બેસારી ગોમતીને તિરે હાજર કર્યો. સવાર થતાં જ્યારે નરસિંહની આંખ ઉઘડી ત્યારે ગોમતીનો કિનારો દીઠો. અહોહોહો, હુંતો ઉભો હતો જુનાગઢમાં અને મને લાવીને અહિં મુકયો, ત્યારે એમને આવવાની દાનત ખરી; મારે આગ્રહ નહિ કરવો પડે.

મહેતાજી નાહિધોઈ પરવારી હરી કિર્તન કરતા ચાલ્યા. દેવ દર્શન કરે છે, મંદિરે મંદિર ફરે છે, એમ કરતાં પંદર દિરસ થયા પણ કંકોત્રિ સાંભરતી નથી. એક વખત પ્રભુ બહાર સિંહાસન નાંખી બિરાજ્યા છે, અને નરસિંહ પાંચસેં માણુસ પાછળ લઇ પગમાં ઘુઘરા બાંધી થેઇકાર કરતો આવે છે.

( નરસિંહ. ) રાગ. જબરી જાદુગિરી.

ભજો રાધે રાધે ભજો રાધે, ભજ મન રાધે ગોવિંદ રાધે ગોવિંદ;
નહિ જીવ જાય અમૃત ખાધ્યે, ભજ મન રાધે ગોવિંદ રાધે ગોવિંદ.

રામ ગોવિંદા રટો નિરંતર, જો ચાહો કલ્યાણ;
સર્વ વૃત્તિયો સ્થિર કરીને, ભજી લ્યોને સારંગપાણરે. ભજ મન૦
કામ ક્રોધ મદ લોભ ગર્વ છજી, સઘળા પામે શાન્ત;
માયાની ઋહણા ભાગે, જો ભાગે મનની ભ્રાન્તરે. ભજ મન૦

**શ્રિકૃષ્ણ**—નરસિંહ આમ આવ્ય!

**નરસિંહ**—(હાથ જોડીને) આવ્યો કૃપાનાથ.

**ભગવાન**—અલ્યા ક્યારનો આવ્યો છું!

**નરસિંહ**—બાપજી પંદર દિવસથી આવ્યો છું ને।

**ભગવાન**—પંદર દિવસથી આવ્યો છું ને મને તો આજેજ દેખા દીધી.

**નરસિંહ**—મને શી ખબર કે નહિ દીઠો હોય! રોજ દર્શનમાં આવુંછું ને।

**ભગવાન**—હજારો માણસના ભેગો આવતો હઇશ ને જતો હઇશ એમાં હું તને શું દેખું.

**નરસિંહ**—સત્ય છે, તમે સર્વને દર્શન દેવા બેઠા છો એટલે સર્વ તમને દેખે; તમે કાંઇ દર્શન કરવા બેઠા છો કે બધાને દેખો!

**ભગવાન**—ઘેર સૌ સારૂ છે?

**નરસિંહ**—હા। આપની કૃપા છે ત્યાં સુધી.

**ભગવાન**—બાઇડી +સધરી?

**નરસિંહ**—ચાલ્યાં જાય છે.

**ભગવાન**—અલ્યા કુંવરને પરણાવીને શામળિયાનું કાંઇ ધાર્યું.

**નરસિંહ**—લ્યો લ્યો લ્યો। ઘડીમાં માથાના વાળીઆમાં, ઘડીમાં કેડમાં, ધુંજામાં હાથ ઘાલતો જાય છે. હું તો કંકોતરી આપવા આવ્યો છું ને. (લગ્ન પત્રિકા કાઢી ભગવાનના ચર્ણમાં મુકી)

**ભગવાન**—(વાંચીને) અલ્યા નરસઇયા હવે દિવસ થોડા રહ્યા.

**નરસિંહ**—આડી રાત રહી હોય તોય મારે શો ઉજાગરો છે. તમે જાણો તમારો છોકરો જાણે ને તમારો વેવાઇ જાણે. મેં તો આ લીધી કિડતાલ.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે,
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે;
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે,
નાના નટવર રાધાકૃષ્ન, ઓ મારા નાથ રાધાકૃષ્ન;
ઓ મારા નાથ પકડો હાથ, અહલ્યાના ઓધારણ નાથ.
પતિત કેરા નાથ, અનાથોના છોજી નાથ.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.

**ભગવાન**—નરસિંહ તું જા। જુનાગઢ.

**નરસિંહ**—તમે ક્યારે આવશો!

---

+ તારા નામ સ્મર્ણમાં કાંઈ વિક્ષેપ કરતી બંધ થઇ!

**ભગવાન**—હું પછીથી આવીશ.

**નરસિંહ**—તમારૂં ડગલું આગળ ને મારૂં ડગલું પાછળ.

**ભગવાન**—એમ ન બને, હાલ તું જા. તારી સાથે ઓધવ અક્રુરને મોકલુંછું વળી દશ ઘોડેસ્વાર જાદવ મોકલુંછું. જે જે સાહિત્ય જોઇશે તે ભક્ત ઓધવ અક્રુર મારૂં નામ દેઇ તૈયાર કરશે, અને જ્યારે તું વરઘોડો ચઢાવીને ગામ બહાર આવે ત્યારે મને યાદ કરજે, હું હાજર થઇશ.

લે પહેર ! આ કસબી કોરનું કેશરી પિતામ્બર, ઘાલ્ય માથે હીરારત્ન જડિત્ર સોનાનો મોરપિંછવાળો મુગટ, અને ધારણ કર આ મોતીની માળાઓ.

નરસિંહને ગમતી વાત નહિ પણ ભગવાનની પાસે બોલાયું નહિ અને પ્રભુ પ્રસાદી જાણી સઘળું ધારણ કર્યું. મોતીની માળાઓ ઉપર થોડી તુળશીની પણ ઘાલી અને ગોપીચંદનનાં ટીલાં તાણ્યાં. મહેતાજી રથમાં બેઠા, ઓદ્ધવનું મોઢું ઉત્તર તરફ અને અક્રુરનું દક્ષિણ તરફ, મહેતાજી આગળ, હાંકનાર ધુંસરા ઉપર અને આગળ દશ ઘોડેસ્વાર.

વિરંચીપ્રસાદ કહે સારંગધર કોઇ દરબાર આવતો લાગે છે. (ઘોડેસ્વારને;) ભાઇ કોણ છે તમારા રથમાં ? (મહેતા સામી નજર પડી.) અલ્યા નરસઇઓ ટીલવો ! મારા બેટાને લોક ગાડીમાંય બેસારે છે તો !

**(કર્તા.)** **રાગ; ગુજરી.**

મોર મુગટ પિતાંબર પહેરી, બેઠો રથની માંયરે;
સ્વાર શોભિતા ને રથને દેખી, નાગર ચમકયા ત્યાંયરે. ૧.
મૂર્ખ જનોએ કરી મશ્કરીઓ, જોગી તું કયાં જઇ આવ્યોરે,
ભોળા જનને નાંખી ભભુતિ, પોશાગ પહેરી લાવ્યોરે. ૨.
મોંઢુ વિલું ને તેં તો તાણીયું ટીલું, અલ્યા ભોળવવા બેઠો જગ્તરે;
હાથમાં માળાને તારા પેટમાં લ્હાળા, અલ્યા જાણ્યો નરસઇઆ ભકતરે. ૩.
નરસિંહ મહેતા નામ ન બોલે, સાંભળે સઘળું કાનરે;
નગ્ર લોક કેમ અવળું બોલે, કહોને શ્રી ભગવાનરે. ૪.
મનુષ્યનું બોલ્યું મનમાં ન લઇએ, વિઠ્ઠલ સાથે વહાલરે;
ભક્ત જગ્તને શત્રુતા સાચી, આદી અનાદીનો ચાલરે. ૫.

**નાગર**—ભગત જગતકુ ઠગતહે, જગત રહત જખમાર;
**નરસિંહ**—જગત ઠગે જે ભકત જન, તે પામે ભવપાર.

ઓધવ કહે ભક્ત શિરોમણી નરસિંહ મહેતાજી ! ગામમાં આબરૂ તો સારી દેખાય છે ! મહેતાજી કહે અરે આપ જ્ઞાનિ થઈ અજ્ઞાની કેમ થાઓછો ? જ્યાં આબરૂનો ખપ છે ત્યાં કેટલી છે તે તો વિચારો ! આ

નિર્ભાગિના મોં આગળ આબરૂ હોય તોય શું ને ન હોય તોય શું! ઓ-દ્ધવ કહે પણ મહેતાજી તમને તિરસ્કાર કરતાં એમની જીભ કેમ ઉપડે છે?

**(નરસિંહ) પદ; રાગ; જે દુઃખ થાય તે થાજો.**

બુદ્ધિ વિનાના છો બળતારે, હું નહિ છોડું હરીને.
લેવા દેવા વિના લાતો ઉછાળે; ખુલ્લિ દેખાડે છે ખળતારે. હું નહિ. ૧
પૂન્યને મારગ પગલુ ન માંડે; પાપના પોટલા રળતારે. હું નહિ. ૨
સાધુ સંતનો સાથ ગમે નહિ; ભૂવાની ટોળીમાં ભળતારે. હું નહિ. ૩
મહાજન દેખીને મૌન્ય રહે નહિ; અંધા એ હાથ ઉછળતારે. હું નહિ. ૪
કાચા પોચાને તો જાએ કરડવા; લાંઠને દેખીને લળતારે. હું નહિ. ૫
સત્યની વાતમાં શ્રવણ ધરે નહિ; ચામની ચોરીમાં ચળતારે. હું નહિ. ૬
ભોમિમાં ભળશે એ ભૂંડે હવાલે; બાપુ કહે કળકળતારે. હું નહિ. ૭

( ઓદ્ધવના મનનું સમાધાન કરતા મહેતાજી ઘેર આવ્યા. )

મહેતાજીની સંગે તેર માણુસ જોઇ મહેતીજી ઉકળ્યાં. મહેતી કહે આટલા બધા ભાયડા કયાંથી લાવ્યા? મહેતા કહે છાની રહે! છાની રહે સાંભળશે! મહેતી કહે સાંભળશે તો શું થઇ જશે; કાંઇ ઓશિયાળ ઓ-શિયાળ છે કે શું? કાંઇ પોટલા ઓટલા પછાડે છે કે શું? મહેતા કહે તું ઓળખતી નથી! મહેતી કહે મારે ઓળખીને શું કામ છે, હશે ત-મારા જેવા વેરાગીને વેરાગી. મહેતા કહે છાની રહે એતો વેવાઇનાય વેવ-ઇના ઘરના. વેવાઇનું નામ સાંભળી મહેતી ખુશી થયાં અને જોઇતી સઘ-ળી સાહિત્ય હાજર કરવા માંડી. બિજે દિવસે મહેતાએ મહેતીને પુછયું શું શું જોઇએ? મહેતી કહે વડીઓ પાપડ ને શેવો પ્રથમ જોઇએ. મહેતા કહે તૈયાર જોઇએ? મહેતી કહે ના ના અમે પાંચ બાઇડીઓ બેસી મુ-કીએ એવું જોઇએ. મહેતા કહે ઓદ્ધવજી મહેતીનું મન વરતો ને જોઇતી ચિજ હાજર કરો! ઓદ્ધવે ઇશ્વર સ્મર્ણ કર્યું કે અંત્રિક્ષથી ચોળાના પિ-ઠાનાં તૈયાર તપેલાં ઉતર્યાં;મહેતી મેલ્લાની સ્ત્રીઓ એકઠી કરી વડીઓ મુકવા બેઠાં.

( કવિ ) ગિતિ.

+પહેલો કાગળ પહેલો કાગળ, પુષ્કર મધ્યે મોકલ્યોરે,
પુષ્કર મધ્યે પુષ્કર મધ્યે, બ્રહ્માજીને નોતરાંરે;
આપણુ ઘેર આપણુ ઘેર, શામળશાના લગ્ન,

+ બીજો કાશીમાં **વિશ્વનાથને**, ત્રિજો મેવાડમાં **શ્રીનાથજીને**, ચોથો ગયાજીમાં **ગદાધર ભગવાનને**; પાંચમો પ્રાવાગઢમાં **માતાજીને**, છઠ્ઠો દ્વારીકા-માં **દ્વારકાધિશને** અને સાતમો ડાકોરમાં **રણછોડરાયને** લખજો.

તેની વરઘોડામાં વહેલા પધારજોરે.
તમ આવ્યે તમ આવ્યે રૂડાં વાનાં નિપજેરે:
તમ આવ્યે તમ આવ્યે પડે પકવાન. તેની. ૧
તમ આવ્યે તમ આવ્યે તાળાં કુંચી ઉઘડેરે;
તમ આવ્યે તમ આવ્યે ખુલે ભંડાર. તેની. ૨

ત્રિજે દિવસે મહેતાજી કહે ઓધવજી આજે તો વરઘોડો ચઢાવવાનો દિવસ છે. ઓધવ કહે શું શું જોઇએ? મહેતા કહે શું શું જોઇએ એતો દેવ જાણે. ઓધવ કહે શું શું જોઇએ એ અમો જાણીએ છીએ પણ કેટલું કેટલું જોઇએ? મહેતા કહે શું શું જોઇએ ને તમે કહો। ઓધવ કહે ગાડીઓ, ઘોડા, બગીઓ, પાલખીઓ...મહેતા કહે બસેં પાંચસેં ઘોડા કરો? બસેં પાંચસેં હાથી કરો। બસેં પાંચસેં પાલખી કરો।......મહેતાજીના કહેવા પ્રમાણે રત્ન જડિત્ર સોનાની અંબાડિયોના હાથી, સોનેરી માંજરવાળા જરીની કલગિના ઘોડા; ખરાં મોતિની લટકતી સેરોની પાલખીઓ વિગેરે સર્વ સાહિત્ય ઓધવજીએ તૈયાર કરી.

નરસિંહ મહેતાને આંગણે ધામધુમ જોઈ સાતસેં નાગર સટાક ચોરે એગા થયા. મણિધરપ્રસાદ કહે સારંગધર। આ મારા બેટાએતો ઠેઠ સુધી વેષ ભજવ્યો ઠેઠ સુધી, સારંગધર કહે ભજવવા દો ભજવવા દો તોરણેથી વર પાછો આવવાનો છે, તોરણેથી। તમે કેમ ઉંચા નિચા થાઓછો મારો મદન મહેતા ઉપરનો લખેલો કાગળ મિથ્યા જાય કે? તૃષ્ણાપ્રસાદ કહે સારંગધર કદાચ નરસિંહ આપણને નોતરે તો આપણે કેમ કરવું? સારંગધર કહે જે વખત શામળિયાનો વરઘોડો સટાક ચોરાની પાસે થઇને જાય તે વખત આપણે અવળાં મોઢાં રાખી ઉભા રહેવું; વરઘોડા સામું પણ જોવું નહિ. સટાક ચોરેથી નિચે ઉતરે એ જ્ઞાતિ બહાર રહે, કરો એકડા। કાગળ મંગાવી ઠરાવ લખ્યો કે નરસિંહના દિકરા શામળના વરઘોડામાં જોવા પણ જાય। તે જ્ઞાતિ બહાર રહે। ઠરાવ લખી નિચે સહીઓ કરી; કુલ સાતસેં સહીઓ થઈ. સહીઓના કરનાર તો સટાક ચોરે બેઠા છે તેજ; વૃદ્ધ અને જુવાન બાળકો કાંઇ સહીઓ કરવા આવ્યા નથી. પંદરથી પચીસની ઉમ્મરના બસેં જવાનિયા છોકરાનું ટોળું નરસિંહને ઘેર જઇ ચઢ્યું. નરસિંહ કાકા નરસિંહ કાકા, આ હાથી ને પાલખીને એ બધું કોને માટે? નરસિંહ કહે જે બેસે એને માટે, તમે બેસો તો તમારે માટે। નાગર બાળકો કહે મહેતાજી શું કરીએ અમારા બાપે તો એકડા બાળ્યા છે। મહેતા કહે શેમાં? અરે શેમાં શું સટાક ચોરે ઠરાવ થયો કે શામળશાના વરઘોડામાં જનારને જ્ઞાતિ

બહાર મુકવા. નરસિંહ કહે એકડા કર્યા હશે તો ધોઇને પીશે, તમે બગડાવાળા હેંડો મારી જોડે. નાગર બાળક કહે નરસિંહ કાકા આવીએ તો ખરા પ-ણ...કુંચી કૃષ્ણજીને હાથ કની? અરે વસ્ત્ર અને ઘરાણાં બાપના કબજામાં કની! નરસિંહ કહે જેવાં જોઇએ એવાં વસ્ત્ર ઘરાણાં અહિંથી લ્યો, ને ચાલો! જો એમ થતું હોય તો બાપનો ભાવ પુછીએ એવા નથી. નરસિંહ કહે ઓ-ધવજી! આ નાગર ગ્રહસ્થના બાળકો પહેરે એવાં વસ્ત્ર ઘરાણાં તૈયાર કરો! મહેતાજીના કહેવા પ્રમાણે સર્વને મન ગમતાં વસ્ત્ર ઘરાણાં આપી પ્રસન્ન કર્યા. સર્વે તૈયાર થઇ ઘોડેસ્વાર થયા. એકાદો ગયો સટાકચોરે. સારંગધર કહે ઉ-તર ગધેડીના હેઠો! તામસરાય કહે સંભાળીને બોલો! નથી ઉતરતા શું કરશો? સારંગધર કહે શું કરશો! બચ્ચા જ્ઞાતીબહાર રહેશો! જો તારા બાપનો કરેલો એકડો. મારા બાપે એકડો કર્યો છે કંઇ મેં કર્યો છે? પાવકપ્રસાદ કહે તારા બાપે કર્યો, એ તારી સાત પેઢીએ કર્યો. તામસરાય કહે મને એકલાને ન્યાત બહાર મુકશો! મારી જોડે બીજા બસેં છે. સા-રંગધર કહે ક્યાં છે બસેં? એટલામાં વારાફરતી સર્વે ત્યાં આવ્યા. સારં-ગધર કહે ખબરદાર બધા હેઠા ઉતરોછો કે નહિ? ચાર મોંમાર બોલ્યા, નથી ઉતરતા! સારંગધર કહે પછી પસ્તાશો! આ ન્યાત તમને નાત બહાર મુકશે. રસિકલાલ કહે જ્ઞાતિ બહાર મુકશે તો અમે બસેંનું તડ નોખું કરીશું; પણ શામળની જાનમાં જઇશુ, દુધ સાકરનાં મિષ્ટાન ને ઘીનાં પકવાન ખાઇશુ, સરખા સરખા મિત્રો સાથે રહીશું; ઇચ્છાપુર્વક વાહન ઉપર ફરીશુ; દેશ પ્રદેશના માણુસોની મુલાકાત કરીશુ, અતી લ્હા-વો લેઈ આનંદમાં ફરીશુ, તરેહ તરેહની રમતો રમીશુ ને ભૂખ લાગશે ત્યારે જમીશુ. તમે અહીં બેઠા બેઠા શામળના વરઘોડાની ધુળ ઉડે એ નવટાંક પાસેર તમારા ભાગ્યમાં આવે એ ફાકો!

સર્વેના ગયા પછી મોહનરાય કહે સારંગધર! છોકરાં તો જશે; અને કંઇ બસેં છોકરાને જ્ઞાતિ બાહેર મુકાશે? સારંધર કહે રામ રામ કરો બસેને જ્ઞાતી બહાર મુકયા પછી ન્યાતમાં રહ્યું એ શુ! ઉર્મિપ્રસાદ કહે કેમ આશાપ્રસાદ આપણે કેમ કરીશું? આશાપ્રસાદ કહે આપણેય ચાલો. હરીરાય કહે આપણે તો એકડા કર્યા છે ને? સારંગધર કહે "હાથે સ્થાપવું ને હાથે ઉથાપવું." એકડાનુ કાગળીયુ ફાડી નાંખો.

સારંગધરે કાગળિયું ફાડી નાંખ્યું. ઠરાવ રદ છે ઠરાવ રદ છે. સૌ ન-રસિંહને ઘેર *સગા થતા ગયા. નરસૈયા મને ઓળખ્યો? નરસિંહ કહે

* સગપણનો નિયમ એવો છે કે–આપણી સારી સ્થિતિ હોયતો દુરનો સગો થડ-માં સગાઈ બતાવે; અને નબળી સ્થિતિ હોયતો થડમાંનો સગો દુર સગાઈ બતાવે.

હા તમારૂ નામ મૉજીલાલભાઇ. મૉજીલાલ કહે અરે મૉજીલાલભાઇ તો ખરા! પણ સગાઇ જાણુછ? મહેતા કહે સગાઇ......મૉજીલાલ કહે ભૂલ્યો ખરો? અલ્યા તારા વડવાની ફૂઇ એ મારા વડવાની કાકી. કોઇ ફૂઇનો કોઇ માશીનો કોઇ મામાનો કોઇ સાસરાનો એમ સર્વે સગા થતા આવ્યા. જાનમાં જમવાનું સુખ પડશે જાણીને ઘરમાંથી ઘરડા આવ્યા; નરસિંહ, નાત જાત તો તજ્યા છીએ પણ અમારે ઘડપણમાં ભગવાનની ભક્તિ કરવાનો વખત અને તું ભગવાનનો ભક્ત માટે તારા છોકરાની જાનમાં આવીશું. ત્યાર પછી જ્ઞાતીની સર્વ અને પરજ્ઞાતીની અનેક સ્ત્રીઓ આવી. વરઘોડો ચઢયો.

## વરઘોડો.

### શામળ વર ઘોડે ચઢીઆ; દુંદુભિ ગગન ગડગડિયાં.

શામળશાવર વર ઘોડે ચઢીઆ, દેવ દુંદુભિ ગગને ગડીઆં. આનંદના અર્ણવ ત્યાં અડીઆ, નરસિંહ દ્વારે, નગ્ર લોક સૌ દોડમદોડા કરે બજારે, જોવા બેસવા જગાઓ ખોળે, ચકલે ચૌટે શેરી પોળે, ઓળા ઓળે ઝાકમ ઝોળે, ફરે ફંદમાં કંઇક છંદમાં, વળી કંઇ ઉભા વનિતા વૃંદમાં.

જુવો ઝાડ આ દિસે ધ્વજાનું, પ્રૌઢ પતાકા નિશાન ડંકો, ગાજે ગગનમાં, વગાડનારો બેઠો મગનમાં, ચઢી સાંઢય પર અક્કડ થઇને નિશાન છડી બેઉ ખભે લેઇને પોકાર કરતા ધિમે પગલેથી સંચરતા, ચારટ બગીઓ ઘોડા ગાડી, રોઝ બળદ બકરાંની ગાડી, રાવત દોરી ચાલે અગાડી, પાછળ આવે મનહર મેના, જોઇ શોભાને હરખે નેના.

મદ ઝરતા સંચરતા હાથી, અમુલ્ય ઓપી રહી અંબાડી, દોડે છોકરાં તાળી પાડી, ભસે કુતરાં મોઢું ફાડી, ગળે ઘંટ લટકયા છે ભારી, માવત બેઠો અંકુશ ધારી, ઉપર બે બાળાની સ્વારી. શત પંચ પાલખી ઉચકી પાળા કરતા ચાળા ને કાંઇ ટાળા, માંહી બેસારી સુંદિર બાળા, રાજકુંવર સમ રાય રૂપાળા ચાલે હજારો પંખાવાળા, ખરાં મોતીની ઝુલો ઝળકે લોલક લળકે ચંદ્રબિંબ ચારેગમ ચળકે.

સુત નાગરો સખણા રહે નહિ, કોઇ કંઇ કહે નહિ, મારી ઉછાળા મોતી તોડે, બેસે કોડે પટકે પૃથ્વિ આવે પગમાં, નરસિંહ કિર્તિ ચાલી જગમાં, તાસાં નગારાં ઢોલો ઢમકે નાદ સુણીને ઘોડા ચમકે, પગે બાંધેલા ઘુઘર ઘમકે, હેમ કટારી હાથ લેઇને આરબ ઘુમે, છરા પટા લઇ મલ્લ ઝઝુમે, ખરે પછી ખોંખારે ઘોડા, કુંદન ઝુલ્યો હિમ અછોડા, લક્ષ ટકાની લગામ ખિંચી, હાકે જોરમાં આંખો મિચી. અબલખ અરબસ્તાની ઘોડા;

ભૂરા કાબરા કાબુલ ઘોડા, સોરઠના છે સુંદિર ઘોડા, જગમાં જેના ન મળે જોડા, નાગર બાળો સાબેલા થઇ કરે ઉમંગે દોડમદોડા.

ક્રોડ મહોરની નિરખી વાડી, ઝાડી વાડી, ઘણા પુષ્પની આડયો કાઢી ચંપા ચંબેલી ગુલાબ ગોટા, કમળ કેવડા દીસે ન ખોટા, જુઇ જાઇ માલતી મલીઆગર ને ખિલ્યો મોગરો ન મળે ટોટા, મણી માણેક પરવાળા મોતી, હીરા જડયા જેમ દીપે જ્યોતિ; ઉડે ફુવારા અસંખ્ય ધારા, ચોમેર ચાલે રક્ષણ હારા, હટો હટો કહી આઘા કાઢે, ગરજી ઘાડે શબ્દે ત્રાડે, ગોલા ઘાંચી રાવત દરજી ડબઘર મોચી. ખવાસ ખરાદી તઇ તંબોળી, રાવળીઆ કડીઆ ને કોળી, વાડી લુંટવા ફરતી ટોળી.

દારૂણ ઉડતું દારૂખાનું. થાય ભડાકા કેમ રહે છાનું, ઉડે હવાઇ, આકાશ જાઇ; ત્યાંથી ટુટે; રંગરંગના તારા છુટે; ઉડે અસંખ્યો કેમ ન ખુટે; ફુલકણીએ સળગાવે કોઠી, હાર હેમની ઉડતી ધારા, હીરાકણી સમ તણખા ન્યારા; ક્રોડ મશાલો ઘીની સળગી. સાથે હાથે રહે નહિ અળગી, ટેટા પટારા ભાત્ય ભાત્યના અક્ષર કરીઆ, વાઘ નાગ દારૂના ખરીઆ, કરી રીંછના સામા ધરીઆ, બપોરીઆં બે પહોર બતાવે, ઉડે કાતશ લોક સતાવે.

વરઘોડો ગેટે અટકાવ્યો, જમાદાર જાણીતો આવ્યો. રાઢય નાંખીને રોફ બજાવ્યો. રજા ચીઠી કોઇ છે કે લાવ્યો ? કરીમ બક્ષ કપ્તાન જઇને બતાવી આવ્યા ચિઠ્ઠી લઇને જમાદાર કહે ભલે પધારો રાજ્ય તણો આ નિકળ્યો ધારો; ઉપાય નહિ મુજ, મન વિચારો. છટાબંધ છત્રિજન વાજુ પાવા પુટ પેટીનું વાજુ, પરઘમ સરઘમ શરણાઇ વાજુ, તાન માનમાં વાગે વાજુ; તાલસુર સરખાવે વાજુ, પાછળ દીસે સાજન ઝાઝુ.

અકળ અનળ ને અનંગરાયજી અજર અમરને અજીતરાયજી, અગમ નિગમ ને અર્કરાયજી, આનંદશંકર ઉમંગશંકર વિજય વિનય ને વિનોદશંકર પાવકપ્રસાદ ને પ્રલયશંકર. કુરંગશંકર, કામ ક્રોધ કંદર્પરાયજી, આશા તૃષ્ના અશોકરાયજી, કોટવાળ કલ્યાણરાયજી, વડા વજીર ને વાસવ રાયજી. કેદારનાથભાઈ ભોળાનાથભાઈ, કૌસ્તુબરાય તે કૃષ્ણુશંકરને ઝાલી હાથે ચાલે સાથે, અતિલાલ વતિલાલ વનુભાઇ, તનુભાઇ ઘનુભાઇ નનુભાઇ મનુભાઇ સનુભાઇ શણગારે ભરીઆ, અનુપ ભૂપના માન ઉતરીઆં, ગ્રહી હાથ સાથે સંચરીઆ. મોહનરાય માધવરાય મહેતા, સારંગધરની સાથે રહેતા, હરમોહન ને હરસદ ચાલે, પ્રેમરાય ને પરસદ મહાલે, ઉર્મિપ્રસાદ તે રસિકલાલને જમણે હાથે તાળી આલે.

ભૂપતલાલ ને ભવાનીશંકર ભાનુપ્રસાદ ને ભૂજંગશંકર, પૃથ્વિપ્રસાદ, તારાપ્રસાદ, વમન વિરંચી વિષધરપ્રસાદ. ગંગાપ્રસાદ ગિરજાપ્રસાદ, વાસુકી પ્રસાદ ને સત્યપ્રસાદ છે.

મહિધર મણિધર મહેન્દ્ર મૃગેન્દ્ર મન મહાલતા, હળવે હળવે પાએ ચાલતા, અન્ય જન તે છડી આલતા. અન્ય જ્ઞાતીના અગણીત જન ત્યાં આવી મળીઆ, મારી રોફને ભેગા ભળીઆ, નરસિંહના ચર્ણોમાં લળીઆ.

શામળવરનો આવ્યો ઘોડો, શોધ્યે જુગમાં ન મળે જોડો, કેડે પિતાંબર કંકુ વરણું, મન વિચારે કયારે પરણું, તિલક કેશરી માળા ધારી, હેમ ઘરાણે શોભા ભારી, ખુંપ ઘાલીઓ સુગંધ સારી.

રામણદીવો હાથ ગ્રહીને માણેક મહેતી, ઘોડા પુંઠળ હરખે રહેતી, સજી સોળ શણુગાર અંગપર કુંવર એનને લ્હાવો લેવા છાની કહેતી. કુંવર એન લે હરખે લ્હાવો, ઘોડો પકડી ચુકવે દાવો, અગણિત મોહોરો લીધી અંકમાં, તોય ફરી કહે લાવા લાવો.

સ્ત્રિ મંડળ વરઘોડા પાછળ ચાલે ઉમંગે, હાટક રંગે, ચંપક વરણી સારી કરણી હોય નરોની તેજ પામીઆ, અગનગવરી અંકુરગવરી, અંગાર ગવરી. અચળ અમલબા અંટસગવરી ઇર્ષાગવરી ઇંદુ ઉર્મિ ઉલાસગવરી ઉર્વિ ઉમંગબા. કંચનગવરી કપિલાગવરી, કિરણી કમિતા સરિતા સવિતા કસ્તુરગવરી કૈલાસગવરી કુમુદ, કિર્તિ, કુંદન કાયર કિરમજબાને કૌવચબા ખંજનગવરી ખલકલક્ષ્મિ, ગિરજા ગોપીકા ગુમાનબા ગુણવંતી ગંગા, ગગન ગિરદને ગંધારગવરી, ચિંતાગવરી, ચંદા ચંદન ચિન્તનગવરી, ચંદ્રમણીને છબિલાગવરી છનુબા જસુમતિ જયંતિબા ત્યાં તુરંગને તરણીબા ચાલે, તન મનબાની સરખી જોડી સાથે મ્હાલે, ઉમંગથી આંગળીએ ઝાલે. દમનકુમારી દિનમણી દીનુબા દધીજા દુર્ગા, નવિનતારા નવનિધબા નાનુબા, નાગણી, પિશંગગવરી પ્રવિણગવરી, પ્રલયગવરી, પ્રમોદગવરી પ્રમાદગવરી પ્રસુતાગવરી, ફણિગવરીને ફિકરકુમારી ભાનુમતિને ભ્રાન્તિલક્ષ્મિ ભૂજંગકુમારી મહિમનગવરી મુદિતગવરી, મૃગાંકલક્ષ્મિ મહેન્દ્ર મૃગેન્દ્ર મણીગવરીને મહાવિદ્યાબા, રેલાગવરી, રસનાગવરી, રોહિણી, રેણુંકા, વનિતા વમલા, વસંત કુમારી. વૈકુંઠગવરી, વિનયકુમારી, વિલાસગવરી વિરલ વિષમબા, સહન સિંધુજા, સગુણ, સંયુકતા, સુલોચના, શિવ સંન્તનગવરી સરસ્વતિ, શાણી, સાયરબા, અતિબા યતિબા ગતિબા મતીબા સતિબા સંગે ચાલે ઉમંગે. સિપાઇ રાજના દોરે વિંટીને સંચરતા હૈએ અંધા લોક હાંકવા ચલો ચલો કહી પોકાર કરતા, બાપુ બોલે શોભા સારી નરસિંહ નામપર જાઉ બલિહારી.

ત્રિકમ સહાયક શો ટોટો; પરતાપ ભક્તિનો મોટો.

આ પ્રમાણે વરઘોડો ચઢયો. સવારથી તૈયારી કરતાં મધ્ય રાત્રિયે શામળીઓ ઘોડે બેસવા પામ્યો. શામળ ઘોડે બેઠો ત્યારે નિશાન ડંકો પંદર ગાઉ પહોચ્યો. ઘોડાની પછાડી મણી માણેક જડિત્ર મૉઢ મુકી સોનાનો દીવડો હાથમાં પકડી માણેકબાઇ, વળી તેની પછાડી મધુરાં ગિત ગાતી દશ હજાર સ્ત્રિયો ચાલે છે.

વૈકુંઠથી માલણ આવી રે, વિસ ક્રોડની વાડી રોપાવી રે. ૧
રોપ્યરોપ્ય માલણ અમો લઇશું રે, શામળશાના ખુંપ ભરીશુ રે. ૨
એમના ખુંપે તે જડીઆ હીરારે, વહેલા આવે અણિરૂદ્ધ વીરારે. ૩
ખુંપે અવળાને સવળા આંકારે, હમણાં આવે પ્રદુમન કાકારે. ૪
ખુપ દીસે શોભિતાને સાદારે, ત્રિલોકપતિ જેના દાદારે. ૫
જુવે ગવરી બને બધી આભીરે, જેને **ઓખા** સરીખી ભાભીરે. ૬

મહેતાજી કહે ઓધવજી હવે અમારે માટે તૈયારી કરો ! ઓધવજી કહે તમારે માટે શુ શુ જોઇએ ? મહેતા કહે દસ પંદર ગાડાં તૈયાર કરો; એક ગાડામાં ઢોલકાં, એકમાં પખાજ્ને, એકમાં તંબુરા; કિડતાલ, કાંશી ઘુઘરા, ઘડિયાળો, તુળશીની માળાઓ, મજીરા, શંખ, ખંજરીઓ ગોપીચંદન ગેરૂ, ને એકમાં છાપાં. સાધુ કહે મહેતાજી રામ આશરે બજાને વાલે પાંચ પચાસ ઓર ગાડે ગાંડા કયા કરોગે ? મહેતા કહે જ્યાંથી સાધુ દેખીશુ ત્યાંથી લઇશુ. સવાસો સાધુના પગમાં ઢિંચણુ સૂધી ઘુઘરા બંધાવી હાથમાં કિડતાલો આપી, મહેતાજી **જયરાધા કૃષ્ણરાધા** ઉચ્ચારતા ચાલ્યા. પાછલી પહોર રાત્રિ રહી ત્યારે મહેતાજી નગ્રની બહાર આવ્યા; અને કૃષ્નને પોકારવા લાગ્યા.

**( મહેતા ) રાગ; હરી ભજન થકી છોટા હોય તે.**

ઓ ભૂધરજી; વચન આપીને વિલંબ કરો શા કારણે ?
દોડો દોડો; હરજી, સેવક આવી ઉભો નગરની બારણે.
તમ કૃપા વડે કૃતિ આ સરજી, પગ ઠેલી રહો છો પાછા હરજી;
મારી લેશ માત્ર નહોતી ગરજી. ઓ ભુધરજી.
મિઠા બોલ ભર્યા છે તમ મુખમાં, મને નાંખ્યો દાવાનળ દુઃખમાં;
શે સુતા છો સ્વામિ સુખમાં. ઓ ભૂધરજી. ૨
જાગો જાગો જાદવ સ્વામિ, તમ પંડ તણી રહી છે ખામિ;
હું વિનવું તમને શિર નામી. ઓ ભૂધરજી. ૩
તમ ચર્ણે રહ્યું મુજ ચિત્ત ચોટી, પણ તમને મુજ જેવા કોટી;
માટે કર્યો મને અધવચ ખોટી. ઓ ભૂધરજી. ૪
નથી ત્રિભોવન માંહી તમ જોડો, હું સેવકમાં અગણિત ખોડગો;

ઉપર રહીને કરાવ્યો મારો વરઘોડો. ઓ ભૂધરજી. ૫
મને અન્ન ઉદક નવ ભાવે છે, મને ભવિષ્ય કાળ ડંકાવે છે;
તમને નિદ્રા કેઇ પેર આવે છે? ઓ ભૂધરજી. ૬
હરી આવો નહિતો થાય હાની, વળી કયારે થયા આવડા માની;
બાપુ તમને ચિંતા હોય શાની. ઓ ભૂધરજી. ૭

(કવિ) મરાઠી સાખી.

તાળ લેઇ ખડખડ ખખડાવી, મુખે કર્યો પોકાર;
આવો હરી, આવો પ્રભુજી, તમે કેમ લગાડો વાર;
હું અહિંથી ચાલુ, જ્યારે નેત્ર તમને નિહાળુ. હું.

નરસિંહ મહેતાની તાળનો રણુકારો થતાં ભગવાન ઝબકીને જાગ્યા. ઉઠો લક્ષ્મિ ઉઠો, કમળા ઉઠો, સતભામા ઉઠો, રૂક્ષમણી ઉઠો, જાંબુવતી ઉઠો! ગરૂડ ગરૂડ કહી પટરાણીઓ સહિત ગરૂડ ઉપર સ્વાર થઇ ભગવાન દોડયા. ભગવાન ગયા કે તર્ત બળભદ્રની સ્ત્રી જાગ્રત થયાં. સ્વામિનાથ જાગ્રત થાઓ! શ્રી કૃષ્નજી નાશી ગયા; કોઇ દહિત આવ્યો હોય એમ ભાસેછે. બળીભદ્ર કહે દહિત નથી આવ્યો પણ ભક્ત નરસિંહનો પુત્ર શામળીઓ પરણે છે તેની જાનમાં ગયા હશે. રતુમતિ કહે સ્વામિ, ભગવાન જાય ને આપણે નહિ? બળીભદ્ર છપ્પન ક્રોડ યાદવને લઇ વિમાનમાં બેશી આકાશ માર્ગે આવ્યા. ઇંદ્રાણી જાગ્રત થઇ ઇંદ્રને સુચવવા લાગી. ઇંદ્ર કહે કૃષ્ન પ્રભુનો ભક્ત નરસિંહનો પુત્ર શામળ પરણે છે તેની જાનમાં સૌ ગયા. ઇંદ્રાણી કહે આપણે મૃત્યુ લોકના વિવાહ કયારે જોઇશુ? તેત્રિસક્રોડ દેવ લઇ ઐરાવત હાથી ઉપર બેસી ઇંદ્ર દેવ આકાશમાં આવ્યા. સાવિત્રિની સૂચવણીથી બ્રહ્મા હંસ ઉપર બેસી અઠયાશી હજાર રૂષિ લઇ આકાશમાં આવ્યા. પાછળથી શંકર નંદી ઉપર બેસી ભૂતને ભૈરવ, વિર, ગણુ, વૈતાળ ડાકણુ, શાકણુ, ચૂડેલ, રોગદોગ, લઇ આકાશમાં આવ્યા. ત્રિલોકીનો નાથ ગરૂડ ઉપરથી ઉતરી નરસિંહની સનમુખ ઉભા રહી પોકાર કરવા લાગ્યા. નરસિંહ! નરસિંહ કહે પધાર્યા પ્રભુ! ચાલો ચાલો જાનમાં. ભગવાન કહે હું એકલો નથી. નરસિંહ કહે ત્યારે કોણુ કોણુ છો તે તો કહો! ભગવાન કહે મારી પાછળ છપ્પન કોટી જાદવ સાથે વડિલ બંધુ બળભદ્ર; તેની પાછળ તેત્રિસક્રોડ દેવ સાથે ઇંદ્ર; તેની પાછળ અઠયાશી હજાર રૂષિ સાથે બ્રહ્મા; તેની પાછળ સર્વ સૈન્ય સાથે શંકર. નરસિંહ કહે બધાને હેઠા ઉતારો બધાને હેઠા ઉતારો! ભગવાન કહે આ તારૂં પંદર ગાઉ પહોંચ્યું છે ને સર્વ નિચે આવે તો મદન મહેતાને ઝાંપે વાગતાંય રસ્તામાં ન સમાય;

માટે તમે નિચે ચાલો, અમો ઉપર ચાલીશું, ખપ જેટલા નિચે ઉતરી નાગરનાં રૂપ લઇ તારૂ કાર્ય કરીશું; તું નિર્ભય રહે ! પ્રભુ પધાર્યા ને મહેતાજી આગળ ચાલ્યા. ગાઉએ ગાઉએ મુકામ કરતાં ગાઉએ ગાઉએ કુવા ને વાવો ખોદાવતા ખોદાવતા આગળ ચાલ્યા. હવાઇઓના તડાકાને ભડાકા ભાગી રાતે ઘણા ગાઉ સુધી સંભળાયા અને ગામે ગામના લોકો રસ્તામાં આવી જોવા બેઠા. આખો વરઘોડો જોઇ વખાણ કરતા જાય છે, કે અહાહા કેવો સરસ વરઘોડો ! નરસિંહ કહે જોયે શો દહાડો વળ્યો, જોયે શો દહાડો વળ્યો, હેંડો જાનમાં જોડે, ખાજો પીજો ને આનંદ કરજો ! લોકો કહે કોઇ નથી કહેતું કે હેંડો જાનમાં જોડે પણ વેરાગી કહે છે હેંડો જાનમાં જોડે. સાધુ કહે વેરાગી નથી પણ વરનો બાપ છે નરસિંહને ઓળખી હજારો માણસો પાછળ ચાલ્યાં.

(કવી)  રાગ; વેરાવળ.

મદનએ મન વિચારીયુ, નથી હાથમાં બાજી;
અગણિત જન અહિં આવીઆ, કેમ રાખવા રાજી. મદનએ. ૧
વાવ કુવા કે નદી કેરૂ, પુરૂ નહિ પડે પાણી;
કાષ્ટ વાસણ હમણાં માગશે, આપીશ હું ક્યાંથી આણી. મદનએ. ૨
દિક્ષિતે દાટ આ વાળીઓ, લીધી લીધી મારી લાજ;
પ્રાણ ત્યાગુ હું માહરો, કાયા સોંપુ જમરાજ. મદનએ. ૩
કુવે પડુ કે કંઠે મદુ, ખેંચુ સુતરના તંત;
ઝેર ગોળી ગોળી હું પીઉં, નક્કિ આણું મારો અંત. મદનએ. ૪

મદન મહેતા અતી વિમાસણ કરે છે. અરેરે આટલા માણસને માટે રસોઇ કરવાને લાકડાં ક્યાંથી લાવીશ, વાસણ ક્યાંથી લાવીશ, ઓઢવા પાથરવા ગોદડાં ક્યાંથી લાવીશ, સંભાળ લેવા માણસ ક્યાંથી લાવીશ ને શું કરીશ. લાવ્ય ! વાવમાં જઇ પડતું મુકું.

દિક્ષિતે જાણ્યું લાવ્ય ખબર કાઢુ, આટલુ માણસ દેખી મદન મહેતાનું હૈયું હાથ રહે એમ નથી. મદન મહેતા વાવના કુવામાં પડવાની તૈયારી કરે છે ને દિક્ષિત આવી પહોચ્યો. દિક્ષત કહે મહેતાજી શુ કરો છો? મહેતાજી કહે ભાઇ કુવે પડુ છું. દિક્ષત કહે શા સારૂ કુવે પડો છો? મદન મહેતા કહે એતો તમારૂ શું અજાણ્યું છે, અરે આટલા મનુષ્યને મારા ગામનું પાણી પુરૂ ન પડે તો હું પામર પ્રાણી શી રીતે પુરો પડુ? એમ છતાં મારી સર્વ મિલકત તમને સોંપુછું તમે દિકરીને પરણાવજો, તમે ન પહોંચો તો તમેય કાલે કૂવામાં પડજો ! દિક્ષત કહે અવળા વિચાર ન કરો, સમજુછો.

( દિક્ષિત. ) રાગ; માઢ, બંસી બાલાના ઢબ.

સમજુ શાણા આણો આણો શર્મ, કાંઇ સમજે ઉંડો મર્મ. સમજુ.
સમજુને શું સમજાવવું, નિરખો એજ નવાઇ;
ધન્ય ભાગ્ય ધન્ય ધામને, આવ્યા હરજી થઈ વેવાઇ. સમજુ. ૧
નજરે નિરખો નેહથી, પ્રાયશ્ચિત જાએ દુર;
હરી દર્શનને પામીએ, જાતાં નરસિંહ હજુર. સમજુ. ૨

નરસિંહ મહેતાના દર્શન કરતાં તમને ભગવાનનાં દર્શન થશે. મદન મહેતા કહે મારેતો "દીઠાદેવને પહોચી જાત્રા" મારા સાતલાખ રૂપિયાની પૈયો કરી નાંખું તોએ એકેક માથાદીઠ આવે એમ નથી તો જાનને જમાડુ શું ?

દારૂખાનાના અવાજ સાંભળી નગ્રનો રાજા ચમકયો, અરે લશ્કર કોનું આવ્યું ? સભાસદો કહે લશ્કર નહિ પણ મદન મહેતાને ઘેર જાન આવી. રાજા કહે કોના ઘરની જાન ? કયા રાજાના ઘરની જાન ! સભાસદો કહે રાજાના ઘરની નહિ પણ પરમાત્માના પરમ ભક્ત જુનાગઢ નિવાશી નરસિંહ મહેતાના ઘરની જાન. રાજા કહે ધન ભાગ્ય ! ભક્તના ઘરની આવી જાન તો જરૂર જાનમાં ભગવાન; લાવ્ય દર્શન કરી કૃતાર્થ થાઉં !

મદન મહેતાના મહેલ તરફ જતાં વાવ ઉપર મહેતાનો મેળાપ થયો. રાજા કહે કેમ અહિં આવવું થયું છે ? મહેતા કહે સેજ તાપ લાગવાથી જરા હવામાં આવ્યો. (અંતર સમજી) રાજા કહે મદન મહેતા ગભરાશો નહિ, ઇકોતેર પેઢીથી આપણા ખજાના હિરા માણેક રત્નથી ઉભરાઇ જાય છે; તે સર્વે ખજાના ખાલી થાય, ઉપર પાંચ પચાસ ક્રોડનું દેવું થાય ત્યાં સુધી ગભરાશો નહિ. મદન મહેતાએ વિચાર્યું કે મરતાતો બચ્યા !

અતી માણુસની મેદનીમાં કોણ કયાં પડયું છે તેની કોઇ કોઇને ખબર પડતી નથી; પણ માંડવાની પાસે જરિયાનના તંબુ ઠોકીને અને કિનખાપનાં બિછાનાં બિછાવીને ભગવાન. બ્રહ્મા, શંકર, ઇંદ્ર, ચંદ્ર, અગ્નિ, વરૂણ, સુર્ય એવા પાંચસે દેવ નાગરના રૂપ લઇ પડયા છે, અને દેવાંગનાઓ લક્ષ્મિ. કમળા, જાંબુવતિ, સત્યભામા, રૂક્ષ્મણી, પાર્વતિ, સાવિત્રી. શચી, [1]સુવર્ચલા, [2]રોહિણી [3]ગૌરી, [4]સ્વાહા, સર્વે નાગરણો થઇ ઉભી રહી છે; ત્યાં રાજા. દિક્ષિત ને મદન મહેતા ત્રણે આવ્યા બાઇ અમારા વેવાઇ કિયા ? સર્વે મળી ભગવાનને દર્શાવ્યા. પ્રભુ સનમુખ રહી દિક્ષિત કહે મહારાજ આ તમારા વેવાઇ, મદન મહેતા. ભગવાન કહે ધન્ય ભાગ્ય અને ધન્ય કમાઇ મદન મહેતા કે તમે નરસિંહ મહેતા જેવો વેવાઇ શોધ્યો. મદન મહેતા

૧ સુર્યનાં પત્નિ. ૨ ચંદ્રના પત્નિ. ૩ વરૂણની સ્ત્રી ૪ અગ્નિની સ્ત્રી.

કહે દયાળુ, શોધ્યો છે તો ખરો પણ મારે કાળજે કરાર નથી. ભગવાન કહે કેમ એમ ? મદન મહેતા કહે મહારાજ મારા ઘરમાં સાત લાખ રૂપિયા છે, તે ખર્ચતાં મારી આબરૂ રહે એવું કરજો.

( વચન સાંભળી નાગરણોના સ્વરૂપમાં દેવાંગનાઓ બોલી. )

ઘરમાં નહોતું નાણું, ત્યારે શિદ માંડયુંતું ટાણું. મારા નવલા વેવઇ. ૧
ખાવા નહોતું ધાન, ત્યારે શિદ તેડાવી જાન. મારા૦ ૨
કોઇ કહેનાર નહોતુ ખંમા, ત્યારે શિદ તેડાવ્યા બ્રહ્મા. મારા૦ ૩
નજરે જોયો નહોતો કંકર, ત્યારે શિદ તેડાવ્યા શંકર. મારા૦ ૪
તમારૂ મન લાગ્યુ ડગમગવા, ત્યારે શિદ તેડાવ્યા [1]મઘવા. મારા૦ ૫
હતી અડધી પડધી મરજી, ત્યારે શિદ તેડાવ્યા હરજી. મારા૦ ૬
હતી પુર્વની આવી કરણી, ત્યારે શિદ તેડાવ્યા [2]તરણી. મારા૦ ૭
નથી સુજતી ભોમ, ત્યારે કેમ બોલાવ્યા સોમ. મારા૦ ૮
નિતિ રીતી નથી સારી, ત્યારે શિદ તેડાવ્યા [3]વારી. મારા૦ ૯
નથી લેષ લાગતી લગની, ત્યારે શિદ તેડાવ્યા અગનિ. મારા૦ ૧૦
દગ દેખી દિલ ગભરાયું, ત્યારે શિદ તેડાવ્યા વાયુ. મારા૦ ૧૧
આવી ભુંડી હતી ટેવ, ત્યારે કેમ બોલાવ્યા દેવ. મારા૦ ૧૨
કેમ જાગ્ર વિચારો વહેતા, આંગણુ આવ્યા નરસિંહ મહેતા. મારા૦ ૧૩

મદન મહેતા કહે દિક્ષિત ! આ બધાં તારાં વઢાયાં. દિક્ષિત કહે એમાં મારો શું દોષ ? ભગવાન કહે મહેતાજી સ્ત્રિયોના બોલ્યા ઉપર સમજુ પુરૂષે વિચાર કરવાનો નથી; એમનો સ્વભાવ છે કે ગાય, પણ વિચાર વગરનું. એક ઘોડો હોય તોપણ વરની મા કહેશે " મારા સોય ઘોડા ને બસેં હાથીઆ " શિયાળામાં છોકરો પરણ્યો હોય તોપણ વરની મા કહેશે " આછા હુનાળાના દહાડા કે વહુવર વિંઝણો શે ન લાવી ! " પણ કોઇ સવડી મંગાવતું નથી. મદન મહેતા કહે મહારાજ અમારા વેવાઇ નરસિંહમહેતા કિયા ? ભગવાન કહે ખબર કાઢો ગામ બહાર પાંચ સાત ગાઉમાં હોય તો ! ત્રણે જણ મહેતાજીને શોધતા ચાલ્યા; ગામની બહાર પાંચ ગાઉને છેટે ખેતરમાં બિજા ભકતો સહિત પાંચ હજાર સાધુની ઝુંડી ફરે છે; કોઇના હાથમાં તાલ ને કોઇના હાથમાં કિડતાલ આવી રહી છે, **જય રાધા કૃષ્ણરાધા, રાધે રાધે રાધે** ઉચ્ચાર થઇ રહ્યો છે, તેની વચમાં નરસિંહ મહેતા માંથોહુ માંથોહુ કુદે છે, આખુ શરીર પાણીપાણી થઇ ગયું છે; ત્યાં ત્રણે આવ્યા. દિક્ષિત કહે મહેતાજી ! હે મહેતાજી !

૧ મઘવા=ઇંદ્ર. ૨ તરણી=સુર્ય. ૩ વારી=વરૂણદેવ, જળ.

મહેતા ઝબકીને બોલ્યા; હાં હાં અહો હો દિક્ષત ! દિક્ષત કહે હા બાપજી; અને આ તમારા વેવાઇ, શામળિયાના સસરા. મહેતા કહે બહુ સારૂ બહુ સારૂ ! કુંડે પડો કુંડે પડો ! રાધે રાધે રાધે રાધે ! મદન મહેતા કહે કૃપાનાથ કુંડાળાંતો તમે દીઠાં છે, ધન્ય છે તમારી ભક્તિને કે દિકરો પરણાવા આવ્યાછો ત્યાં પણ ઘડી રામ વિસારતા નથી; તમારા જેવા ભક્તનાં દર્શનથી પાપી પાવન થાય. નરસિંહ કહે વાતો મુકો વાતો મુકો ! કુંડે પડો કુંડે પડો ! રાધે રાધે રાધે રાધે ! મદનમહેતા કહે દયાળુ દયા કરી ત્યાં પધારો ! નરસિંહ કહે કયાં, કયાં ? મદન મહેતા કહે માંડવે, તમારા જરીયાનના તંબુએ. નરસિંહ કહે મારૂ ત્યાં શું કામ છે ? મદન મહેતા કહે તમે આવો તો સુજ પડે. મહેતા કહે સુજના પાડનાર, પૈસાના ખર્ચનાર, કારભારના કરનાર, હિસાબ કિતાબના રાખનાર, ને સૌની સંભાળ લેનાર ગુમાસ્તા ત્યાં બેસાર્યા છે, રાધે રાધે રાધે રાધે રાધે રાધે. મદનમહેતા કહે ગુમાસ્તે ગુમાસ્તા ને શેઠ તે શેઠ. દિક્ષત કહે આગ્રહ છે ત્યારે વેવાઇનું માન્ય રાખો મહેતાજી. મહેતાજી ભજન જારી રાખવા સૌને સુચવી ત્રણે જણની જોડે ચાલ્યા. મહેતાને દેખી હજારો લોકો બે હાથ જોડી ઉભા રહ્યા, અને દંડવત પ્રણામ કરવા લાગ્યા. જરીના તંબુએ આવતાં સર્વે ઉભા થયા અને મહેતાજી બેઠા ત્યારે બેઠા. મદનમહેતા વિચારે છે અરે નરસિંહ મહેતાની સાહેબી તે કેટલી હશે; આ ક્રોડાધિપતી જેવા, કે જેના પગના પગરખામાં હિરા જડયા છે, અને અજવાળે ધરતિ ચળકી રહી છે; અરે લાખ લાખ રૂપિયાનું જેના પગમાં પગરખુ છે; આવા આધિન છે તો મહેતાજીની અકળકળાની શી ખબર પડે. ( ઇંદ્રને પુછ્યું. ) દિક્ષત કહે મહેતાજી, અમારા ગામના લોકો કહે છે કે—" ભગત જગતકુ ઠગત હે, જગત રહે ઝખ માર. " એ શું ! નરસિંહ મહેતા કહે ભાઇ, સંસારી જાણે છે કે સંપુર્ણ સંસારમાં પચ્યો છે, કયાં જવાનો છે ! પણ પોતાની લગની કૈવલ્ય સ્વરૂપની સાથે લાગી રહી છે ને આખર સૌને હાથ તાળી આપી સંસાર પાર જાય છે તે ભગત જગતને ઠગે છે એમ સમજવું; પણ એવા તો વિરલા. મદન મહેતા કહે તમારે ને નરસિંહ મહેતાને શી સગાઇ ! ઇંદ્ર કહે મહેતાજીના સગા તો બીજા તંબુમાં છે; પણ અમે કોણ છીએ તે જાણો. અમે આટલા અને બીજા અતી ઘણા, કોઇ હિરાના, માણેકના, મોતીના, સોનાના, કસ્તુરીના અને બીજી અનેક અમુલ્ય વસ્તુઓના વહેપારી છીએ વળી કેટલાક વહાણો ચલાવીએ છીએ; કરોડો રૂપિયા રળીએ છીએ અને કરોડો રૂપિયા ખોઇએ છીએ; જયારે ખોઇએ છીએ ત્યારે

નરસિંહ મહેતાને ઘેરથી લેઇએ છીએ; નરસિંહ મહેતા અમારો અંનદાતા છે, અમારા છોકરાને જીવાડનાર છે. મદન મહેતા વિચારે છે અરે આટલી સાહેબીએ મહેતાને અભિમાન નથી ને હુતો સાત લાખ રૂપિયા ઉપર હું પૈસાવાળો ! હું પુંજીવાળો થઇ રહ્યો છું ! ( નરસિંહને નમન કરીને ) મહેતાજી સાત લાખ રૂપિયા ખર્ચતાં મારી આબરૂ રહે એમ કરજો. નરસિંહ મહેતા કહે મદન મહેતા, જ્યારથી મેં શામળિયાનો વિવાહ કર્યો ત્યારથી હું જાણુતો હતો કે મદન મહેતાના ઘરમાં ખાવા નથી. અને તેજ વખતથી ઘેર કંદોઇ બેસાર્યા હતા; તેના પાડેલાં પકવાનનાં ગાડે ગાડાં ભરીને લાવ્યો છું, તે મારી જાનનાં માણુસો જમે છે ને તારા ગામનાનેય જમવું હોય તો મોકલજે ! વળી અનેક વાવો ને કુવા ખોદાવ્યા છે તેમાંથી પાણી પીએ છે, તમારે તો ફકત મોંહેરામાં કન્યા પધરાવવી એજ તમારૂ કામ છે. ભગવાને લક્ષ્મિના સામી સાન કરી. જુવો આ કંદોઇ બેસારીને આવ્યા છે ! લક્ષ્મિ કહે નહિ બેસાર્યા હોય તો તમારે જાતે કંદોઇ થઇ શેકવું પડશે, પણ એનો બોલ રાખવો પડશે. પોતાથી બન્યુ એટલું ખર્ચ કરી મદન મહેતાએ જુઠ્ઠીબાઇને શણુગારી મોંહેરામાં પધરાવી.

( વિવાહ મંગળ અને ઉત્તમ દાન. )

હાંરે હાંરે ત્યાંતો સમે વરતે સાવધાનરે,  
હાંરે હાંરે મહેતા મદન દેછે કન્યાદાનરે;  
હાંરે હાંરે પુત્ર પરણુાવે ભગવાનરે,  
હાંરે હાંરે મહેતા નરસિંહને પ્રભૂજીનું ધ્યાનરે.  
પહેલે મંગળ સવત્સિ ગાયોનાં દાન; બિજે પૃથ્વિનાં દાન;  
ત્રિજે સુવર્ણુનાં દાન; ચોથે કન્યાનાં દાન;  
ત્યાંતો મંગળ વરત્યાં ચાર, ત્યાંતો આરોગ્યા કનસાર.  
મહેતી માણેકને હર્ષ ન માય, પુષ્પે વધાવે દેવતાય,  
દળ દેખીને દિક્ષિત હરખાય, મહેતા મદનની દાઢિયો પિળાય.

ઘણો ખરો કારભાર રૂક્ષ્મણી લક્ષ્મિજીને હાથે થયો તેથી માણેકબાઇનું મોઢુ ચઢયું. ભગવાન કહે નરસિંહ, તારી બાઇડીનુ મોં ચઢયું છે. નરસિંહ કહે અલી કેમ તારૂં મોં ચઢયું છે ? હેં કેમ તારો તોબરો ચઢયો છે ? માણેક કહે છોકરો મારો ને કારભાર કરે લોક ! એ કેમ ખમાય ! મહેતા કહે લોક કોણ ! ભગવાન કરે એવું આપણું ભાગ્ય કયાંથી ! મહેતી કહે ભગવાનનું નામ દેઇને મને રોજ છેતરો છો.

નરસિંહે પ્રભુને કહ્યું એને દર્શન ઘો તો એ નહિ રીસાય, કારણકે એ

તમને ઓળખતી નથી તે ઓળખે. ભગવાન કહે બીજા કોને? મહેતા કહે ચેવાઇને દિક્ષતને અને રાજાને. ભગવાન કહે એ ચારને અને પાંચમી એક રેતુકાર નામની દાસી છે તેને મેં પુર્વે વચન આપ્યું છે એ મદન મહેતાના ઘરમાં છે; એ પાંચેને બોલાવો. ( ભગવાને પાંચેને દર્શન દીધાં. )

ભગવાન કહે નરસિંહ તારે કાંઇ માગવું હોયતો માગ્ય !

નરસિંહ વિચાર કરે છે કે મારે શું માગવું, જે જે વસ્તુઅમૂલ્ય છે તે તે મને શ્રી હરીએ વગર માગ્યેજ આપી છે. સદાસર્વદા શ્રી હરીનું ધ્યાન, નિષ્કામ ભક્તિ, સર્વ પ્રાણી ઉપર દયા, સર્વનું યોગ્ય રીતે સમાનપણું સત્ય બોલવું, સત્ય ચાલવું, સદપુરૂષોનું સન્માન, એ બધુ કે જેમાં નિતિ રીતી ભરપૂર રહેલી છે, તેતો ત્રિભોવનનાથે મને વગર વિલંબે અર્પણ કર્યું છે; હવે એક આ પ્રજારૂપ ઉપાધી વિશેષમાં સહજ ફિકર કરવા જેવી છે, સંતતિમાં એકે વાતે સુખ નથી. ગર્ભવાસથી માંડીને મર્ણપર્યંત ચિંન્તા કરાવનાર આ સંતતિ છે. એ અનેક ઉપાધી રૂપ છે, તેમાં વળી દુઃખ ભોગવી ઉછેરતાં આખર મૃત્યુ પામે તોપણ દુઃખ, ગેરવર્તણુંક વર્તે તોપણ દુઃખ અને છેવટ એમ કહેવાય કે નરસિંહ ભગતનો છોકરો આવો ! એમ કહી લોક આંગળી દેખાડે, તેના કરતાં બાળકનું જીવન ટુંકુ કરવું એ વધારે સારૂ. “ દિવા પાછળ અંધારૂં ” ન કહેવાય તેમ કરવું યોગ્ય છે. બસ ઠીક ! લાવ્ય મારો તો નિર્વંશ માગી લેઉં. પ્રભુ એજ માગુછું કે આ શામળીઓ મારા મોં કને શાન્તિ......પામે.

**(નરસિંહ) રાગ; ગોકુળીએ લેઇ ચાલ વહાલા.**

માગુ માગુ હું મુખથી આજ, વહાલા. ત્યાગુ ભવ દુઃખ ઝાઝ; વહાલા.
મિથ્યા માયાની જાળ, વહાલા, સગાં સહોદર આળ પંપાળ; વહાલા.
અલ્પ અલ્પ જગતનું સુખ, વહાલા. સુખ અલ્પ અતિશે દુઃખ; વહાલા.
નાંખે રિદ્ધિ નર્કે નિદાન, વહાલા. માગુ સેવા સમરણુ ધ્યાન; વહાલા.
નહિ ઝેર નહિ વહેર કે, નાવે દીલમાં ડંસ;
હરી માગુ હું એટલુ, જાય મારો નિર્વંશ. વહાલા. ૧
કંપ્યા ત્યાં કમળાપતિ, લ્યા વાંકી બોલ્યો વાણ;
(ન) ડાહ્યો ઉઠે તો દીકરો, છો વાજે છોકરો જાણ. વહાલા. ૨
(ક) માગ્યુ હરીએ આપીયુ, કન્યા કરી વિદાય;
જાન વળાવી જુક્તિથી, મહેતી માણેક મન હરખાય. વહાલા. ૩
નાગર નરસૈયા તણા, ગુણના કર્યાં વખાણ;
ભાવ કભાવે મુખથી, બોલું જોડી પાણ. વહાલા. ૪

રિદ્ધિ છે પણ રંક છું, વ્હાલા છે ગોપાળ;
ચરણરજને ચાહુ છું, સેવક બાપાલાલ.　　　વહાલા. ૫
ફિકર વિના ફરીકહું, શિરનામુ કરજોડ;
હરીજન બોલો હર્ષથી, જય જય શ્રી રણછોડ.　　　વહાલા. ૬



## મદાલશા આખ્યાન.

( કવિ )　　　ગિતિ.

શુભ નિતિ હરી ભક્તિમાં, સ્થિર થાવા મુજ મંન;
બ્રહ્મપુત્રિ ઉમાપુત્રને, વાર વાર વંદન.　　　સિયાવર.

( ધર્મ )　　　મરાઠી સાખી.

સગાં સહોદર સૌ સંહાર્યા, તુચ્છ રાજને માટે;
વૈભોગીને પણ વળવું છે, ગામ ગયાની વાટે;
મારૂં સર્વ ગયુ, પ્રથમ પ્રમાણ મેં મન ન લહ્યું.　　　મારૂ.
પતંગ રંગ આ પાર થવાનો, ઝાકળના જળ પેરે;
બાળ યૌવન વૃદ્ધ થઇને, મરશે વારે ફેરે;
છે કાળ ગતી, મર્મ ન જાણે મુંદમતી.　　　છે. ૧

**નારદ**—શોચ ન કર! શોચ ન કર! શોચ ન કર! શ્રી હરીની સાથે શત્રુનો સંહાર કરી નિર્ભય થએલા ધર્મરાજ, શોચ ન કર!

**યુધિષ્ઠિર**—હે વેણુપાણી! સંતાપ કેમ ન થાય! દુર્યોધન દુઃશાસનાદી પિત્રાઇ ભાઇઓ, ભિષ્મ જેવા પિતામહ, દ્રોણ સરખા ગુરૂ, સર્વનો સંહાર થઇ ગયો. બાળક અભિમન્યુ પણ મરાયો; અરે બીજુ મને કાંઇ નથી સાલતુ પણ મારો ભાઇ કરણ કે જેના બાહુ બળને ઇંદ્રાદી દેવતા વખાણે તે અર્જુનને હાથે નાશ પામ્યો. અરે હું પ્રથમથી જાણતો હોત કે કર્ણ મારો ભાઇ થાય છે તો સ્વર્ગ મૃત્યુ પાતાળના રાજ્ય માટે પણ નાશ ન કરત. અરે મહામુનિ! મુવા પછી સ્વર્ગથી પાછું કોઇ આવતું હશે ખરૂં?

( નારદ )　　　ગિતિ.

નારદ વાણી બોલ્યા, ધર્મ સાંભળો ધિરજ દ્રઢ ધારી;
સ્વર્ગથી પાછી આવી, **મૃદાલશા** એક શુદ્ધ સતિ નારી.

હે ધર્મ; મહા સતિ અને મહા પતિવ્રતા, મૃદાલશા મરી, બળી ભષ્મ થઇને સજીવન થઇ. ધર્મ કહે મહા મુનિ, એ સતિ મૃદાલશાની કથા મને સંભળાવો. નારદ કહે હા એ મારકંન્ડય મુનિયે સર્વ મૂનિને સંભળાવી છે, તે હું તને સંભળાવું છું.

### ત્રિતાલ ચોપાઇ.

એક ગાલવ નામે મુની વિર, યજ્ઞ આરંભ્યો ગંગાની તીર. ૧
રૂષિ સર્વને પહોંચી કંકોત્રિ, આવ્યા [1]કૃતુ [2]અંગિરાને [3]અત્રિ. ૨
[4]પુલહ [5]પુલસ્ત્ય [6]વશિષ્ટ [7]મરિચી, આવ્યા સપ્તને શોભા રચી ૩
વળી આવ્યા સહસ્ત્ર અઠયાશી, બ્રહ્મચારી સાધુને સંન્યાસી. ૪
થઇ ગંગાતટ શોભા સારી, રહ્યા વેદની ધુની ઉચ્ચારી. ૫
પ્રહ ગણેશનું કરીયું સ્થાપન, હરખ્યુ ગાલવ મુનિનુ મન. ૬
નવ દીસે કશા વાતે ટોટા, ઉડે ગગને ધુમાડાના ગોટા. ૭

હે પ્રભુ, અઠયાશીહજાર રૂષિને આમંત્રણ કર્યું, પણ મને નહિ, તેથી મને અતી રીસ ચઢી.

( કર્તા ) ગિતિ.

મુનિ મંડળથી ટાળ્યો, ભાવી પદારથ મિથ્યા કેમ થાએઃ
યજ્ઞ કરૂં હું ભંગ, અઢી ઘડીના છઠ્ઠા ભાગ માંહે.

નારદ રીસ કરી પાતાળમાં જ્યાં દ્વિજકેતુના બે પુત્ર નામે તાલકેતુ પાતાલકેતુ દહિત રહેતા હતા ત્યાં ગયા. નારદને દેખી હર્ષે વધાવ્યા અને સમાચાર પુછયા.

( નારદ ) મરાઠી સાખી.

વિર પુરૂષ શું બેશી રહ્યા છો, ગાલવને ઘેર જાગ;
અભિમાનથી હલકા ગણીને, કાઢયો તમારો ભાગ;
સંપ્યા દેવ સહી, દાઝય એ મારા મનમાં રહી. સંપ્યા. ૧

( દહિત ) રાગ; મંગળ આયુશ આપો.

ખબર ભલે તમે આપી, ઓ મુનિવર ખબર ભલે તમે આપી;
તાલકેતુને પતાલકેતુ અમો, શ્રષ્ટિ સકળ સંતાપી. ઓ મુનિવર. ૧
ગાલવ કેરો ગર્વ ઉતારૂ, ચાર ઘડીમાં નાંખુ ચાંપી. ઓ મુનિવર. ૨
શુણી વારતા વપુ આ કંપે, રીસ રૂંવે રૂંવે વ્યાપી. ઓ મુનિવર. ૩
જાણો મુનિવર ઝપટ એકમાં, યજ્ઞને નાંખુ ઉથાપી. ઓ મુનિવર. ૪
શંકરનો વર પામ્યા અમે તો, કહો શકે કોણ શ્રાપી. ઓ મુનિવર. ૫

( કર્તા ) નારદજીનાં વચન સાંભળી દ્વિજકેતુના પુત્ર, ઝાડ પહાડ પથ્થર ધુળ કાંકરા માંસ રૂધિર અને હાડકાંના વર્શાદ વરસાવતા આકાશ માર્ગે આવ્યા, તે જોઇ મૂનિ માત્ર ચમકયા.

ગિતિ.

મુનિ મંડળ ખળભળીયું, તતક્ષણુ નાઠા મુકીને સત્ર;
બન્ને દહિત ઉછળીઆ, કમર કસીને લીધું સર્વત્ર.

---

૧. ૨. ૩ ૪. ૫. ૬. ૭ સપ્તરૂષિ

યુધિષ્ઠિર—હે મહામુનિ; ગાલવના યજ્ઞમાં મુખ્ય મુખ્ય મુનિયો કયા કયા હતા, તે સર્વના નામ મને સંભળાવો; અને યજ્ઞ ભંગ થયા પછી ગાલવે શું કર્યું તે કહો !

નારદ—હે ધર્મ ! અત્રિ, અગસ્ત્ય, અંગિરા, અંગિરસ, અથર્વ, અગ્નિમાંડય, અસિત, ઉદ્દાલક, ઉતંગ, કશ્યપ, કપિલ, કૃતુ, કર્દમ. કૃષિબળ, કાલ, કાલક, ગૌતમ, ગર્ગાચાર્ય, ગૌરશિરા, ગરીષ્ટ, ગાલવ, ચ્યવન જમદગ્નિ જયમુનિ, તાંડય, તુંબરૂ, તાર્ક્ષ્ય, સ્થાણું, દક્ષ, દુર્વાસા, દેવળ, દિર્ઘતમા, દેવહવ્ય, ધૌમ્ય, પ્રચેતા, પુલહ, પુલસ્ત્ય, પ્રલ્હાદ, પારાશર, પર્વત, પિપ્લાદ, બ્રહસ્પતિ, બ્રહદશ્વ, ભ્રગુ, ભાર્ગવ, ભારદ્વાજ, ભાલુકી, ભાંડાયનિ, મરિચિ, માંર્કંડેય, મણિ, મરૂત, મંકણક, મિત્ર, મૈત્રિય, યાજ્ઞવલ્ય, રૂષશ્રંગ, રૂષભ, રૂરૂ, લિખિત, લોમશ, વશિષ્ટ, વૈખાનસ, વાલખિલ્ય, વ્યાસજી, વાતસુધ, વિશાખ, વિધાતા, વાલ્મિક, વામદેવ, વાયુ, વૈશંમપાયન, વૈશ્વાનર, વૃક્ષિય, વિશ્વામિત્ર, વિભાંડક, શુક્ર, સંવર્ત, સનત્કુમાર, સાવર્ણિ, શંખ, સુધન્વા, સહદેવ, હવિષ્માન, અને હિરણ્યમય એ સર્વે મહામુનિયો હતા. જ્યારે સર્વ નાઠા, સામગ્રિ લુટાઇ ગઇ ત્યારે ગાલવ પોકાર કરી રોવા લાગ્યા. અરે હું રાંક યજ્ઞ શિ રીતે કરી શકુ ! અરે ટિંટોડી સમુદ્ર કોરો કરવા ધારે તે કેમ બને ! અરે *પિપિલીકા પહાડ ઉઠાવવા ધારે તે કેમ ઉઠાવી શકે ! અરે મુનિ સર્વ નાસી ગયા, અરે હાય ! મારા ભાઇઓ ભૂખ્યા ગયા, મારો નિર્ભાગિનો અવતાર શાને થયો ! લાવ્ય ચિતા સળગાવી બળી મરૂ.

**( ગાલવ )　　રાગ; શું દઇશ તને જાવા, દુઃખી થાવા.**

થઇ હાય દહિતથી હાણુ, તજુ પ્રાણુ;
મુને વાગ્યાં વજ્રના બાણુ.　　તજુ.
કંઇ કર્યો રંગમાં ભંગ, વળી ઝાઝો મચાવ્યો જંગ;
મુનિયોનો ટાળ્યો ઉમંગ, કરી રેવણી દાણાદાણ.　　તજુ. ૧
લુંટી લિધી સામગ્રી સર્વ, મારો ઉતર્યો અંતર ગર્વ;
સધ્ય સચવાયુ નહિ પર્વ, કર્યો યજ્ઞ સકળ ભંગાણ.　　તજુ. ૨
હવે ઝડપુ અગ્નિ જ્વાળ, જાશે કરૂ દેહનો કાળ;
એવે આવ્યા શ્રી ગોપાળ, તમને ઇષ્ટ દેવની આણ.　　તજુ. ૩

શ્રી વિષ્નુ ભગવાન કહે છે મહામુનિ જે ઇચ્છા હોય તે કહો ! આપઘાત ન કરો. ગાલવ કહે મહારાજ મને યજ્ઞ કરવા દ્રવ્ય આપો. પ્રભુ કહે જાઓ તમને પૃથ્વિમાંથી અખુટ દ્રવ્યની પ્રાપ્તિ થશે. ભગવાનના વચ-

* પિપિલીકા-કિડી.

નથી ગાલવને અખુટ દ્રવ્યની પ્રાપ્તી થઇ, ત્યારે ગર્વ થયો અને ફરી યજ્ઞ આરંભ્યો.

( ગાલવ ) ગિતિ.

હુંથી સર્વે હેઠા, ગાલવ મનમાં ગર્વ થયો જ્યારે;
પાતાળેથી આવ્યા, તાળકેતુ ને પાતાળકેતુ ત્યારે.

( કર્તા ) બિજીવાર પણ યજ્ઞ ભંગ થયો ત્યારે જેમ તેમ ધન ભેગું કરી ત્રિજીવાર યજ્ઞ આરંભ્યો; અને મુનિ મંડળે વિચાર કર્યો કે હવે દહિત આવે તો શ્રાપ દેવો. વશિષ્ટ કહે એમને શંકરનું વરદાન છે કે શ્રાપ લાગેજ નહિ, બન્ને પાપીઓઆવીત્રિજીવારયજ્ઞભંગની તૈયારીકરીત્યારે ગાલવ અતિ ક્રોધાયમાન થયા; હાથમાં અંજળી લઇ ઉંચી નજર કરી બોલ્યા કે આજે તેત્રિસક્રોડ દેવને બાળીને ભષ્મ કરી નાંખુ! ગાલવનો ક્રોધ જોઇ ઇંદ્રાદિક દેવતા આવી ચર્ણમાં પડયા. અહો મહારાજ અમારો શો અપરાધ છે! રૂષિ કહે હું તમને તૃપ્ત કરવા યજ્ઞ કરૂછું તેનુ તમે રક્ષણ કેમ નથી કરતા! વચન સાંભળી ઇંદ્ર સ્વર્ગે ગયો અને સર્વ વાતથી વાકેફ કરી નારદજીને ઘોડો લેઇ મોકલ્યા. નારદ કહે હે ગાલવ મુનિ આ ઇંદ્રનો આપેલો અશ્વ લઇ અયોધ્યામાં જાઓ; અને રાજા શત્રુજીતના પુત્ર ઋતુધ્વજને યજ્ઞનું રક્ષણ કરવા માટે તેડી લાવો; તેમ કરવાથી યજ્ઞ પરીપુર્ણ થશે. નારદજીનાં વચન સાંભળી ગાલવમુનિ ઘોડો લઇ અયોધ્યામાં આવ્યા. મુનિને જોઇ શત્રુજીત રાજાએ સારો સત્કાર કરી આવવાનું કારણ પુછ્યું. ગાલવ કહે પૃથ્વિપતિ મેં ત્રણવાર યજ્ઞ આરંભ્યો પણ તાલકેતુ પાતાલકેતુ ભંગ કરી ગયા. માટે યાચના છે કેઃ—

( ગાલ્લવ ) રાગ, ખટક રહી.

સત્ય રૂપ શત્રુજીત રાજા, રૂષિ મુનિનાં કાર્ય કરો;
ક્ષત્રિ પુત્ર છો શુરા પુરા, દીન જનોનાં દુઃખ હરો. ૧
યજ્ઞ ભંગ મુજ કરે પાપીઓ, નાંખી મળ મુત્રાદિક રક્ત;
તાલકેતુ ને પાતાલકેતુ બે, છે બહુ બળીઆ જાણે જક્ત. ૨
રાય રૂતુદ્વજ પુત્ર જે તારો, મહિપ મોકલો મારી સંગ;
ઇંદ્ર અશ્વપર સ્વાર થઇને, મારી દહિતને રાખે રંગ. ૩

રાજા તારા કુંવરને માગ્યો આપ; એ મારો યજ્ઞ સંપુર્ણ કરાવશે, હું એનું રક્ષણ કરીશ અને ક્ષેમ કુશળ પાછો તને સોંપીશ. ગાલવનાં વચન સાંભળી રાજાએ પુત્ર સામુ જોયું. ઋતુદ્વજ કહે પિતાજી શું જુઓ છો! આ ઉત્તમ મનુષ્યદેહ બ્રાહ્મણની સેવામાં અર્પણ થાય એ તક તો હું શોધું છું. આપના પ્રતાપથી, પ્રભુની ઇચ્છાથી, અને આવા મુનિયોના આશિર્વાદથી હું દહિતનો નિમેષમાં નાશ કરીશ.

ચાલો મુનિવર ચાલો રૂષિવર, દાનવ બેઉનો કાઢું ઘાણુ;
તન મન ધન સર્વે અર્પણ છે, બ્રાહ્મણની સેવામાં જાણુ. ૪

( રાજા ) ગિતિ.

સાચવજો સુત મારો, રક્ષણ કરજો મહામુનિ જન;
રૂડી શિક્ષા દેજો, જેથી થાએ વરવાનું મન.

મહારાજ અનેક માગાં આવ્યાં પણ બાળકે કોઇ કન્યા પસંદ કરી નહિ, એ લહાય મારા અંતરમાં વશી રહી છે; તો વરવાની ઇચ્છા કરે એમ શીખ દેજો.

( કવિ ) રાગ; વણઝારો.

શુણી સ્વાહા શબ્દનો સોર, દહિતે કીધી ગર્જના ઘોર.
ગરજ્યા દહિત પ્રતાપી જ્યારે, નાઠા બ્રાહ્મણ ભડકી ત્યારે;
મુખે કરતા સોર બકોર. દહિતે. ૧
શત્રુજીત તન સમજાવે, નમી નમિને ,પાછા બોલાવે;
સૌ આવ્યા યજ્ઞની ઠોર. દહિતે. ૨
શર પિંજર કરીયું સજ્જ, જેને ભય નહિ કોઇનો રજ્જ;
તેના તનમાં ઝાઝો તોર. દહિતે. ૩

રાગ; ગુજરી,

તાલકેતુ તવ પડીઓ તુટી, મુખે પાડતો ચીસરે;
પથ્થર પ્રૌઢા શરપિંજર પર, ફેંકે ચઢાવી રીસરે. ૧
ઋતુધ્વજના બાણે ભંગ થઇ, આકાશ મંડળ ચઢતારે;
આછા બાણની હોય જ્યાં જાળી, ત્યાંથી અંદર પડતારે. ૨
અરે ગાલ્લવિયાને ગતિ મળે નહિ, છોકરૂં ક્યાંથી આણ્યુંરે;
પાણી પિવાની પડે આપદા, થાય તુબડુ કાણુંરે. ૩
મુનિ કહે ભાઈ દહિત મરાશે, ચાલો ઝટપટ ચેતીરે;
છાપરા માંહે છિદ્ર ઘણાં છે, પડે આંખમાં રેતીરે. ૪
મુનિ મરાશે કોક માંહીથી, અતી લાગશે પાપરે;
જોખમ થાશે જીવનું તો, તુને દેઇશુ શ્રાપરે. ૫
મહામુનિના વચન શુણિને, કાંઇ પડી નહિ કળરે;
ઇંદ્ર અશ્વ પર સ્વાર થયો. ત્યારે આવ્યું ઇંદ્રનું બળરે. ૬
સાધુનો સંતાપ જોઇને, સાંધ્યું અર્ધ ચંદ્રનું બાણરે;
રૂષિ કૃપાએ રણમાં લીધા, તાલકેતુના પ્રાણરે.

તાલકેતુ પડયો જોઇ પાતાલકેતુ નાઠો, ઋતુધ્વજે ઘોડાને વાંસે દોડાવ્યો. ઘણે દૂર જતાં પાતાલકેતુ અંતરધ્યાન થયો, ત્યારે ઋતુધ્વજ પાછો ફર્યો. ગાલ્લવ કહે બીજાનો પણ પ્રાણ હરણ કરીને આવ્યો ? બાળક કહે ના

મહારાજ એતો કંઇ ગુમ થઇ ગયો. ગાલ્રવ કહે તારા અશ્વની ગતિ ત્રિલોકમાં જવાની છે; તો તુ પાછો ફર્યો એ સારૂ ન કર્યું. ઋતુધ્વજ કહે મહારાજ આપ કામ ચાલતુ રાખો, દહિત આવશે તો હું ઉભોછું.

ઋતુધ્વજના પંઝામાંથી છુટી પાતાળકેતુ ભાઇનો શોક કરતો હિમાચળ પર્વત વિષે આવ્યો, ત્યાં તેણે સ્ત્રિનો સાદ સાંભળ્યો. તે શબ્દ વિશ્વસુધા ગાંધર્વની દિકરી મૃદાલશાનો હતો કે જે સખીઓ સહીત ગિત ગાતી હતી.

**( મદાલશા ) રાગ; અલબેલીરે અંબેમાત.**

કરે કરૂણા જગકરતાર, પતી મળે મન ગમતો;
પાણી પકડી ઉતારે પાર, દરિયો દીન દમતો.
જન્મ જન્મની ગાંઠો છોડે, દોરા કંકણુ સાથરે;
પ્રિત કરી પ્રિતમજી પ્રિતે, દર્શાવે જગનાથ. પતિ. ૧
રૂપે રૂડો અક્કલે ઉંડો, મહા ગુણમય ગંભિરરે;
ગૌ બ્રાહ્મણનો રક્ષક રાજા, ધનુર વિદ્યાનો ધિર. પતિ. ૨
સેવ્યા હોય સવિતા શંભુ કે, શુદ્ધિ બુદ્ધિનો સ્વામિરે;
વિશ્નુ [1]વામા પ્રેમે પુજ્યાં, તે નારી વર પામી. પતિ. ૩
જપ તપ વ્રત જેણે આદરીઆં, અવીનાશી ઉપવાસરે;
સર્વ ગુણ સંપન્ન હોય સ્વામિ, કાપે જમના પાશ. પતિ. ૪

કોયલ સમો કંઠ, વાસુકી નાગ સમી વેણી, હરણના જેવી આંખ; કમળ જેવી હથેળી, ચંદ્ર સમુ વદન જોઇ દહિત ભાઇને ભૂલી ગયો, અને મહિલામાં મોહ પામ્યો. અહાહાહા ! જેણે પર્વત સેવ્યા હશે, જેણે સકળ તિર્થ કર્યા હશે, જેણે વિષ્નુ આરાધ્યા હશે; તેજ આવી અલૌકીક પ્રેમદાને પરણશે. અરે મેં કાંઇ પુર્વે પ્રાયશ્ચિત કર્યાં હશે કે મારે આ રત્નને જોઇનેજ રાજી થવાનું. નહિ નહિ ! એનું હરણ કરવું. ( ભ્રમરનું રૂપ લઇ ઉપર ભમવા લાગ્યો. )

**( મદાલશા ) રાગ; અબ ચલે ન મોહન તેરા.**

આ ભ્રમર ન મૂકે ખ્યા...લ, મુને કરી હાલ બેહાલ.
મુવો આવ્યો ક્યાંથી ભમતો, મુજ દેહ સકળને દમતો;.
મુને જરા નથી એ ગમતો, અરે કોઇ આઓ, સમિપે ધાઓ,
સાચવી સાહો, છોડવો છા...લ. મુને૦ ૧
મુવો વસ્ત્ર વિંધિને પેસે, ઇચ્છાએ અંગ પર બેસે,
અરે તિવ્ર ડંખ એ દેશે, સુરા સરદાર, સાહી હથીઆર;
કરો સંહાર, શત્રુનું સા...લ. મુને૦ ૨

---

૧ શક્તિ.

( કવી )　　　　**મરાઠી સાખી.**

પ્રૌઢ સ્વરૂપે પાતાળકેતુ, કૃત્ય તેહનાં કાળાં;
શહસ્ત્ર નારની ચોકીમાંથી, ઉચકી લીધી બાળા;
નારી ઝુરે ઘણું, જોર ન ચાલે અબળા તણું.　　　નારી૦ ૧

પાપી દહિત કન્યાને ખભા ઉપર લઇ પાતાળમા નાઠો જાય છે, દાસીઓ વાંસે દોડતી જાય છે, અને મૃદાલશા રૂદન કરે છે.

**રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી;**

રૂદન કરે રે મૃદાલશા.
કામની કામના કામની, જાણે ઇંદ્રની બાળ;
રતિ સતિ એ તારામતિ, હાથ ફેરવે ભાળ.　　　રૂદન૦ ૧
પોકાર કરતી પ્રેમદા, નયણે આંસુ નિર;
કંપ થયો કાયા વિષે, લાગે ઉનો સમિર.　　　રૂદન૦ ૨
કર્મે લખ્યાં તે કયમ મટે, કરે કોટી ઉપાય;
માતાને ધિરજ આપજો, રખ્ખે જમપુર જાય.　　　રૂદન૦ ૩
દહન કરીશ આ દેહને, પડુ પાપીને હાથ;
જીવ્હા દબાવું દંતમાં, સેવું સ્વર્ગનો સાથ.　　　રૂદન૦ ૪

( પાર્વતિ )　　　　**ગિત.**

રામા રખ્ખે રોતી, ઇષ્ટ સ્મર્ણ કર જન્મ સફળ કરશે;
કામદેવ સમ કંથો, દહિતને મારી સધ્ય તને વરશે.

રામાને રોતી મુકી સકળ સ્ત્રિયો પાછી વળી અને વિશ્વસુધાની પાસે જઈ મદાલશાના સમાચાર કહ્યા. માતા અતી રૂદન કરવા લાગી અને પિતાએ પુત્રિની ખોળ્ય કરવા માંડી.

( કવિ )　　　　**મરાઠી સાખી.**

વિશ્વસુધા વિમાસણ કરતો, શોધ્ય કરી શ્રષ્ટિમાં;
ઝાડ પહાડ ગિરી તરૂવર શોધ્યા, નવ આવી દ્રષ્ટિમાં;
થઈ વિપરીત વાત, દુઃખી થયાં ઘણું માત ને તાત.　　થઇ૦ ૧

( કર્તા. ) બાજ પક્ષિ જેમ ચકલાને, સિંહ જેમ શિયાળને, અને બિલાડો જેમ ઉંદરને મોમાં લેઇ નાસે તેમ નાસતો દહિત પાંચમા પાતાળમાં લઇ ગયો. પોકાર કરતી બાળાને પાપી સમજાવા લાગ્યો. સુંદરી રોશો નહિ, હવે તમને મૃત્યુનો પણ ભય નથી. મહિતલમાં મારા જેવા નર નથી. તમારાં સુકૃત આગળ આવ્યાં હશે જેથી મારો તમારો મેળાપ થયો. પ્રેમદા મુને વરી નાગરસ પાન કરો જેથી અજર અને અમર રહેશો. મદાલશાએ

મનમાં વિચાર્યું કે રખે પાર્વતિમાતાનાં વચન સાચાં થાય ને દહિત મરાય. મહિલા મુખ મલકાવીને બોલી. ભલે તમારે લગ્ન કરવુ હોય તો તમારા સગાં સબંધીને તેડાવી લ્યો ! સગા સબંધીનું નામ દેતાંજ પાતાલકેતુને ગભરાટ થયો, કાળજું ધડકવા લાગ્યું અને પોતાનો ભાઇ યાદ આવ્યો. અરે હજી મેં ભાઇનું વહેર તો વાળ્યું નથી, હજી મેં ભાઇના શબને સંસ્કારતો કર્યો નથી, તે પહેલાં લગ્નની શિ વાત ! તેજ વખતે કંઠલધારની દીકરી વિકુંડલાને બોલાવી, તેને મદાલશા સોંપી પોતે ભાઇનું વહેર લેવા ગાલવમુનિના યજ્ઞમાં ગયો. જ્યાં દહિતનો ભય મટવાથી બ્રાહ્મણો નિર્ભય પણે જમવાને બેઠા છે, ગાલવમુનિ હરખાય છે, દેવતાઓ અંત્રિક્ષમાં આનંદ કરી રહ્યા છે, નારદ મુનિ પાતાળકેતુના મોતની રાહ જોઇ રહ્યા છે, અને ઋતુધ્વજ બાણુ ચઢાવીને ઉભો છે; ત્યાં પાતાળકેતુ વિષ્ટા અને રૂધિર વરસાવતો આવ્યો. બ્રાહ્મણો નાઠા, અને ઋતુધ્વજ બ્રહ્મ મંડળને વારી રાક્ષસ સાથે રણસંગ્રામ કરવા લાગ્યો. ઋતુધ્વજનાં બાણથી રાક્ષસ ત્રાશી ગયો અને રણસંગ્રામ મુકી નાઠો. રાજકુમારે ઘોડો વાંસે દોડાવ્યો. ઘણે દૂર જતાં દહિત પૃથ્વિ ભેદી પાતાળમાં પેઠો. ઘોડાની ગતિ સર્વ સ્થાનમાં જવાની હતી તેથી ઘોડો પણ વાંસે ચાલ્યો. આગળ જતાં દહિત પાણીમાં પડયો; ઘોડો વાંસે જળમાં ઝંપલાવ્યો. દહિતે વિચાર કર્યો કે જો હું ઘેર જઇશ તો મુને મારી, રાજપુત્ર કન્યા હરણુ કરી જશે. દહિત સાતમે પાતાળ ગયો, અને ઘોડો મદાલશા તરફ દોડયો. ઘોડાને અવળે માર્ગે જતો જાણી ઘણો ખેંચ્યો પણ ન અટકયો, ત્યારે ઇચ્છા પ્રમાણે જવા દીધો.

( કવિ. ) મરાઠી સાખી.

રાય ઋતુધ્વજથી ભય પામી, પેઠો રસાતળ માંય;
અગમ્ય વાટે અશ્વ આવીઓ, દહિત મહેલ છે જ્યાંય;
દેખી સ્વર્ગ ભોવન, રાય પામીઓ આનંદ મન. દેખી૦ ૧
વાસવ વિશ્નું વિધી વસિયરપતિ, કે ભાસ્કરનાં ભોવન;
પશુ પક્ષિ નહિ જીવ કે જંતુ, વસનારાને ધન્ય;
રખે માયા કરી, પ્રાણુ પાપીઓ લેશે હરી. રખે૦ ૨

આગળ વધતાં રાજકુંવરને દુર્ગંધી આવવા લાગી. અરે આ કોઇ રાક્ષસનું સ્થાન હશે કે શું, આ હાડકાં, ચામડાં, માંસ આદી કેવાં ગંધાય છે. અરે આગળતો રમ્ય જગા છે. ન હોય ન હોય દહિતનુ સ્થાન. આતો શેષ નાગનો સભા મંડપ દિસે છે. આ મંડપ આગળ ઇંદ્ર, વરૂણુ, યમ, કુબેર અને બ્રહ્માની સભાઓ પણ ઝાંખી પડી જાય તેમ છે. અહાહાહા !

મણિના અજવાળાં ઠેર ઠેર થઇ રહ્યાં છે, પૃથ્વિ કનકથી લિપેલી લાગે છે, ભિંતોએ હિરા રત્ન જડયા છે અહિં વસનારને ધન્ય છે. અરે અહિંતો કોઇ નહિ વસ્તુ હોય; અહિં કોઇ પશુ પક્ષિ કે જીવ જંતુ માલમ પડતું નથી. અરે એ કોઇ સ્ત્રિ દીસે છે. ઋતુધ્વજને દેખી વિકુંન્ડલાદાસીએ મદાલશાને ખબર આપી; અરે બાઇ કોઇ રાજકુમારઘોડેસ્વાર થઇ આવે છે. મદાલશા કહે વાહ ભગવાન પાર્વતી માતાનાં વાક્ય સત્ય થયાં કે શું; લાવ્ય દહિતનો દેહાંત કરવા પેરવી કરૂં, વિકુંડલાને સામી આવતી જોઇ ઋતુધ્વજે પુછ્યું તમે કોણ છો, આ ભોવન કોનાં છે અને તે સુન્યકાર કેમ દિસે છે ! વિકુન્ડલા કહે મહારાજ, મહેલ વિશ્વકર્માના નિર્માણ કરેલા છે; અહીં પ્રથમ વિશ્વદેવ વસતા હતા પછી ઇંદ્રે કંઠલધાર નામના રાક્ષસને ભોવન સોંપ્યાં અને દેવ સ્વર્ગમાં ગયા. એ કંઠલધારની હું પુત્રિ છું; કાળે કરી દ્વિજકેતુ રાક્ષસના બે પુત્ર નામે તાલકેતુ પાતાલકેતુએ આવી મારા પિતાને માર્યો અને મને દાસી કરી રાખી ! મહારાજ અહીં મારા દુઃખની સિમા રહી નહિ. હાલ એ પાપીઓ અહીંઆં વસે છે. બન્ને દુષ્ટોએ ગાલવમુનિનો યજ્ઞ ત્રણવાર ભંગ કર્યો, તેમાં અયોધ્યાના શત્રુજીત રાજાના કુમાર ઋતુધ્વજે તાલકેતુને માર્યો. પાપી પાતાલકેતુ વિશ્વાવસુ ગાંધર્વની દીકરી મદાલશાને હરણ કરી લાવ્યો છે. અને વહેર લેવા ગયો છે; તે હમણાં આવશે તો વિપરીત થશે માટે આપ ત્વરાથી મારી રાણીની મુલાકાત લેઇને ઝટ જાઓ !

ઋતુધ્વજ વિચારે છે, અરે જેની દાસી આવી સ્વરૂપવાળી છે તો તે રાણી કેવી હશે ! અરે વિકુંડલા મને જેમ બને તેમ જલદી તારી રાણીની મુલાકાત કરાવ ! હુંજ તાળકેતુનો પ્રાણ હરણ કરનાર રાજકુમાર ઋતુધ્વજ છું. શબ્દ થતાં રાણીની આગળનો પડદો ચિરાઇ ગયો, અને જેમ આકાશમાંથી વિજળી ઝબુકે તેમ રાણી દિપી ઉઠી. મદાલશાને જોઇ રાજા મોહના દરિયામાં ડુબી ગયો. બન્ને સામસામી ચિત્રની માફક જોઇ રહ્યાં.

**( ઋતુધ્વજ )　　રાગ; બોલાવે છે બાળા તુ કોને.**

સંભારે છે સ્યામા તું કોને, શાશા મનમાં સુજે વિચાર ?
( મદા. ) વાહ વાન ! ભૂલિ ભાન;
( ઋતુ. ) મુકો તાન, રાખો માન, નયન બાણનો મારો ન માર.　૧
( મદા. ) ચપળ ઇંદ્રિયો ચમકી ઉઠે. નથી કર્યું મેં કાંઇ નવિન;
પળમાં, તળમાં,
( ઋતુ. ) ચળમાં, છળમાં ! શરણે આવ્યો દાસ હું દીન.　૨

**( મૃદા. )** ઉમિયા ઇચ્છા પુરણ થઇ શું ! આવી મળીઆ જીવન પ્રાણ;
સ્વામિ, પામિ.

**( ઋતુ. )** ખામી; વામી, ઉગ્યો કનકનો આજે ભાણ. ૩
ઇશ ઇચ્છિાએ તમોજ મળીઆં, ઘડયાં વિધિએ પુરણ ભાગ્ય;
રાણી, નાણી,

**( મૃદા. )** શાણી, વાણી, હૈયાની હોલાશે આગ્ય. ૪

( કર્તા ) ઋતુદૂજને મોહ પામેલો, જાણી. મદાલશા ઘુંઘટ કાઢી કાયાને કંપાવે એવા આવભાવ કરવા લાગી. ચપળાની ચાલ. રૂપ, રંગ અને અંગ જોઇ અયોદ્ધાપતિ કુમારતો આંધળોજ બની ગયો. વળી માનુનીનું મુખ જોવા, પાસે જઇ પાછળથી અંબર તાણુવા લાગ્યો.

**( ઋતુદૂજ ) રાગ; પામ્યો પ્યારી મન માની.**

મહિલા; માગો છો માન, જોતામાં જાએ જાન;
તરૂણી; સુજે છે તાન, હું બની ગયો હેવાન;
ઘુંઘટમાં; કીધો ઘેલો, કામાગ્નિ તાપ તપેલો;
રાણી; બનીઓ હું રાભો, જોઇ રૂપ થયો છું આભો;
નાગણ; થઇ ડંખ્યાં નારી. હવે જીવ જવા તૈયારી;
તરૂણી; ઢંકાયો તેજે, આ દાસ પાસમાં લેજે;
અંબરને; અળગુ કરજો, ઇચ્છાવર વહાલી વરજો
સેવકને; શિદ સતાવો; મારા સમ મુખ બતાવો. મહિલા.

( કર્તા. ) મહિપાળને મહેલમાં ઘુમાવી. ઘુંઘટ દુર કરી, હાથ જોડી આગળ ઉભી રહી. સ્વામિ હું તમારી જનમોજનમની દાસી છું.

**મરાઠી સાખી.**

શાલ દુશાલે વાયુ ઢોળે, ખાંતે રજ ખંખેરે;
મુખ ઉપરથી માંખો ઉડાડે, મનમાં માળા ફેરે;
જુવે ચંદ્ર ચકોર, નજર ન ચુકે ચારે પહોર. જુવે.

બંને અશ્વે સ્વાર થઇ, જવા વિચાર કરે છે, તે વખતે વિકુંડલાએ કહ્યું મહારાજ આપ ગાંધર્વ વિવાહ કરીનેજ અહિંથી ગયા હોત તો મારા મનને આનંદ થાત. ઋતુદૂજ કહે આચાર્ય વિના એ વાત કેમ બને, લગ્ન કરવું સહજ નથી, તેમાંતો અગ્નિ બ્રાહ્મણ અને સુર્યની સાક્ષિ જોઇએ છીએ. એટલામાં બ્રહ્માના પુત્ર સર્વ સદ્દગુણ સંપન્ન નારદ રૂષિની સ્વારી આવી. ઋતુદૂજે ચર્ણમાં પડી આગમન કારણ પુછ્યુ. મહારાજ કહે હું મદાલશા સાથે તારો સંબંધ જોડવા આવ્યો છું. નારદજી આચાર્ય થયા

અને વિકુંડલાએ કન્યાદાન દીધું. બેઉ જણને લેઇ ઘોડો પવન વેગે ઉડયો, અને જોતજોતામાં પૃથ્વિ ઉપર આવ્યો. ત્યાં અતી વાર થવાથી ફિકરમાં પડી શોધવા નિકળેલા ગાલ્વમુનિ મળ્યા. રૂષિને જોઇ ઋતુદ્દજ કન્યા સહિત દંડવત્ત પ્રણામ કરી ઉભો રહ્યો. રામાનું રૂપ જોઇ મુનિને મન અતી હર્ષ થયો. અરે ઇશ્વિરે મારી ધારેલી ધારણા પાર ઉતારી. અહા ! આગળ યજ્ઞ-માં મહાન તપસ્વિ વિશ્વામિત્ર શ્રીરામચંદ્રજીને દશરથ રાજા પાસેથી યાચના કરી લાવ્યા હતા અને જાનકી વરાવી. તેમ મારે પણ થયું; હવે શત્રુજી-તને શાન્તિ વળશે. રૂતુદ્દજ મદાલશા મુનિની આજ્ઞાથી ઘોડે બેશી અયોધ્યા વિદાય થયાં. રૂષિ પાવડી ઉપર ચઢીને, ચલ ! અવાજ કરતાંજ પાવડી ઉડી; રૂષિ તેમની પહેલાં રાજા પાસે આવ્યા. રાજાએ સત્કાર કરી પુત્રની ખબર પુછી. રૂષીએ રાજાને તૈયાર થઇ નગ્રની બહાર રૂતુદ્દજના સામા જવા સુ-ચવ્યું. ગામ બહાર ગયા ત્યાં ઘોડો સામેથી દોડતો આવે છે. પિતાને દુરથી દેખીબન્ને ઉતરી પડ્યાં. ચાલતાં આવે છે. રાજા કહે મહારાજ સાથે સ્ત્રિ કોણ છે?

**( ગાલવ )**　　**રાગ; માઢ; વિરા વેસ્યાના યારી.**

આ જો નૌતમ નારી, કુળવધુ તારી, અવધપુરીના રાય;
**(શત્રુજીત)** પ્રભુ કૃપા તમારી સ્હાય મોરારી, પડુ તમારે પાય.
નિર્ધનિયો જેવો ધનને પામે, અંધજ પામે આંખ;
દાસ હરીના અવલોકતામાં, સોમપાતી પામ્યો પાંખ;
સ્વામિ સધ પધારી, હર્ષ વધારી, સફળ કરી મમ કાય. આજો ૧
**(ગાલવ)** સકળ મનોરથ પુર્ણ થશે તારા, એ મારૂં વરદાન;
ગાંધ્રવ કન્યાનો કરજે વિવાહ, વાધશે જગમાં માન;
**(શત્રુજીત)** થયા છો ઉપકારી, દુઃખ વિદારી, સંકટે કીધી સ્હાય. આજો. ૨
પુત્રને પામ્યો દુઃખને વામ્યો, કુળવધુ ઉચ્ચની બાળ;
મનના મનોરથ પુર્ણ થયા, પ્રભુ સ્હાય થયા ગોપાળ;
ગાંધર્વ કુમારી, સ્વરૂપે સારી, કંચન વરણી કાય.　　આજો. ૩
**(રૂતુદ્દજ)** પુર્ણ પ્રતાપ એ બ્રાહ્મણ સેવા, દેવનો પામ્યો તોખાર;
રૂષિકૃપાએ ઋતુદ્દજે, રણ શત્રુનો કીધો સંહાર;
**(ગાલવ)** ગતિ ગોવિંદની ન્યારી, લેજો વિચારી, શોક તે સર્વ સમાય. આજો. ૪

**( કર્તા )** શત્રુજીત રાજાને સંતોષ પમાડી ગાલવમુનિ વિદાય થયા. રાજા શત્રુજીત મદાલશાને પુછી તેના માતા પિતા અને સગાં સબંધીનો જાણી-તો થયો. એક દૂત કે જેને શંકરનું વર્દાન હતું, તેની સાથે પત્ર લખી વિ-શ્વસુધાને મોકલ્યો. તમારી પાતાળકેતુ દહિતથી હરણ કરાએલી દિકરી નામે

મદાલશા મારા પુત્ર ઋતુધ્વજ સાથે ગાંધર્વ વિવાહથી વરી છે, અને આચાર્ય નારદમુનિ હતા. હવે મારે પુત્રનું લગ્ન ધામધુમથી ફરી કરવા વિચાર છે તો આપ જોઇતી સાહિત્ય લઇ અત્રે વહેલા પધારશો એવી ઉમેદ છે. વિશ્વાવસુ ગાંધર્વ સર્વ સાહિત્ય લઇ હર્ષથી હાજર થયો, અને મદાલશાનું કન્યાદાન દીધું પિતા કન્યાદાન દેઇ વિદાય થયા, પછી મદાલશાએ પતિવ્રતાનો ધર્મ પાળી સાસુ સસરાની સેવા કીધી.

**( મદાલશા )** **મરાઠી સાખી.**

પાતાળકેતુ ફરે નિરંતર, શત્રુ છે મહા પાપી;
છળ પ્રપંચે છેતરી નાખે, જીવન દોરી કાપી;
વાણી મેં જે ભખી, હૈયામાંહે રાખો લખી. વાણી.

રૂતુધ્વજ કહે હે સ્ત્રિ એ દહિત મારા સામો આવી મને મારે તેમ નથી, પણ પાપી જાત, એટલે તમારૂ કહેવું સત્ય છે. મૃદાલશા કહે સ્વામિ લ્યો આ મારે હાથે મણિ છે તે તમારે હાથે બાંધો. રૂતુધ્વજ કહે લાવો.

**( મૃદાલશા )** **ગતિ.**

મણિ વિખુટો થાશે, આપ હસ્તથી સ્વામિ જો જાણુ;
ચક્ષુ દ્વારે જોતાં, દેહ તજીને તર્ત જાય પ્રાણ.

પાતાળમાં વસતા **અર્જક** નાગના બે પુત્ર **ચંદ્રમણિ** અને **ચુડામણિ** નામના જે સરોવરમાં જળ ક્રીડા કરવા આવ્યા હતાં, ત્યાં મૃગયા કરવા ગએલો રૂતુધ્વજ જળ પીવા ગયો. ઋતુધ્વજને હાથે બાંધેલો મણિ જોઇ બંને દોડતા દોડતા આવ્યા. ઋતુધ્વજ નાગના ડરથી બહાર નિસરી ગયો; નાગપુત્ર બહાર આવી, મનુષ્યના રૂપમાં થયા, અને ઋતુધ્વજને કહેવા લાગ્યા; અરે ભાઇ તું કોણ છું? ભાઇ તારી પાસે આ મણિ છે તે ઉપરથી તુ અમારી મિત્રતાને લાયક છું? ભાઇ તમારી પાસે આ ક્યાંથી આવ્યો? અને તમે કોના પુત્ર છો તે કહો? ઋતુધ્વજે કહ્યું ભાઇ હું અયોદ્ધાના રાજા શત્રુજીતનો પુત્ર ઋતુધ્વજ છું. મેં ઇશ્વર કૃપાએ મારા બાહુબળથી ગાલવનો યજ્ઞ કરાવ્યો. તે પુન્યના પ્રતાપથી તાળકેતુનો નાશ કરી, વિશ્વાવસુ ગાંધર્વની પુત્રિ **મૃદાલશાને** પરણ્યો. તેણે આ મણિ મારે હાથે બાંધ્યો છે. નાગ કહે ભાઇ આ ક્ષણથી તું અમારો પરમમિત્ર થયો. તારે હર હમેશ અહીં હાજર રહેવું, આપણે એકઠા થઇ હાસ્ય વિનોદ કરીશું. અહિં પાતાળકેતુ ઘેર આવ્યો. મૃદાલશાની ખબર પુછી. દાસીએ કહ્યું અરે હાય! એમને તો કોઇ ઉચકીને લઇ ગયું; અને મને પણ માર માર્યો.

**( પાતાળકેતુ )** **રાગ, પાટણના નૃપ નથી તુજ.**

મહાયત્ને મને મળી માનુની; કોણ હરણ કરનાર !
હોય જો શક્ર સુર્ય કે શેષ, ઉડાડુ મારી પગની ઠેષ;
જમિનપરે ઝીકુ ઝાલી કેશ, એહથી લેશ નહિ ડરનાર. મહાયત્ને. ૧
મેળવ્યું મહારી સાથે મન, આપીયુ વરવા માટ વચન;
વહેરીએ વચમાં આણ્યુ વિઘન, અધર્મિ હરણુ કરી મુજ નાર. મહા. ૨
હશે એ રોતી રાત ને દન, અરે એ નહિ ખાતી હોય અન્ન;
ગાળશે મુજ વિયોગે તન, ધર્મથી ધ્યાન મુજ ધરનાર. મહાયત્ને. ૩

**( નારદ )** શત્રુજીતરાય અયોધ્યાભૂપ, ઋતુધ્વજ તન એ કામ સ્વરૂપ;
સંગ્રામે શુર ને ગુણ અનુપ, તેહ તુજ નાર તણો ભરથાર. મહા. ૪

**( દહીત )** શુણી કંપેછે મહારી કાય, ઋતુધ્વજ મુજથી નવ જીતાય;
માર્યો મુજ બંધુ યજ્ઞની માંય, અરે મુજ અંગ થયો અંગાર. મ. ૫
અરે કંઇ કરૂ સાચવી પેર, પછીથી લાવું પ્રેમદા ઘેર;
વાળવું મુજ બંધુનું વહેર, મહિપને મારી નાંખુ ઠાર. મહાયત્ને. ૬

નારદનાં વચન સાંભળી પાતાળકેતુ ભિક્ષુક વેષે અયોધ્યામાં ગયો. ઋતુધ્વજના મહેલ પાસે ભિક્ષાનદેહિ કરી ઉભો રહ્યો. ઘણા દિવસ પ્રયાસ કરતાં એક વખત મહેલની અગાશીમાં મૃદાલશા નજરે પડી; એને દેખતાંજ રીસ ચઢી.

**( દહિત )** **મરાઠી સાખી.**

પ્રૌઢ પ્રપંચથી પેર કરીને, મહિલા પમાડુ મર્ણ;
અમૃત અધિકુ પિવાય નહિ તો, ઢોળી દેવું ધર્ણ;
એ વાત ખરી; મારા મન માંહે ઉતરી. એ વાત.

**ગિતિ.**

નારી મૃત્યુ પામે, શુણી રાયના પ્રાણજ નિકળશે;
સાલ શત્રુનું ટળશે, ભાઇ તણું તો વહેર જરૂર વળશે.

**( કર્તા )** મૃદાલશાના મહેલના સામો દહિત જોગીરૂપ ધરી, જટાધારી, મોટું છત્ર ધરી, ચાર ચિપીઆ અને ચૌદ ચલમો લઇ, ધુણી ધિખાવી બેઠો. ઋતુધ્વજને જતો જોઇ પુછવા લાગ્યો. અરે રાજકુમાર ! આપ પુરૂષ થઇ સ્ત્રિનો વેશ કેમ રાખ્યો છે ? આ મણિ તો સ્ત્રિયોને શોભે, પુરૂષને નહિ. ઋતુધ્વજ કહે મહારાજ આ મણિ મૃદાલશાએ મારે હાથે બાંધ્યો છે, તે એવી શરતે કે આ મણિ મારાથી વિખુટો દેખે તો મૃદાલશા મૃત્યુ પામે. વારતા સાંભળી વેષ બદલી થોડા દહાડા ચર્ચા જોઇ કે ઋતુધ્વજ કયાં જાય છે. ( જોગીને જોઇ, દાસી મૃદાલશા પાસે વખાણ કરવા લાગી. )

**( દાસી ) રાગ. કોઇ ભિક્ષા ફકિરોંકી લાવના.**

બાવા બાવા બાવારે, એની બેઠા દિધંબર બાવા;
જુવો લાગ્યા ગોવિંદ ગુણ ગાવારે. એની.
ધુણી ધિખાવી ધ્યાન ધરે કેવું, મન નથી અન્ન ખાવારે. એની. ૧
છત્ર ધરાયુ શિરે જટા વધારી; તુંબી પાત્ર કર સ્હાવારે. એની. ૨
અવતાર લઇને જાણે આવ્યા પ્રભુજી; સરજ્યા છે પિવા પાવારે. એની. ૩
ગમાર લોકની ગરજ ન રાખે, દેવ સંગાથે જેના દાવારે. એની. ૪
જાણું જરૂર જાળંધર જનમ્યા, પ્રેમથી પાદ પુજાવારે. એની. ૫
( મૃદા ) જોયા જોયા દિગંબર બાવા.
ઢોંગી ફરે છે બહુ ધર્મિને બાને; ધરણિમાં ધુમ મચાવેરે. જોયા. ૬
ન હોય મછંદર ન હોય ગોરખ; આવા બાવા વાવારે. જોયા. ૭
ધ્યાન ધરે ધામ, દામને ચામનું; દારાના દાસજ થાવારે. જોયા. ૮
બાપુ કહે બાઇ ભાઇ ભરમાવી; યુક્તિયે ધન ઓંકાવારે. જોયા. ૯

એક સમયે પાતાળકેતુ પાપી જે સરોવર ઉપર ઋતુધ્વજ ક્રિડા કરવા જતો હતો, તે સરોવર ઉપર બ્રાહ્મણનો વેશ લઇ પોકાર કરવા લાગ્યો. પોકાર સાંળળી ઋતુધ્વજે પુછ્યું; મહારાજ કોણ છો ? અને કેમ નિસાસા નાંખો છો ? બ્રાહ્મણ કહે મહારાજ હું બ્રાહ્મણ છું. વરૂણ લોકમાં રહું છું, અને મારૂં નામ **અતિતેજી** છે. એક બ્રાહ્મણ પુત્રિ સાથે મારા પુત્રનો વિવાહ સંબંધ મેળવ્યો છે. તે પુત્રિને એવું "પણ" છે કે મૃદાલશાહનો મણિ જુવે તોજ પરણે. ભાઇ તે મૃદાલશા ગાંધર્વની દિકરી છે અને અયોધ્યામાં શત્રુજીત રાજાના પુત્ર ઋતુધ્વજ સાથે પરણી છે. તે ઋતુધ્વજ દયાળુ છે, માટે મૃદાલશા પાસેથી મને મણિ અપાવશે. મહારાજ તમે જોયો હોય તો અયોધ્યાનો રસ્તો મને બતાવો ? ઋતુધ્વજ કહે મહારાજ હુંજ તે મૃદાલશાનો સ્વામિ અને આ રહ્યો મણિ મારે હાથે; પણ તે આપતાં વિપરિત થાય ! બ્રાહ્મણ કહે આ શું બોલ્યા મહારાજ; અરે તમે તો ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવાઓ અને આ બ્રાહ્મણનું કાર્ય કરતાં આટલા પાછા કેમ પડો છો ? આપ અહિં ઉભા રહો તો હું સપાટે દેખાડીને પાછો લાવું. ઋતુધ્વજે મણી આપ્યો. બ્રાહ્મણ કહે મહારાજ અહિં બે નાગના પુત્ર આવ્યા હતા તે એમ કહી ગયા છે કે ઋતુધ્વજ આવે તો સંધ્યાકાળ સુધી બેસવા કહેજો અમો આજે એને માટે અનુપમ વસ્તુ લાવવાના છીએ; એમ કહી દહિત પાતાળમાં જઇ નાગને મળ્યો. આજે ઋતુધ્વજે મૃગયા રમવા આવવા ના પાડી છે માટે આવશે નહિ. પાપી શત્રુજીત રાજાની

સભામાં આવી પોકાર કરવા લાગ્યો. ઓ મારા ભાઇરે ! ઓ મારા પરમ-
મિત્રરે ! રાજા વિસ્મય થઇ પુછેછે. છે શું ! ! !

**દહિત—અરે છે શું શું ! ઋતુધ્વજને મગર ગળી ગયો.**

**( કવી )** **મરાઠી સાખી.**

પિતા પડીઓ પૃથ્વિ ઉપર, માથાં કુટે માત;
અરે અચાનક આ! શું સાંભળ્યું, પ્રિય પુત્રની ઘાત;
આવ્યો નારી પાસ, તેને આવ્યો નહિ વિશ્વાસ. આવ્યો.

**( મદાલશા. )** **રાગ; રાજીઓ.**

સાચુ માને કેમ સાધવી; રામ રામ રામા.
સાધવી સાધવી સાધવી. રામ રામ રામા.
કેમ માને મદાલશા માધવી; રામ રામ રામા.
માધવી માધવી માધવી. રામ રામ રામા.
મુને વર્યો જે મહિપતિરે, તેનું, મર્ણુ જો હોયરે;
તર્ત જણાય મુને તાળવે, સત્ય ચઢી જાય સ્હોય રે. રામ રામ રામા.
અવધપુરીના રાજીઆરે, કરે કોટી જેની આશરે;
મણિ બાંધ્યો છે મેં તો હાથમાં, મ્હોત આવે ન પાસરે. રામ રામ રામા.
સરજ્યો નથી કોઇ શ્રૃષ્ટિમાંરે, કરે ગૌર વર્ણુ ઘાતરે;
મણિ આવે જો મારા હાથમાં, તોતો માનું સાચી વાતરે. રામ રામ રામા.

**( દહિત )** ગિતિ.

સાત પતિ હોય પાસે, પાછળી કાપે કરમાં લેઇ કાતુ;
જો ! આ મણિ મુજ પાસે, ફોડય માથુ ને કાઢય હવે રાતુ. ૧

**(કવિ)** તર્ત તાળવું ફાટયું, મદાલશા મુઇ સ્વર્ગ વળી જ્યારે;
સગાં સહોદર આવ્યાં, પાતાળકેતુ પંથ પળ્યો ત્યારે.

મદાલશાના શબને અગ્નિદાહ કરી ઘેર આવી શત્રુજીત રાજા પુત્ર
અને પુત્રવધુ બંનેનો શોક કરવા લાગ્યો. ( ઋતુદ્ધજ ઘેર આવ્યો. )

નગ્ર સકળમાં ક્લેશ છવાયો, પ્રજા કરે છે પોકાર;
વિપરીત જોઇને વિસ્મય પામ્યો, શત્રુજીત કુમાર;
આવ્યો ડગ ભરતો, વિચાર અંતર બહુ કરતો. આવ્યો.

**ઋતુદ્ધજ**—અરે પિતાજી આક્રંદ શા સારૂ કરો છો ? રાજા કહે
ભાઇ, કોઇ બ્રાહ્મણ આવી તારા માઠા સમાચાર આપી ગયો. અરે પ્રભુ
મારો પુત્ર તેં સજીવન કરી મને હર્ષિત કર્યો પણ કામદેવની ભાર્યા સમ-
સ્વરૂપ વાળી મારી સુકુળવધુ મદાલશાનો ડાઘ મહારા હૈયેથી નહિ જાય.
ઋતુદ્ધજ કહે પિતાજી, તમારી કુળવધુ શિસ્થિતિમાંછે? રાજા કહે ભાઇ એ બ્રાહ્મણ

મણિ લાગ્યો હતો તે જોતાંજ મદાલશાના પ્રાણ તાળવું તોડી ચાલી ગયાછે.

( કવિ ) ગિતિ.

રાજા ધરણિ ઢળીઓ, અશ્વ ઉડીને ગયો ઇંદ્ર દ્વારે;
ઉઠયો મુર્છા વળતાં, મદાલશા કહી મુખે પોકારે.

મદાલશાનું મૃત્યુ સાંભળી ઋતુધ્વજ ધરણિમાં ઢળ્યો, અને શુદ્ધિ આવતાં મહેલ તરફ વળ્યો. અરે હે પ્રેમદા ! મને મુકી કયાં ચાલી ગઇ. અરે હે વિશ્વસુધાકુમારી, તારા જેવી પ્રેમદાને આમ ન ધટે. અરે હે દારા આવો દિવસ તેં મને કયાં દેખાડયો.

( ઋતુદ્વજ ) રાગ; મને મુકી ગયો મારો છેલડો જો.

મને મુકી ગઇ તું મૃદાલશા જો;
ખોટી ખોટી છે પ્રેમદાની પ્રિત. રામ રામ; મને.
તેં તો તોડી નાંખી સ્નેહ સાંકળી જો;
કોટી કોટી ઉપાયે કુડી રીત. રામ રામ; મને.
ખોટી પ્રિતિ ખલકમાં, કરીએ કોટી ઉપાયજી;
ઠરવા માટે ઠામ નહિ, સઘળે લાગી લ્હાયજી.
માંહી ભડકા ઉઠે છે ભલા ભોગનાજો;
ધ્યાન માંહે ધુમાડાના ગોટ. રામ રામ; મને.
ધિરજ રહેતી નથી, રહ્યો ધ્રુજતો જો;
ખરી ખરી, ખાંતિલી તારી ખોટય. રામ રામ; મને.

( કર્તા. ) હે મૃદાલશા હે મૃદાલશા કરતો સર્વ વસ્તુને બાઝવા લાગ્યો. ધરની દાસીને પણ મૃદાલશા કહી પોકારવા લાગ્યો.

( કવિ ) ગિતિ.

જડ ચૈતન્ય સર્વેને, મૃદાલશા કહી મળવાને ધાએ;
ભૂત ફરે જેમ ભમતું, ભમતો ફરતો રતુદ્વજ રાએ.

રાજાને અતી ગભરાયો જોઇ સર્વે સગાં આસનાવાસના કરવા લાગ્યાં. પુત્રને પિતા ધિરજ આપે છે, ભાઇ છાંનો રહે ! એક મદાલશા ગઇ તો બીજી આવશે. ઋતુધ્વજ કહે અરે કયાં છે મદાલશા ? તમે મદાલશા ! સર્વને મદાલશા કહેવા લાગ્યો; ત્યારે દાસીએ કહ્યું આમ ગાંડા શુ કાઢોછો; મદાલશા તો મશાણમાં રાખનો ઢગલો થઇ પડી છે. એવા શબ્દો સાંભળી ઋતુધ્વજ ગાંડા માણસની માફક મશાણમાં નાઠો; બળેલી મદાલશાની રાખ સંકોરી ઢગલી વાળી બાથ મારીને બેઠો. અરે રાણી બોલો ! અરે મારા પ્રાણના આધાર બોલો !

**( ઋતુધ્વજ ) રાગ માઢ. લેરામન લીજોરે કલાલ.**

માનિતિ મહેલે ચાલો મારા સમ, હું ગાંડાને પાડો ગમ. માનિતી.
મહિલા મોંઘા થાઓ તો મારા સમ, રસિલી રીસાઓ તો મારા સમ;
હું ઘેલો થયો ગઇ ગમ. માનિતી.
ભષ્મ થયાં શું ભામનિ, જામનિ જોતા વાટ;
સાથે બળતો સુંદરી, ટળતો તન ઉચાટ. માનિતી.
મશાણ વાસ્યુ માનુનિ, મુકી મહેલ સુરંગ;
એકલ શાને આવીઆં, શાણી કરતાં સંગ. માનિતી. ૨
સતિ રતિ સમ રાજવણ, રઢીઆળો હું રાય;
ઘેલાં મુકો ગોરડી, પ્રિતે લાગુ પાય. માનિતી. ૩
કંથો ઝુરે કામના, ઉરે આગ જ્વળાય;
ચંદ્ર વદન નિહાળતાં, શિતળ થાશે કાય. માનિતી. ૪

**કર્તા**—પામરીના પટકામાં રાખોડીની ગાંસડી બાંધી માથે લીધી. ઘડીમાં નિચે ઉતારી હાથ જોડી પ્રદક્ષણા કરે અને ઘડીમાં મુસ્તકે ચઢાવી ફરે. અરે મૃદાલશા મને મુકી તું કયાં ગઇ !

**( ઋતુદ્રજ ) ગરબો; રાગ; નટવર વસંત.**

મુને મુકી મદાલશા તો ચાલી ગઇ;
ચાલી ગઈ, ઘાવ ઘાલી ગઇ. મુને૦
જો હું પહેલાં જાણતો, મિથ્યા માયા રંગ;
સુખ સાથે દુઃખ આવશે, કરત ન નારી સંગ;
સ્વપ્ના સમાન સુખ, રંગ છે પતંગનો;
વિયોગે વિષેશ દુઃખ આલી ગઇ. મુને૦ ૧
સગું નહિ કોઇ કોઇનું, નિત્ય ન રહે આનંદ;
પરથમ પાડે પાશમાં, વિષય તણા જે છંદ;
દાઢયથી દબાણ કરે, લલચાવે લોભમાં,
સાંધે સલુણી સધ્ય સાલી ગઇ. મુને૦ ૨
જુઠું બાસે જક્ત આ, જુઠું જીવન જાણ;
ચર્મ ચક્ષુનો ભાસ તે, જુઠો છે નિર્વાણ;
જુઠાને સત્ય લહ્યું, અજ્ઞાને અંધ થઇ;
જુઠો જરૂર હાથ ઝાલી ગઇ. મુને. ૩

ઋતુદ્રજ મસ્તક ઉપર રાખની ગાંસડી લેઇ જંગલમાં ચાલી નિકળ્યો; અને ગંગા કિનારે મુકામ કરી કરગરવા લાગ્યો; હે મદાલશા ભોજન

ક્યારે આપશો ? જળ ક્યારે આપશો ? અરે સ્વામિને શાન્તિ ક્યારે પમાડશો ! અરે બોલો તો ખરાં ! ( માતા પિતા દોડતાં આવ્યાં. )

(ઋતુધ્વજ) રાગ; આઢ. મૃગ નયનિના ઢોલા.

વિશ્વસુધાની બાળા, બોલો ઘેલી. બોલો વહેલી. બોલોને મારી સાથ;
પ્રિયા અંતર પડદા ખોલો, ખોલો, ખોલોને ઝુરે નાથ.
નાથ ઝુરે થયો ઘાવ ઉરે, લાગ્યું દારાનું દિલમાં દુઃખ;
હાય ઉઠી અલબેલી દેખાડો, મંદ એ મલકાતુ મુખ. વિશ્વસુધાની. ૧
ચંદ્ર બદન મૃગ લોચન લલના, સળ્યાં હુતાશન સંગ;
રીસ કરી રંક મેલ્યો રખડતો. જોયા મેં તારા ઢંગ. વિશ્વસુધાની. ૨
રાય રૂવે જન સર્વે જુવે, માટે મહિલા ઉઘાડોને આંખ;
હાંશી મુકી અલબેલી આ રંકને, ઝિણી નજરેથી ઝાંખ. વિશ્વસુધાની. ૩
ખાવા તું આપે પિવા તું આપે. શયા તુ આપે આપ;
અવરથી ભોગને જો હું ભોગવું, બ્રહ્મ હત્યાદિક પાપ. વિશ્વસુધાની. ૪

( પિતા ) રાગ; લાવણી; હાંહાંરે;

શત્રુજીત કરે પોકાર, લાગ્યો અંગ વિષે અંગાર;
આંખે ચાલી અશ્રુધાર, બાળ બોલો વાણી.

(પુત્ર)ના ના ના ! મહારી મૃદાલશા રાણી.

રાણી એક હજાર, આણી આપું આણી વાર;
તને પરણાવું નિરધાર, લેને જરૂર જાણી. ના ના ના. ૧
લાવું એથી સુંદિર નાર, રૂપે રંભાનો અવતાર;
ઉર અખંડિત હાર, ગુણે ગંભિર શાણી. ના ના ના. ૨
નાગ કન્યા લાવું ક્રોડ, જેમાં ન મળે ખાંપણ ખોડય;
બેટા પુરૂ તારા કોડ, રખે ભરો પાણી. ના ના ના, ૩
લાવું કન્યા એક લક્ષ, દેવ ગાંધર્વને યક્ષ;
નવ કરશો કોઇની પક્ષ, વરજો નાણી નાણી. ના ના ના. ૪

( માતા ) રાગ; મરાઠી સાખી.

નારી મરતાં નર થાય જોગી; કોના ઘરની રીતય;
સ્નેહ સગાનો તજીને બેઠો, આતો વાત વિપરીત;
સુત સમજુ થાઓ, મહિલા મુકી મહેલે જાઓ. સુત.

( પિતા ) ગિતિ.

પરણાવુ સુકન્યા, રાજ્ય આપણું આપું હે વિર;
મુવુ ન જીવે કદીએ, ઘેર પધારો ધારીને ધિર.

( પુત્ર ) રાગ; તાતનો ભરૂંસો નથીરે.

રાજ્યની ઇચ્છા નથીરે, હવે તો મુને રાજ્યની ઇચ્છા નથીરે.
જયદ્રથ જુગતે મારીઓ, જીવાડયો નિજ દાસ;
મદાલશાં જીવાડશે, અલબેલાની આશ. રાજ્યની. ૧
જોગી ભોગી સંગમાં, નિશદિન રહે ઉતપાત;
જોગી જંગલને વિષે, ભોગી ભોવન સાત. રાજ્યની. ૨
મદાલશાના મુખ વિણ, નવ માનું હું નેટ;
જાઓ જનેતા જાણજો, પથ્થર પડીઓ પેટ. રાજ્યની. ૩
તૃષ્ના તંતુ તોડીઓ. આશ ન તેની ઉર;
લુંટયા પાછળ ભય નહિ, આથમતાં ન અસુર. રાજ્યની. ૪

માતા પિતા હારી આશા છોડી ઘેર આવ્યાં. સાંજ સુધી મિત્ર ન આવ્યો ત્યારે ચંદ્ર ચુડામણી બન્ને રાજાના દરબારમાં આવી પુછવા લાગ્યા. હે કૃપાનાથ અમારો મિત્ર કયાં છે ? મિત્રને સંભારતાં રાજા પોકાર કરી રોવા લાગ્યો. નાગ પુત્ર કહે શું કાંઇ વિપરીત છે ? રાજા કહે ભાઇ કોઇ વહેરીએ મણિ લાવી મદાલશાને દેખાડયો કે તેણે તો તર્ત પ્રાણ છોડયા, તેની સાથે પુત્ર પણ જંગલમાં મદાલશાની રાખની સેવના કરે છે. ભાઇ મારો વાળ્યો ન વળ્યો, હવે તમે કંઇ સમજાવી ઘેર લાવો. ખબર થતાં બંને ભાઇ જંગલમાં ગયા અને ઋતુદ્વજને જોતાંજ રોવા લાગ્યા.

( કવિ ) ગિતિ.

એઉ બંધવને દેખી, ધાયો રાજા કરતો કિકિયારી;
અઘોર વનમાં આવ્યા, લાવ્યા રખ્ખે મદાલશા નારી !

( નાગ. ) રાગ; વેળાવળ.

જાયા જતાં જોગ નવ ઘટે, શુણ ચતુર સુજાણ;
રાજ્ય એ રૂડુ ભોગવો, ધારો ધનુષ્યને બાણ. જાયા. ૧
નારી નમે એક નાથને, નરને નારી અનેક;
પ્રિતિથી પરણો પ્રેમદા, કહ્યો શાસ્ત્રમાં લેખ. જાયા. ૨
દુધનો પાક દીઠો નહિ, ઘેલો વખાણે ઘેંશ;
મોડવુ મુકી ખસે નહિ, જેવી આંધળી ભેંસ. જાયા. ૩
કોડે વખાણે એ કુશકા, સ્વાદ લીધો ન શાળ;
સિંહણ સ્વપ્ને ન સાંભળી, આશ આણે શિયાળ. જાયા. ૪
અર્કને અજવાળે અંધ જે, નાણે નક્ષત્ર નાથ;
જેવા ધુમાડાના બાચકા, તેવી રાખની બાથ. જાયા, ૫

અરે ઉઠ ! મિત્ર મૃદાલશાની આશક્તિ છોડ, અને ફરી સંસારમાં ચિત્ત જોડજ ! મૃદાલશા જેવી સેંકડો સ્ત્રિયો આ સંસારમાં નક્ષત્રની માફક ઝગઝગી રહી છે. મૃદાલશા મૃદાલશા શું કરે છે; તને સુંદર નાગકન્યા પરણાવીએ તો મૃદાલશા તે કોણ !

**( ઋતુદ્રજ ) રાગ. મળવા આવીરે ગર્વ ભરેલી ગોરી.**

રે જાઓ જોયારે જાત તમારી જાણી;
વધ્યા આખર વિષની વાણી. રે જાઓ.
નિચ નરોનો સંગ ન કરશો, ગાયુ છે ગિરવાણી;
નિચો આખર નિચુ બોલે, એજ ખરી એંધાણી. રે જાઓ. ૧
પ્રેમ કરી કોઇ અમૃત પાએ, અંતર ઉલટ આણી;
જીભડી દ્વારા ઝેર રૂપથી, પાડે કોઇનો પ્રાણી. રે જાઓ. ૨
છેલ્લે પાટલે જાય ઝુકીને, ખુવે લાભ લે હાની;
ઘણા દિવસની હોય ગોઠડી, તોડી નાંખે તાણી. રે જાઓ. ૩
મન મેળી વન મહેલે મહિલા, મોજ જેહથી માણી;
ફુલી ફરંદો ફક્ત ફેરવે, પેઢી ઉપર પાણી. રે જાઓ. ૪
અર્ક આગીઓ સમાન સમજી, વદને વાત વખાણી;
મૃદાલશામાં મન કેમ પહોચે, રાયઋતુદ્રજ રાણી. રે જાઓ. ૫

**ગિતિ.**

અનંત વર્ષો વિતે, જુગના જુગ તે ઘડતામા જાએ;
હરી હર બ્રહ્મા હારે, મૃદાલશા સમ નાર નહિ થાએ.

મિત્રનું દુઃખ મિત્રોથી સહન થયું નહિ. બન્ને મિત્ર સ્વર્ગ મૃત્યુ પાતાળમાં મૃદાલશાની શોધ કરવા લાગ્યા. હમેશ રાત્રિયે ઘેર આવી અલ્પ નિંદ્રા લેચ્છે, પણ ઇચ્છા પુર્વક ભોજન લેતા નથી તેથી શરીર બન્નેનાં સુકાયાં. શરીરની સ્થિતિ જોઇ પિતાએ પુછ્યું પુત્ર ખાતે પિતે કેમ સુકાઓ છો ? પુત્ર કહે પિતાજી એ કારણ સ્નેહનું છે.

**( નાગપુત્રો. ) મરાઠી સાખી.**

રાય ઋતુદ્રજ મિત્ર અમારો, ગાંધર્વ સુતાનો સ્વામિ;
ભોગી જોગી થઇને ભટકે, નારી મૃત્યુ પામી;
નવ ભાવે અન્ન, મન્ન ગમ્યુ છે જાવા વન્ન. નવ૦

**અર્જકનાગ**—અરે અજ્ઞાન બાળકો મને આજ સુધી વાત કેમ નથી કરી ! ચાલો શંકર પાસે તાંડવ નૃત્ય કરીએ; એ યોગેશ્વરને પ્રસન્ન કરી મૃદાલશાનું સજીવનપણું માગીએ. ( પોતાનો પરીવાર લઇ શંકર પાસે નૃત્ય કર્યો. )

નમુ સકળ જગતના સ્વામિ; નમુ સકળ જગતના સ્વામિ;
સ્વામિ વામી દુઃખ, છો સુખ કરતા, ભય હરતા, ભંડારો ભરતા;
હું શિરનામું બહુનામિ. નમુ૦
દેવ સંકળમાં દિન દયાળુ, દાસને કરૂણા કરો કૃપાળુ;
જગત જુક્તિનુ જીવન જાળુ, ભજે રાત દિવસ ભય પામી. નમુ૦ ૧
આક ધંતુરો વિજયા ભોગી, રૂંઢ રાખ ધારી છે યોગી;
રાત દિવસ રડતા જે રોગી, જાય સકળ વેદના વામી. નમુ૦ ૨
ભોગ વિષે ઉમયા અર્ધાંગે, તપ આચરતાં જટામાં ગંગે;
કામ ભસ્મ કરી રમીઆ સંગે, કયાં કશી વાતમાં ખામી. નમુ૦ ૩

નૃત્ય ગાયનથી પ્રસન્ન થઇ શંકર બોલ્યા; અરે અર્જક, માગ્ય કંઇ ઇચ્છિત વર. અર્જક કહે મહારાજ આપો તો એજ આપો કે વિશ્વસુધા ગાંધર્વની કુંવરી મૃદાલશા મૃત્યુ પામી છે તે સજીવન થાય. શંકર કહે તારી પરોપકાર વૃત્તિથી હું પ્રસન્ન થયો છું; જા મૃદાલશા સજીવન થશે. હું કહું તેમ કરજે ! યમુના તિરે શ્રાદ્ધ કરજે, અને ત્રણ પિંડનું દાન કરજે, વળી દર્ભની સળી લઇ વચમાંનો પિંડ વહેરજે !

પિંડ વહેરતાં પ્રગટે, ત્રણ ફેંણનો ખરો તે *ખગધારી;
વચલી ફેણુ વહેરે, માંહીથી નિકળે મૃદાલશા નારી.

બન્ને પુત્રને ઋતુદ્વજને બોલાવા મોકલી, અર્જક નાગે યમુના કિનારે પિત્રિ શ્રાદ્ધ કર્યું. જવ તલ અને લોટ સહિત ત્રણ પિંડ કરી વચલો વહેરતાંજ ત્રણ ફેણુનો નાગ પ્રગટ થયો, અને એ નાગની વચલી ફેણ વહેરતાં; હે સ્વામિ ! હે નાથ ! કરતી મદાલશા નિકળી. અર્જક કહે દિકરા ગભરાઇશ નહિ. (બધી વાતે વાકેફ કરી પોતાને ઘેર લઇ ગયો.)

( નાગપુત્ર ) ગિતિ.

પિતા અમારા ઝંખે, જાણ્યા જ્યાંથી શોચ કરે મનને;
પ્રિતે થાઓ પરોણા, મને કરીને છોડી ઘો વનને.

( ઋતુદ્વજ ) રાગ; હું મસ્તાની પ્રેમની.

હું વિયોગી નારનો, મારૂ કોણુ બેલીરે;
કોણુ બેલીરે, તન તાલાવેલી રે. હું વિયોગી.
ગતી કરે મેમાનની, ટાળે દીલનુ દુઃખ;
કહો મિત્રો દર્શાવશે, મને મદાલશાનુ મુખ;
સુખ નહિ સંસારમાં, મને ચાલી મેલીરે. હું વિયોગી. ૧

* ખગધારો-નાગ.

સર્વ સગાં સંસારમાં, જ્યાં લગ નૌતમ નાર;
જ્વર અંગે તો જરૂર છે, વસ્તુ માંહિ વિકાર;
અચિંતી તુટી આબલી, વાંસે રોયણુ રેલીરે. હું વિયોગી. ૨
સદા નહિ સંસાર આ, નિત્ય પ્રલય પળ થાય;
કામ લોભને મોહને, અંતે હૈએ હાય;
કદી ન કાંઠો પામશે, મેલ્યો માયાએ ઠેલીરે. હું વિયોગી. ૩
આશા બાંધ્યો આદમી, ભમતો ભૂત સમાન;
મનમાની મહિલા મળે, સુખ સ્વર્ગનું માન;
મુખ દેખાડે મદાલશા, તો તો આનંદ હેલીરે. હું વિયોગી. ૪

માથા ઉપર રાખની ગાંસડી લઇ, હે મદાલશા ! હે મદાલશા કરતો નાગપુત્રોની સાથે નાગલોકમાં આવ્યો, અર્જક કહે અરે પુત્ર આ શુ ગાંડપણુ ! મદાલશા જેવી હજારો સ્ત્રિયો છે; બીજીથી લગ્ન કર ! ઋતુધ્વજ કહે હે મદાલશા ! હે મદાલશા ! શું મદાલશા અહિં આવી છે ? અર્જક કહે જેટલું મદાલશાનું સ્મર્ણ કરે છે એટલું ઇશ્વર સ્મર્ણ કર ! જેથી તારી કાયાનું કલ્યાણ થશે.

**( અર્જક ) રાગ; હરમાં તું દિલ સાથ.**

ભજી લે શ્રી ભગવાન, માન મન ભજી લે શ્રી ભગવાન;
તને હજી ન આવી સાન. માન મન.
બહુ બહુ ભટકયો, લેશ ન અટકયો;
તાણ્યો ગયો વળી તૃષ્ણાને તારે, ઉંચુ જુવે નહિ માયાને મારે;
આંધો ધસ્યો જાય આશાએ અંધો, ધાણીના બેલ સમો કરે ધંધો;
હાય પૈસા હાય પૈસા હાય પૈસા, એક જઇ મારે લે જાન. માન મન. ૧
યોનિ અપારી, પામ્યો ન પારી;
શચિ સમી મળી નૌતમ નારી, ભામનિ ભોગવી તૃપ્તિ ન ધારી;
પશુની યોનીમાં પામ્યો અનેક, સાર અસાર વિચારે ન છેક;
વ્યભિચારે વિનાશ કર્યો, તોપણુ તનમાં તારૂણીનું તાન. માન મન. ૨
ધરપત નાવી, બનીયું જે ભાવી;
બાધાઓ રાખે બાળક માટે, ઝંખે ઘણું જીવ વારે ને ઘારે;
પશુની યોનીમાં પાર ન આવ્યો, હાય ગને કેમ ત્રિકમે તાવ્યો;
પ્રભુ વાંઝીઆ મેણું ટાળ, પામુ પુત્ર પિંડનું દાન. માન મન ૩
સર્વ ધો મેલી, શિખ આ છેલી;
સંગ ન આવે સુત વિત્ત દારા, ભાવે ભજો સૌ સરજનહારા;
ખાલી ખલકનો ખેલ આ ખોટો, પાણી માંહે પેખો પરપોટો;

આનંદનો ઉપાય બીજો નથી, એકજ આતમ જ્ઞાન. માન મન. ૪

**ઋતુદ્ધજ—**અરે મદાલશા મેળવો છો કે જાઉ ! મારે તમારો મિથ્યા ઉપદેશ નથી સાંભળવો. મદાલશા એજ મારો પરમેશ્વર, એજ ઇષ્ટ, એજ જીવન, એજ સર્વ. અર્જક કહે ભોજન તો કરો ! બાળ કહે નહિ ! ભોજન મદાલશા પિરસે તોજ જમું ! અર્જક કહે તમારી સાચી પ્રિતિ હશે તો પેલા ઓરડામાંથી મદાલશા નિકળશે, દ્વાર પાસે જઇ પોકાર કરો !

( ઋતુદ્ધજ બારણા પાસે જઇ પોકારે છે. )

**( ઋતુદ્ધજ ) રાગ; સાંભળુ શા બોલો તમારા રાણી.**

સાંભળો છો શાણી માનિતી રાણી.
પ્રિયા અહિં કયાં પ્રિતે પરણી; ગુમાન છોડી ઘેર ચાલો ગરણી;
તૃપ્તિ કરો તન તપે તરૂણી, પરણી, ગરૂણી તરૂણી. માનિતી. ૧
દ્વાર ઉઘાડો દયાળુ દારા, શબ્દ શુણાવે મુખના તારા;
સધ્ય કરો શાણી સમ છે મારા; દારા; તારા, મારા. માનિતી. ૨

**( કવિ. ) ગિતિ.**

કડડડ થયો કડાકો, ફડાક ફાટી, દ્વાર પડયાં જ્યારે;
મદાલશાને દીઠી, ધિરજ રહી, નહિ ધાયો રાય ત્યારે.

મદાલશા સજીવન થઇ અને નાગલોકમાંથી ઘણા નાગ ઋતુધ્વજને અયોધ્યા સુધી વળાવા આવ્યા.

**મરાઠી સાખી.**

આનંદ વરત્યો નગ્ર સકળમાં, હરખ્યું રાયનું મન્ન;
ભસ્મ દેહીને પામી ભામની, પરણી કરણી ધન્ય;
રાય રાજા થયો, પિતા વનમાં ચાલી ગયો. રાય.

ઋતુદ્ધજને રાજ્ય સોંપી શત્રુજીત રાજા તપ કરવા ગયો. મદાલશા મુઇ સજીવન થઇ તે વાત ત્રિલોકમાં પ્રસરી. આ વાત સાંભળી વિશ્વાવસુ ગાંધર્વ મળવા આવ્યો, પોતાની દીકરીનું પતિવ્રત, અને સત્ય જોઇ સંતોષ પામ્યો. રાજા રાણી આનંદ ભોગવે છે તેવામાં ખબર મળતાં પાતાળકેતુ પાછો આવ્યો અને યોગી વેષે નગરમાં ફરવા લાગ્યો. નાગલોકમાં રહેલો રતુધ્વજ તેની માયા ઓળખી ગયો. એક વખત અભ્યાગત જમવા તેડયા તેમાં તે પાપી આવ્યો અને ઘણું ખાવા લાગ્યો, તે વખત ઋતુધ્વજ ખડગ લેઇને ઉઠયો અને જટા ઝાલી જમિનપર ઝિકયો.

**( ઋતુદ્ધજ ) રાગ. ક્ષત્રિકલંક.**

ઘોર કર્મ કરી ઘણું તું ખાનાર; લ્યા પાપીઆ પંજામાં આવ્યોરે.
કરી કપટ ને મારી મારી નાર. લ્યા પાપીઆ. ૧

મણિ મેળવીને માઠું કર્યું કામ; લ્યા પાપીઆ.
તારા કર્મથી ઠર્યો નહિ ઠામ. લ્યા પાપીઆ. ૨
ધડુ ધાટ તારો ખાઉ નહિ ગમ; લ્યા પાપીઆ.
જા પહોચી વહેલો, વાટ જુએ જમ. લ્યા પાપીઆ. ૩
આ જો અંત આવ્યો, માગ્યું આવ્યું મર્ણ; લ્યા પાપીઆ.
મુખે કરી લેજે, ઇષ્ટ કેરૂ સ્મર્ણ. લ્યા પાપીઆ. ૪
કામી કારમી પડે છે, તારી કાય; લ્યા પાપીઆ.
શુણી શ્રવણેને સર્વે ખુશી થાય. લ્યા પાપીઆ. ૫

( કર્તા ) રાગ; પંડિતકે બચન.

નારદ કહે સાંભળો, ઇંદ્ર પ્રહસ્થના રાય;
મૃત પામી સજીવન મદાલશાની કાય. ૧
વાણીએ વખાણે, વિષ્નું વિરંચી વિધાતા;
ભાનુની મદાલશા, પંચ પુત્રની માતા. ૨
સત્યજીત સત્યકિર્તિ, કરે સત્યનાં કામ;
શત્રુદંત વર્કને અલર્ક; એવાં નામ. ૩
માતા ઉપદેશે સર્વે છોડયો સંસાર;
રાજ્ય અલર્કને સોંપી, ભવનો ઉતાર્યો ભાર. ૪
આ ચરિત્ર અદભૂત, શ્રવણુ કરે કે ગાય;
મળે નારી નૌતમ, આનંદ ઉરમાં થાય. ૫
દુઃખ પામે ન દારા ચાલે ચતુરાની ચાલ;
કહે કૃષ્ન કૃપાએ, સેવક બાપાલાલ. ૬
હોય પ્રિતિ સાચી, પુરે પ્રભુજી કોડ;
સૌ હરીજન બોલો, જય જય શ્રી રણછોડ. ૭
" જગજ્યોતિ " સ્વરૂપ ભગવાનકી જય.

---

**મહંત**—બેટા અમર; મેં તને એકને બદલે અનેક આખ્યાન સંભળાવ્યાં. જેમાં શ્રી વિષ્નુ ભગવાનની અકળ લિલા અને ભક્તવત્સળતા પ્રાધાન્ય છે; હવે તને સમજાયું હશે કે અમર કોણ ? ભાઈ ! અમર એ જગત્તકર્તાનું એક નામ છે, અને અમરને ભજે છે તેજ અમર થાય છે. જેમ કીડો ભમરીને ભજતાં ભ્રમરરૂપ થાય છે; તેમજ વીરા, આ શરીર છે તે એક રથ છે, તેને આત્મા માલિક રૂપે ઇંદ્રિયો રૂપી ઘોડા જોડીને

બુદ્ધિરૂપી સારથીના હાથમાં મનરૂપી લગામ આપી વિષયોરૂપી સડક ઉપર ચલાવે છે; વળી લોભ અને મોહના કાંઠા સહિત મનના સંકલ્પ વિકલ્પ કિનારાની વચમાં વહેતી, તળીએ ઝામેલા ક્રોધરૂપ કાદવની ઉપર વહન કરનારી, કામરૂપ સર્પ અને ઇંદ્રિયોરૂપ મગરને ઉછાળતી, અસત્યરૂપી જળથી ભરપુર અજ્ઞાનરૂપી નદી આ સંસારને કાળરૂપ સમુદ્ર કે જેમાં વર્ષરૂપ વમળ, માસરૂપ લહેરો, રૂતુરૂપ વેગ, પખવાડીઆંરૂપ વેલા, નિમેષરૂપ ફીણ, દિવસ અને રાત્રિરૂપ જળ છે તેમાં ખિંચે છે; અને છેવટ યુગરૂપ ધરામાં નાંખે છે. ધર્મરૂપી બેટમાં રહેનારને સત્યરૂપી કિનારો સેવનારને અને ભક્તિરૂપ શુકાનથી ધ્રુવરૂપી વિષ્નુભગવાનની સમક્ષ નાવ ખેડનારને કોઇ પ્રકારનો ભય નથી. અધમગતીએ પહોચાડનાર પિશાચણોરૂપ નિચ સ્ત્રીઓથી ભરેલા જ્ઞાન નિતિ, ભક્તિ અને સંતોષને હરણુ કરનાર કામથી ભય પામેલા કાળરૂપ અજગર અને ક્રોધ રૂપ સાવજથી રક્ષણ થએલા નિંદા અને ચાડીરૂપ તમરાં અને ઘૂવડથી ઘેરાએલા આશા તૃષ્નારૂપ હાથણીઓથી કચરાએલા સંસારરૂપી વનમાં, કચરા રૂપ અન્નાદીકથી વધેલા શરીરરૂપ ઉકરડાને મહા દુઃખ છે; માટે કાંઇ વિચાર કર !

**અમર**—મહારાજ જ્ઞાની અને અજ્ઞાની સર્વને સમાન ભોગવવું પડે છે, કે કંઇ ફેર ?

**મહંત**—ભાઇ, જ્ઞાની સદા અસંગ છે અને અજ્ઞાની લેપવાન છે. હાથ ચિકાસવાળા થયા હોય તો માટી યા ખારો જોઇએ; જીભ માટે નહિ.

**અમર**—કૃપાસિંધુ મને મહાન પુરૂષોનાં ચરિત્ર સંભળાવીને કૃતાર્થ કર્યો, હજી પણ વિશેષતા સાંભળવાની ઇચ્છા છે; તો આપ છોરૂ ઉપર કૃપા કરશો !

**મહંત**—ભાઇ તારી ઇચ્છા પરમાત્મા પુરી કરશે. હાલ તું જા, તને આજથી સાત માસે સહનનો અને અગિયારમે માસે અતી દુઃખમાં પડેલી ઉલાસનો મેળાપ થશે; જ્યારે બન્નેને લેઇ પાછો ફરે ત્યારે આ અલૌકીક સ્થાનના દર્શનાર્થે આવજે ! હું તને વળી બીજા ભકતોનાં ચરિત્ર સંભળાવીશ.

**અમર**—શું ઉલ્લાસ સંકટમાં પડી છે ! શું સહન સજીવન છે ! અરે મને દેખશે ત્યારે શું કહેશે ! મારે પણ ઋતુદ્રજની પેઠેજ થયું. મહાન પ્રતાપિ, દયાળુ મહંત; હું જવાની આજ્ઞા માગુ છું.

**મહંત**—ભલે ! ભક્તિ, સંતોષ, અને સત્યનો કદી ત્યાગ કરીશ નહિ !

( વાર્તા અપુર્ણ. )

**મન મુરખ કોઇ નથી. રાગ; જે દુઃખ થાય તે થાજો;**

માની માની મૈંતો માની, છેજી દુનિયા દિવાની.
જ્ઞાની ધ્યાની ને પંડિત જોગી; બુદ્ધિ વિનાના બાની. છેજી. ૧
મુવાની પાછળ મોદિક ઉછળે; જીવતાં ન વળગાડે વાની. છેજી. ૨
રામ ભજન જાણી સૌ કોઇ રગડે; અચિંતી થાએ હાની. છેજી. ૩
હોળીના ખેલમાં ઘુમે હોળૈઆ; છળ બતલાવે છાની. છેજી. ૪
લગનની લગનીમાં લટકાળી ઘુમે; રીંછડો બોલ્યો રાની. છેજી. ૫
ઘેલીના ઘુંઘટે ઘર કર્યું ઘેલું; સંતાડે પગની પાની. છેજી. ૬
આબરૂ વાળા તો કરશે અઘટતુ; સારાને ઇજ્જત શાની. છેજી. ૭
બાપુ કહે બહુનામિ ન ભજીઆ; એનીતો અક્કલ આની. છેજી. ૮

**પારકી પીડા શી ! રાગ, મુખડાની માયા લાગીરે.**

પરની પીડાને ટાળોરે, માનીને મારૂ;
પોતીકુ પોતે સંભાળોરે, તો ઘણું સારૂ.
પાણી લેઈ પંથ પળીએ, ગરણું માંડીને ગળીએ;
નદી ગળતાં ચિત્ત ચળીએરે. માનીને. ૧
મેઘ જ્યારે મુકે માઝા, ઘરનાં રક્ષણુ ઝાઝાં;
નભ ઢાંકી ન દે રાજારે. માનીને. ૨
રજ તપે રવી તાપે, ઉપાન સંકટ કાપે;
મેદની કોણુ મઢી આપેરે. માનીને. ૨
બળે પગ નિચે બળતુ, મન તેને નથી કળતુ;
નિંદા કરવા ચિત્ત ચળતુરે. માનીને. ૪
પંડયમાં છે પાપ અતી, વિચાર તેનો ન રતી;
ગાય કરવા પર ગતીરે. માનીને. ૫
પ્રથમ પોતાનું ખોવું, પૃથ્વિમાં પછી જોવું;
મારીને ના પડે રોવુંરે. માનીને. ૬
તુજ બાગ માંહે ટોવું, ઉગે એવું બીજ બોવું;
પરને શાને વગોવુંરે. માનીને. ૭
તનની મોટાઇ તજીએ, બાપુ બહુનામિ ભજીએ;
વેળા સૌતુ સૌ સજીએરે. માનીને. ૮

**હિત કાર્યમાં આળસ ન ધરે. રાગ, રણછોડજીના રૂપમાં મન રંગાયુ.**

હરી કિર્તનમાં આવીઆ; શુ ઉંઘોછો.
પરવારી ઘરનાં કામ, ભજનમાં આવીઆ. શું ઉંઘોછો.

ગર્ભવાસના ગભરાયા; શુ.
આપી છુટયા જમરાજાને જમાન. ભજનમાં; શુ. ૧
કાળ તણા છો કોળીઆ; શુ.
વ્યાધી ઉપાધી આધી તણા ભંડાર. ભજનમાં; શુ. ૨
કુટીલ પડયાછો કેદમાં; શુ
સહન કરોછો માયા કેરો માર. ભજનમાં; શુ. ૩
કાળા હતા તે ધોળા થયા; શુ.
આવી પહોચ્યા મ્હોત તણે દરબાર. ભજનમાં; શુ. ૪
જમડા આવી ઝાલશે; શુ
હિસાબ દેવો દેવ તણે દરબાર. ભજનમાં; શુ. ૫
ચેતી ચત્રુભુજ યાદ કરો; શુ
બાપુ ટાળો જરણુ મરણુ જંજાળ. ભજનમાં. શુ. ૬

## ઢોંગી ભગત વિષે.

ભાઇઓ ઢોંગી ભગત એને ધારીએ, તેને છુટે ઢેખાળેથી મારીએ રે; ભાઇઓ.
જેનું પુન્ય પાપ મનના વિચારીએરે. ભાઇઓ.
જેના કાળજામાં ક્રોધ રહ્યા કાળીઓ, મુખ મોહનને પેટમાંહી પાળીઓ;
ઝેર ઝાઝુંને તાણી પાડે તાળીઓ રે. ભાઇઓ. ૧
દિલ દંભ અને ડોળ કરે દાસના, લોભ મોહ કેરી મટી નહિ વાસના;
ભણે ભામનીને ગિત ગાય રાસનારે. ભાઇઓ. ૨
ખાય ખુંદેને નાચ કરે નાગડા, રૂદે રોષ અતી, રોજ કરે રાગડા;
જાણે કળકળતા મંડી પડયા કાગડારે. ભાઇઓ. ૩
હૈએ ઇર્ષાને હાક હરી નામની, વ્યસન વળગ્યાં ને આશ અતી દામની;
સંગ સ્મરણીને કંઠ વશી કામનીરે. ભાઇઓ. ૪
ચોરી ચાડીમાં ચિત્ત નિત્ય ચહાય છે; કરી નિંદા વિષય ભણી વહાય છે;
જીભ જાુઠને ગોવિંદ ગુણ ગાય છેરે. ભાઇઓ. ૫
કહે કૃષ્ન ને કામ કરે કુડનાં; અન્ન ઍાકેને ભોગ કરે ભુંડના;
ઉગે અર્ક ત્યારે ઘાટ થાય ધુડનારે. ભાઇઓ. ૬
સુખ પરનું દેખંતાં હૈએ હાય છે; મચ્છ દેખીને મુખ પહોળુ થાય છે;
જરૂર જમડાનાં ખાસડાં ખાયછેરે. ભાઇઓ ૭
મહારૂ મહારૂ કરેને મંડે લુંટવા, પડે પાંચ માંહે પંચાત કુટવા;
એતો આબરૂ આવરદા ખુટવારે. ભાઇઓ. ૮
ભેખ દેખીને ભૂલ્યમાં ન ભૂલીએ, દાસ થાતામાં દુઃખ માંહી ડુલીએ;

શાને ફોગટ ફક્કડ થઇ ફુલીએરે. ભાઇઓ. ૯
એવી કુડી કઢંગ જેની ચાલ્ય છે, બોલે બાપુ એમાં તે કશો માલ છે;
કોઇ શુરો હરીનો લાલ છે રે. ભાઇઓ. ૧૦

### બ્રાહ્મણના ભટકારા.
### રાગ; ઉભી રહેને વ્રિજની નારી.

લાડુ તણું આખ્યાન કહું, તે સાંભળો રૂડી પેર;
વ્યાસજીને આ ગામ વિશે થયું, લાડુ સંગાથે વહેર;
લાડુ થયો લાડકવાયો, દીઠામાં તે કાંઇ ન આવ્યો;
દહાડે દહાડે હું સુકાયોજી. ૧
લાડુ અમારો પીર પેગંબર, લાડુ અમારો દેવ;
લાડુ વિના મને ઘડી ન ગોઠે, પડી લાડુની ટેવ;
લાડુ લઠ્ઠ થઇને બેઠો, કોણુ જાણે કયાં જઇને પેઠો;
હવે હરી ઉત્તર હેઠોજી. ૨
ખીચડી ખઉ ત્યારે ગળે ભરાય, ને લાડુ ઉતરે ઘટ;
લાડુ વિના એક દહાડો ન ચાલે, થાય ઘણી ચટપટ;
ત્યારે લાડુ આઘો જાએ, ખાંતિલી તો ખીચડી થાએ;
આવે ભુંડી ભાણા માંહેજી. ૩
રામ ચક્કર જ્યારે ચુલે ચઢે ત્યારે નાંખુ હું મુખ નિશ્વાસ;
કોરૂ કડકડતુ આવે ભાણામાં, ત્યારે પડે પેટ ત્રાસ;
બળ્યા ઝળ્યા બેસીએ સામા, ખાતાં ખુંચે ખુબ ગળામાં;
અમને થાય લાડુના ભામાજી. ૪
હરી તણા જન થયા હઠીલા, તોળે નહિ કાંઇ તોલ;
જોડીદારે જ્યારે ઝાઝુ કહ્યું, ત્યારે કહેવા પડયા બે બોલ;
માટે કહેવું પડયુ અમારે, વિચાર કાંઇ કરવો તમારે;
બાપુ કહે શુ વારે વારેજી. ૫

### ( કવિ ) વ્યસનીને શીખામણ; રાગ; ધિરાની કાફી.

લાલચમાં લપટાયારે, વ્યસને વશ નાંખ્યા કરી;
બંધને બંધાયારે, જીવે પણુ ગયા છે મરી.
દારૂ વ્યસનથી દુરજ રહો, બુદ્ધિહીણુ ન બાળશો *બીચ;
ઉત્તમ થઇને શિદને પીઓ છો, પીએછે વરણો નીચ;
નિશામાં ભુંડુ બોલે રે, મુખથી ન ભજે હરી. લાલચમાં ૧

* બીચ=વચલી અવસ્થા, જુવાની.

ચંડુલ પિને ચોરી કરતા, કરતા ખોટાં કામ;
નાત જાતમાં નબળા કહેવાયા, બોળ્યુ બાપનું નામ;
ચંડુલીઆ ચંડુલ વિનારે, કંઈક ગયા છે મરી. લાલચમાં. ૨
ગાંજો પિએ તેને ગમાર સમજવો, એ પિતા શંકર શિવ;
સમદ્રષ્ટિ દ્રઢ ઇશ્વર ભક્તિ, ભજનમાં રાખે સ્થિર જીવ;
મુરખે લીધો માનીરે, કાયા એની જાશે જરી. લાલચમાં. ૩
અફિણીઆને અફિણ વિના, હાથ પગમાં ન મળે આય;
સવારના પહોરમાં એને સુઝ પડે નહિ, અફિણનો ડચકો ખાય;
ખાઇને કામે બાઝેરે, ઉંઘ આવી લેશે ઘેરી. લાલચમાં. ૪
ભાંગ પીએ તેનું ભાન ઠેકાણે નહિ, લવરી કરેરે લબાડ;
પૈસા બગાડીને પરવશ પડશે, હીકી જશે બધાં હાડ;
ભંગી એ કહેવાશેરે, ભાંગ કેરા સંગે કરી. લાલચમાં. ૫
ખાય પીએ ને સુંઘે તમાકુ, કાઢે ધુમાડાના ગોટા;
સોના રૂપાના હોકા બનાવે, જગમાં કહેવાવાને મોટા;
ધાનના પડે ટોટારે, છોડે નહિ જેને વરી. લાલચમાં. ૬
માઝમ ખાએ મંદમતિ, તેને લાજમ નહિ લગાર;
ખાધાની લાહે ખપ કરે તેનો, ખાઇને થાય ખુવાર;
વિઘ્ન કરે વાટે રે, ઠેકાણે ન બેસે ઠરી. લાલચમાં. ૭
માટી ખાનારો મહાદુઃખ પામશે, સાધક હોય કે સિદ્ધ;
મુવા પછી પણ માઠી દશા છે, કાચે ગર્ધવ કાગડાને ગીધ;
રિબી રિબી મરશેરે, પાપ તણા ભાર ભારી. લાલચમાં. ૮
લુચ્ચા લફંગાને ચોરજ કેફી, લજાવે કુળનું નામ;
કરણી જોઇને કોપે કરૂણાળુ, ફેડે ફરંદાનો ઠામ;
અંત એનો નાવેરે, ચોરાશીને ફેરે ફરી. લાલચમાં. ૯
અવળી બુદ્ધિયે ચાલે અભાગી, સવળુ ન સુઝે લગાર;
બાપુ બોલે બાળ્યુ જીવતર. માયાનો ખાધો માર;
ભાર ગયો ભૂમાંરે, ખોટી શિખ માની ખરી. લાલચમાં. ૧૦

## ઝેરીલાનાં લક્ષણ;

### રાગ; જેને સાહાક શ્રી ગોપાળ.

સામાનું સુખ જોઈ દિલમાં જે દાઝે, એવા અધર્મિથી અવની આ લાજે.
પુત્ર પ્રસવ પાડોશીને થાય; હરખે હિંચોળે હાલરડાં ગાય;
ઇર્ષાવાળો કરે રે હાય હાય. સામાનું. ૧

કર્મે કમાયો કો અઢળક માલ; ફાંકડો ફરતો ફુલાવીને ગાલ;
ખારીલો ખિંચે પેટની ખાલ. સામાનું. ૨
વનિતા ન વેઠે શોકયનું સાલ; કયારે કરૂ જાણે હાલ બે હાલ;
મોત અણી ફેરો મેળવે તાલ. સામાનું. ૩
શોકયનો બાળક દેખી દઝાએ, તેનાથી ભગવાન કેમ ભજાએ;
નવ પેઢી તેની નર્કમાં જાએ. સામાનું. ૪
અપ્પરનાં ગણી અળગાં કરે છે; જીવતા મુવા એતો જગમાં ફરે છે;
એ જનથી ભોમી ભારે મરે છે. સામાનું. ૫
જશ ઘણો કોનો જગમાંહી ઝામે, દેશ વિદેશે કિર્તિને પામે;
દુષ્ટ બળે જેવો દાઝેલો ડામે. સામાનું ૬
ચઢતી કળા દેખી વિશ્વને વિષે, ધર્મહિણો ધુંધવાએલો ધિખે;
જ્વાળામુખી બળે નખ ને શિખે. સામાનું. ૭
ધરતિ ધ્રુજે એને ધારણુ કરતાં, ઠીક કરી કદી ઠામ ન ઠરતા;
દુષ્ટથી દેવ ફરેછે ડરતા. સામાનું. ૮
દુર્યોધને પિડયા પાન્ડવ ભક્ત, એહ થકી ઓળખાયો જગ્ત;
રાજ્ય રોળાયુને રોળાયુ રક્ત. સામાનું. ૯
જાર જુઠને ઝેરથી ડરવું, સાચા ધણી કેરૂ સમરણુ કરવું;
બાપુ બોલે પેટ પાપે ન ભરવું. સામાનું. ૧૦

## અધમનાં લક્ષણ.

### રાગ; ઉપર પ્રમાણે.

નિચો તે નિચાં કારજ કરશે, ક્રોડ કલ્પ લગી ઠામ ન ઠરશે. નિચો.
પરનું રૂડુ દેખી રહે નહિ રાજી; બુદ્ધિ વિચારે બગડવાની બાજી;
પ્રભુમાં પ્રિતિ પરોવે ન પાજી. નિચો. ૧
લંકેશારી નામ લેતાં લજાએ, નારીનું નામ તો નિત્ય ભજાએ;
રામા રીસાણી તેને પડે પાએ. નિચો. ૨
અળખામણી લાગે હરીની સેવા, દારાને માને દેવાધી દેવા;
તુ મારે ગંગા જુમનાં ને રેવા નિચો. ૩
હરીગુણ ગાતાં આળસ આવે, રામ કહી કોઇ રાત જગાવે;
કપાળકુટ મને નહિ ફાવે. નિચો ૪
સ્વપ્ને ન સંભારે કાનડ કાળા, ચિંતવન કરતો ચતુરાના ચાળા;
ચુલામાં ગઇ આ નામની માળા. નિચો. ૫

મોહન કહેતાં મોઢુ ન ફાટે, નિંદાને ચાડીમાં ગર્જે છે ધાંટે;
બોકડો બાઝે વાટે ને ઘાટે. નિચો. ૬
આદરે ત્યારે તો ઉંઘ ઘેરે છે; મહા પ્રયત્ને માળા ફેરે છે;
પણ વિષય પંચ હેણાં હેરે છે. નિચો. ૭
ચિદાનંદ કદી ચિત્ત ન ચહે છે, કયાંરે લખ્યુ કયુ શાસ્ત્ર કહે છે;
વ્યસન વિષ સમ દેહ દહે છે. નિચો. ૮
એવા અધમનાં કાર્ય ન સરશે, ગર્ભમાં અવતરશે ને મરશે;
ચોરાશીના ચાકમાં ફરશે. નિચો. ૯
હૃદયેથી કાંઢી ચઢાવીને રીસ; બાપુ જો બોલ્યો શ્રી જુગદીશ;
રેતી ચરણુની ચઢાવું શીશ. નિચો. ૧૦

## નિચી બોરડી સૌ ઝુડે;

## રાગ; ઉપર પ્રમાણે,

પોચામાં પાટુ સૌકો મારે, બળીઆની બીક નિરંતર ધારે. પોચામાં.
સરળ ઉપર લઇ શસ્ત્રને ઝુઝે, વાંકો થયો તેને દેખીને ધ્રુજે;
બિજના ચંદ્રને સૌ કોઈ પુજે. પોચામાં. ૧
મસ્ત ફરે મનમાં જેમ ફાવે, બકરીની ઇદમાં બળ બતલાવે;
વાઘની ઇદ વિચારે ન આવે. પોચામાં. ૨
પવિત્ર પંચમી કેરો દન, ચિત્રેલા નાગનું કરે પુજન;
સાચાને સાંણુસે મેલે વન. પોચામાં. ૩
માતંગની પેરે માંરગ ચાલે, ફળફુલ પત્ર જોરે કરી ઝાલે;
કુત્રચમાં કદી હાથ ન ઘાલે. પોચામાં, ૪
પટો મળે તો પાડોશીને પિડે, ભૂત થઇને ભલા સંગ ભીડે;
અમલ આગળ હાથ જોડીને હિંડે. પોચામાં. ૫
દારૂના વાઘ દોડાવાને જાય, સાચાને દેખી સંકોચાય;
ઝાડોને પેશાબ સંગાથે થાય. પોચામાં ૬
ભાભી ભણે દુર્બળની દારા, ગ્રહસ્થ તણી સ્ત્રી માતાજી મારાં;
સ્હાય કરે કેમ સરજનહારા. પોચામાં. ૭
અંતરમાં ઇશ્વરથી ડરીએ, બાપુ કહે અહંકાર ન કરીએ;
મ્હોત આવે ત્યારે સૌકો મરીએ. પોચામાં. ૮

## કામીને ચાબકો.

## રાગ, જપતી પ્રિતમની જપમાળ.

શુણજો શુણજો રૂડી શીખ, રે કામી જન શુણજો.

જનમ્યો જન જગમાં કામી, તે કુળની લજ્જા વામી;
ખામી છિપાવે ખરે ખાતરે, ગોરીનો ગામી.
અવતરીઓ ઉંધું કરવા, દેશે નહિ કોઇને ઠરવા;
ફરવા ચોરાશીના ફેરરે, અવતરવા મરવા.
ચમાર ચાહે ચામડુ નર્ક ચહે ચંડાળજી;
પરનારી ચાહે ચિતે, નિશ્ચે તેનો બાળજી.
મળતાં મુખ મલકાયને, ના મળતાંમાં દુઃખજી;
જીવતર ઉઠયુ આગ્યમાં, ધુળ પડી તે મુખજી.
જોતાંમાં જમડા ઝાલે, ધીખાવી નારી આલે;
ઘાલે લોઢાના સળીઆ ધમરે, શુળી સમ સાલે.
પાછળથી મારે પાટુ, ત્યારે તો લાગે ખાટુ;
ચાટુ પડેલી પૃથ્વિ ધુળરે, ફરી નહિ ફાટુ.
મુદગળ મારે મસ્તકે, દેશે ડામ કપાળ;
ધિખાવે જંજીરને પહેરાવે તે કાળ.
ભામનીઓને ભોગવી, કર। જવાળા સ્ત્રિ સંગ;
સુખ સમાણું પામશો, રમો તેહથી રંગ.
જાવાદ્યો જાવા બાવા, ભુલ્યો હું ગોવિંદ ગાવા;
ખાવા ખોટુને માને દુઃખ, જનમ્યો બારે થાવા.
બાપુ બેલી બહુનામી, તે નરમાં નાવે ખામી;
પામી અચળ સુખ થાયરે, સિતાનો સ્વામી.

## સજ્જનને વિષયાંતે પસ્તાવો.

### રાગ, પુમમ ચાંદની ખિલી.

શુણો શામળીઆ હું અપરાધી છું આપનોરે;
નિત્ય જાપ જપુછુ પ્રભુ તમો મેળાપનોરે.
જાપ જપુછુ જાદવા હરદમ હૈયામાંય;
જીભ જપે નિજ નામને, મન ભમે છે કયાંય.
આંખો. બે મારી સારૂ નરતુ સૌ જુવેરે;
પણુ ચિત્ત ચોટે છે, ચમારવૃત્તિ જયાંય. શુણો. ૧
ચમારવૃત્તિ ચામડે, સારૂ નરતુ જોય;
મન મારૂ એમ ભાટકી, ખરા વખતને ખોય;
પણુ ચમારથી હું નિચો, નારાયણુ ઘણોરે;
કાંઇ હક નહિ મારો, એની ઇચ્છા હોય. શુણો. ૨

ઈચ્છા અંતરમાં વશી, ચિત્ત મળવાને ચ્હાય;
જરા વિલંબે જીવડો, આકુળ વ્યાકુળ થાય;
પણ મન દોડે છે, મળ મુત્રાદી કુંડમાંરે;
હરી હુંથી સારો, અંતજ પણ કહેવાય. શુણો ૩

અંતજ અળગો રહે ઘણો, ખપ્પ જેટલી વાત;
પણ હું નિચો નાથજી, ઝંખુ દહાડો રાત;
ચોરાશી કુંડમાં સ્વારથ મારો નવ સર્યોરે;
હવે હાથ ગ્રહીને, ઉગારો જગતાત. શુણો. ૪

બહુ બહુ દરીઆ ડહોળીઆ, લીધા વિધવિધ વેશ,
ધુંચાયો ઘાણી વિષે, કર્યા પારકા કેશ,
મારી મોંઢે તમાચો, લાલ બનાવી ફર્યો સદારે;
જોઇ સાચા સગાને લજવાયો નહીં લેશ. શુણો. ૫

છેલ્લી વિનતી છોરૂની, અંતર લેજો આપ;
કૃપા થાય જો કૃષ્નજી, ટળે તાપ સંતાપ.
બાપુ ભૂલ્યે ચુક્યે ભટકાયો, વિષ વિષય વિષેરે;
છેક પાપ છુટવા જપુ તમારો જાપ. શુણો. ૬

## બધુ જુઠુ–સબ ફના.

### રાગ; રૂડા દીસોછો રાજેશ્વર.

જુઠી જુઠી બાજી, જીવડા જગની જાણુનેરે. જુઠી જુઠી.

માત તાતની માયા જુઠી, સગાં સહોદર જાએ રૂઠી;
અવળા થાએ ઉઠી નજરે નાણુનેરે. જુઠી જૂઠી. ૧

છેક રહ્યો શુ છતમાં છાકી, ચક્રપાણીની ફરતી ચાકી;
કાળ રહ્યો છે તાકી, બાહુ બાણુનેરે. જુઠી જૂઠી. ૨

ગગન થકી જળ ગોટો છુટયો, પાણીમાં પરપોટો ફુટયો;
તનનો દોરો ટુટયો, મનવા માણુનેરે. જુઠી જૂઠી. ૩

દોષ ભર્યા દુર્ગંધીવાળા, અંગ ઢાંકવા ચર્મજ આળાં;
નર્ક તણાં નવ નાળાં, નર્કની ખાણુનેરે. જુઠી જૂઠી. ૪

ફક્કડ થઇને ફોગટ ફુલ્યો, દુઃખ તણા દરીઆમાં ડુલ્યો;
ભાન વગરના ભુલ્યો, સારંગપાણુનેરે. જુઠી જૂઠી. ૫

પ્રિત કરી પ્રિતમની સાચી; રાગ કરી રહે અંતર રાચી;
નૃસિંહ આગળ નાચી લેને લ્હાણુનેરે. જુઠી જૂઠી. ૬

ઇચ્છે તો કર પ્રભુની આશા, તે વિણુ જગમાં તેલ તમાશા;
બાપુ દાસનો_દાસા પ્રભુ પિછાણુનેરે. જુઠી જૂઠી. ૭

### છ છ મ છે. મ્હોત.

મુંઢ મનવા જાણે છે મરવું નથીજો;
શું ! ! પિંપરના પત્રને ખરવું નથીજો. મુંઢ.
અતી હોંષે ઓરાડી મંગળ ઘાટડીજો;
ત્યાંતો તાણીને બાંધે તારી ઠાઠડીજો. મુંઢ. ૧
ભાત્ય ભાત્યનાં વાજીંત્ર રૂડાં વાગીઆંજો;
આવી આંગણામાં કુટશે અભાગીઆંજો. મુંઢ. ૨
મુંઢ મુકયાતા ચોરીના માણીઆજો;
કરી કિકીઆરી કુટશે કાણીઆજો. મુંઢ. ૩
તારે આંગણે રોપ્યો તો સ્થંભ માણુકોજો;
કુટે કન્યા તે કર લઇ પહાણુકોજો. મુંઢ ૪
ગળી ગોળનું વારીને ઘણું ગાજીઆજો;
મળી માનુંની ગાય રૂડા રાજીઆજો. મુંઢ. ૫
ધામધુમથી લગન કર્યું કારમુંજો;
બાર દિવસે બોલાય ત્હારૂ બારમુંજો. મુંઢ. ૬
તારે માથે તો મ્હોત તણો મારછે જો;
હરીજનને સેવ્યાથી સદા સારછે જો. મુંઢ. ૭
કાંઇક કચરાયા કાળ તણા કુટીઆજો;
ખરે બાપુ તે ખલકમાં ખુટીઆજો. મુંઢ. ૮

### થાળ.

### રાગ; પુનમ ચાંદની.

જમો જમો જમાડુ, લાલ ગોવરધન ધારીરે;
મહારૂ મન હરખાયુ, દેખી દેવ મોરારીરે.
જમતાં દેખુ જાદવા, જાણું જન્મ પ્રમાણુ;
દેહ ધર્યો પણ દાસછુ વહાલાનો વેચાણુ;
અવયવો અંગના, આપ તણે આધીન છે રે;
છો રૂપ અનુપ, ને ઉત્તમ ગુણની ખાણ. ગોવરધન૦ ૧
હું શું અરપુ આપને, આપ તણું અરપેલ;
હું જાણું હું અરપુછું, તે સૌ ફોગટ ફેલ;
આંખે જે દેખું, તે ઉપજાવેલું આપનું રે;
મહારૂ હું માનું, બુદ્ધિ વગરનો બેલ. ગોવરધન૦ ૨

તોપણ પિરસુ પ્રિતથી, પ્રેમ તણાં પકવાન;
સામગ્રિ સૌ સ્નેહની, શાક પાક પાન ખાન;
વળી દાળ ભાત ને ભજીઆં, ભુધર ભાવનાંરે;
તે મંધ્યે ત્રિકમ તુલશી કેરૂ પાન. ગોવરધન૦ ૩
આરોગો આનંદથી, કુંવર નંદના કાહાન;
જમી ઉઠી લ્યો લાલજી, લવિંગ સોપારી પાન;
શુદ્ધ ગંગાજળનું આચ્છમન, હરજી લિજીએરે;
વળી દાસને દીજે, ચરણાંમ્રતનું પાન. ગોવરધન૦ ૪
સેજ બિછાવી શામળા, સ્વલ્પ કરો આરામ;
શ્રમ શામળીઆ બહુ પડયો, મન નવ લેશો સ્યામ;
આ તન તકીઓ, મનની ગાદી ગાલમશુરીઆંરે;
બાપુ નવ દેશો, બાનાને બદનામ. ગોવરધન૦ ૫

## આરતિ.

હરી હરી જોજોરે, શામળિયારાયની આરતીરે.
વૈકુંઠેથી ફરતી ફરતી, બ્રહ્મલોકમાં આવીજો;
બ્રહ્મા વિષ્નું મહાદેવે, તેને મોતીડે વધાવીરે. જોજો૦ ૧
બ્રહ્મ સદનથી ઉતરી આરતિ, મનને વેગે નાસે જો;
તેત્રિસ કોટી દેવ પુજીને, આવી છે કૈલાશેરે. જોજો૦ ૨
ઉમિયા હરજી ગણ કિંકરજી, સૌને કર્યો સતકારજો;
શક્તિ મંડળ સૌ ફરી ચાલી, શેષ તણે દરબારરે. જોજો૦ ૩
નાગકુળ નક્ષત્ર પુજીને, ગ્રહ પુજી પરવારી જો;
નેમી પ્રેમી ભક્ત જનોએ, આરતિ ઉરમાં ધારીરે. જોજો૦ ૪
શિખે સાંભળે કરે આરતિ, તેનાં પુરણ ભાગ્ય જો;
પ્રભુ પ્રસાદી બાપુ કહે, એ હોલવે હૈયાની આગ્યરે. જોજો૦ ૫

---

જય "શ્રી જગજ્યોતિ" જય.

